ॐ अर्हं

# श्रीजीवसमास अर्थसहित

આચાર્યભટ્ટારક શ્રીમદ્વિજયનેમિસૂરીશ્વરપ્રશિષ્ય સાહિત્યપ્રેમી શાસનરસિક મુનિમહારાજ
શ્રીવલ્લભવિજયજીના સદુપદેશથી


પ્રકાશકઃ-[મારવાડ] મરૂધર અન્તર્ગત સુદ્યારાનિવાસી કામદાર જ્ઞાતીય દશાઓસવાલ શાહ મૂલચન્દજી
(રૂપચન્દજીની વિધવા શ્રી ચતુરાબેન તથા વીરચન્દજી સાદાજીની)
આર્થિક સહાયથી પ્રકાશિત કર્યું છે.

સાધુ સાધ્વીને ભેટ

વિક્રમ સવત ૧૯૯૫ ઈ. સન. ૧૯૩૯ પ્રત ૫૦૦ વીર સંવત ૨૪૬૫

મૂલ્ય પઠનપાઠન જ્ઞાનાભ્યાસ

# પ્રસ્તાવના.

આ જીવસમાસ નામના ગ્રંથનો ભાવાર્થ તપોગચ્છાધિરાજ શાસનસમ્રાટ્ સર્વશાસ્ત્ર વિશારદ તીર્થોદ્ધારક સર્વ તન્ત્ર સ્વતન્ત્ર આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરના શિષ્ય જૈનાચાર્ય શ્રીમદ્ વિજયવિજ્ઞાનસૂરીશ્વરના શિષ્ય સાહિત્યપ્રેમી શાસન રસિક મુનિમહારાજ શ્રીમદ્ वल्लभविजयजी મહારાજના સદુપદેશથી લખ્યો છે. વાંચનારે અવશ્ય ધ્યાનમાં રાખવા યોગ્ય બાબત એ છે કે- આ ગ્રંથનો અર્થ વૃત્તિનો અક્ષરશઃ અર્થ નથી, પરન્તુ કેવળ સ્વતન્ત્ર અર્થ છે, જેથી વૃત્તિમાંનો કોઈ ભાવાર્થ હોય ને કોઈ ન પણ હોય. વૃત્તિના ભાવાર્થવાળો અર્થ આ ગ્રંથમાં ક્વચિત્ કોઈ કોઇ ગાથાનોજ હશે, અને તેવો કેટલોક અર્થ ઉત્તરવિભાગમાં છે, જેથી એકંદર દૃષ્ટિએ આ ગ્રંથનો અર્થ વૃત્તિનો અર્થ છે એમ નથી, તોપણ ગાથામાં કહેલી વસ્તુનો ભાવ પ્રાયઃ સ્પષ્ટ કરેલ છે. અને પ્રસંગાનુસાર અન્ય વિષયોના પ્રક્ષેપપૂર્વક વિસ્તાર પણ કરેલ છે. આ ગ્રંથ પહેલાં છપાયેલ કર્મપ્રકૃતિનો અર્થ જેમ એક જૂદો સંક્ષિપ્તાર્થ છે, તેમ આ પણ એક જૂદોજ સંક્ષિપ્તાર્થ છે.

આ ગ્રંથમાં ૧૪ ગુણસ્થાનોને ૧૪ જીવસમાસ એ નામ આપીને ગુણસ્થાનને જીવભેદ તરીકે ગણેલ છે. ક્વચિત્ ૧૪ ગુણસ્થાન ને ૧૪ જીવભેદ એ બન્નેને પણ ૧૪ જીવસમાસ તરીકે ગણેલ છે. એ રીતે ચૌદ પ્રકારનો જીવસમાસ ને ધર્માસ્તિકાયાદિ પાંચ પ્રકારનો અજીવસમાસ એ બે સમાસને સત્પદ પ્રરૂપણાદિ આઠ અનુયોગમાં ઉતારેલ છે, જેથી આ ગ્રંથમાં મુખ્ય વિષય સત્પદાદિ આઠ અનુયોગમાં ૧૪ જીવભેદ (૧૪ ગુણસ્થાનનો) ને પાંચ અજીવનો છે.

આ ગ્રંથનું નામ જો કે जीवाजीवसमास છે તોપણ અજીવપ્રરૂપણા અતિ અલ્પ ને જીવપ્રરૂપણા અતિ વિસ્તૃત હોવાથી આ ગ્રંથનુ जीवसमास નામ આપેલ છે, અને પ્રચલિત પણ એજ નામ છે.

પુનઃ શુદ્ધિની બાબતમાં વિશેષતા એ છે કે-કર્મગ્રંથના વિષયના અભ્યાસી માસ્તર હીરાચંદ દેવચંદ, કે જેઓએ પ્રથમ છપાયેલ કર્મપ્રકૃતિનો સંક્ષિપ્તાર્થ શુદ્ધ તપાસ્યો હતો, તેઓએજ આ ગ્રંથનાં સર્વ પ્રુફો તપાસ્યાં છે જેથી કેવળ વાક્ય વા અક્ષરની શુદ્ધિની દૃષ્ટિએ પણ ઠીક રીતે લક્ષ્ય અપાયેલ છે, અને તેથી પ્રથમ છપાયેલ કર્મપ્રકૃતિ સંક્ષિપ્તાર્થવત્ આ ગ્રંથનો સંક્ષિપ્તાર્થ પણ વિશેષ શુદ્ધ થયેલ છે. એ પ્રમાણે આ ગ્રંથમાં શુદ્ધિની બાબતમાં બેતું લક્ષ્ય હોવા છતાં પણ મતિદોષ વિગેરે કારણથી કોઇ ભાવાર્થની અશુદ્ધી રહેવા પામી હોય તો સજ્જનો સુધારીને વાંચશે એવી મારી સવિનય નમ્ર પ્રાર્થના છે, અને તેવી ભાવાર્થઅશુદ્ધિ માટે હું મિથ્યાદુષ્કૃત ચાહું છું.

સૂચના-આ ગ્રંથમાં કોઇ સ્થાને મિથ્યાત્વનું અન્તર સિદ્ધાન્તમતે ૧૩૨ સાગરો૦ લખાયું છે તે સ્થાને સિદ્ધાન્તમતે ૬૬ સાગરો૦ વાંચવું ઉચિત લાગે છે.

લી. શ્રીયુત્ માસ્તર **ચંદુલાલ નાનચંદ** સિનોર નિવાસી.

# વિષયાનુક્રમ

( જીવસમાસ અજીવસમાસનો )



**इति जीवसमास.**

श्री जिनेन्द्राय नमः

# अथ जीवसमास संक्षिप्तार्थ

॥ जैनाचार्य श्रीमद् विजयनेमिसूरीश्वरप्रशिष्य श्रीवल्लभविजयजी सदुपदेशतः ॥

अर्थ लखनार–पंडित चंदुलाल नानचंद–सिनोर

---

अवतरण:—શ્રી વલ્લભી વાચનાના પરંપરાગત અર્થને અનુસારે શ્રી પૂર્વાચાર્યે રચેલ આ જીવસમાસ ગ્રંથમાં અભિધેય આદિ અનુબંધને પ્રતિપાદન કરનારી આ પ્રથમ ગાથા ૨૪ જિનેશ્વરને નમસ્કારરૂપ મંગલાચરણ પૂર્વક કહેવાય છે.

**दस चोद्दस य जिणवरे चोद्दसगुणजाणए नमंसित्ता। चोद्दस जीवसमासे समासओऽणुक्कमिस्सामि ॥१॥**

गाथार्थः—દશ અને ચૌદ એટલે ચોવીસ જિનેશ્વરો કે જેઓ ચૌદ ગુણના (૧૪ ગુણસ્થાનના) જાણનાર છે તેઓને નમસ્કાર

કરીને સંક્ષેપથી ચૌદ જીવસમાસ [૧૪ ગુણસ્થાનરૂપ ચૌદ જીવસમાસ] કહીશ. [અર્થાત્ ૧૪ ગુણસ્થાનોનું સ્વરૂપ આ ગ્રંથમાં ૧૪ જીવભેદ તરીકે ગણીને વર્ણવીશ].

**ભાવાર્થઃ**—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ કે ૧ મિથ્યાત્વ ગુણસ્થાન, ૨ સાસ્વાદન, ૩ મિશ્ર, ૪ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, ૫ દેશવિરતિ ૬ સર્વવિરતિ વા પ્રમત્ત, ૭ અપ્રમત્ત, ૮ અપૂર્વકરણ અથવા નિવૃત્તિકરણ, ૯ અનિવૃત્તિકરણ, ૧૦ સૂક્ષ્મસંપરાય, ૧૧ ઉપશાન્તમોહ ૧૨ ક્ષીણમોહ, ૧૩ સયોગીકેવલી ૧૪ અયોગીકેવલી એ ૧૪ ગુણસ્થાન છે, અથવા એ ૧૪ જીવસમાસ છે. અહિં जीव=સર્વ જીવોનો समास=સંક્ષેપ-સંગ્રહ એ ૧૪ ગુણસ્થાનમાં હોવાથી ૧૪ ગુણ૦નું નામ અહિં ૧૪ જીવસમાસ કહેલ છે ॥૧॥

**અવતરણઃ**—એ ૧૪ જીવસમાસો (ગુણસ્થાનો) કઈ કઇ રીતે વિશેષથી જાણી-સમજી શકાય છે? તે જાણવાના ઉપાયરૂપ દ્વારો આ ગાથામાં કહેવાય છે—

**निक्खेवनिरुत्तीहिं छहि अट्ठहि याणुओगदारेहिं। गइयाइमग्गणाहि य जीवसमासाऽणुगंतव्वा ॥२॥**

**ગાથાર્થઃ**—નિક્ષેપ, નિરુક્તિ, ૬ અનુયોગદ્વાર અને ૮ અનુયોગદ્વારો વડે તેમજ ગતિ આદિ ૧૪ માર્ગણાદ્વારો વડે એ ૧૪ જીવસમાસો-ગુણસ્થાનો જાણવા યોગ્ય છે. ॥૨॥

**ભાવાર્થઃ**—નામ સ્થાપના આદિ ૪ નિક્ષેપથી ૧૪ ગુણસ્થાનો જાણવા યોગ્ય છે, તથા ૪થી ગાથામાં કહેવાતા કિં આદિ ૬ અનુયોગદ્વારો વડે તેમજ ૫ મી ગાથામાં કહેવાતા સત્પદ પ્રરૂપણા આદિ ૮ અનુયોગદ્વારો વડે તથા ૬ઠ્ઠી ગાથામાં કહેવાતા ગતિ

૧ એમાં મંગલ અને અભિધેયાનુબંધ સ્પષ્ટ છે, શેષ સંબંધ અને પ્રયોજન એ બે અનુબંધ અસ્પષ્ટ છે તે સ્વતઃ વિચારવા.

ઈન્દ્રિય આદિ ૧૪ માર્ગણાઓ વડે પણ એ ૧૪ જીવસમાસો જાણવા યોગ્ય છે. એ ૩૦ દ્વારોવડે ૧૪ ગુણસ્થાનોનું સ્વરૂપ કહેવાશે–એ આ ગ્રંથનો મુખ્ય અભિધેય–વિષય છે ॥૨॥

**अवतरणः**—બીજી ગાથામાં ૧૪ જીવસમાસને નિક્ષેપદ્વારા જાણવા કહ્યું તે ચાર પ્રકારના નિક્ષેપ આ ગાથામાં કહેવાય છે—

**नामं ठवणा दव्वे भावे य चउव्विहो य निक्खेवो। कत्थइ य पुण बहुविहो तयासयं पप्प कायव्वो ॥३॥**

**गाथार्थः**—નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ એ ચાર પ્રકારના નિક્ષેપ છે. વળી કોઈક વસ્તુ સમજવામાં ઘણા પ્રકારના નિક્ષેપાનો પણ ઉપયોગ તે વસ્તુના આશ્રયોને આશ્રયી કરવા યોગ્ય હોય છે ॥૩॥

**भावार्थः**—નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ એ ૪ પ્રકારના નિક્ષેપ હોય છે. ત્યાં અહિં જીવસમાસ એ શબ્દમાં જીવ વસ્તુના ૪ નિક્ષેપ વિચારવાના છે, તે આ પ્રમાણે–કોઇ સચિત્ત અચિત્ત વસ્તુનું "જીવ" એવું નામ પાડીએ તે નામજીવ, ચિત્રાદિમાં આલેખેલા જીવના આકાર તે સ્થાપનાજીવ, અસત્કલ્પનાએ જ્ઞાનાદિ ગુણ રહિત જીવ વસ્તુ માત્ર તે દ્રવ્યજીવ, અથવા જ્ઞાનાદિકમાં ઉપયોગ વિનાનો જીવ તે દ્રવ્યજીવ, અને ઔદયિકાદિ પાંચ ભાવ યુક્ત જ્ઞાનાદિ ગુણના ઉપયોગવાળો જીવ તે ભાવજીવ. એ રીતે ૪ નિક્ષેપ કહ્યા, પરન્તુ નિક્ષેપા ચાર જ છે એમ નથી. જે વસ્તુના જે જે ક્ષેત્રકાળ આદિ આશ્રયો છે તે આશ્રયોને આશ્રયી અનેક નિક્ષેપા પણ હોય છે. જેથી કહ્યું છે કે–"જે વસ્તુમાં જેટલા નિક્ષેપ જાણી શકાય તેટલા કરવા, અને જો ઘણા ન જાણી શકાય તો એ ૪ નિક્ષેપ તો અવશ્ય કરવા–વિચારવા જ. પુનઃ નિક્ષેપા ઘણા પ્રકારના છે તે આ પ્રમાણે–જેમ કે -અવધિજ્ઞાનમાં નામ–સ્થાપના–દ્રવ્ય–ભવ–ભાવ–ક્ષેત્ર અને કાળ એ ૭ નિક્ષેપા થાય છે. તથા લોકમાં નામ, સ્થાપના, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ, ભાવ અને પર્યાય એ ૮ નિક્ષેપા થાય છે, તથા નામ સ્થાપના દ્રવ્ય ઓઘ ભવ તદ્ભવ ભોગ સંયમ જશ અને કીર્તિ એ ૧૦ નિક્ષેપ

[1]જીવિતના થાય છે. ઇત્યાદિ રીતે કોઈ કોઇ વસ્તુમાં ૪ થી અધિક નિક્ષેપા પણ થાય છે.

તથા જેનાવડે નિશ્ચયથી અર્થ કહેવાય તે निरुक्ति, [ निः=નિશ્ચયથી उक्ति=કથન-વચન તે નિરૂક્તિ ] અર્થાત્ શબ્દની વ્યુત્પત્તિ (ધાતુસિદ્ધ અર્થ) તે નિરુક્તિ આ પ્રમાણે-जीवति=જીવે છે, जीविष्यति=જીવશે, અને जीवितवान् જીવ્યો તે जीव એ જીવ શબ્દની નિરુક્તિ છે. એ રીતે ચાર નિક્ષેપવડે તેમજ નિરૂક્તિવડે જીવસમાસ જાણવા યોગ્ય છે. ॥૩॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં जीव શબ્દના નિક્ષેપ અને નિરૂક્તિ કહીને હવે આ ગાથામાં किं આદિ ૬ અનુયોગદ્વાર કહે છે—

**किं कस्स केण कत्थ व केवचिरं कइविहो उ भावो त्ति। छहिं अणुओगदारेहिं सव्वभावाऽणुगंतव्वा ॥४॥**

**गाथार्थः**—किं-कस्य-केन-कुत्र-कियच्चिरं-कतिविधभावः એ ૬ પ્રશ્નરૂપ ૬ અનુયોગદ્વારો વડે જીવ અજીવ આદિ સર્વ ભાવો જાણવા યોગ્ય છે ॥૪॥

**भवार्थः**—જીવ આદિ કોઇપણ પદાર્થ સમજવાને આ કિં આદિ ૬ પ્રશ્ન પ્રકાર પણ ઉપયોગી છે. તે આ રીતે किं जीवः?= જીવ શું વસ્તુ છે? એ પ્રશ્નનો ઉત્તર-ઔદયિકાદિ ભાવ યુક્ત સચેતન દ્રવ્ય તે જીવ. તથા कस्य जीवः?=જીવ કોનો છે? (અર્થાત્ જીવનો સ્વામી કોણ છે?)ઉત્તર-જીવનો કોઈ સ્વામી નથી, પરન્તુ પોતેજ પોતાનો સ્વામી છે. અથવા. कस्य जीवः?=જીવ કોનો સ્વામી છે? એ બીજો પશ્ન વિચારિએ તો ઉત્તર એ છે કે-જીવ પોતાના સ્વરૂપનો (જીવસ્વરૂપ-જ્ઞાનદર્શનાદિ ગુણનો)જ સ્વામી તાત્ત્વિક

[1] એ અવધિજ્ઞાનાદિકના ૭-૮-૧૦ નિક્ષેપ શ્રી આવશ્યકજી આદિ ગ્રંથોથી જાણવા. તેમજ નિક્ષેપા એથી પણ ઘણા હોય છે.

રીતે છે, પરંન્તુ ધન કંચન ઈત્યાદિ બાહ્ય પદાર્થોનો સ્વામી નથી. तथा केन जीवः ?=જીવ કયા કયા કારણો વડે (સાધનોથી) બનેલો છે? અર્થાત જીવ શેનો બનેલો છે ? અથવા શી રીતે બન્યો છે ? એ પ્રશ્નનો ઉત્તર-જીવ કોઈપણ કારણ સામગ્રીઓ મળીને બનેલો નથી, પરંન્તુ દ્રવ્યથી નિત્ય છે, અને કોઈ એનો કર્તા પણ નથી, જેથી જીવ એ સ્વતંત્ર પદાર્થ છે. અથવા અનાદિ અનંત સ્વયંસિદ્ધ પદાર્થ છે. तथा कुत्र जीवः ? જીવ કયાં રહેલો છે ? ઉત્તર એક જીવની અપેક્ષાએ જીવ ત્વચાના પર્યન્તસુધી શરીરમાં સર્વત્ર વ્યાપ્ત છે. અને અનેક જીવની અપેક્ષાએ જીવાસ્તિકાય લોકાકાશમાં છે. અથવા વિવક્ષિત એક જીવ પણ લોકાકાશમાંજ છે. तथा कियच्चिरं जीवः-જીવ કેટલાકાળ સુધી રહેવાનો ? ઉત્તર-દ્રવ્યથી અનાદિ અનંત કાળપર્યન્ત નિત્ય હોવાથી સર્વકાળ રહેવાનો છે, પરન્તુ જીવ મટીને કોઈ કાળે પણ અજીવ બનશે નહિં, તેમજ જીવનો અભાવ પણ થશે નહિં. तथा कतिविधमात्रो जीवः ?= જીવ કેટલા ભાવવાળો છે ? અર્થાત્ જીવ કેવા સ્વરૂપવાળો છે ? ઉત્તર-ઔદયિકાદિ ૬ પ્રકારનો છે.(૬ સ્વરૂપવાળો છે). અથવા ગાથામાં कइविहो उ भावो=કેટલા પ્રકારના ભાવવાળો કયો જીવ છે ? એમ વિશેષભેદે અર્થ કરીએ તો એ પ્રશ્નનો ઉત્તર-ક્ષાયિક પારિણામિક એ [1]બે ભાવ સિદ્ધને છે, ઔદયિક ક્ષયો૫૦ પારિ૦ એ ત્રણ ભાવ એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિય સુધીના જીવોને છે. અને મનુષ્ય વિના પંચેન્દ્રિયને પણ છે, ચોથો ઉપશમ ભાવ અને પાંચમો ક્ષાયિક ભાવ કેટલાક પંચેન્દ્રિયોને હોય છે, અને મનુષ્યોને તો એ પાંચે ભાવ હોય છે. છઠ્ઠો સાન્નિપાતિક ભાવ સિદ્ધ આદિ સર્વને યથાસંભવ હોય છે. એ રીતે કિં આદિ ૬ પ્રશ્નરૂપ ૬ અનુયોગદ્વારો વડે જીવ પદાર્થ સમજાવ્યો. ॥૪॥

---

૧ અહિં બે ત્રણ વા ચાર ભાવ કહેવાય તે સંયોગી ભંગ તરીકે નહિં પરંતુ વ્યક્તિગત એકેક ભાવની પ્રાપ્તિ સમજાવવા માટે છે. સંયોગી ભંગ તરીકે તો છઠ્ઠો ભાવ જૂદો કહેલો છે જ.

अवतरण—જીવ પદાર્થને સમજવાયોગ્ય ૬ અનુયોગદ્વારો કહીને હવે આ ગાથામાં ૮ અનુયોગદ્વાર કહે છે કે જે જીવ પદાર્થ સમજવામાં એ ૮ પ્રકાર પણ ઉપયોગી છે.

**संतपयपरूवणया दव्वपमाणं च खित्तफुसणा य । कालंतरं च भावो अप्पाबहुयं च दाराइं ॥५॥**

गाथार्थः—સત્પદપ્રરૂપણા-દ્રવ્ય પ્રમાણ-ક્ષેત્ર-સ્પર્શના -કાળ-ભાવ-અને અલ્પબહુત્વ એ આઠ અનુયોગદ્વારો પણ જીવ પદાર્થ સમજવામાં ઉપયોગી છે ॥૫॥

भावार्थः—એ આઠ અનુયોગદ્વારનો સંક્ષિપ્ત અર્થ કહેવાય છે, અને વિસ્તારથી એ ૮ દ્વારોની પ્રાપ્તિ તો ગ્રંથકર્તા પોતેજ આગળ કહેશે.

૧ सतपद प्ररूपणा—જીવ આદિ પદાર્થ સત્=વિદ્યમાન છે કે? અસત્=અવિદ્યમાન છે? તેની સિદ્ધિ કરવી, અને તે સિદ્ધ કરીને જીવ પદાર્થ કઇ માર્ગણામાં પ્રાપ્ત છે? તે દર્શાવવું, જેમ જીવ એક પદ હોવાથી સત્ છે, અને તે મિથ્યાદૃષ્ટિ આદિ સ્વરૂપે નરકગતિ આદિ માર્ગણામાં વિદ્યમાન છે.

૨ द्रव्यप्रमाण-જીવ કેટલા છે? અથવા નરગતિ આદિ કઇ માર્ગણામાં કેટલા જીવ છે તેનો વિચાર.

૩ क्षेत्र-એક જીવ વા કયો જીવ? અને ઘણા જીવ કેટલા ક્ષેત્રમાં વ્યાપ્ત છે? (અવગાહના કેટલી?) તેનો વિચાર.

૪ स्पर्शना-કયો એકજીવ વા ઘણા જીવને કેટલા ક્ષેત્રની સ્પર્શના છે? (અવગાહના અને તે ઉપરાન્ત આસપાસનું ક્ષેત્ર જે સ્પૃષ્ટ હોય તે સર્વ મળી સ્પર્શના કહેવાય. જેથી અવગાહનાની અપેક્ષાએ સ્પર્શના અધિકજ હોય છે. જેમ એક પરમાણુની અવગાહના એક આકાશપ્રદેશ, અને સ્પર્શના ૭ આકાશપ્રદેશ. એ રીતે અવગાહનાથી સ્પર્શના ભિન્ન છે.

**५ काल**–કયા જીવનો કેટલો કાળ ? એમાં આયુષ્યાદિનો સમાવેશ થાય છે.

**६ अन्तर**–વિવક્ષિત અવસ્થાવાળો જીવ એ અવસ્થારહિત થઇને બીજી અવસ્થાવાળો થઇ પુનઃ તેજ અવસ્થા કેટલા કાળે પામે ? તે. જેમ નારક જીવ નરકમાંથી નીકળીને પુનઃ નારક કેટલા કાળને આંતરે થાય ? તે જ્ઞાન આ દ્વારથી થાય છે. આ દ્વાર પછી કયા જીવો કયા જીવોથી કેટલામા ભાગે છે ? એ પ્રશ્નવાળું માગદ્વાર કોઈ કારણે અહિં કહ્યું નથી અથવા અલ્પબહુત્વ દ્વારમાં એનો અંતર્ભાવ થઇ શકે છે એ કારણથી પણ ન કહ્યું હોય તે સંભવિત છે.

**७ भाव**—ઔદયિકાદિ ૫ ભાવોમાં કયો જીવ કયા ભાવમાં વર્તે છે ? તે.

**८ अल्पबहुत्व**–ગત્યાદિ માર્ગણાઓમાં કઇ માર્ગણાવાળા જીવ કઇ માર્ગણાવાળા જીવથી અલ્પ છે વા અધિક છે ? તે. એ આઠ દ્વારોનો વિસ્તાર ગ્રંથકાર સ્વતઃ કહેશે. ।।૫।।

**अवतरण**—પુનઃ જીવ પદાર્થ સમજવામાં ૧૪ માર્ગણા દ્વારો પણ ઉપયોગી છે તે ૧૪ માર્ગણાઓનાં મૂળનામ(મૂળમાર્ગણાઓ) આ ગાથામાં કહે છે–

**गइ इंदिए य काए,जोए वेए कसाय नाणे अ। संजम दंसण लेसा भव सम्मे सन्नि आहारे ।।६।।**

**गाथार्थः**—૪ ગતિ–૫ ઇન્દ્રિય(૫ જાતિ)–૬ કાય–૩ વા ૧૫ યોગ–૩ વેદ–૪ વા–૧૬ કષાય–૮ જ્ઞાન–૭ સંયમ–૪ દર્શન–૬ લેશ્યા–૨ ભવ્ય–૬ સમ્યકત્વ–૨ સંજ્ઞી–૨ આહારી એ ૧૪ માર્ગણાઓમાં મિથ્યાદૃષ્ટિ આદિ ૧૪ જીવસમાસ સમજવા યોગ્ય છે.।।૬।।

**भावार्थः**—ગાથાર્થવત્ સુગમ છે ।।૬।।.

**अवतरण**—ચાલુ ગ્રંથમાં જીવસમાસ ૧૪નું વર્ણન કરવા કહ્યું તો ચૌદનોજ અંક નિયત કેમ કર્યો? જીવના ભેદ ૧૪થી ઓછા વત્તા પણ છે? કે જેથી ૧૪ નોજ અંક નિયત કરવાની જરૂર પડી એ શંકાના સમાધાન રૂપે આ ગાથા કહેવાય છે—

**आहारभव्व जोगाइए हिं एगुत्तरा बहू भेया । एत्तो उ चउदसण्हं, इहाणुगमणं करिस्सामि ॥७॥**

**गाथार्थ:**—આહારી ભવ્ય અને યોગ ઇત્યાદિ માર્ગણાઓથી વિચારતાં જીવ એક બે આદિ એકેકાધિક વૃદ્ધિએ ઘણા પ્રકારના છે તે કારણથીજ અહિં ચૌદ જ જીવ ભેદોનું અનુગમન-અનુસરણ કરીશ (અર્થાત્ અનેક ભેદમાંથી ૧૪ જીવભેદ ગ્રહણ કરીશ) ॥૭॥

**भावार्थः**—ચેતના લક્ષણવડે જીવ એક પ્રકારના છે, એ એક પ્રકાર આ ગાથામાં દર્શાવ્યો નથી તેનું કારણ કે એ એક પ્રકાર તો સ્વાભાવ સિદ્ધજ છે. તથા આહારી માર્ગણાએ વિચારતાં કેટલાક જીવ આહારી અને કેટલાક જીવ અનાહારી પણ છે માટે જીવ સમાસ એ રીતે બે પ્રકારનો પણ છે. તેમજ ભવ્ય માર્ગણાએ વિચારતાં ભવ્ય અભવ્ય નોભવ્ય નોઅભવ્ય એમ ત્રણ પ્રકારનો સમાસ છે. એ રીતે યોગ માર્ગણાએ વિચારતાં મનયોગી વચનયોગી કાયયોગી અને અયોગી એમ ૪ પ્રકારનો જીવ સમાસ છે. ચાર કષાયને અકષાય ભેદે જીવ સમાસ ૫ પ્રકારનો પણ છે, તથા મિથ્યાત્વાદિ સમ્યક્ત્વ માર્ગણા વડે જીવ સમાસ ૬ પ્રકારનો છે, તથા ૬ લેશ્યા ૧ અલેશ્યા વિચારતાં લેશ્યા માર્ગણાએ જીવ સમાસ ૭ પ્રકારનો છે. તથા સમુદ્‌ઘાત ભેદે વિચારતાં ૭ સમુદ્‌ઘાત ૧ અસમુદ્‌ઘાત મળી ૮ પ્રકારનો જીવ સમાસ છે. એ રીતે ૯-૧૦-૧૧-૧૨ ઈત્યાદિ એકેક વૃદ્ધિવાળા અનેક જીવ સમાસ છે. તે સર્વમાંથી આ ગ્રંથમાં ૧૪ ગુણસ્થાન ભેદે ૧૪ પ્રકારનો જીવસમાસ કહેવાનો છે ॥૭॥

**अवतरण**—આ ગ્રંથમાં જે ૧૪ જીવ સમાસ ગુણભેદે કહ્યા તેનાં નામ (૧૪ જીવ સમાસ) આ ગાથામાં સ્પષ્ટ દર્શાવે છે—

**मिच्छा[१]ऽऽसायण[२] मिस्सा[३] अविरय[४]सम्मा य देस[५]विरया य। विरया पमत्त[६] इयरे[७] अपुव्व[८] अणियट्टि[९] सुहुमा[१०] य॥**
**उवसंत[११] खीण[१२]मोहा सजोगि[१३]केवलिजिणो अजोगी[१४] य। चोद्दस जीवसमासा कमेण एएऽणुगंतव्वा॥९॥**

**गाथार्थः**—૧ મિથ્યાત્વ–૨ આસાદન(સાસ્વાદન)–૩ મિશ્ર–૪ અવિરતિસમ્યગ્દૃષ્ટિ–૫ દેશવિરત–સર્વવિરતો ૬ પ્રમત્ત અને ૭ અપ્રમત્ત બે પ્રકારના–૮ અપૂર્વકરણ–૯ અનિવૃત્તિકરણ–૧૦ સૂક્ષ્મસંપરાય–૧૧ ઉપશાન્તમોહ–૧૨ ક્ષીણમોહ–૧૩ સયોગીકેવલી જિન–૧૪ અયોગીકેવલી જિન એ અનુક્રમે ૧૪ જીવ સમાસ (ગુણસ્થાન) જાણવા ॥૮–૯॥

**भावार्थः**—એ ૧૪ જીવ સમાસનો સંક્ષિપ્ત અર્થ

૧ मिथ्यादृष्टि—ખાધેલા ધંતુરાવાળા પુરૂષને જેમ શ્વેત વસ્તુ પણ પીળી દેખાય તેની માફક મિથ્યાત્વમોહનીયના ઉદયથી સર્વજ્ઞભાષિત સત્ય વસ્તુતત્ત્વો પણ વિપરીત ભાસે, એવી વિપરીત બુદ્ધિવાળો તે મિથ્યાદૃષ્ટિ જીવ કહેવાય. સર્વજ્ઞનાં સર્વ વચનોની શ્રદ્ધા હોવા છતાં એક વચન પણ અશ્રદ્ધાવાળું જો જીવને હોય તો પણ મિથ્યાદૃષ્ટિ જ કહેવાય.

૨ आसादन–आय=ઉપશમ સમ્ય૦નો લાભ તેને सादनं=હણે–ગુમાવે તે [ आयसादनમાંથી य નો લોપ થતાં आसादन શબ્દ થયો છે. ] અર્થાત્ ઉપશમ સમ્યક્ત્વનો અન્તર્મુ૦ કાળ સમાપ્ત થવાને જઘન્યથી ૧ સમય અને ઉત્કૃષ્ટથી ૬ આવલિકા બાકી રહ્યો હોય તે વખતે आसादन=અનંતાનુબંધિનો ઉદય થવાથી તે અનંતા૦ કષાયના ઉદયથી મલિન થયેલું ઉપશમ સમ્યક્ત્વ જ આસાદન અથવા સાસ્વાદન કહેવાય છે, અને એ પ્રમાણે હોવાથી એ એક સમયથી ૬ આવલિકા સુધીનો કાળ તે ઉપશમ સમ્યક્ત્વનો પતનકાળ ગણાય. અહિંથી પછીને તરત મિથ્યાત્વ અવશ્ય પામે છે, માટે ઉપશમ સમ્ય૦થી પડેલો જીવ જ્યાં સુધી મિથ્યાત્વે પહોંચ્યો

નથી ત્યાં સુધીનો એ વચગાળાના કાળમાં જીવ સાસ્વાદન સમ્યગ્દષ્ટિ ગણાય છે,

૩ મિશ્રદષ્ટિ—સમ્યગ્ અને મિથ્યા એ બન્ને દષ્ટિઓ ભેગી થાય ત્યારે જીવ મિશ્રદષ્ટિ ગણાય છે. અહિં તાત્પર્ય એ છે કે—ઉપશમ સમ્યગ્દષ્ટિ જીવ સમ્ય૦ પ્રાપ્તિના પ્રથમ સમયથીજ મિથ્યાત્વ મોહનીય કર્મના ૩ પુંજ કરે છે (ત્રણ વિભાગવાળું કરે છે). તેમાં જેટલા પુદ્ગલો મિથ્યાત્વભાવથી સર્વથા રહિત થાય તેટલા પુદ્ગલો ૧ શુદ્ધપુંજ, તથા કેટલાક પુદ્ગલોમાંથી સર્વથા મિથ્યાત્વભાવ ન જતાં અલ્પાંશે ગયો હોય. અને તેથી મિથ્યાસ્વરૂપે ઉદય આવવા અસમર્થ હોય તેવા પુદ્ગલોનો સમૂહ ૨ મિશ્રપુંજ (અર્ધ શુદ્ધપુંજ), અને શેષ પુદ્ગલો મિથ્યાત્વ ભાવવાળાંજ રહ્યાં છે તે ૩ મિથ્યાત્વપુંજ (અશુદ્ધપુંજ). એમાં જે શુદ્ધપુંજ તે सम्यक्त्वमोहनीय, અર્ધ શુદ્ધપુંજ તે मिश्रमोहनीय, અને અશુદ્ધપુંજ તે मिथ्यात्त्वमोहनीय. જીવ ઉપશમ સમ્યક્ત્વમાં એ ત્રણ પુંજ તૈયાર કરીને પતિત થઈ શુદ્ધપુંજનો ઉદય કરે તો ક્ષયોપશમ સમ્યગ્દષ્ટિ કહેવાય. અર્ધશુદ્ધનો ઉદય કરે તો મિશ્રદષ્ટિ કહેવાય, મિથ્યાત્વરૂપ અશુદ્ધપુંજનો ઉદય કરે તો મિથ્યાદષ્ટિ કહેવાય. અને ઉપ૦સમ્ય૦માં રહીનેજ અનંતા૦ કષાયનો ઉદય કરે તો સાસ્વાદન સમ્યગ્દષ્ટિ ગણાય. એ રીતે મિશ્રપુંજના ઉદયથી જીવ મિશ્રદષ્ટિ કહેવાય છે. એ દષ્ટિવાળા જીવને સર્વજ્ઞોક્ત તત્વો પ્રત્યે ન શ્રદ્ધા કે ન અશ્રદ્ધા હોય, એવી સ્થિતિમાં જીવ અન્તર્મું૦થી વધારે ટકતો નથી, અન્તર્મું૦ બાદ તરત શ્રદ્ધાવાળો કે અશ્રદ્ધાવાળો અવશ્ય થાય જ તેથી મિશ્રદષ્ટિ પૂર્ણ થતાં ક્ષયોપશમ સમ્યગ્દષ્ટિ થાય અથવા તો મિથ્યાદષ્ટિ થાય (પરન્તુ સાસ્વાદની ન થાય). આ ગુણસ્થાનવાળાની દષ્ટિ વર્ણસંકર દષ્ટિ ગણાય. જેમ ઘોડીને ગર્દભના વિજાતીય સંયોગથી વર્ણસંકર જાતિવાળું ખચ્ચર ઉત્પન્ન થાય છે, અથવા ગોળ દહિંના મિશ્રણથી કોઈ નવીન જાતનો ત્રીજોજ રસ થાય છે તેમ આ ગુણસ્થાનવાળાની પણ એવીજ વર્ણસંકર વા વિલક્ષણ દષ્ટિ હોય છે.

૪ અવિરત સમ્યગ્દૃષ્ટિ–જેને વિરતિ ( વ્રત પ્રત્યાખ્યાન ) નથી, પરન્તુ સમ્યગ્દૃષ્ટિ છે તે જીવ અવિરત સમ્યગ્દૃષ્ટિ કહેવાય. ઉપ૦ વા ક્ષયોપ૦ વા ક્ષાયિક સમ્યકત્વવંત જીવ વિરતિ ધર્મને મુક્તિનું કારણ માને છે, પરન્તુ અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની કષાયોના ઉદયથી વિરતિ અંગીકાર કરવાને ઉત્સાહવાળો થતો નથી. જો વિરતિ ધર્મને મુક્તિમાર્ગ તરીકે ન માને તો તેવા જીવમાં સમ્યકત્વનો અભાવ જ જાણવો.

૫ દેશવિરત–સર્વ સાવદ્ય યોગોમાંથી અમુક અમુક સાવદ્યયોગનો અમુક અમુક શરતે ત્યાગ કરે કે જેથી ગૃહસ્થ ધર્મનો પણ નિભાવ થઇ શકે એવો અલ્પ ત્યાગવાળો જીવ દેશવિરત કહેવાય. આ જીવ સ્થુલથી ( બાદર ) હિંસાનો ત્યાગ, સ્થુલથી અસત્યનો ત્યાગ, સ્થુલથી ચોરીનો ત્યાગ, સ્થુલ બ્રહ્મચર્ય અને સ્થુલથી પરિગ્રહત્યાગ કરી શકે છે, જેથી પાંચ અણુવ્રત અથવા પાંચમાંનું પણ એકાદિ અણુવ્રત સ્વીકારી શકે છે, પરન્તુ હિંસાદિકનો સર્વથા ત્યાગ કરી શકતો નથી. તેનું કારણ અપ્રત્યાખ્યાની કષાયોદય નષ્ટ થયો છે તેથી અવ્રતપણું ગયું, પરન્તુ હજી સર્વવ્રતનો રોધક પ્રત્યાખ્યાની કષાય ઉદયમાં વર્તે છે, જેથી હિંસાદિકનો સંપૂર્ણ ત્યાગ કરવા સમર્થ થતો નથી તો પણ સર્વવિરતિ સ્વીકારવાની મનોભાવના તીવ્ર હોઈ શકે છે. જે જીવને સર્વવિરતિની આકાંક્ષા નથી તે જીવને દેશવિરતિ પણ નથી એમ જાણવું.

૬ પ્રમત્ત સર્વવિરત–સર્વસાવદ્યયોગથી સર્વથા નિવૃત્ત થાય તે સર્વવિરત જીવ કહેવાય. પરન્તુ વિષય કષાયાદિ પ્રમાદમાં વર્તતા હોય છે તેથી પ્રમત્ત કહેવાય. પરન્તુ પ્રત્યાખ્યાની કષાયનો ઉદય નષ્ટ થવાથી સર્વસાવદ્યયોગની વિરતિ પ્રાપ્ત થઈ છે, પરન્તુ સંજ્વલનકષાયોનો ઉદય કાયમ હોવાથી ઇન્દ્રિયાનુકૂળ વિષયોની પ્રાપ્તિથી સરાગી હોય છે, અને તે વિષયોમાં ઉપયોગવાળા પણ હોય છે, માટે એવા જીવો પ્રમત્ત સર્વવિરત કહેવાય. આ પ્રમાદ અન્તર્મુ૦ સુધી રહે છે. તે ઉપરાન્ત અવશ્ય અપ્રમાદ દશા આવે છે. જો

અન્તર્મુ૦થી અધિક પ્રમાદ રહે તો એ જીવ નીચેના દેશવિરતાદિ ગુણ૦માં ઉતરી જાય છે. આ ગુણસ્થાનવાળા જીવો સાધુ ગણાય છે. આ ગુણ૦ સુધી જીવોને આવશ્યકાદિ બાહ્ય અનુષ્ઠાનો અવશ્ય કરણીય છે.

૭ अप्रमत्त सर्वविरत–આ ગુણસ્થાનવાળા જીવો સર્વવિરતિવંત અને અપ્રમાદી હોય છે. જો કે સંજ્વલન કષાયના ઉદયથી ઇન્દ્રિયાનુકૂળ વિષયાદિ પ્રત્યે સરાગી છે. તોપણ તે વિષયાદિકમાં વ્યક્ત ઉપયોગવાળા નથી. અન્તર્મુ૦ સુધી આત્મસ્વરૂપની રમણતાવાળા ધ્યાનસ્થ હોય છે. આ ગુણ૦માં પ્રતિક્રમણાદિ બાહ્ય ક્રિયાઓ નથી, કારણ કે આં ગુણસ્થાન આત્મધ્યાનમય હોવાથી પ્રતિક્રમણાદિ બાહ્ય ક્રિયાઓથી પ્રાપ્ત કરવા યોગ્ય ફળ એમાં વિદ્યમાન જ છે. આવશ્યક આદિ બાહ્ય અનુષ્ઠાનો જીવને અપ્રમાદી બનાવવાને અને આત્મધ્યાનમાં રમણતા કરાવવાને છે તે બન્ને વસ્તુઓ અહિં વિદ્યમાન છે. શ્રેણિમાં આરોહ–ચઢવા માટે પણ આ ગુણસ્થાનનીજ વિશુદ્ધિ ઉપયોગી છે, કારણ કે ચારિત્ર મોહનીયને ઉપશમાવવાનાં અને ક્ષય કરવાનાં યથાપ્રવૃત્તકરણો અહિં કર્યા પછી જ ઉપશમશ્રેણિ વા ક્ષપકશ્રેણિનો પ્રારંભ કરી શકે છે. આ ગુણસ્થાન પણ અન્તર્મુ૦થી અધિક ટકતું નથી, અન્તર્મુ૦બાદ પ્રમત્તે આવે, અને શ્રેણિએ ચઢવું હોય તો આઠમા અપૂર્વકરણ ગુણસ્થાને જાય. એ પ્રકારનો આ સાતમો જીવસમાસ (જીવભેદ–ગુણભેદ) કહ્યો,

૮ अपूर्वकरण–अपूर्व એટલે પૂર્વે નહિં પ્રવર્તેલાં એવાં સ્થિતિઘાત–રસઘાત–ગુણશ્રેણિ–ગુણસંક્રમ–અભિનવ સ્થિતિબંધ એ પાંચ करण=પરિણામ વા ક્રિયાઓ જેમાં પ્રારંભાય છે તે. ત્યાં કર્મની મોટી સ્થિતિને અપવર્તના કરણવડે અલ્પ કરવી તે स्थितिघात, કર્મના ઘણા રસને અપવર્તનાકરણવડે અલ્પ કરવો તે रसघात, એ સ્થિતિઘાત અને રસઘાતવાળા કર્મપુદ્ગલોને ઉપરની સ્થિતિમાંથી ઉતારી ઉદયસમયથી અન્તર્મુ૦ જેટલી સ્થિતિમાં શીઘ્ર ક્ષય કરવાને પ્રતિસમય અસંખ્યગુણ અસંખ્યગુણ પ્રક્ષેપવા તે गुणश्रेणि,

બંધાતી પ્રકૃતિઓમાં નહિ બંધાતી અશુભ પ્રકૃતિનો પ્રતિસમય અસંખ્યગુણ અસંખ્યગુણ સંક્રમ કરવો (પુદ્ગલો પ્રક્ષેપવા) તે ગુણસંક્રમ. પૂર્વે બંધાતી સ્થિતિથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ હીન સ્થિતિ બાંધવી તે अभिनव स्थितिबंध. જે અન્તર્મું૦ અન્તર્મું૦ને અન્તરે ન્યૂન ન્યૂન બંધાય છે તે. એ રીતે એ પાંચ અપૂર્વકરણોવાળું અપૂર્વકરણ ઉપશમ શ્રેણિવંતને પણ હોય છે અને ક્ષપકશ્રેણિવંતને પણ હોય છે તેથી ઉપશામકઅપૂર્વકરણ અને ક્ષપકઅપૂર્વકરણ એમ બે ભેદે છે. એ આઠમો જીવસમાસ.

૯ अनिवृत्ति करण–અહિં निवृत्ति એટલે વ્યાવૃત્તિ–તફાવત–વિલક્ષણતા. તે જેમાં નથી તે અનિવૃત્તિ, અર્થાત્ આ ગુણસ્થાનના પ્રથમ સમયમાં જેટલા જીવો સાથે દાખલ થયા હોય તે સર્વ જીવોના અધ્યવસાયોમાં કોઈ પણ ફેરફાર–તફાવત–ભિન્નતા વિલક્ષણતા રૂપ વ્યાવૃત્તિ–નિવૃત્તિ હોતી નથી, પરન્તુ સર્વ જીવોના અધ્યવસાયો એક સરખા તુલ્ય હોય છે. તેમજ બીજા સમયનો અધ્યવસાય જો કે પ્રથમ સમયાધ્યવસાયથી અનંતગુણ વિશુદ્ધ છે, પરન્તુ બીજા સમયમાં વર્તતા સર્વ જીવોના અધ્યવસાયો તો એક સરખા સમાનજ હોય છે, એ રીતે અનિવૃત્તિના અન્તર્મું૦ના જેટલા સમયો છે તેટલા સમયો સ્વસ્વગત જીવોના અધ્યવસાયની વિલક્ષણતા રૂપ નિવૃત્તિ રહિત હોવાથી આ ગુણસ્થાનનું નામ અનિવૃત્તિ કરણ છે. અપૂર્વ કરણમાં પ્રારંભાયલા સ્થિતિઘાતાદિ પાંચે પદાર્થો અહિં પણ પ્રવર્તે છે. પુનઃ આ ગુણસ્થાન સુધી બાદર સંપરાયનો–કષાયનો ઉદય જીવને હોય છે તેથી પર્યન્તોદયની મુખ્યતાએ આ ગુણસ્થાનનું–જીવસમાસનું "અનિવૃત્તિ બાદર સંપરાય" એવું પણ નામ છે. આ ગુણસ્થાન પણ ઉપશામક અને ક્ષપક ભેદે બે પ્રકારનું છે. પૂર્વોક્ત અપૂર્વકરણમાં કોઇ પ્રકૃતિ ઉપશમતી કે ક્ષય પામતી નથી પરન્તુ શ્રેણિ સંબંધિ કર્મપ્રકૃતિઓનો ઉપશમ વા ક્ષય આ ગુણસ્થાનથીજ શરૂ થાય છે, જેથી ઉપશમશ્રેણિવાળો જીવ આ ગુણસ્થાનમાં ચારિત્રમોહનીયની ૨૧ પ્રકૃતિઓમાંથી સંજ્વલનલોભ સિવાયની ૨૦ પ્રકૃતિઓને ઉપશાન્ત કરે છે [સં૦લોભ ૧૦મે ઉપશાન્ત થશે], અને ક્ષપકશ્રેણિવંત જીવ એ ૨૦ મોહનીય ઉપરાન્ત સ્ત્યાનર્ધિત્રિક–નરક ૨–તિર્યંચ ૨–૪ કુજાતિ–આતપ–ઉદ્યોત–સૂક્ષ્મ–સ્થા૦–સાધારણ

૧૬ પ્રકૃતિઓ સહિત ૩૬ પ્રકૃતિનો ક્ષય કરે છે. એ નવમો જીવસમાસ કહ્યો.

૧૦ સૂક્ષ્મ સંપરાય-સૂક્ષ્મ એટલે કિટ્ટિરૂપ થયેલો સંપરાય=કષાય જ્યાં ઉદયમાં વર્તતો હોય તે સૂ૦સંપરાય. નવમા ગુણ૦ સુધી બાદર કષાયનો ઉદય હતો, અને આ ગુણસ્થાને હવે સૂ૦ કષાયનો ઉદય છે, અને ૧૧ મું ગુણસ્થાન કષાયોદય રહિત કહેવાશે. આ ગુણ૦માં પણ ક્ષપક સં૦લોભનો ક્ષય કરે છે, અને ઉપશામકો સં૦લોભને ઉપશાન્ત કરે છે માટે ક્ષપકને ઉપશામક એમ બે પ્રકારનું છે. લોભની સૂક્ષ્મ કિટ્ટિઓ તો નવમા અનિ૦ગુણ૦માંજ પર્યન્તે તૈયાર થાય છે, અને તે સૂ૦ લોભકિટ્ટિઓનો ઉદય અહિંજ હોય છે. એ રીતે આ ૧૦મો જીવસમાસ જાણવો.

૧૧ ઉપશાન્તમોહ-જે ગુણસ્થાનમાં મોહનીય કર્મની સર્વ પ્રકૃતિઓ (૨૮ પ્રકૃતિઓ) ઉપશાન્ત વર્તે છે, કોઈ નો પણ ઉદય નથી તે આ ઉપશાન્તમોહ ગુણ૦ કહેવાય. ઉપશાન્ત કષાયોનો બંધ-સંક્રમ-ઉદીરણા વિગેરે આઠ કરણમાંનું એકે કરણ પ્રવર્તતું હોય નહિં, તેમજ ઉપશાન્ત કર્મનો ઉદય પણ ન હોય, પરન્તુ એ બંધાદિ ૯ ને અયોગ્ય એવી સત્તા માત્રજ હોય, એવી સત્તા અન્તર્મું માત્ર રહીને પુનઃ મોહનીયનો ઉદય અવશ્ય શરૂ થાય છે, જેથી આ ગુણસ્થાન પતશીલ છે. તે પ્રતિપાત (પતન) બે પ્રકારે છે. અદ્ધાક્ષયથી (ગુણસ્થાનનો કાળ અન્તર્મું૦ પૂર્ણ થવાથી), અને ભવક્ષયથી (કાળ પૂર્ણ ન થાય તો મરણથી). ત્યાં અદ્ધાક્ષયથી પડતો જીવ જે ક્રમે ચઢ્યો હોય તે ક્રમે મોહનીયના ઉદયાદિ પ્રવર્તાવતો ક્રમશઃ નીચે ઉતરીને પ્રમત્ત સુધી આવે, અને ત્યાંથી પણ પડે તો પાંચમે ચોથે થઈ બીજે અને પહેલે પણ પહોંચી જાય. અને ભવક્ષયથી પડે તો અવશ્ય અનુત્તર દેવપણે ઉત્પન્ન થતાં ત્યાં વર્તતા ચોથા ગુણસ્થાનમાં જેટલો બંધાદિક પ્રવર્તતો હોય તેટલો સમકાળેજ મોહનીયનો બંધાદિ પ્રવર્તે. એ ૧૧નો જીવસમાસ કહ્યો.

૧૨ क्षीणमोह–જે ગુણસ્થાનમાં મોહનીય સર્વથા ક્ષીણ થએલું છે તે ક્ષીણમોહ. મોહનીયની સર્વ પ્રકૃતિઓનો ક્ષય ક્ષપકને ૧૦ મા ગુણ૦ પર્યન્ત સુધીમાં થઈ ગયો છે, જેથી આ ગુણસ્થાને પ્રથમ સમયથી જ મોહનીયની સત્તાનો અભાવ છે. ૧૦ મા ગુણ૦ના પર્યન્ત સમય સુધીમાં સર્વ મોહનીયનો ક્ષય કરવાના ઉદ્યમના અન્તર્મુ૦ માત્ર વિસામા રૂપે આ ગુણસ્થાન છે. એના ઉપાન્ત્ય સમયે બે નિદ્રા અને અન્ત્ય સમયે ૫ જ્ઞાના૦–૪ દર્શના૦–૫ અન્તરાય એ ૧૪ મળી ૧૬ પ્રકૃતિઓનો ક્ષય થાય છે, જેથી અહિં સુધીમાં ચારે ઘાતીકર્મનો સર્વથા ક્ષય થઇને ૪ અઘાતિકર્મોનીજ સત્તા અગ્ર ગુણસ્થાનમાં રાખે છે. ૧૦મા ગુણ૦માં સં૦લોભનો ક્ષય કરીનેજ તરત ૧૨મા ગુણસ્થાને આવે છે, પરન્તુ ૧૧મા ગુણ૦થી આવે નહિં, કારણ કે ૧૧મું ગુણ૦ કેવળ ઉપશામકનું છે, અને ૧૨મું ગુણસ્થાન કેવળ ક્ષપકનું જ છે. એ રીતે આ ૧૨મો જીવસમાસ કહ્યો.

૧૩ सयोगी केवली–મન વચન કાયાના યોગ સહિત કેવલી ભગવંતનું જે ગુણસ્થાન તે સયોગી કેવલિ. આ ગુણ૦માં કેવળજ્ઞાન હોય છે, અને મન વચન કાયાના યોગો પણ પ્રવર્તે છે. એમાં મનયોગ તો અનુત્તરાદિ દેવોએ તથા મનઃપર્યાય જ્ઞાનીઓએ મનથી પૂછેલા પ્રશ્નનો ઉત્તર દેવાને મનોવર્ગણા ગ્રહણ કરી ઉત્તર રૂપે પરિણમાવતી વખતે હોય છે, શેષ કાળમાં મનોયોગ હોય નહિં. અને વચનયોગ દેશનાદિ વખતે તેમજ કાયયોગ ગમનાગમનાદિ પ્રસંગે હોય એ તો સ્પષ્ટ છે. એ ૧૩મો જીવસમાસ કહ્યો.

૧૪ अयोगी केवली–સયોગી કેવલી ૧૩ મા ગુણ૦ના પર્યન્તે એટલે પોતાના આયુષ્યનો ૧૪ મા ગુણ૦ જેટલો કાળ બાકી રહે તે પહેલાં ત્રણ યોગને અન્તર્મુ૦ માત્રમાં રોકીને અને આત્મ પ્રદેશોની અવગાહના જે છીદ્રો–પોલાણ રહિત શરીર માત્રમાં વ્યાપ્ત હતી તે સંકોચી સઘન બનાવીને પોલાણ ભાગો પૂરી દેવાથી ૧।૩ (એક તૃતીયાંશ) ભાગ જેટલી ઘટાડે છે. જેથી ૯ હાથની અવગાહના હોય તો ઘન થવાથી ૬ હાથ અવગાહના રહે છે. એ રીતે એટલી અવગાહના કરીને જીવ અયોગી (સર્વથા યોગરહિત)

નિષ્કંપ નિશ્ચલ અવસ્થાવાળો થાય છે. શૈલ=પર્વતોનો ઈશ=સ્વામિ જે મેરૂપર્વત તેના સરખી અચળ-સ્થિરતા અહિં પ્રાપ્ત થવાથી એને શૈલેશી કરણ પણ કહે છે. આવી સર્વથા નિશ્ચેષ્ટ અવસ્થામાં સત્તાગત ૮૫ પ્રકૃતિઓમાંથી ઉપાન્ત્ય સમયે ૭૩ અને અન્ત્ય સમયે ૧૨ પ્રકૃતિઓનો ક્ષય કરી જીવ નિર્વાણ પામે છે. અને ઉર્ધ્વ ગતિએ સમશ્રેણિએ લોકાન્ત જાય છે. એ ૧૪ મો જીવસમાસ કહયો.

એ ૧૪ જીવસમાસ એટલે સર્વ જીવરાશિનો સંગ્રહ થાય એવા (ગુણભેદથી) ૧૪ જીવભેદ તે અનુક્રમે આ પ્રકરણમાં ગતિ આદિ માર્ગણાસ્થાનોમાં વિચારવાના છે. ॥૯॥

**अवतरण**—આ ચાલુ પ્રકરણમાં સર્વ જીવરાશિને ૧૪ ભેદમાં ગણીને ૧૪ જીવસમાસ કહ્યા એમ કહો છો તો ૧૪ ગુણસ્થાનરૂપ એ ૧૪ જીવસમાસમાં સિદ્ધના જીવ અન્તર્ગત થતા નથી, કારણ કે ૧૪ ગુણસ્થાનરૂપ ચૌદ જીવસમાસમાં સંસારી જીવોનોજ સમાવેશ થાય છે, ત્યારે સિદ્ધ જીવોનો સંગ્રહ કેવી રીતે કરવો ? તે સંબંધિ આ ગાથા દર્શાવાય છે.

**दुविहा होंति अजोगी सभवा अभवा निरुद्धजोगी य। इह सभवा अभवा उण सिद्धा जे सव्वभवमुक्का ॥१०॥**

**गाथार्थ**—અયોગી જીવ બે પ્રકારના છે, સભવ ને અભવ (સંસારી અને મુક્તિના), ત્યાં જે નિરૂદ્ધ યોગવાળા (રોકેલ યોગવાળા) અયોગી તે સભવ અયોગી, અને જે સર્વભવથી વિમુક્ત થયેલા સિદ્ધો તે અભવ અયોગી કહેવાય. ॥૧૦॥

**भावार्थः**—૧૪ ગુણભેદમાં જે ચૌદમો અયોગી ભેદ છે તે કર્મગ્રંથની પદ્ધતિએ ગુણસ્થાન રૂપે ગણતાં સંસારી જીવનોજ ભેદ છે પરન્તુ તે પદ્ધતિએ ન ગણતાં સામાન્યથી ગુણના ભેદે જીવના ભેદ ગણીએ તો અયોગી ગુણ સંસારીને અને સિદ્ધને પણ છે. તેમાં તેરમે ગુણસ્થાને યોગનિરોધ ક્રિયા કરીને સર્વ યોગ રોકાઇ જતાં અયોગી થયેલા શૈલેશી અવસ્થાવાળા પાંચ હ્રસ્વાક્ષર

કાળવાળા જે ભવસ્થકેવલી તે સભવ અયોગી અને પાંચ હ્રસ્વાક્ષર કાળ પૂર્ણ થયા બાદ લોકાન્તે પહોંચેલા સિદ્ધો તે અભવ અયોગી કહેવાય, જેથી અયોગીરૂપ ૧૪ મા જીવભેદમાં સિદ્ધોનો પણ સમાવેશ થયો છે એમ જાણવું, અને તેથી એ ૧૪ જીવસમાસમાં સર્વ જીવ માત્રનો સંગ્રહ થયો છે ॥૧૦॥

**अवतरण**—એ ૧૪ જીવસમાસોને ગતિ આદિ ચૌદ માર્ગણાદ્વારે વિચારવાના છે તેથી પ્રથમ ગતિમાર્ગણા કઇ અને કેટલા ભેદવાળી છે તે વિચારાય છે.

**निरयगई तिरिमणुया देवगइ चेव होइ सिद्धिगई। नेरइया उण नेया, सत्तविहा पुढविभेएणं ॥११॥**

**गाथार्थः**—નરકગતિ-તિર્યંચગતિ-મનુષ્યગતિ-દેવગતિ-અને પાંચમી નિશ્ચય સિદ્ધિગતિ એ ÷૫ ગતિમાર્ગણા છે, તેમાં પુનઃ નારક જીવો સાત પૃથ્વીઓના ભેદથી સાત પ્રકારના છે. ॥૧૧॥

**भावार्थः**—ગાથાર્થવત્ સુગમ છે ॥૬॥.

**अवतरण**—પૂર્વગાથામાં ગતિમાર્ગણાને અંગે નરકગતિમાં વર્તતા નારકજીવો સાત પૃથ્વીભેદથી સાત પ્રકારના કહ્યા તો તે સાત પ્રકારની પૃથ્વી કઈ કઇ તે આ ગાથામાં કહેવાય છે—

**घम्मा वंसा सेला, होइ तहा अंजणा य रिट्ठा य। मघवत्ति माघवत्ति य, पुढवीणं नामधेयाइं ॥१२॥**

---

÷ સર્વસંસારી જીવોના સંગ્રહની અપેક્ષાએ ગતિમાર્ગણા ૪ પ્રકારની જ પ્રસિદ્ધ છે, પરન્તુ અહિં સર્વ જીવમાત્રના સંગ્રહની અપેક્ષાએ ગતિ-માર્ગણા ૫ પ્રકારની કહી છે, શેષ માર્ગણાઓ પણ એજ રીતે કહેવાશે.

गाथार्थ—धर्मा-वंशा-शैला-अंजना-तथा रिष्टा-मघवती-अने माघवती ए प्रमाणे सात पृथ्वीओनां ७ नाम छे. ॥१२॥

भावार्थः—धर्मा इत्यादि नामो केवळ संज्ञावाचक छे परन्तु कोइ अर्थने अनुसरीने नथी, अर्थानुसारी नामो तो रत्नप्रभा आदि कहेवाशे. तथा एमां छठ्ठी मघवती पृथ्वीनुं बीजुं नाम मघा पण कहे छे. ए ७ पृथ्वीओनां नाम कह्यां. ॥१२॥

अवतरणः—पूर्वगाथामां सात पृथ्वीओनां धर्मा आदि नामो अर्थ विनानां संज्ञारूप कह्यां छे, परन्तु ए पृथ्वीनां बीजां गुणवाचक नामो पण छे ते आ गाथामां कहेवाय छे—

**रयणप्पभा य सक्कर वालुयपंकप्पभा य धूमपहा। होइ तम[होइत्तमा]तमा वि य, पुढवीणं नामगोत्ताइं॥**

गाथार्थः—रत्नप्रभा-शर्कराप्रभा-वालुकाप्रभा-पंकप्रभा-धूमप्रभा-तमप्रभा-तमस्तमःप्रभा ए सात पृथ्वीओनां सात गोत्रवाचक नाम छे. ( सात गोत्र छे ). ॥१३॥

भावार्थः—प्रभा=प्रकाशन-स्वरूपावस्थिति, अर्थात् रत्नोनी प्रभा-प्रकाशन जे पृथ्वीमां छे ते रत्नप्रभा, अथवा स्वरूपथीज एटले स्वभावथीज जे पृथ्वीमां रत्नोनेः प्रकाश छे अथवा रत्नोनी बहुलता ( घणापणुं ) छे ते रत्नप्रभा पृथ्वी. ए रीते जे पृथ्वीमां शर्करा एटले कांकरा स्वभावथीज घणा छे ते शर्कराप्रभा, जे पृथ्वीमां वालुका एटले रेती स्वभावेज घणी छे ते वालुकाप्रभा. जे पृथ्वीमां स्वभावे पंक एटले कादव घणो छे ते पंकप्रभा, जे पृथ्वीमां स्वभावे धूम सरखो अंधकार घणो होय ते धूमप्रभा, जे पृथ्वीमां काळो अंधकार घणो छे ते तमःप्रभा, अने जे पृथ्वीमां अत्यंत घोर अंधकार व्याप्त छे ते तमस्तमप्रभा, आ पृथ्वीने कोई तमस्तमा पण कहे छे. ( प्रभा शब्दरहित कहे छे ). आ सात नामो गोत्र कहेवाय छे ( गोत्र-गुणवाचक नाम ). इति नरकगति मार्गणा ॥१३॥

**અવતરણઃ**—પાંચ પ્રકારની ગતિ માર્ગણામાં પ્રથમ નરકગતિ માર્ગણા કહીને હવે આ ગાથામાં બીજી તિર્યંચગતિ માર્ગણા કહેવાય છે—

**तिरियगईया पंचिदिया य पज्जत्तया तिरिक्खीओ । तिरिया य अपज्जत्ता, मणुया य पज्जत्त इयरे य ॥१४॥**

**ગાથાર્થઃ**—તિર્યંચગતિના જીવો પંચેન્દ્રિય પર્યાપ્તા તિર્યંચો તથા પર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચીઓ છે. य=च પદથી ચતુરિન્દ્રિયથી એકેન્દ્રિય સુધીના પણ જીવો તિર્યંચગતિમાંજ ગણાય છે. પુનઃ એ તિર્યંચો અપર્યાપ્ત પણ હોય છે. તથા મનુષ્યગતિના જીવો પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બન્ને પ્રકારના છે. ( એ રીતે એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના પાંચે પ્રકારના અપર્યાપ્તા અને પર્યાપ્તા તિર્યંચો હોય છે, અને મનુષ્ય પણ પર્યાપ્ત અપર્યાપ્ત હોય છે ). ॥૧૪॥

**ભાવાર્થઃ**—ગાથાર્થવત્ સુગમ છે. ॥૧૪॥

**અવતરણઃ**—પૂર્વગાથામાં અપર્યાપ્તા પર્યાપ્તા મનુષ્યો કહ્યા તે પણ ક્ષેત્રાદિ ભેદથી ત્રણ આદિ પ્રકારના છે તે આ ગાથામાં દર્શાવાય છે—

**ते कम्मभोगभूमिय, अंतरदीवा य खित्तपविभत्ता । सम्मुच्छिमा य गब्भय, आरिमिलिक्खुत्ति य सभेया ॥**

**ગાથાર્થઃ**—તે મનુષ્યો કર્મભૂમિજ ભોગભૂમિજ અને અન્તરદ્વીપના એમ ક્ષેત્રના ભેદથી ત્રણ પ્રકારના છે, તથા સમ્મૂચ્છિંમ અને ગર્ભજ એમ બે પ્રકારના છે, તથા આર્ય અને મ્લેચ્છ એ રીતે પણ બે પ્રકારના છે, એ રીતે મનુષ્યો ત્રણ આદિ ભેદવાળા છે. ॥૧૫॥

भावार्थः—અસિ મષી ને કૃષિ એ ત્રણ વડે થતી ક્રિયા જેમાં પ્રવર્તે છે તે ભૂમિઓ-ક્ષેત્રો कर्मभूमि કહેવાય. ત્યાં અસિ એટલે શસ્ત્રવ્યવહાર, મષી એટલે શાહી એટલે લેખનવ્યવહાર અને કૃષિ એટલે ખેતી એ ત્રણ મુખ્ય કર્મ ઉપરાન્ત ઉપલક્ષણથી બીજાં પણ તપ સંયમ આદિ પુણ્યકર્મો (પવિત્ર કર્મો) જ્યાં પ્રવર્તે છે તે કર્મભૂમિ, અને અસિ આદિ કર્મ જ્યાં પ્રવર્તતાં નથી એવાં ક્ષેત્રો તે अकर्मभूमि. તેમાં ૫ ભરતક્ષેત્ર ૫ ઐરવતક્ષેત્ર અને ૫ મહાવિદેહક્ષેત્ર એ ૧૫ ક્ષેત્રો કર્મભૂમિક્ષેત્ર છે, અને ૫ હિમવંત ૫ હિરણ્યવંત ૫ હરિવર્ષ ૫ સમ્યક્ ૫ દેવકુરૂ ૫ ઉત્તરકુરૂ એ ૩૦ ક્ષેત્રો અકર્મભૂમિ છે. એ રીતે અઢી દ્વીપરૂપ મનુષ્યક્ષેત્રમાં ૧૫ કર્મભૂમિ અને ૩૦ અકર્મભૂમિ છે. એમાં અકર્મભૂમિઓમાં ખેતી આદિ વ્યવહારો જે અતિ કષ્ટમય છે તે ન હોવાથી કેવળ સુખના ઉપભોગવાળી એ ૩૦ અકર્મભૂમિઓ भोगभूमि તરીકે ઓળખાય છે. એ ભોગભૂમિઓમાં યુગલિક મનુષ્યો રહે છે, તેઓને ખેતી વિગેરે કંઈપણ જીવનનિર્વાહના ઉપાધિવાળા ઉદ્યમો કરવાના નથી, ક્ષેત્ર પ્રભાવથીજ જીવનનિર્વાહની સઘળી વસ્તુઓ ક્ષેત્રમાંજ તૈયાર ઉત્પન્ન થાય છે તેનાથી સર્વ નિર્વાહ ચાલે છે અને દેવસરખા સુખીયા રહે છે અથવા એક રીતે તેઓને મમતા આદિ દોષ અલ્પ હોવાથી કલ્પ દેવથી પણ વધારે સુખીયા છે. તથા અંતરદ્વીપમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોનો ત્રીજો ભેદ ગણેલો છે, તે અંતરદ્વીપો ૫૬ છે તેમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો પણ ૩૦ અકર્મભૂમિ મનુષ્યો સરખા છે, પરન્તુ એ ૫૬ અંતરદ્વીપનું ક્ષેત્ર ફક્ત જંબૂદ્વીપને લગતા લવણસમુદ્રમાંજ હોવાથી તેમજ દેહપ્રમાણ આદિ ભિન્ન હોવાથી એ ક્ષેત્રના મનુષ્યોને ત્રીજા ભેદ તરીકે ગણાવ્યા છે. તે ૫૬ અન્તર્દ્વીપ આ પ્રમાણે—

## ॥ ૫૬ અન્તર્દ્વીપ, અને ત્યાંના મનુષ્યો ॥

જંબૂદ્વીપમાં ભરતક્ષેત્ર પાસેનો લઘુ હિમવંત પર્વત અને ઐરવતક્ષેત્ર પાસેનો શિખરી પર્વત એ બે પર્વતના દરેક છેડાથી–અંતથી ચાર ચાર દાઢાઓ લવણસમુદ્રમાં વિદિશાઓમાં ગઇ છે અને તે દરેક દાઢા પર સાત સાત દ્વીપ છે, તે સાત દ્વીપનો

સામુદાયિક આકાર વિચારીએ તો નાગદંત ( વાંકા હાથીદાંત ) સરખો છે, એવા બે બે નાગદંત એક પર્વતના એકેક છેડે છે તેથી બે પર્વતના ચાર છેડાએ મળી ૮ નાગદંત આકારના અન્તર્દ્વીપ છે, તે દરેક નાગદંત ઉપર ૭-૭ જુગલક્ષેત્ર છે, જેથી ૫૬ અન્તર્દ્વીપ થયા, એમાં ભરતક્ષેત્ર પાસે ૨૮ અને ઐરવતક્ષેત્ર પાસે ૨૮ મળી ૫૬ દ્વીપ થયા. પુનઃ કોઈપણ એક નાગદંત ઉપરના સાત ક્ષેત્રો જે અન્તરે રહ્યા છે તે પરસ્પર અન્તર આ પ્રમાણે છે—

હિમવંત પર્વતના પૂર્વ છેડે લવણ સમુદ્રમાં ઈશાનદિશા તરફ જગતીથી ૩૦૦ યોજન દૂર જઈએ તો ૩૦૦ યોજનના વિસ્તારવાળો ગોળ આકારનો પહેલો દ્વીપ છે, ત્યાંથી ૪૦૦ યોજન દૂર જઈએ ત્યારે ૪૦૦ યોજનના વિસ્તારવાળો બીજો દ્વીપ આવે છે, ત્યાંથી ૫૦૦ યોજન દૂર જતાં ૫૦૦ યોજનના વિસ્તારવાળો ત્રીજો દ્વીપ આવે છે, ત્યાંથી ૬૦૦ યોજન દૂર ૬૦૦ યોજન વિસ્તારવાળો ચોથો દ્વીપ આવે છે, ત્યાંથી ૭૦૦ યોજન દૂર જઈએ ત્યારે ૭૦૦ યોજનના વિસ્તારવાળો પાંચમો દ્વીપ આવે છે, ત્યાંથી ૮૦૦ યોજન દૂર જઈએ ત્યારે ૮૦૦ યોજન વિસ્તારવાળો છઠ્ઠો દ્વીપ આવે છે, ત્યાંથી ૯૦૦ યોજન દૂર જતાં ૯૦૦ યોજન વિસ્તારવાળો સાતમો દ્વીપ આવે છે. એ પ્રમાણે જેમ પહેલો દ્વીપ જગતીથી ૩૦૦ યોજન દૂર છે તેમ બીજો દ્વીપ પહેલા દ્વીપથી અને જગતીથી પણ ૪૦૦ યોજન દૂર છે. એ રીતે જેમ એક દ્વીપથી બીજો દ્વીપ જેટલે દૂર છે તેમ તેટલોજ દૂર જગતીથી પણ છે. તેથી સાતમો દ્વીપ જગતીથી પણ ૯૦૦ યોજન દૂર છે, જગતીથી પણ એટલા સરખા દૂર હોવનું કારણ કે દ્વીપોની શ્રેણિ વક્ર હાથીદાંતના આકારે છે. જો દ્વીપોની શ્રેણિ સીધી હોત તો અગ્ર અગ્ર દ્વીપ જગતીથી ઘણો ઘણો દૂર પડતો જાય. એ પ્રમાણે જેમ ઈશાન દિશામાં ૭ દ્વીપની શ્રેણિ છે તેવીજ ૭ દ્વીપની શ્રેણિ એ જ છેડે અગ્નિખૂણે છે, અને એ જ પૂર્વ છેડાની બે શ્રેણિઓ સરખી જ બે શ્રેણિઓ હિમવંત પર્વતના પશ્ચિમ છેડે છે, જેથી હિમવંતપર્વતને લગતી લવણસમુદ્રમાં ચાર દ્વીપશ્રેણિઓ છે, દરેકમાં સાત સાત યુગલક્ષેત્ર છે, જેથી ભરત પાસે ૨૮ અન્તર્દ્વીપ છે. એવાજ ૨૮ અન્તર્દ્વીપ ઐરવતક્ષેત્ર પાસે

શિખરી પર્વતના બે છેડાને લગતા છે. તેથી સર્વ મળી ૫૬ અન્તર્દ્વીપ થયા એ દરેક દ્વીપમાં યુગલિક મનુષ્યો અને યુગલિક તિર્યંચો વસે છે. એ કહેલી ૮ દ્વીપશ્રેણિઓ ૮ દાઢા=(વાંકી હાથીદાંત આકાર સરખી દ્વીપશ્રેણિ) કહેવાય છે. એ દ્વીપો લવણ-સમુદ્રના પાણીથી કેટલા ઊંચા છે તે વિશેષ વર્ણન અન્ય ગ્રંથોથી જાણવું, તેમ જ યુગલિક મનુષ્ય તિર્યંચોનું સવિસ્તર વર્ણન આ ગાથાની વૃત્તિમાંથી વા અન્ય ગ્રન્થોથી જાણવું. સામાન્ય સ્વરૂપ એ છે કે-એ દ્વીપોમાં વસતા યુગલ મનુષ્યોનું આયુષ્ય પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલું છે, શરીરની ઉંચાઈ ૮૦૦ ધનુષ છે. આહાર વિગેરે સર્વ દશ પ્રકારનાં કલ્પવૃક્ષોથી પ્રાપ્ત થાય છે. અસંજ્ઞી ચતુષ્પદાદિ તિર્યંચો પણ એ ક્ષેત્રમાં યુગલિકપણે અવતરે છે, પરન્તુ ૩૦ અકર્મભૂમિમાં ઉત્પન્ન થતા નથી. અને યુગલિકો સર્વ મરણ પામીને અવશ્ય દેવગતિમાં જ જાય છે. યુગલનું અને યુગલક્ષેત્રનું શેષ સવિસ્તર વર્ણન અન્ય ગ્રંથથી જાણવું. એ રીતે સામાન્યથી ૫૬ અન્તર્દ્વીપ કહ્યા, તે સાથે મનુષ્યના મુખ્ય ત્રણ ભેદ (કર્મભૂમિના અકર્મભૂમિના અને અન્તર્દ્વીપના એ ત્રણ ભેદ ) કહ્યા.

## સમ્મૂર્ચ્છિમ મનુષ્ય અને ગર્ભજ મનુષ્ય.

ક્ષેત્ર ભેદથી જે એ ત્રણ પ્રકારના મનુષ્ય કહ્યા તે દરેક સમ્મૂર્ચ્છિમ અને ગર્ભજ એમ બે બે પ્રકારના છે. તેમાં સમ્મૂર્ચ્છિમ મનુષ્યો મિથ્યાદૃષ્ટિ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા બારીક શરીરવાળા અને અન્તર્મુહૂર્ત્ત આયુષ્યવાળા હોય છે. તેઓ ગર્ભજ મનુષ્યની ૧૪ અશુચિઓમાં ઉત્પન્ન થાય છે, તે આ પ્રમાણે-પૂર્વોક્ત ૧૫ કર્મભૂમિ ૩૦ અકર્મભૂમિ અને ૫૬ અન્તર્દ્વીપ મળીને મનુષ્યનાં ૧૦૧ ક્ષેત્રોમાં મનુષ્યના જ વડી નીતિ લઘુનીતિ બળખા લીંટ વમન પીત્ત પરુ રૂધિર વીર્ય-પતિતવીર્ય સ્ત્રીપુરૂષનો સંગમ નગરની ગટરો અને એ ઉપરાન્ત પણ બીજી મનુષ્યના સંસર્ગવાળી સર્વ અશુચિઓ એ ૧૪ સ્થાનોમાં અસંજ્ઞી સમ્મૂર્ચ્છિમ

મનુષ્ય અન્તર્મુ૦ આયુષ્યવાળા સર્વપર્યાપ્તિએ અપર્યાપ્તા (પાંચ પર્યાપ્તિએ અપર્યાપ્તા ને ત્રણ પર્યાપ્તિએ પર્યાપ્તા) ઉત્પન્ન થાય છે. અને ગર્ભજ મનુષ્યો સ્ત્રીઓના ગર્ભમાં ઉત્પન્ન થાય છે. એ રીતે સમ્મૂર્ચ્છિમ મનુષ્ય અને ગર્ભજ મનુષ્ય એમ બે પ્રકારના મનુષ્ય ૧૦૧ ક્ષેત્રવર્તી છે.

## ॥ આર્ય મનુષ્ય અને અનાર્ય (મ્લેચ્છ) મનુષ્ય ॥

સર્વ હેય (ત્યાગવા યોગ્ય) ધર્મોથી आरात्=દૂર થયેલા વા થનારા તે आर्य મનુષ્ય ઋદ્ધિવંત અને અઋદ્ધિવંત એમ બે પ્રકારના છે. તેમાં તીર્થંકર ચક્રવર્તી વાસુદેવ બળદેવ ચારણમુનિ અને વિદ્યાધર એ ૬ પ્રકારના ઋદ્ધિવંત આર્ય મનુષ્ય છે, અને અઋદ્ધિવંત આર્ય ૯ પ્રકારના છે તે આ પ્રમાણે-આર્યક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા તે ક્ષેત્ર આર્ય. જે ક્ષેત્રોમાં તીર્થંકરોની તેમના સાધુઓની અને તેમના ધર્મની ઉત્પત્તિ વા પ્રવૃત્તિ હોય તે આર્ય ક્ષેત્ર, અને જ્યાં [1]તીર્થંકરાદિની ઉત્પત્તિ નથી તે અનાર્ય ક્ષેત્ર. તે તીર્થંકરાદિની પ્રવૃત્તિવાળા આ ભરતક્ષેત્રમાં મગધદેશ આદિ ૨૫॥ (સાડી પચીસ) આર્યદેશ છે, અને તે દેશોની રાજગૃહી આદિ મુખ્ય નગરીઓ છે. આ સર્વ ભરતક્ષેત્રમાં હોવાથી જેમ ભરતક્ષેત્ર આર્યક્ષેત્ર છે, તેમ ઐરવતક્ષેત્રાદિ ૧૪ મળી ૧૫ કર્મભૂમિ તે આર્યક્ષેત્રો છે, (અને ૩૦ અકર્મભૂમિ તથા ૫૬ અન્તર્દ્વીપ અનાર્ય ક્ષેત્રો છે). તથા છ પ્રકારની ઇભ્યજાતિઓ (અંબષ્ટજાતિ-કલંદજાતિ-વિદેહજાતિ-વંઢક જાતિ-હરિતજાતિ-ચુંચણજાતિ એ ૬ પ્રકારની ઉત્તમ જાતિઓ) તેની પરંપરામાં ઉત્પન્ન થયેલા તે जाति आर्य, એ ૬ પ્રકારનો

---

૧ આ ગ્રંથની વૃત્તિમાં તીર્થંકર-સાધુ-ને ધર્મ એ ત્રણેની પ્રવૃત્તિવાળા ક્ષેત્રને આર્યક્ષેત્ર કહ્યું છે, તે સામાન્ય ભાવે છે. તાત્વિક રીતે તો બીજા અનેક ગ્રન્થોમાં તીર્થંકર-ચક્રવર્તી-વાસુદેવ-બળદેવ એ ચારની ઉત્પત્તિવાળા ક્ષેત્રને આર્યક્ષેત્ર કહ્યું છે. તેમાં સાધુ, ધર્મની ઉત્પત્તિ વા પ્રવૃત્તિની વિવક્ષા નથી.

જાતિઓ વર્તમાનમાં જાણી શકાતી નથી. તથા ઉગ્રકુલ-ભોગકુલ-રાજન્યકુલ-કૌરવકુલ-ઇક્ષ્વાકુકુલ-જ્ઞાતકુલ એ ૬ ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો તે કુલ આર્ય. તથા ગાંધીનો ધંધો ૩ કપાસનો ધંધો વસ્ત્રનો ધંધો ઇત્યાદિ ઉત્તમ વ્યાપારોથી આજીવિકા કરનારા તે કર્મ આર્ય, તથા ચિતારા વણકર તૂણકર દન્તારા ઇત્યાદિ ઉત્તમ શીલ્પથી (કારીગરી-હુન્નરથી) આજીવિકા ચલાવનારા તે શીલ્પ આર્ય, અર્ધમાર્ગધી ભાષા બોલનારા તે ભાષા આર્ય, ઉત્તમ મતિશ્રુતાદિ જ્ઞાનવાળા તે જ્ઞાન આર્ય, ક્ષાયિક સમ્યક્ત્વાદિ સમ્યક્ત્વવાળા તે દર્શનાર્ય, સામાયિક ચારિત્રાદિ ચારિત્રવાળા તે ચારિત્રાર્ય, એ રીતે આર્ય મનુષ્યો ૬ પ્રકારના મૂળભેદે છે, અને ઉત્તરભેદે અનેક પ્રકારના છે.

જે મનુષ્યોમાં ધર્મનું નામ પણ નથી, પરંતુ નહિં ખાવાપીવા યોગ્ય પદાર્થોને પણ નિઃશૂકપણે ખાવાપીવામાં અને અનાચીર્ણ આચારોને આચરવામાં આશક્ત થયેલા હોય છે તે અને શાસ્ત્રાદિકને અસંમત એવા ઉદ્ભટ વેષ ભાષા આદિથી મોજ કરવાવાળા તે અનાર્ય અથવા મ્લેચ્છ મનુષ્ય કહેવાય. તે શક યવન બર્બર ઇત્યાદિ દેશભેદથી અનેક પ્રકારના છે.

## ॥ યુગલિક ક્ષેત્રો ન આર્ય ન અનાર્ય ॥

પૂર્વોક્ત સમ્મૂર્છિમ અને ગર્ભજ એ બે ભેદ તો સર્વ ૧૦૧ ક્ષેત્રમાં ગણ્યા છે. પરન્તુ આર્ય અને અનાર્ય એ બે ભેદ તો કેવળ કર્મભૂમિની અપેક્ષાએજ છે. ૩૦ અકર્મભૂમિમાં તથા ૫૬ અન્તર્દ્વીપમાં એ બે ભેદની અપેક્ષા છે જ નહિં, કારણ કે યુગલિકોને ભોગપુરૂષ તરીકે ( ભોગભુમિ વાસી ) ગણીને ત્રીજી ભિન્ન જાતિ ગણેલી છે, અર્થાત્ જાત્યન્તર ગણેલ છે. જેથી આર્ય પણ નહિ અને અનાર્ય પણ નહિં, [ જેમ સિદ્ધરાશિ ચારિત્રી પણ નહિ અને અચારિત્રી પણ નહિં, ભવ્ય પણ નહિ અને અભવ્ય

પણ નહિં તેમ. પુનઃ તત્વાર્થભાષ્યમાં ભરતક્ષેત્રાદિ વિજયની અપેક્ષાએ કેવળ ૫૬ અન્તર્દ્વીપના મનુષ્યોમાં 'આર્ય અનાર્ય ભેદ ઇચ્છેલો છે, જેથી અન્તર્દ્વીપવાસી મનુષ્યોને અનાર્ય ગણ્યા છે, પરન્તુ ૩૦ અકર્મભૂમિના મનુષ્યો માટે તો તત્વાર્થ ભાષ્યમાં પણ એ બે ભેદ ઇચ્છ્યા નથી એ વિશેષ છે. આ ગ્રંથની વૃત્તિમાં તો સ્પષ્ટ રીતે કેવળ કર્મભૂમિને અંગે જ એ બે ભેદ ગણ્યા છે, શેષ ૮૯ યુગલક્ષેત્રી મનુષ્યોને જાત્યંતર-રાશ્યન્તર ગણીને એ બે ભેદ અવિવક્ષિત કહ્યા છે]. એ રીતે મનુષ્યોમાં આર્ય અનાર્ય વિભાગ જાણવો. ॥૧૫॥

**અવતરણઃ**—હવે આ ગાથામાં દેવગતિ માર્ગણાનું સ્વરૂપ કહે છે—

**देवा य भवणवासी वंतरिया जोइसा य वेमाणी। कप्पोवगा य नेया गेविज्जाणुत्तरसुरा य ॥१६॥**

**ગાથાર્થઃ**—દેવો ભવનપતિ વ્યન્તર જ્યોતિષી અને વૈમાનિક એમ ૪ નિકાયના (૪ પ્રકારના) છે. પુનઃ વૈમાનિક નિકાયમાં કલ્પોપપન્ન, ગ્રૈવેયક અને અનુત્તરવાસી એ ૩ પ્રકારના દેવ જાણવા. ॥૧૬॥

**ભાવાર્થઃ**—ગાથાર્થવત્ સુગમ છે. ॥૧૬॥

**અવતરણઃ**—ચાર પ્રકારના દેવોમાં ભવનપતિ દેવો ૧૦ પ્રકારના છે તે કહે છે—

---

૧ વર્તમાનમાં પણ ભરતક્ષેત્રના મધ્યખંડમાં વસતી ભીલ મચ્છીમાર આદિ અનેક અનાર્ય જાતિઓ છે, અને ૨૫॥ દેશથી બહારની વસતી તો ક્ષેત્રથી પણ અનાર્ય અને આચાર વિચારથી પણ અનાર્ય છે. જેથી યુરોપ આફ્રિકા આદિ દેશો અનાર્યક્ષેત્રો છે, તેઓનો પોતાનો અમુક ધર્મ છે. પરન્તુ તે ધર્મ ધર્મ સ્વરૂપવાળો ન હોવાથી ત્યાં ધર્મ નથી એમજ કહેવાય, તથા તત્વાર્થ ભાષ્યમાં કેવળ ૫૬ અન્તર્દ્વીપના યુગલક્ષેત્રોમાં અનાચાર અપેક્ષાએ નહિ પણ કેવળ ધર્મના અભાવેજ અનાર્યપણું કહેલું ગણાય, ૩૦ અકર્મભૂમિમાં આર્ય અનાર્ય ભેદની વિવક્ષાજ નથી.

**असुरा नाग सुवन्ना दीवोदहिथणियविज्जुदिसि नामा। वायग्गिकुमारावि य दसेव भणिया भवणवासी॥**

**गाथार्थः**—[ કુમાર એ પદ દરેક નામની સાથે જોડવો, તેથી ] ૧ અસુરકુમાર, ૨ નાગકુમાર, ૩ સુવર્ણકુમાર. ૪ દ્વીપકુમાર, ૫ ઉદધિકુમાર, ૬ સ્તનિતકુમાર, ૭ વિદ્યુતકુમાર, ૮ દિશિકુમાર, ૯ વાયુકુમાર, ૧૦ અગ્નિકુમાર. એ ૧૦ ભવનપતિ દેવો છે. ॥૧૭॥

**भावार्थः**—આ ગાથામાં કહેલો ભવનપતિદેવોનો ક્રમ સિદ્ધાન્તાદિ શેષ ગ્રંથોથી જૂદો પડે છે તેનુ કારણુ ગાથાનો છંદ બેસવા માટે ક્રમ સચવાયો ન હોય એમ સંભવે છે, અથવા બીજું કોઇ કારણુ હોય. સિદ્ધાન્તાદિકમાં કહેલો ક્રમ આ પ્રમાણે છે—असुरा नागसुवन्ना, विज्जु अग्गी य दीवउदही य। दिसि वाऊ तह थणिया, दसभेया हुंति भवणवई=૧ અસુરકુમાર, ૨ નાગકુમાર, ૩ સુવર્ણકુમાર ૪ વિદ્યુત્કુમાર, ૫ અગ્નિકુમાર, ૬ દ્વીપકુમાર, ૭ ઉદધિકુમાર, ૮ દિશિકુમાર, ૯ વાયુકુમાર, ૧૦ સ્તનિતકુમાર. એ ૧૦ પ્રકારના ભવનપતિદેવો છે. ॥૧૭॥

**अवतरण**—આ ગાથામાં વ્યન્તરના ૮ ભેદ કહે છે—

**किंनरकिंपुरिस महोरगा य गंधव्व रक्खसा जक्खा। भूया य पिसाया वि य अट्ठविहा वाणमंतरिया॥१८॥**

**गाथार्थः**—૧ કિંનર, ૨ કિંપુરૂષ, ૩ મહોરગ, ૪ ગંધર્વ, ૫ રાક્ષસ, ૬ યક્ષ, ૭ ભુત, ૮ પિશાચ. એ આઠ પ્રકારના વાણુ-વ્યન્તર દેવો છે. ॥૧૮॥

**भावार्थः**—આ ગાથામાં પણુ સિદ્ધાન્તમાં કહેલા ક્રમથી જૂદો ક્રમ છે તેનું કારણુ સ્વયં વિચારવું. પરન્તુ સિદ્ધાન્તમાં કહેલો ક્રમ આ પ્રમાણે છે—पिसाय भूयाजक्खा, रक्खसा किंनरा य किंपुरिसा। महोरगा य गंधव्वा, अट्ठविहा वाणमंतरिया॥१॥=૧ પિશાચ,

૨ ભૂત, ૩ યક્ષ. ૪ રાક્ષસ, ૫ કિન્નર, ૬ કિંપુરૂષ, ૭ મહોરગ, ૮ ગંધર્વ. એ ૮ પ્રકારના વાણુવ્યંતર દેવો છે. (ગ્રંથાંતરોમાં આ ૮ પ્રકાર વ્યંતરદેવોના કહ્યા છે, અને વાનવ્યન્તર દેવોના ૮ પ્રકાર તો અણુપન્ની ઈત્યાદિ ગાથાથી જૂદા કહ્યા છે). એ રીતે વ્યન્તરનિકાયના ૮ પ્રકાર કહ્યા. ॥૧૮॥

अवतरण—હવે આ ગાથામાં ૫ ज्योतिषी देवो કહેવાય છે—

**चंदा सूरा य गहा नक्खत्ता तारगा य पंचविहा। जोइसिया नरलोए गइरयओ संठिया सेसा ॥१९॥**

गाथार्थ—ચંદ્ર-સૂર્ય-ગ્રહ-નક્ષત્ર-તારા એ પાંચ પ્રકારના જ્યોતિષીઓ મનુષ્યલોકમાં (અઢીદ્વીપમાં) ગતિરતિક (ભ્રમણ કરનારા) છે, અને મનુષ્યક્ષેત્રથી બહારના શેષ (સ્વયંભૂરણ સમુદ્ર સુધીના) જ્યોતિષીઓ સ્થિર છે. ॥૧૯॥

भावार्थः—તીર્ચ્છાલોકમાં અસંખ્ય ચંદ્ર અસંખ્ય સૂર્ય અસંખ્ય ગ્રહ અસંખ્ય નક્ષત્ર અને અસંખ્ય તારા છે. મેરૂ પર્વતની ચારે બાજુ મેરૂ પર્વતથી ૪૪૮૨૦ યોજન દૂર ચંદ્ર સૂર્ય નક્ષત્ર છે. અને ૧૧૨૧ યોજન દૂર તારા છે, ગ્રહ અનિયત દૂર છે, એટલે દૂરથી જ્યોતિશ્ચક્રનો પ્રારંભ થઈને અલોકથી ૧૧૧૧ યોજન અંદરના ભાગમાં સ્વયંભૂરમણ સમુદ્રમાં સમાપ્ત થાય છે. તથા મેરૂપર્વતની સમભૂતલથી ઉચે ૭૯૦ યોજન જતાં જ્યોતિશ્ચક્રનો પ્રારંભ થઇ ૧૧૦ યોજન ઉંચાઈ સુધીમાં સર્વ જ્યોતિષીઓ હોવાથી સમભુતલથી ૯૦૦ યોજન ઉચે જ્યોતિશ્ચક્ર સમાપ્ત થાય છે. પુનઃ એ જ્યોતિષીઓ બે પ્રકારના છે, ત્યાં મેરૂથી માનુષોત્તર પર્વત સુધીમાં અથવા મનુષ્યક્ષેત્રમાં અથવા ૨॥ દ્વીપમાં જે સર્વ જ્યોતિષીઓ છે તે ગતિરતિક છે એટલે મેરૂપર્વતની આસપાસ વર્તુલ આકારે ભ્રમણ કરનારા છે તેથી चर ज्योतिषी છે. અને માનુષોત્તર પર્વતથી બહારના (અઢીદ્વીપથી બહારના) અલોક નજીક સુધીના સર્વ જ્યોતિઓ स्थिर ज्योतिषी છે. જે જગ્યાએ છે તેજ જગ્યાએ અનાદિ અનન્તકાળ પર્યન્ત છે. એ રીતે चर અને स्थिर એમ બે પ્રકારના જ્યોતિષી છે. ॥૧૯॥

अवतरण—હવે આ ગાથામાં कल्पदेवलोक ૧૨ પ્રકારના કહે છે.

**सोहम्मीसाणसणंकुमारमाहिंदबंभलंतमया। सुक्कसहस्साराणयपाणय तह आरणच्चुयया ॥२०॥**

गाथार्थ—સૌધર્મ-ઈશાન-સનત્કુમાર-માહેન્દ્ર-બ્રહ્મ-લાંતક-શુક્ર-સહસ્રાર-આનત-પ્રાણત-આરણ-અને અચ્યુત એ ૧૨ પ્રકારના કલ્પ વૈમાનિક છે. ॥૨૦॥

भावार्थ—કલ્પ એટલે મનુષ્યલોકમાં આવવા જવાનો આચાર, તેવા આચારવાળા દેવો તે કલ્પ દેવો કહેવાય. જો કે આવવા જવાના આચારવાળા તો ભવનપત્યાદિ દેવો પણ છે. પરન્તુ એ ત્રણ નિકાયમાં કલ્પાતીત રૂપ બીજો ભેદ વિદ્યમાન ન હોવાથી એ ત્રણ નિકાયમાં કલ્પભેદ નથી, અને વૈમાનિક નિકાયમાં નહિં આવવા જવાના આચારવાળા (=કલ્પાતીત) દેવો પણ છે, તે કારણથીજ વૈમાનિક નિકાયમાં કલ્પભેદ છે. એ ૧૨ દેવલોકના દેવો શ્રીજિનેશ્વરોના કલ્યાણક પ્રસાંગે, તપસ્વીઓની ભક્તિ વંદનાદિ નિમિત્તે તથા ધર્મની પ્રભાવનાના પ્રસંગે પ્રભાવના વિસ્તારવા તેમજ સંઘાદિકના ઉપદ્રવ ટાળવાને અર્થે મનુષ્યલોકમાં આવે છે. તથા તેઓ દેવલોકમાં પણ એક સ્થાનથી બીજે સ્થાને અથવા એક કલ્પથી બીજા કલ્પ દેવલોકમાં આવવા જવાના આચારવાળા છે, તથા સ્વામીસેવક ભાવ ઈત્યાદિ દુન્યવી વ્યવહારના પણ આચારવાળા છે તે કારણથી એ ૧૨ દેવલોક જ कल्प देवलोक કહેવાય છે. અને એવા આચાર વિનાના ૯ ગ્રૈવેયકના તથા ૫ અનુત્તરવાસી દેવો છે તે कल्पातीत દેવો કહેવાય છે, જે અનન્તર ગાથામાંજ કહેવાશે ॥૨૦॥

अवतरण—१४ कल्पातीत देवलोक આ ગાથામાં કહેવાય છે.

**हेट्ठिम मज्झिमउवरिम गेविज्जा तिण्णि तिण्णि तिण्णेव। सव्वट्ठ विजय विजयंतजयंत अपराजिया अवरे॥**

**ગાથાર્થઃ**—ત્રણ પ્રતર હેઠેનાં ત્રણ પ્રતર મધ્યનાં, અને ત્રણ પ્રતર ઉપરનાં એ રીતે નવ પ્રતરભેદે નવ ગ્રૈવેયક દેવો કલ્પાતીત છે, તથા સર્વાર્થસિદ્ધ-વિજય-વિજયંત-જયંત-અપરાજિત એ બીજા પાંચ પ્રકારના અનુત્તરવાસી દેવો પણ કલ્પાતીત દેવો છે. ॥૨૧॥

**ભાવાર્થઃ**—બાર કલ્પદેવલોકની ઉપર ૯ ગ્રૈવેયક દેવોનાં ૯ પ્રતર છે, પરન્તુ એ ૯ માં પહેલાં ત્રણ પ્રતરો સર્વથી નીચે છે. અને પરસ્પર નજીક છે માટે એ પ્રથમ ત્રિકનું નામ [1]અધસ્તનત્રિક છે, ત્યાંથી ઘણે દૂર ઉપર બીજાં ત્રણ પ્રતરો પરસ્પર નજીક છે, અને તે મધ્યમાં હોવાથી એ ત્રણ પ્રતરોનું નામ મધ્યમત્રિક છે. ત્યાંથી ઉપર ઘણે દૂર ત્રણ પ્રતરો પરસ્પર નજીક છે માટે એ ત્રણ પ્રતરો ઉપરિમત્રિક કહેવાય છે. એ નવ ગ્રૈવેયક દેવો કહેવાય છે. તથા એ ૯ ગ્રૈવેયક દેવલોકથી લગભગ એક રાજ ઉંચે ૫ અનુત્તર વિમાનો (ફક્ત પાંચજ વિમાનો) છે, તેમાં મધ્યવર્તી વિમાન સર્વાર્થસિદ્ધ નામનું છે, તેની પૂર્વદિશાએ અસંખ્ય યોજન દૂર વિજય વિમાન છે, એજ સર્વાર્થની દક્ષિણ દિશાએ અસંખ્ય યોજન દૂર વિજયંત વિમાન છે, પશ્ચિમ દિશાએ જયંત વિમાન છે, અને ઉત્તર દિશાએ અપરાજિત વિમાન છે. એ રીતે પાંચ વિમાનોનું એકજ પ્રતર છે, તોપણ રુદ્ધિ કાન્તિ આદિ ભેદે એ પાંચજ વિમાનોને જૂદા જૂદા ૫ દેવલોક તરીકે ગણ્યા છે. એ ૧૪ દેવલોકના દેવો મનુષ્યલોકમાં આવતા નથી એટલુંજ નહિ પરન્તુ પોતાના દેવલોકમાં પણ એકથી બીજા સ્થાને જતા નથી, તેમાં ગ્રૈવેયક દેવો તો શય્યા ઉપરથી નીચે પણ ઉતરતા નથી ફક્ત હાથ જોડી નમસ્કારાદિ કરવા જેટલી કાયક્રિયાઓ શય્યામાંને શય્યામાંજ કરે છે, અને અનુત્તર દેવો તો સંપૂર્ણ ૩૩ સાગરોપમ સુધી શય્યામાં જેવા ચત્તા ઉત્પન્ન થયા છે તેવાને તેવાજ હાલ્યા ચાલ્યા વિના કાયક્રિયા રહિત સ્થિર સૂઇ રહ્યા હોય છે. માટે

---

૧ નવ ગ્રૈવેયકનાં એ નામો પ્રતરોના સ્થાન આશ્રયી છે, નહિતર એનાં નામ તો સુદર્શન સુપ્રતિબદ્ધ મનોરમ સર્વતોભદ્ર ઇત્યાદિ છે તે ગ્રંથાન્તરથી જાણવા.

કલ્પ એટલે ગમનાગમનાદિ આચારથી અતીત=રહિત હોવાથી એ ૧૪ દેવલોકના દેવો કલ્પાતીત દેવો કહેવાય છે. એ પ્રમાણે ગતિ આદિ ૧૪ માર્ગણામાંથી પ્રથમ ગતિમાર્ગણા ૪ પ્રકારની કહી ॥ इति १ गतिमार्गणा ॥

## ॥ ४ गतिमार्गणामां १४ जीवसमासनो समवतार ॥

**अवतरण**—એ પ્રમાણે પ્રથમ ૪ પ્રકારની ગતિમાર્ગણા કહીને હવે તેમાં ૧૪ પ્રકારનો જીવસમાસ (એટલે ૧૪ ગુણસ્થાન)ની પ્રાપ્તિ જે રીતે સંભવે છે તે રીતે કહેવાય છે—

**सुरनारएसु चउरो जीवसमासा उ पंच तिरिएसु। मणुयगईए चउदस मिच्छद्दिट्ठी अपज्जत्ता ॥२२॥**

**गाथार्थः**—દેવગતિમાં અને નારકગતિમાં ૪ જીવસમાસ (પહેલાં ૪ ગુણસ્થાન) છે. તથા તિર્યંચગતિમાં ૫ જીવસમાસ છે, મનુષ્યગતિમાં ૧૪ જીવસમાસ છે. એ પર્યાપ્ત મનુષ્ય તિર્યંચમાં જીવસમાસ જાણવા, અને અપર્યાપ્ત તિર્યંચ તથા મનુષ્યો તો મિથ્યાદષ્ટિજ હોય છે [ અહિં લબ્ધિપર્યાપ્ત અને લબ્ધિઅપર્યાપ્ત જાણવા પણ કરણથી નહિ ] ॥૨૨॥

**भावार्थः**—દેવગતિમાં અને નરકગતિમાં મિથ્યાદષ્ટિ સાસ્વાદન મિશ્ર અને અવિરત સમ્યગ્દષ્ટિ એ ચાર ગુણસ્થાન છે. લબ્ધિ-પર્યાપ્ત સંજ્ઞિ (ગર્ભજ) તિર્યંચ પંચેન્દ્રિયને એ ચાર ઉપરાન્ત દેશવિરતિ સહિત ૫ ગુણસ્થાન છે, અને લબ્ધિપર્યાપ્ત ગર્ભજ (સંજ્ઞિ) મનુષ્યને ચૌદે ગુણસ્થાન હોય છે. એ બેમાં જે લબ્ધિ અપર્યાપ્તા ગર્ભજ તિર્યંચ મનુષ્યો હોય છે તેમને તો ૧ મિથ્યા-દષ્ટિ ગુણસ્થાનજ હોય છે, અને લબ્ધિપર્યાપ્તા સમ્મૂચ્છિંમ તિર્યંચ પંચેન્દ્રિયોને મિથ્યાદષ્ટિ સાસ્વાદન એ બે ગુણસ્થાન છે. લબ્ધિ પર્યાપ્ત સમ્મૂચ્છિંમ મનુષ્યો છેજ નહિં, સમ્મૂ૦ મનુષ્યો લબ્ધિ અપર્યાપ્તાજ હોય તેથી મિથ્યાદષ્ટિ એજ એક પહેલું ગુણસ્થાન

છે. ગતિ સંબંધિ પણ વિશેષ વિચાર તો ગ્રંથાંતરથી જ વિચારવો, અહિં તો સંક્ષિપ્ત સ્વરૂપે કહેલ છે. ॥ इति गतिमार्गणायां जीवसमासाः ॥१॥

**अवतरण**—એ પ્રમાણે પહેલી ગતિમાર્ગણાના ૪ પ્રકાર અને તેમાં જીવસમાસનો સમવતાર કરીને હવે બીજી પાંચ જાતિમાર્ગણામાં ૧૪ જીવસમાસનો સમવતાર કરવાને અર્થે પ્રથમ તો जातिमार्गणाना ૫ પ્રકાર વિગેરે કહે છે—

**एगिंदिया य बायरसुहुमा पज्जत्तया अपज्जत्ता। बियतियचउरिंदियदुविहभेय पज्जत्त इयरे य ॥२३॥**

**पंचिंदिया असण्णी सण्णी पज्जत्तया अपज्जत्ता। पंचिंदिएसु चोद्दस मिच्छद्दिट्ठी भवे सेसा ॥२४॥**

गाथार्थः—એકેન્દ્રિયો બાદર અને સૂક્ષ્મ એમ બે પ્રકારના છે, તે દરેક પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે પ્રકારના છે. તથા દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય એ ત્રણ વિકલેન્દ્રિયજાતિ પણ પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે પ્રકારે છે. તથા પંચેન્દ્રિય જાતિવાળા જીવો અસંજ્ઞી અને સંજ્ઞી એમ બે પ્રકારના છે, તે દરેક પુનઃ પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે પ્રકારે છે. એ રીતે ૫ વા ૧૪ જાતિભેદ છે. તેમાં પંચેન્દ્રિય જાતિમાં ૧૪ જીવસમાસ છે, અને શેષ ૪ જાતિમાં મિથ્યાદષ્ટિ એ એકજ જીવ-સમાસ છે. ॥૨૩–૨૪॥

**भवार्थः**—અહિં ૫ જાતિમાર્ગણામાં પ્રસિદ્ધ જીવના ૧૪ ભેદ ગણ્યા છે. તે આ પ્રમાણે—

| | |
|---|---|
| ૧ અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય ગુ૦ ૧ લું. | ૩ અપર્યાપ્ત બાદર એકેન્દ્રિય ,, * |
| ૨ પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય ,, | ૪ પર્યાપ્ત બાદર એકેન્દ્રિય ,, |

* આ ગ્રંથમાં પહેલા ૧૦ જીવભેદમાં મિથ્યાદષ્ટિરૂપ એકજ જીવસમાસ કહ્યો છે, સિદ્ધાન્તાદિકમાં ઘણા સ્થાને તો બા૦ એકેન્દ્રિયાદિ ૪ કરણ

५ અપર્યાપ્ત દ્વીન્દ્રિય ,,
૬ પર્યાપ્ત દ્વીન્દ્રિય ,,
૭ અપર્યાપ્ત ત્રીન્દ્રિય ,,
૮ પર્યાપ્ત ત્રીન્દ્રિય ,,
૯ અપર્યાપ્ત ચતુરિન્દ્રિય ગુ૦ ૧ લું.
૧૦ પર્યાપ્ત ચતુરિન્દ્રિય ,,
૧૧ અપ૦ અસંજ્ઞિ પંચે૦ ગુ૦ ૧ લું. ×
૧૨ પર્યાપ્ત અસંજ્ઞી પંચે૦ ગુ૦ ૧ લું.
૧૩ અપર્યાપ્ત સંજ્ઞી પંચે૦ ગુ૦ ૧-૨-૪
૧૪ પર્યાપ્ત સંજ્ઞી પંચે૦ ગુ૦ ૧ થી ૧૪

એ રીતે ૧૪ જીવભેદમાં પ્રત્યેકમાં જીવસમાસ કહ્યા.

**अवतरण**—પૂર્વગાથામાં ૫ જાતિમાર્ગણાને અપર્યાપ્ત પર્યાપ્ત આદિ ભેદે ૧૪ જીવભેદ રૂપે ગણીને તેમાં ૧૪ જીવસમાસ કહ્યા તો પ્રથમ પર્યાપ્તિઓજ કઇ છે કે જે હોવાથી પર્યાપ્ત અને ન હોવાથી જીવો અપર્યાપ્ત ગણાય છે? એ આશંકાના નિવારણરૂપ આ ગાથાથાં પર્યાપ્તિઓ કહીને કયા જીવને કેટલી પર્યાપ્તિઓ હોય? તે પણ કહે છે—

**आहारसरीरिंदिय पज्जत्ती आणपाण भासमणे । चत्तारि पंच छप्पि य एगिंदिय विगलसण्णीणं ॥२५॥**

અપર્યાપ્તમાં (બા૦ એકે૦ દ્વી૦ ત્રી૦ ચતુ૦માં) મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદન એ બે જીવસમાસ કહ્યા છે. એનું કારણ આ ગ્રંથની વૃત્તિમાં પ્રશ્નોત્તર પૂર્વક કહ્યું છે કે "અલ્પકાળ હોવાથી અથવા શીઘ્ર મિથ્યાત્વ પામનાર હોવાથી અને અનંતા૦ના ઉદયવડે મલિન હોવાથી એ ૧૦ જીવભેદમાં સાસ્વાદન જીવસમાસ વિવક્ષ્યો નથી".

× કરણ અપ૦ બા૦ એકેન્દ્રિય દ્વી૦ ત્રી૦ ચતુ૦ને જેમ સાસ્વાદન હોવા છતાં આ ગ્રંથમાં સાસ્વાદન ગણ્યું નથી, તેમ આ ગ્રંથમાં કરણ અપ૦ અસં૦ પંચે૦માં પણ ગણ્યું નથી એમ જાણવું.

**ગાથાર્થઃ**—આહારપર્યાપ્તિ-શરીરપર્યાપ્તિ-ઇન્દ્રિયપર્યાપ્તિ-આનપાન(શ્વાસોચ્છવાસ)પર્યાપ્તિ-ભાષાપર્યાપ્તિ-મનઃપર્યાપ્તિ એ ૬ પર્યાપ્તિઓ છે, તેમાં એકેન્દ્રિય જીવોને પહેલી ૪ પર્યાપ્તિ છે, વિકલેન્દ્રિયોને (દ્વી૦ ત્રી૦ ચતુ૦) તથા અસંજ્ઞિપંચે૦ને ૫ પર્યાપ્તિ છે, અને સંજ્ઞિ પંચેન્દ્રિયને ૬ પર્યાપ્તિ છે. ॥૨૫॥

**ભાવાર્થ**—આહાર આદિ પુદ્ગલોને ગ્રહણ કરવા અને આહારાદિ સ્વરૂપે બનાવવામાં કારણ રૂપ જીવની જે શક્તિ કે જે આહારાદિ પુદ્ગલોના ઉપષ્ટંભથી (અવલંબનથી) પ્રાપ્ત થાય છે તે શક્તિનું નામ પર્યાપ્તિ છે. તે ૬ પ્રકારની છે, અને તે આ પ્રમાણે—

૧ આહારપર્યાપ્તિ-જે શક્તિવડે આહારના પુદ્ગલો ગ્રહણ કરી ખલરસરૂપે પરિણમાવે તે શક્તિ આહારપર્યાપ્તિ કહેવાય. (અહિં ખલ એટલે મળ આદિ અસાર પદાર્થ અને રસ એટલે સાત ધાતુઓપણે પરિણમી શકે એવો સાર રૂપ આહાર પરિણામવિશેષ).

૨ શરીરપર્યાપ્તિ-રસરૂપ થયેલા આહારને [1]રસ-રૂધિર-માંસ-મેદ-હાડ-મજ્જા-શુક્ર એ સાત ધાતુરૂપે બનાવવાની જીવશક્તિ.

૩ ઇંદ્રિયપર્યાપ્તિ-સાત ધાતુરૂપે બનેલા આહારને ઇન્દ્રિયોરૂપે બનાવવાની શક્તિ.

૪ શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિ-જે શક્તિ વડે (સ્વાવગાહી આકાશમાંથી) શ્વાસોચ્છવાસ વર્ગણાનાં પુદ્ગલો ગ્રહણ કરે, ગ્રહણ કરી શ્વાસો૦ રૂપે બનાવે, [2]અવલંબે, અને ત્યારબાદ વિસર્જે તે. [ એ રીતે શ્વાસો૦ને ગ્રહણ પરિણામ આલંબન વિસર્જન એ ચાર ક્રિયા પ્રત્યેની શક્તિ તે ]

---

૧ જે રસમાંથી શેષ ૬ ધાતુઓ બને છે તે રસ સહિત ૭ ધાતુ, અથવા પ્રથમ જે રસ બન્યો છે તેમાંનોજ એક પરિણામાન્તર રસ.

૨ ઉચ્છવાસાદિ પુદ્ગલોને ઉચ્છવાસાદિ રૂપે પરિણમાવ્યા બાદ વિસર્જન કરવા માટે થતો એક પ્રકારનો પ્રયત્ન વિશેષ તે અવલંબન. જેમ બાણ વિસર્જનમાં પશ્ચાત્ આકર્ષણ રૂપ પ્રયત્ન હેતુભૂત છે તદ્વત્

૫ ભાષાપર્યાપ્તિ-જે શક્તિવડે ભાષા યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી ભાષાપણે પરિણમાવી અવલંબીને વિસર્જે તે શક્તિ. [ આ ભાષાગ્રહણ પણ સ્વાવગાહી આકાશમાંથીજ જાણવું ]

૬ મનઃપર્યાપ્તિ-જે શક્તિવડે મન યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી મનરૂપે બનાવી (ચિંતવનના ઉપયોગવાળાં બનાવી) અવલંબી વિસર્જે તે શક્તિ. [આ મનઃપુદ્ગલો પણ સ્વાવગાહી આકાશમાંથીજ ગ્રહણ કરે છે].

એ પ્રમાણે ૬ પર્યાપ્તિ કહીને હવે કયા જીવને કેટલી પર્યાપ્તિઓ હોય તે ગાથામાં સ્પષ્ટ દર્શાવેલ છે કે-સર્વ એકેન્દ્રિયોને ૪ વિકલેન્દ્રિયોને ૫ અને સંજ્ઞી પંચેન્દ્રિયને ૬ પર્યાપ્તિ છે. અહિં विकलेन्द्रिय પદથી મનોવિકલ (મનરહિત ત્રસજીવો) ગણેલા હોવાથી અસંજ્ઞી પંચેન્દ્રિયને પણ વિકલેન્દ્રિય તરીકે ગણ્યા છે [ નહિતર સંજ્ઞા પ્રમાણે વિકલેન્દ્રિયમાં કેવળ દ્વી૦ ત્રી૦ ચતુ૦જ ગણાય છે ]. ॥ इति इन्द्रियमार्गणासु जीवसमासः ॥

**અવતરણ—**પૂર્વ ગાથામાં ઇન્દ્રિય માર્ગણામાં સમાસ કહીને હવે ત્રીજી કાય માર્ગણાના ૬ પ્રકાર અને તેમાં જીવસમાસનો સમાવતાર આ ગાથામાં કહે છે—

**पुढविदगअगणिमारुय साहारणकाइया चउद्धा य। पत्तेय तसा दुविहा चोद्दस तस सेसिया मिच्छा ॥२६॥**

**ગાથાર્થ—**પૃથ્વીકાય-અપ્કાય-અગ્નિકાય-મારૂત=વાયુકાય-સાધારણ વનસ્પતિકાય એ પાંચ કાય દરેક (સૂ૦ બા૦ પર્યા૦ અપર્યા૦ ભેદથી) ચાર ચાર પ્રકારની છે, તથા પ્રત્યેક વનસ્પતિકાય અને ત્રસકાય એ બે અપર્યાપ્ત ને પર્યાપ્ત એમ બે બે પ્રકારની છે. એ ૭માં ત્રસકાય ચૌદ જીવસમાસવાળો છે, અને શેષ ૬ મિથ્યાદ્રષ્ટિ છે. [ સર્વત્ર વનસ્પતિકાય એકજ ગણીને ૬ કાય હોય છે, પરન્તુ

અહિં વનસ્પતિના બે ભેદ ગણવાથી ૭ની સંખ્યા થઈ છે ] ॥૨૬॥

**ભાવાર્થ**—માર્ગણા તરીકે કાય ૬ પ્રકારની છે–પૃથ્વી–અપ–તેઉ–વાયુ–વનસ્પતિ–ત્રસકાય. તેમાં પૃથ્વીકાય વિગેરે પાંચે કાય સૂક્ષ્મ અને બાદર એમ બે પ્રકારે છે. ત્યાં સૂક્ષ્મનામકર્મના ઉદયથી જે પૃથ્વી વિગેરેનાં શરીર અતિ સૂક્ષ્મ ઇન્દ્રિયને અગ્રાહ્ય, લોકમાં સર્વત્ર વ્યાપ્ત, અને વ્યવહારમાં નિરૂપયોગી છે તે સૂક્ષ્મ. અને બાદર નામકર્મના ઉદયથી જે જીવોનાં શરીર કંઈક મોટા પ્રમાણનાં, ઇન્દ્રિય ગ્રાહ્ય,લોકમાં અમુક સ્થાનેજ રહેલ, અને લોકવ્યવહારમાં ઉપયોગી થાય છે તે બાદર. પુનઃ એ પૃથ્વીકાયાદિ જીવો પર્યાપ્ત અને અપર્યાપ્તભેદથી બે બે પ્રકારે હોવાથી દરેક ચાર ચાર પ્રકારના છે. વિશેષ એ છે કે વનસ્પતિ સાધારણ અને પ્રત્યેક એમ બે પ્રકારની છે તેમાં જે સાધારણ વનસ્પતિ છે (કે જે અનંતકાય અથવા નિગોદ તરીકે ઓળખાય છે) તે ચાર પ્રકારની છે, અને પ્રત્યેક વનસ્પતિ કેવળ બાદર જ હોવાથી અપર્યાપ્ત ને પર્યાપ્ત એમ બે પ્રકારનીજ છે. તથા ત્રસકાય પણ બાદરજ હોવાથી પર્યાપ્ત ને અપર્યાપ્ત એમ બે પ્રકારનીજ છે. જેથી ૬ કાયને ૭ કાય ગણતાં આ ગ્રંથમાં ૨૪ પ્રતિભેદ કાયમાર્ગણાના થયા તે આ પ્રમાણે ૪ પૃથ્વી૦, ૪ અપ૦, ૪ અગ્નિ૦, ૪ વાયુ૦, ૪ સાધા૦ વન૦, ૨ પ્રત્યેકવન૦, ૨ ત્રસકાય.

એ ૭ કાયભેદમાં ત્રસકાયમાં ૧૪ ગુણસ્થાન છે, અને શેષ છએ કાયમાં મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાન છે. કર્મગ્રંથાદિમાં બા૦પર્યાપ્ત પૃથ્વ્યાદિને કરણ અપર્યાપ્ત અવસ્થામાં જો કે સાસ્વાદન ગુણસ્થાન કહેલ છે તો પણ આ ગ્રંથમાં ૨૪ મી ગાથાના ભાવાર્થમાં કહેલી રીતે સાસ્વાદન ગુણસ્થાન ગણ્યું નથી તે ગ્રંથકર્તાની વિવક્ષા જ હેતુ છે. ॥૨૬॥ इति कायमार्गणायां जीवसमासाः ॥

**अवतरण**—પૂર્વગાથામાં કાયમાર્ગણામાં જીવસમાસ કહીને હવે એ પૃથ્વીકાયાદિ જીવો કયા કયા છે ? તે દર્શાવે છે—

**पुढवी य सक्करा वालुया य उवले सिला य लोणूसे । अय तंब तउय सीसय रुप्प सुवन्ने य वइरे य ॥२७॥**

**हरियाले हिंगुलए मणसीला सीसगंजणपवाले। अब्भपडलब्भवालुय बायरकाए मणिविहाणा ॥२८॥**

**गाथार्थ**—પૃથ્વીકાય જીવો આ પ્રમાણે છે—શર્કરા (કાંકર), વાલુકા (રેતી), ઉપલ (નાના પથરા), શિલા (મોટા પત્થર), લવણ (મીઠું), ઉષ (ખારો), તથા લોખંડ ત્રાંબુ તરવું સીસું રૂપું સુવર્ણ એ ધાતુઓ તથા વજ્ર (હીરો), હડતાલ, હિંગલોક, મણશીલ, સીસુ, અંજન (સુરમો), પ્રવાલ. અબરખ, અબરખની રેતી, તથા મણિના ભેદ તે સર્વ બાદર પૃથ્વીકાય તરીકે જાણવા. ॥૨૭-૨૮॥

**भावार्थ**—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ કે-એમાં ૨૭મી ગાથામાં સીસય અને ૨૮મી ગાથામાં સીસગ એ બન્ને સીસા અર્થવાળા છે તોપણ એ બે ધાતુ કિંચિત્ ભિન્નભેદવાળી જાણવી. તથા એ ધાતુઓ વિગેરે પૃથ્વીઓ જે વખતે ધાતુ આદિ સ્વરૂપે ઉત્પત્તિસ્થાનમાં હોય તે વખતે એ સચિત્ત પૃથ્વીરૂપ છે, પરન્તુ લોકવ્યવહારમાં આવતી લોખંડ વિગેરે ધાતુઓ તથા મણિભેદો સચિત્ત પૃથ્વીરૂપ નથી, કારણ કે અગ્નિ આદિ પ્રબળ શસ્ત્રવડે અચિત્ત થયેલી હોય છે. ॥૨૭-૨૮॥

**अवतरण**—પૂર્વ ગાથામાં મણિના ભેદને પૃથ્વીકાયમાં ગણાવ્યા છે તે મણિભેદો કહે છે—

**गोमेज्जए य रुयएअंके फलिहे य लोहियक्खे य । चंदप्पहवेरुलिए जलकंते सूरकंते य ॥२९॥**
**गेरुय चंदण वधगे भुयमोए तह मसारगल्ले य। वण्णाई हि य भेदा सुहुमाणं नत्थि ते भेया ॥३०॥**

**गाथार्थ**—ગોમેદકમણિ-રૂચકમણિ-અંકમણિ-સ્ફટિકમણિ-લોહિતાક્ષમણિ-ચંદ્રપ્રભમણિ, વૈડુર્યમણિ, જલકાન્તમણિ, સૂર્યકાન્ત મણિ, ગેરૂકમણિ, ચંદનમણિ, વધકમણિ, ભુજમોચકમણિ, તથા મસારગલ્લમણિ, એ ૧૪ પ્રકારના મણિ તે પૃથ્વીકાય છે. પુનઃ

વર્ણ ગંધ આદિવડે પણ પૃથ્વીકાયના અનેક ભેદ છે. એ સર્વભેદ બાદર પૃથ્વીકાયના છે, પરન્તુ સૂક્ષ્મ પૃથ્વીકાયના નથી.

**ભાવાર્થઃ**—સિદ્ધાન્તમાં મણિ ૧૮ પ્રકારના કહ્યા છે અને અહિં ૧૪ પ્રકારના કહ્યા છે તે કોઈક મણિમાં કોઈક મણીનો અન્તર્ભાવ ગણીને અવિરોધ વિચારવો, તત્વ શું છે તે શ્રી બહુશ્રુતોજ જાણે, સિદ્ધાન્તમાં કહેલા મણિના ૧૮ ભેદ આ પ્રમાણે—ગોમેદક-રૂચક-અંક-સ્ફટિક-લોહિતાક્ષ-મરકત-મસારગલ્લ-ભુજમોચક-ઈન્દ્રનીલ-ચંદન-ગેરૂક-હંસ-પુલક-સૌગંધિક-ચંદ્રપ્રભ-વૈડુર્ય-જલકાન્ત અને-સૂર્યકાન્ત એ ૧૮ મણિભેદ છે. ॥૨૯-૩૦॥

**અવતરણ**—એ પ્રમાણે બાદર પૃથ્વીકાયની વસ્તુઓ કહીને હવે આ ગાથામાં બાદર અપ્કાય કઈ કઈ છે ? તે દર્શાવે છે

**ओसा य हिमं महिगा हरतणु सुद्धोदए घणोए य। वण्णाईहि य भेया सुहुमाणं नत्थि ते भेया ॥३१॥**

**ગાથાર્થઃ**—ઓસ-હિમ-ધુમસ-હરતનુ-શુદ્ધોદક અને ઘનોદધિ એ ભેદો તથા વર્ણ ગંધ આદિ વડે બીજા ભેદો પણ બાદર અપ્કાયના છે, સૂક્ષ્મ અપ્કાયના એવા ભેદો નથી ॥૩૧॥

**ભાવાર્થઃ**—ઓસ=ઝાકળ, હિમ પ્રસિદ્ધ છે, હરતનુ તે સસ્નેહ જમીનમાંથી ચૂસાઈ વનસ્પતિના અગ્રભાગે નીકળેલ ભૂમિના ભેજનું પાણી, શુદ્ધોદક તે સમુદ્ર વિગેરેનાં મધ્યગત જળ, ઘનોદધિ તે સાત પૃથ્વી નીચે સાત મોટા નકકર જલપિંડ છે તેમજ કેટલાંક દેવવિમાનોની નીચે પણ નકકર જલપિંડ છે કે જેના ઉપર સાત પૃથ્વીઓ અને વિમાનો રહ્યાં છે. એ સર્વ (સચિત્ત) અપ્કાય જીવ છે. એ ઉપરાન્ત અમુક વર્ણ ગંધ રસ સ્પર્શ ઇત્યાદિ ભેદથી પણ અપ્કાયના ભેદ અનેક પ્રકારના છે [જેમ કાળું પાણી શ્વેત પાણી ઈત્યાદિ] એ સર્વભેદ બાદર અપ્કાયનાજ જાણવા, પરન્તુ સૂક્ષ્મ અપ્કાયના એવા કોઇ ભેદ નથી. દશવૈકાલિક વિગેરેમાં શિરાજળ (કુવાનું જળ) અન્તરિક્ષજળ (વર્ષાદનું જળ) ઈત્યાદિ જે અપ્કાય ભેદો કહ્યા છે તે આ ભેદોના ઉપલક્ષણથી ગ્રહણ કરવા, આ ગાથામાં સ્પષ્ટ કહ્યા નથી. ॥૩૧॥

**अवतरण**—આ ગાથામાં અગ્નિકાય જીવો દર્શાવે છે—

**इंगाल जाल अच्ची मुम्मुर सुद्धागणी य अगणी य। वण्णाईहि य भेया सुहुमाणं नत्थि ते भेया॥३२॥**

**गाथार्थ**—અંગારા, જ્વાલા, અર્ચી, મુર્મુર, શુદ્ધ અગ્નિ, અને અગ્નિ. તથા વર્ણ ગંધાદિ વડે ઉપજતા અગ્નિના ભેદ એ સર્વ ભેદ બાદર અગ્નિકાયના છે, પરન્તુ સૂક્ષ્મ અગ્નિકાયના એવા કોઇ ભેદ નથી. ॥૩૨॥

**भावार्थ**—ધુમ્રરહિત બળતા કાષ્ટ વિગેરેના અંગારા, અથવા લોહ આદિ ધાતુઓમાં (ગાળતી વખતે) વ્યાપ્ત થયેલો અગ્નિ તે અંગાર, અગ્નિ સાથે સંબંધવાળી જ્વાલા (ભડકો) તે જ્વાલા, અને કાષ્ટાદિકની સાથે અસંબદ્ધ જ્વાલા (છુટા ભડકા વિગેરે) તે અર્ચી, ભરસાડમાં અસ્પષ્ટ ધુંધવાતો અગ્નિ તે મુર્મુર, વિજળી વિગેરેનો તે શુદ્ધાગ્નિ, કેટલાક આચાર્યો ભડકા રહિત તથા ધુમાડા રહિત બળતા કાષ્ટાદિકના અગ્નિને શુદ્ધાગ્નિ કહે છે. એ અંગાર આદિ ભેદોથી ભિન્ન પ્રકારનો તે અગ્નિ, અથવા જે મહાનગરના દાહમાં ઇંટ વિગેરેમાં વ્યાપ્ત થયેલો અગ્નિ તે અગ્નિ. અહિં अगणी એ પદથી ઉલ્કા અશની વિગેરે અગ્નિ ભેદો પણ ઉપલક્ષણથી જાણવા. એ સર્વ ભેદો બાદર અગ્નિકાયના છે. કારણ કે સૂક્ષ્મ અગ્નિના એવા કોઈ ભેદ હોઇ શકતા નથી. સૂક્ષ્મ અગ્નિ તો સર્વલોક વ્યાપ્ત એકજ પ્રકારનો છે. ॥૩૨॥

**अवतरण**—આ ગાથામાં બાદર વાયુકાયના ભેદ દર્શાવાય છે—

**वाउब्भामे उक्कलि मंडलि गुंजा महा घण तणू य। वण्णाईहि य भेया सुहुमाणं नत्थि ते भेया॥३३॥**

**गाथार्थः**—ઉદ્ભ્રામકવાયુ, ઉત્કલિકાવાયુ, મંડલિવાયુ, ગુંજવાયુ. મહાવાયુ, ઘનવાયુ અને તનવાયુ તથા વર્ણાદિકથી ઉપજતા વાયુના ભેદ એ સર્વ ભેદ બાદર વાયુકાયના છે, સૂક્ષ્મ વાયુકાયના એવા કોઈ ભેદ નથી. ॥૩૩॥

**भावार्थ**—જે વાયુ ઉંચે ચઢતો વાય તે उद्भ्रामकवायु, જે રહી રહીને વાય તથા રેતી વિગેરેમાં ઓકળીઓ પાડે તે उत्कलिकावायु, વંટોળીયો તે मंडलीवायु, ગુંજારવ (ઘણા અવાજ) પૂર્વક વાય તે गुंजवायु, વૃક્ષાદિકને પણ ઉખેડી નાખે તે महावायु, ઘનોદધિની નીચે પિંડીભૂત થયેલો જાડો નિશ્ચલ વાયુ તે घनवायु, એજ ઘનવાયુની નીચે રહેલો પાતળો અને નિશ્ચલ વાયુ તે तनुवायु, એ બન્ને વાયુ સાત પૃથ્વીઓની તથા કેટલાંક દેવવિમાનોની નીચે રહેલા છે. એ સિવાયના સંવર્તવાયુ મંદવાયુ ઇત્યાદિ અનેક ભેદ છે તે ગાથામાં પ્રારંભે કહેલા વાઉ પદના ઉપલક્ષણથી ગ્રહણ કરવા. એ સિવાય વર્ણ ગંધ આદિ ભેદથી પણ વાયુના અનેક ભેદ છે. એ સર્વ ભેદ બાદર વાયુકાયના જાણવા, પરન્તુ સૂક્ષ્મ વાયુકાયના એવા કોઈ ભેદ નથી. ॥૩૩॥

**अवतरणः**—આ ગાથામાં બાદર વનસ્પતિકાયના ભેદ કહે છે—

**मूलग्गपोरबीया कंदा तह खंधबीय बीयरुहा। सम्मुच्छिमा य भणिया पत्तेय अणंतकाया य ॥३४॥**

**गाथार्थः**—મૂલબીજ–પર્વબીજ–કંદબીજ–સ્કંધબીજ તથા બીજરૂહ અને સમ્મૂર્છિમ એ છ પ્રકારની પ્રત્યેક વનસ્પતિ તથા અનંતકાય વનસ્પતિ (સાધારણ વમસ્પતિ) પણ છે. ॥૩૪॥

**भावार्थः**—જે વનસ્પતિઓનું बीज=ઉગવાનું સ્થાન પોતાના मूल=મૂળમાં હોય તે मूलबीज વનસ્પતિ ઉત્પલ કંદ અને કદલી (કેળ) આદિ છે. તથા જેનું ઉગવાનું સ્થાન પોતાના અગ્રભાગે–પર્યન્તભાગે હોય તે अग्रबीज, કોરંટક નાગવલ્લી આદિ, જેનું ઉગવાનું સ્થાન પોતાના પર્વમાં–ગાંઠામાં હોય તે पर्वबीज સેલડી વિગેરે, જેનું ઉગવાનું સ્થાન પોતાનો કંદ છે તે સૂરણ, આદિ कन्दबीज, જેનું ઉગવાનું સ્થાન પોતાનો સ્કંધ–કાષ્ટભાગ છે તે શલ્લકી પારિભદ્ર આદિ વનસ્પતિઓ स्कंधबीज, અને જે વનસ્પતિઓ પોતાના બીજમાંથી ઉગી શકે તે શાલી–મગ આદિ ધાન્ય જાતિઓ बीजरुह વનસ્પતિ કહેવાય. તથા તેવા પ્રકારના કોઈ પ્રસિદ્ધ

બીજના અભાવે જેઓ બળેલી ભૂમિમાં પણ સ્વતઃ ઉત્પન્ન થાય છે તેવી ઘાસ વિગેરે વનસ્પતિઓ સમ્મૂર્ચ્છિમ વનસ્પતિઓ કહેવાય. એ છ પ્રકારની પ્રત્યેક વનસ્પતિ છે. તેમજ છ પ્રકારની સાધારણ વનસ્પતિ પણ છે. જેના એકેક શરીરમાં એકેક જીવ હોય તે પ્રત્યેક વનસ્પતિ, અને જેના એકેક શરીરમાં અનન્ત અનન્ત જીવ હોય તે સાધારણ વનસ્પતિ. પ્રત્યેક વનસ્પતિનાં મૂળ કન્દ સ્કંધ ત્વચા શાખા પ્રશાખા એ ૬ અંગ દરેક અસંખ્ય અસંખ્ય પ્રત્યેક જીવ યુક્ત છે તોપણ અનેક સરસવની વાટને એકજ વાટ કહેવાનો વ્યવહાર છે અથવા અનેક તલના દાણાથી બનેલી તલસાંકળીને એકજ શષ્કુલિકા કહેવાનો વ્યવહાર છે તેમ અસંખ્ય મૂળ જીવથી બનેલા (અસંખ્ય મૂળ શરીરના પિંડ રૂપ) દીર્ઘ મૂળને પણ એક જ મૂળ કહેવાનો વ્યવહાર છે, તથા અસંખ્ય કંદ જીવથી બનેલા અસંખ્ય કંદ શરીરોના પિંડ રૂપ કંદને એકજ કંદ કહેવાનો વ્યવહાર છે. પરન્તુ વાસ્તવિક રીતે તો એ મૂળ કંદ આદિ અસંખ્ય મૂળજીવ અને અસંખ્ય કંદજીવ[1] રૂપ છે. એ રીતે ત્વચા શાખા પ્રશાખા પણ અસંખ્ય અસંખ્ય જીવાત્મક છે, અને પત્ર પુષ્પ ફળ બીજ એ ચાર અંગ (પ્રત્યેક વનસ્પતિનાં) એકેક જીવાત્મક છે, જેથી એક દીર્ઘ પત્રમાં પણ એકજ જીવ, એક પુષ્પમાં તથા પુષ્પના પણ એક એક પત્રમાં એકેક જીવ, ઈત્યાદિ રીતે એ ચાર અંગ એકેક જીવાત્મક છે. તથા સાધારણ વનસ્પતિનાં જે અંગ સાધારણ છે તે અંગના અસંખ્ય શરીરમાં પ્રત્યેકમાં અનન્ત અનન્ત જીવ છે, અને જે અંગ પ્રત્યેક છે તે પ્રત્યેકવનસ્પતિમાં કહ્યા પ્રમાણે છે. પ્રત્યેકવનસ્પતિમાં પણ જે સાધારણ અંગ હોય તેમાં પણ પ્રત્યેક શરીરમાં અનન્ત અનન્ત જીવ જાણવા. તથા જે સર્વાંગ સાધારણ વનસ્પતિ છે તેનાં સર્વે અંગના અસંખ્ય અસંખ્ય શરીરોમાં પ્રત્યેક એકેક શરીરમાં અનન્ત અનન્ત જીવ છે, એ રીતે વનસ્પતિ જીવો છે. ॥૩૪॥

---

૧ સઘળી પ્રત્યેક વનસ્પતિ એક શરીરમાં એક જીવવાળીજ હોય છે, પરંતુ એક શરીરમાં અસંખ્ય જીવ હોય છે, એમ સમજવાનું નથી. સાધારણ વનસ્પતિમાં તો એક શરીરમાં અનન્તજીવો હોય છે.

અવતરણ—હવે આ ગાથામાં કંદ આદિની પ્રધાનતાએ વનસ્પતિઓ કહે છે [અર્થાત્ સ્કંધ આદિ બીજા અવયવો હોવા છતાં પણ કન્દાદિ એકેક અવયવ પ્રધાન વનસ્પતિઓ કહે છે].

**कंदा मूला छल्ली कट्ठा पत्ता पवाल पुप्फफला। गुच्छा गुम्मा वल्ली तणाणि तह पव्वया चेव ॥३५॥**

**ગાથાર્થઃ**—કંદ-મૂળ-છાલ-કાષ્ટ-પત્ર-પ્રવાલ-પુષ્પ-ફલ તથા ગુચ્છ-ગુલ્મ-વલ્લી-તૃણ તથા પર્વ એ વનસ્પતિનાજ ભેદ છે.॥૩૫॥

**ભાવાર્થઃ**—સૂરણ આદિ વનસ્પતિઓ कंद નામથી ઓળખાય છે, સૂરણમાં પત્ર સ્કંધ આદિ બીજા અવયવો છે તો પણ લોકમાં સૂરણાદિનો કંદ જ વિશેષ ઉપયોગી હોવાથી એ વનસ્પતિઓ કંદ કહેવાય છે, તેમજ એ કંદ અવયવનો નાશ થતાં એના સંબંધવાળા મૂળ સ્કંધ પત્ર આદિ શેષ અવયવો પણ અવશ્ય નાશ પામે છે. એ રીતે બીજી મૂલ આદિ વનસ્પતિઓ પણ તે તે અવયવની વિશેષ મુખ્યતાવાળી જાણવી. જેમ એરંડ આદિ મૂળ પ્રધાન વનસ્પતિ છે, છલ્લી એટલે છાલ એટલે त्वचानी મુખ્યતાવાળી તજ આદિ જાણવી. તથા ત્વચાની અંદર રહેલો ગર્ભભાગ તે કાષ્ટ કહેવાય, તે ખેર સાગ આદિ વનસ્પતિઓ काष्ठ પ્રધાન જાણવી. નાગવલ્લી આદિ તે पत्र વનસ્પતિ, અશોકવૃક્ષ આદિ प्रवाल (પ્રશાખા) વનસ્પતિ, જાઇ જુઇ આદિ पुष्प વનસ્પતિ, બોરડી આદિ फल વનસ્પતિ, ગુચ્છ એટલે ઘણા ફળનો ગુચ્છો, તેવી ગુચ્છા-ફળવાળી वृन्ताकी (રિંગણી) આદિ गुच्छ વનસ્પતિ. જે એક વેલો જે સ્થાને ઉગ્યો હોય તેજ સ્થાને તે વેલાના મૂળમાં બીજા ઘણા વેલા-લતા જૂથ થઇને ઉગે તેવી જૂથવાળી નવમલ્લિકા આદિ गुल्म વનસ્પતિઓ છે. કાકડી તુરીયાં વિગેરેના વેલા તે वल्ली, શામો વિગેરે ઘાસ જેવો જાતિઓ તે तृणવનસ્પતિ, पर्व એટલે ગાંઠા, તેમાંથી ઉગનારી તે શેલડી આદિ पर्व વનસ્પતિ. એમાંની કેટલીક વનસ્પતિઓ પૂર્વ ગાથામાં [૩૪મી ગાથામાં] કહી છે તેથી પુનરૂક્તિ દોષરૂપે ન જાણવી, કારણ કે ૩૪મી ગાથામાં વનસ્પતિભેદો સામાન્યથી કહ્યા છે અહિં વિશેષથી કહ્યા છે. આ ગાથામાં

કહેલી ઘણી વનસ્પતિઓ પૂર્વ ગાથામાં કહેલી વનસ્પતિઓમાં યથાસંભવ અન્તર્ગત થાય છે સર્વથા ભિન્ન નથી. પુનઃ આ સિવાય બીજા પણ અનેક વનસ્પતિ ભેદ ગ્રન્થાન્તરથી જાણવા. ॥૩૫॥[1]

**અવતરણ**—પૂર્વ ગાથામાં બાદર વનસ્પતિના ભેદ કહીને હવે આ ગાથામાં સાધારણ વનસ્પતિના (બાદરના) વિશેષભેદ કહે છે-

**सेवाल पणग किण्हग कवया कुहुणा य बायरो काओ । सव्वो य सुहुमकाओ सव्वत्थ जलत्थलागासे ॥३६॥**

**ગાથાર્થ**:—સેવાલ-પનક-કિન્નક-કવય-કુહુણા ઇત્યાદિ બાદર સાધારણ વનસ્પતિકાય છે, અને સર્વ સૂક્ષ્મ સાધારણ વનસ્પતિકાય તે સર્વત્ર જળ સ્થળ અને આકાશમાં છે. ॥૩૬॥

**ભાવાર્થ**:—જળ ઉપર લીલ વળે છે તે સેવાલ, કાષ્ટ આદિ પદાર્થોમાં ફુગ વળે છે તે પનક, જળના ઘડા વિગેરેમાં અંદરના ભાગમાં વિશેષતઃ વર્ષા ઋતુમાં જે ઉલ વળે છે તે કિન્નક, ભુમિફોડા (વર્ષાઋતુમાં ઉગતા) તે કવય, અને સર્પ આકારના, તથા છત્ર આકારના ભૂમિફોડા તે [2]કુહણ. એમાં કવય અને કુહણાને અન્ય ગ્રંથોમાં ભાવાર્થથી [3]પ્રત્યેક વનસ્પતિમાં કહેલા દેખાય છે, અને અહિં તે સાધારણ વનસ્પતિ કહેલ છે માટે તત્વ શું છે તે સર્વજ્ઞ જાણે.

એ સેવાલ આદિ સર્વ ભેદ બાદર સાદર સાધારણ વનસ્પતિના છે. અને સૂક્ષ્મ સાધારણ વનસ્પતિ તે સર્વ લોકાકાશમાં

---

૧ ૩૪-૩૫ મી ગાથામાં કહેલા વનસ્પતિ ભેદો પ્રકીર્ણ છે, વ્યવસ્થિત રીતે અનુક્રમ પૂર્વક વનસ્પતિ ભેદો તો શ્રી પ્રજ્ઞાપનાજી આદિથી જાણવા યોગ્ય છે.

૨ કવય અને કુહણમાં કોઇ આકાર વિશેષાદિકથી ભેદ સંભવે છે, નહિંતર બન્ને ભૂમિફોડાજ છે.

૩ કવય અને કુહણમાં પ્રત્યેક વનસ્પતિના ૧૨ ભેદમાં કુહણ મૂળભેદ છે અને કવય કોઇ પ્રતિભેદમાં અન્તર્ગત છે, મૂળભેદમાં નથી.

સર્વત્ર વ્યાપ્ત છે, તેમજ વિશેષથી પણ જળ સ્થળ અને આકાશમાં અનિયતપણે (=સર્વત્ર) રહેલ છે. અને બાદર સાધારણવનસ્પતિ તો નિયત પૃથ્વી જળ આદિ સ્થાને રહેલ છે. આ ગ્રંથમાં કહેલા એ સેવાલ આદિ ભેદોના ઉપલક્ષણથી સિદ્ધાન્તમાં आलुए मूलए सिंगबेर ઈત્યાદિ ગાથાઓમાં કહેલા સાધા૦વનસ્પતિના બીજા પણ અનેક ભેદો ગ્રહણ કરવા ॥૩૬॥

**अवतरण**—આ ગાથામાં સાધારણ વનસ્પતિની પરીક્ષા કરવાને લક્ષણ કહે છે—

**गूढसिरसंधिपव्वं समभंगमहीरयं च छिन्नरिहं । साहारणं सरीरं तव्विवरीयं च पत्तेयं ॥३७॥**

**गाथार्थः**—ગૂઢશિરા, ગૂઢસંધિ, ગૂઢપર્વ, સમભંગ, અહીરક અને છિન્નરૂહ એ ૬ લક્ષણોવાળી સાધારણ વનસ્પતિકાય છે, અને એથી વિપરીત લક્ષણોવાળી પ્રત્યેક વનસ્પતિકાય છે (એ વનસ્પતિરૂપ પાંચમી કાય કહી). ॥૩૭॥

**भावार्थः**—જે પત્ર સ્કંધ નાલ શાખા વિગેરેની શિરાઓ-નસો ગુપ્ત હોય (પ્રગટ ન દેખાતી હોય) તે સાધારણ વનસ્પતિ, તથા જેના સાંધા ગુપ્ત હોય તે સાધારણ વનસ્પતિ, તથા જેના ગાંઠા ગુપ્ત હોય તે સાધારણ વનસ્પતિ, તથા જે શાખાદિક ભાગતાં અને પત્રાદિકને તોડતાં સરખો ભંગ (ઉંચા નીચા વિષમ અવયવ રહિત સરખી પાટીવાળો ભાગ) થાય તે સાધારણ વનસ્પતિ, તથા જેની અંદર હીરક-તંતુ [તાંતણા વા રેસા] પ્રગટ ન દેખાતા હોય તે સાધારણ વનસ્પતિ, તથા જેને છેદીને ઘેર લાવ્યા બાદ લગભગ સૂકાઈ જવા છતાં પણ જળાદિકના સિંચનથી ગળો આદિકવત્ પુનઃ ઉગે તે સાધારણ વનસ્પતિ. એ રીતે ૬ લક્ષણવાળી સાધારણ વનસ્પતિ જાણવી. પુનઃ સાધારણ વનસ્પતિ પારખવાનાં એ ૬ જ લક્ષણ છે એમ નહિં, સિદ્ધાન્તમાં चक्कागं भज्जमाणस्स આદિ ગાથાથી [જેને ભાગતાં ચક્રાકાર ભાગ થાય અને ગ્રંથિ ઘણી રજવાળી થાય, પૃથ્વી સરખો ભેદ થાય તે અનંત. કાય જાણવી ઈત્યાદિ ભાવાર્થથી] બીજાં પણ લક્ષણો કહ્યાં છે ॥ इति ५ स्थावरकायस्य भेदप्रतिभेदाः ॥३७॥

## ॥ छट्ठी त्रसकाय मार्गणाना भेद प्रतिभेदादि ॥

**अवतरण**—એ પ્રમાણે ૫ સ્થાવરકાય માર્ગણાના ભેદાનુભેદ કહીને હવે છઠ્ઠી ત્રસકાય માર્ગણાના ભેદાનુભેદ વિગેરે બીજું પણ સ્વરૂપ પ્રસંગથી કહેવાશે. ત્યાં પ્રથમ આ ગાથામાં ત્રસકાયના બે અથવા ચાર મૂળભેદ કહે છે—

त्रसकायना मेदो

**दुविहा तसा य वुत्ता वियला सयलिंदिया मुणेयव्वा । बितिचउरिंदिय वियला सेसा सयलिंदिया नेया ॥**

**गाथार्थः**—ત્રસજીવો બે પ્રકારના કહ્યા છે, તેમાં ૧ વિકલેન્દ્રિય, ૨ સકલેન્દ્રિય એ બે મૂળભેદ, તેમાં પણ દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવો વિકલેન્દ્રિય જાણવા, અને શેષ પાંચ ઇન્દ્રિયવાળા જીવો તે સકલેન્દ્રિય જાણવા. ॥૩૮॥

**भावार्थः**—શીત આતપ આદિકથી ત્રાસ પામીને સ્થાનાન્તર જાય તે ત્રસ. વિકલ એટલે સંપૂર્ણ પાંચ ઇન્દ્રિયોથી ન્યૂન ઇન્દ્રિયવાળા તે વિકલેન્દ્રિય જીવો દ્વીન્દ્રિયાદિ ત્રણ પ્રકારના છે. [એકેન્દ્રિયો પણ અસંપૂર્ણ ઇન્દ્રિયવાળા છે પરન્તુ સર્વથા જઘન્ય એકની સંખ્યાને અહિં વિકલ શબ્દમાં વિવક્ષી નથી તેથી અથવા વિકલેન્દ્રિય ભેદ અહિં ત્રસકાયનોજ છે, અને એકેન્દ્રિયો સ્થાવર છે માટે વિકલેન્દ્રિયમાં એકેન્દ્રિય ગણી શકાય નહિં.] તથા સકલ-સર્વ-પાંચે ઇન્દ્રિયોવાળા તે પંચેન્દ્રિય, એ રીતે ત્રસકાયના દ્વીન્દ્રિયાદિ ૪ ભેદ છે. ॥૩૮॥

**अवतरण**—એ દ્વીન્દ્રિયાદિ વિકલેન્દ્રિયો તથા સકલેન્દ્રિય (પંચેન્દ્રિય) જીવો કયા કયા છે? તેના અતિ સંક્ષિપ્ત ભેદ આ ગાથામાં દર્શાવાય છે—

**संखा गोम्मी भमराइया उ विगलिंदिया मुणेयव्वा । पंचिंदिया य जलथलखहयरसुरनारयनरा य ॥३९॥**

**ગાથાર્થઃ**—શંખ ગુલ્મી અને ભ્રમર આદિ જીવો વિકલેન્દ્રિય જાણવા, તથા જલચર સ્થલચર ખેચર દેવ નારક ને મનુષ્ય એ સર્વ પંચેન્દ્રિય જીવો જાણવા. ॥૩૯॥

**ભાવાર્થઃ**—શંખ આદિ (શંખ કોડા જળો અલસીયાં પૂરા કૃમી મેહર ઈત્યાદિ) દ્વીન્દ્રિય જીવો છે [તેઓને સ્પર્શેન્દ્રિય અને રસેન્દ્રિય એ બે ઈન્દ્રિયો હોય છે], ગુલ્મી આદિ [ગુલ્મી=કાનખજૂરા માંકણ જૂ કીડી મંકોડા ઈયળ ધનેડા કંથવા ઈત્યાદિ] ત્રીન્દ્રિય [સ્પર્શન-રસના-ઘ્રાણ-નાસિકા એ ૩ ઈન્દ્રિયોવાળા] જીવો છે. ભમરા આદિ એટલે ભ્રમર વીંછી બગાઈ તીડ માખી મચ્છર ડાંસ પતંગીયાં વિગેરે જીવો ચક્ષુ ઇન્દ્રિય સહિત ચાર ઈન્દ્રિયવાળા હોવાથી ચતુરિન્દ્રિય જીવો છે. અને શ્રોત્રેન્દ્રિય સહિત પાંચ ઇન્દ્રિયવાળા તે પંચેન્દ્રિય જીવો જલચર આદિ છે. એમાં જળચર સ્થલચર ને ખેચર એ ત્રણ પ્રકારના તિર્યંચ પંચેન્દ્રિય છે. શેષ દેવ નારક ને મનુષ્ય એ ત્રણે પણ પંચેન્દ્રિય હોવાથી પંચેન્દ્રિય જીવો ચાર પ્રકારના છે. [નારક તિર્યંચ મનુષ્ય ને દેવ એ ચાર પ્રકારના પંચેન્દ્રિય છે. તેમાં નારક આદિ ત્રણ તો કેવળ પાંચ ઇન્દ્રિયોવાળાજ છે, અને તિર્યંચો તો એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધી પાંચ પ્રકારના છે, જેથી અહિં પંચેન્દ્રિયના ભેદમાં જળચરાદિ ત્રણ પ્રકારના પંચેન્દ્રિય તિર્યંચોજ ગ્રહણ કરવા]. ત્યાં જળમાં જન્મ અને ગતિવાળા તે મત્સ્યાદિ જલચર, સ્થલ-ભૂમિ ઉપર જન્મ અને ગતિવાળા તે હસ્તિ આદિ સ્થલચર, આકાશમાં [વૃક્ષોના માળા વિગેરેમાં] જન્મ અને ગતિવાળા [આકાશમાં ઉડનારા] તે પક્ષીઓ ખેચર કહેવાય. શેષ દેવ આદિ પ્રસિદ્ધ છે. ॥ इति ६ कायमार्गणा ॥૩૯॥

**અવતરણ**—એ છ પ્રકારના જીવનિકાયની સર્વની મળીને ૮૪ લાખ યોનિ છે, કંઈ અધિક કોડાકોડી કુલ સંખ્યા છે, ૬ સંઘયણ છે, ૬ સંસ્થાન છે ઈત્યાદિ અનેક ભાવો છે. તેમાંના કુલકોડી આદિ કેટલાક ભાવો શિષ્યના ઉપકારાર્થે પ્રસંગથી કહે છે—

बारसस्त्त य तिन्नि य सत्त य कुलकोडिसयसहस्साइं। नेया पुढविद्गागणिवाऊणं चेव परिसंखा ॥४०॥
कुलकोडिसयसहस्सा सत्तट्ठ य नव य अट्ठवीसं च। बेइंदिय तेइंदिय चउरिंदिय हरियकायाणं ॥४१॥
अद्धत्तेरसबारस दस दस कुलकोडिसयसहस्साइं। जलयर पक्खिचउप्पय उरभुयसप्पाण नवहुंति॥४२॥
छव्वीसा पणवीसा सुरनेरइयाण सयसहस्साइं। बारस य सयसहस्सा कुलकोडीण मणुस्साणं ॥४३॥
एगा कोडाकोडी सत्ताणउई भवे सयसहस्सा। पन्नासं च सहस्सा कुलकोडीणं मुणेयव्वा ॥४४॥

ગાથાર્થ—પૃથ્વીકાયની ૧૨ લાખ કુલકોડી, અપ્કાયની ૭ લાખ કુલકોડી, અગ્નિકાયની ૩ લાખ કુલકોડી અને વાયુકાયની ૭ લાખ કુલકોડી એ રીતે કુલકોડીની સંખ્યા જાણવી. દ્વીન્દ્રિયની ૭ લાખ કુલકોડી, ત્રીન્દ્રિયની ૮ લાખ કુલકોડી, ચતુરિન્દ્રિયની ૯ લાખ કુલ કોડી, અને વનસ્પતિકાયની ૨૮ લાખ કુલકોડી છે. જલચરની ૧૨॥ લાખ, પક્ષીઓની ૧૨ લાખ, ચતુષ્પદની ૧૦ લાખ, ઉરઃ પરિસર્પની ૧૦ લાખ અને ભુજપરિસર્પની ૯ લાખ કુલકોડી છે. દેવોની ૨૬ લાખ કુલકોડી, નારકોની ૨૫ લાખ કુલકોડી અને મનુષ્યોની ૧૨ લાખ કુલકોડી છે. એ પ્રમાણે કુલકોડોની સર્વસંખ્યા એક ક્રોડ સત્તાણુ લાખ અને પચાસ હજાર (૧૯૭૫૦૦૦૦ કુલકોડી જાણવી. ॥૪૦-૪૧-૪૨-૪૩-૪૪॥

ભાવાર્થ—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ કે—એકજ યોનિમાં જુદી જુદી જાતિના ઉત્પન્ન થતા જીવોના કુલ=સમુદાય તે કુલ કહેવાય. જેમ એકજ છાણના પિંડમાં જુદી જુદી જેટલી જાતિના કીડા આદિ ત્રીન્દ્રિય જીવો ઉપજે તેટલાં ત્રીન્દ્રિય કુલ, જેટલી

જાતના વિછા વિગેરે ચતુરિન્દ્રિય જીવો ઉપજે તેટલાં ચતુરિન્દ્રિય કુલ ઇત્યાદિ રીતે કુલનાં ઘણાં ક્રોડ જેટલા સંખ્યા જાણવા. એ રીતે યોનિ માત્ર ૮૪ લાખજ છે, અને તેમાં ઉપજતી કુલસંખ્યા કોટી ગમે છે. ॥ इति प्रसंगतः कुलकोडि ॥

**अवतरण**—કુલ તે યોનિમાંજ ઉત્પન્ન થતાં હોવાથી હવે આ ગાથામાં योनिनुं સ્વરૂપ કહે છે—यु=મિશ્રણ થવું અર્થાત્ ભવાન્તરમાં ઉપજતા જીવો તૈજસ કાર્મણ સહિત ઉપજે છે, ત્યારબાદ ઉત્પત્તિ સ્થાને ઔદારિકાદિ ભવયોગ્ય શરીર સ્કંધોની સાથે મિશ્રિત થાય છે, માટે એ રીતે જીવો જે સ્થાને તૈ૦કા૦શરીરને ઔદારિકાદિ સ્કંધો સાથે यु=મિશ્ર થાય અથવા यु=જોડે-યુક્ત કરે તે સ્થાનનું નામ योनि એટલે ઉત્પત્તિસ્થાન કહેવાય, તે સર્વ જીવો આશ્રયી ૮૪ લાખ છે.

प्रश्नः—જીવો અનંત છે તો જીવોનાં ઉત્પત્તિસ્થાન ૮૪ લાખજ કેમ ? દરેક જીવના સ્વ સ્વ ઉત્પત્તિસ્થાન આશ્રયી અનન્ત યોનિ ગણવી યોગ્ય છે, અથવા બીજી રીતે ઉત્પતિસ્થાન લોકાકાશ પ્રમાણ છે, અને લોકાકાશ અસંખ્યપ્રદેશ જેટલો છે તે ઉત્પત્તિસ્થાનો [1]અસંખ્ય હોવાથી યોનિઓ પણ અસંખ્ય ગણવી જોઇએ તો માત્ર ૮૪ લાખ જ કેમ ?

उत्तरः—જો કે ઉત્પત્તિસ્થાનો ઘણાં (અસંખ્ય) છે તો પણ શ્રી સર્વજ્ઞોએ દેખેલા કેટલાક [2]સરખા ધર્મોની અપેક્ષાએ એક યોનિ ગણી છે માટે યોનિ ૮૪ લાખ છે, જેથી ૮૪ લાખ યોનિમાં અસંખ્ય ઉત્પત્તિસ્થાનો અન્તર્ગત થાય છે (એકેક યોનિ પણ અસંખ્ય અસંખ્ય સમાન ઉત્પત્તિસ્થાનોવાળી છે.) તે જીવભેદે આ પ્રમાણે—

---

૧ અસંખ્ય પ્રદેશવાળું એક જ ઉત્પત્તિસ્થાન જઘન્ય વા ઉત્કૃષ્ટથી પણ અંગુલાસંખ્યેય ભાગમાત્ર ગણતાં પણ ઉત્પત્તિસ્થાનો અસંખ્ય છે. એથી જઘન્ય ઉત્પત્તિસ્થાન છે જ નહિં, અને અંગુલાસંખ્યેય ભાગથી અધિક મોટું પણ ઉત્પત્તિસ્થાન નથી.

૨ વૃત્તિમાં એ રીતે યોનિનો અર્થ મોઘમ જણાવ્યો છે, પરન્તુ ગ્રન્થાન્તરોમાં તો સરખા વર્ણ ગંધ રસ સ્પર્શ અને સંસ્થાનવાળા અનંત વા અસંખ્ય જીવોની પણ એક જ યોનિ ગણી છે. તાત્પર્ય એ કે સમાન વર્ણાદિવાળી યોનિને એક ગણી ચોરાશી લાખ કહી છે.

યોનિના મેદો

| | | |
|---|---|---|
| પૃથ્વીકાયની ૭૦૦૦૦૦ | સાધા૦ વન૦ ૧૪૦૦૦૦૦ | ચતુરિ૦ની ૨૦૦૦૦૦ |
| અપ્કાયની ૭૦૦૦૦૦ | પ્રત્યેકવન૦ ૧૦૦૦૦૦૦ | તિર્યંચપંચે૦ ૪૦૦૦૦૦ |
| તેઉકાયની ૭૦૦૦૦૦ | દ્વીન્દ્રિયની ૨૦૦૦૦૦ | નારકની ૪૦૦૦૦૦ |
| વાયુકાયની ૭૦૦૦૦૦ | ત્રીન્દ્રિયની ૨૦૦૦૦૦ | દેવની ૪૦૦૦૦૦ |
| | | મનુષ્યની ૧૪૦૦૦૦૦ |

એ પ્રમાણે સર્વ મળીને ૮૪૦૦૦૦૦ (૮૪ લાખ) જીવયોનિ છે. એ સિવાય એ ૮૪ લાખમાં જ અન્તર્ગત એવા બીજા પણ યોનિભેદ સંવૃત્ત વિવૃત આદિ છે તે ભેદોને તો ગ્રંથકાર સ્વતઃ ગાથાથી જ કહે છે—

**एगिंदियनेरइया संवुडजोणी य हुंति देवा य । विगलिंदियाण वियडा संवुड वियडा य गब्भंमि ॥४५॥**

**ગાથાર્થ**—એકેન્દ્રિયો નારકો અને દેવો એ સર્વે સંવૃત યોનિવાળા છે, વિકલેન્દ્રિયો વિવૃત યોનિવાળા છે, અને ગર્ભમાં ઉપજતા (ગર્ભજ) જીવો સંવૃતવિવૃત (ઉભય) યોનિવાળા છે ॥૪૫॥

**ભાવાર્થઃ**—નારકો નરકાવાસની ભીતિઓમાં ઢંકાયલા ગવાક્ષ સરખા નિષ્કુટોમાં ઉત્પન્ન થાય છે માટે સંવૃત્ત=(ઢંકાયલી અદૃષ્ટ) યોનિવાળા છે. દેવો દેવદૂષ્ય વસ્ત્રથી ઢંકાયલી દેવદૂષ્ય વસ્ત્રની અંદર-નીચે ઉત્પન્ન થાય છે તેથી દેવોની પણ સંવૃત યોનિ છે, એ પ્રમાણે એકેન્દ્રિયો અસ્પષ્ટ વા અપ્રગટ સ્થાનોમાં ઉત્પન્ન થતા હોવાથી સંવૃત યોનિવાળા છે. અને વિકલેન્દ્રિયો (દ્વી૦ ત્રી૦ ચતુ૦ અસંજ્ઞિપંચે૦ એ ચાર પ્રકારના જીવો) જે છાણુ વા જળાશય આદિક વિવૃત=પ્રગટ-દૃષ્ટ સ્થાનોમાં ઉપજતા હોવાથી વિવૃત યોનિવાળા છે. તથા ગર્ભજ જીવો સ્ત્રીના ગર્ભમાં ઉત્પન્ન થાય છે, તે ગર્ભાશય ઉદરમાં હોવાથી સંવૃત છે, પરન્તુ ઉદરવૃદ્ધિ આદિ લક્ષણો વિવૃત-પ્રગટ છે જેથી વિવૃત સંવૃત યોનિવાળા કહ્યા છે. ॥ इति संवृतादि ३ योनिभेदाः ॥૪૫॥

अवतरण:—આ ગાથામાં જીવોમાં અચિત્તાદિ ભેદવાળી યોનિઓ કહે છે—

**अच्चित्ता खलु जोणी नेरइयाणं तहेव देवाणं । मीसा य गब्भवसही तिविहा जोणी उ सेसाणं ॥४६॥**

ગાથાર્થ:—નારકોની તથા દેવોની અચિત્ત યોનિ જ હોય છે, ગર્ભજ જીવોની વસતિ-યોનિ મિશ્ર હોય છે, અને શેષ જીવોની યોનિ ત્રણે પ્રકારની હોય છે. ॥૪૬॥

ભાવાર્થ:—દેવોને ઉપજવાની ઉપપાત શય્યા અને નારકોને ઉપજવાની કુંભીઓ (કુંભીમાંનો અર્ધભાગ) એ બન્ને અચિત્ત હોવાથી દેવ નારકોની યોનિ અચિત્ત કહી છે. જો કે સૂક્ષ્મ એકેન્દ્રિયો સર્વલોકમાં વ્યાપ્ત છે છતા તેઓની અપેક્ષાએ પદાર્થોની સચિત્તતા ગણાતી નથી, પરન્તુ તે સિવાયના બીજા જીવે તે પદાર્થને સ્વદેહ રૂપે બનાવેલ હોય તો જ તે જીવની હયાતી વડે તે પદાર્થ સચિત્ત ગણાય છે. એ રીતે દેવનારકોનાં ઉત્પત્તિસ્થાનો કોઈ જીવ સંગ્રહિત નથી માટે અચિત્ત છે. તથા ગર્ભજ જીવોની યોનિ સચિત્તાચિત્ત છે, કારણ કે શુક્રશોણિતના (વીર્ય અને રૂધિરના) પુદ્ગલો અચિત્ત છે, અને સ્ત્રીનો [ગર્ભાશય રૂપ] અવયવ સચિત્ત છે, તેમાં ગર્ભજ જીવ ઉપજે છે માટે. તથા એકેન્દ્રિય વિકલેન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિય જીવોની યોનિ ત્રણે પ્રકારની છે, તેનું કારણ કે એ જીવો જે સ્થાને ઉત્પન્ન થાય છે તે સ્થાનો કોઈ અન્ય જીવના દેહરૂપ હોવાથી [1]સચિત્ત, તથા કેટલાંક અન્ય જીવે અસંગૃહિત હોવાથી વા સંગ્રહ કર્યાબાદ નિર્જીવ થયેલાં સ્થાનોમાં ઉત્પન્ન થાય છે માટે [2]અચિત્ત, અને કેટલાંક સ્થાન અન્ય જીવો વડે વ્યાપ્ત અવ્યાપ્ત હોવાથી [ઉત્પત્તિસ્થાનમાંનો કેટલોક ભાગ સજીવ ને કેટલોક ભાગ નિર્જીવ હોવાથી] [3]મિશ્રયોનિ કહેવાય છે. એ પ્રમાણે જીવોની યોનિ સચિત્તાદિ ભેદથી ૩ પ્રકારની છે ॥૪૬॥

---

૧ જેમ મનુષ્યદેહમાં કૃમિ આદિ થાય તેમ. ૨ જેમ સૂકા કાષ્ટમાં મેર કીડા થાય છે તેમ. ૩ ઉદરમાં ત્રસ જીવો ઉપજે છે તેમ.

अवतरण—ગાથામાં જીવોની શીત આદિ યોનિભેદ કહે છે—

**सीओसिणजोणीया सव्वे देवा य गब्भवक्कंता । उसिणा य तेउकाए दुह नरए तिविह सेसाणं ॥४७॥**

गाथार्थः—સર્વે દેવો અને ગર્ભજ જીવો શીતોષ્ણ યોનિવાળા છે, તેઉકાય ઉષ્ણ યોનિવાળા છે, નારકો બે પ્રકારની (શીત અને ઉષ્ણ) યોનિવાળા છે, અને શેષ જીવોની ત્રણે પ્રકારની (શીત-ઉષ્ણ-શીતોષ્ણ) યોનિ હોય છે. ॥૪૭॥

भावार्थः—દેવોની ઉપપાતશય્યાઓ એકાન્તે શીત નથી તેમ એકાન્ત ઉષ્ણ પણ નથી, પરન્તુ કંઇક શીત અને કંઇક ઉષ્ણ એમ મધ્યમ સ્પર્શો હોવાથી સર્વ દેવોની શીતોષ્ણ યોનિ છે. એ પ્રમાણે ગર્ભજ જીવોને ઉત્પન્ન થવાના ગર્ભાશયો પણ અત્યંત શીત વા અત્યંત ઉષ્ણ ન હોવાથી ગર્ભજ જીવોની યોનિ પણ શીતોષ્ણ છે. તેઉકાયની યોનિ કેવળ ઉષ્ણ છે, કારણ કે અગ્નિકાય જીવો તો જ્યારે સ્વ ઉત્પત્તિ ક્ષેત્ર અતિ ઉષ્ણપરિણામી થાય ત્યારે જ ત્યાં ઉત્પન્ન થાય છે. તથા નારકજીવોની કેટલાકની શીતયોનિ ને કેટલાકની ઉષ્ણયોનિ છે, કારણકે પ્રથમની ત્રણ નરકપૃથ્વીઓના નરકાવાસાઓનું સર્વ ક્ષેત્ર અત્યન્ત ઉષ્ણ છે, પરન્તુ ઉત્પન્ન થવાની કુંભીઓ તો અતિ શીત છે અને તેમાં નારકો ઉત્પન્ન થાય છે, તેથી શીતયોનિવાળા છે. પુનઃ કુંભીથી બહાર નિકળે ત્યારે તેઓ ક્ષેત્રની ઉષ્ણતા વડે જીવનપર્યંત શીતયોનિવાળા હોવાથી અતિ ઉષ્ણવેદના વેદે છે, તથા ચોથી નરકપૃથ્વીમાં ઉપરનાં ઘણા પ્રતરોમાં ઉષ્ણ નરકાવાસ છે, અને નીચેનાં થોડાં પ્રતરોમાં અતિ શીત નરકાવાસા છે, જેથી એ પૃથ્વીમાં અલ્પ નારકો ઉષ્ણ યોનિવાળા છે, અને ઘણા નારકો શીતયોનિવાળા છે. તથા પાંચમી પૃથ્વીમાં ઉપરનાં ઘણાં પ્રતરોમાં નરકાવાસ અતિશીત છે, અને નીચેનાં અલ્પ પ્રતરોમાં અતિ ઉષ્ણ નરકાવાસ છે, તેથી અલ્પનારકો શીતયોનિવાળા અને ઘણા નારકો ઉષ્ણ યોનિવાળા છે, તથા છઠ્ઠી અને સાતમી પૃથ્વીમાં સર્વ નરકાવાસ અતિશીત છે, પરન્તુ કુંભીરૂપ ઉત્પત્તિક્ષેત્ર અતિ ઉષ્ણ હોવાથી



योनिना मेदो

સવ નારકા ઉષ્ણુ યાનવાળા છ. અમ ક્ષત્ર શાત ત્યા યાન ઉષ્ણુ અન ક્ષત્ર ઉષ્ણુ ત્યા યાન શાત છ. કારણુ ક શાતયાન જીવોને ઉષ્ણુ વેદના [1]અધિક થાય છે, અને ઉષ્ણુયોનિકને શીતવેદના અધિક થાય છે એ રીતે વિપર્યય છે. આ ગ્રંથની મૂળવૃત્તિના કર્તાએ તો સર્વનરકપૃથ્વીઓમાં ક્ષેત્રને અનુસારે [ઉષ્ણુક્ષેત્રીને ઉષ્ણુયોનિ અને શીત ક્ષેત્રીને શીતયોનિ એ ભાવાર્થવાળું] વ્યાખ્યાન કર્યું છે. તે શ્રીપ્રજ્ઞાપનાસૂત્રના અભિપ્રાયથી બહુ વિસંવાદવાળું સમજાય છે, માટે એમાં તત્વ શું છે તે શ્રીબહુશ્રુતો જાણે.

પૂર્વે કહેલા દેવ, ગર્ભજ, અગ્નિ અને નારક સિવાયના સર્વ જીવોમાં કેટલાક શીત યોનિવાળા કેટલાક ઉષ્ણુ યોનિ અને કેટલાક શીતોષ્ણુ યોનિવાળા હોય છે. જેમ પૃથ્વીકાય રૂપ એકજ નિકાયના કેટલાક પૃથ્વી જીવો શીત યોનિવાળા કેટલાક પૃથ્વી-જીવો ઉષ્ણુ યોનિવાળા અને કેટલાક પૃથ્વીજીવો શીતોષ્ણુ યોનિવાળા છે, એ રીતે અપ્કાય વિગેરેમાં વિકલેન્દ્રિયોમાં અને સમ્મૂ૦-પંચેન્દ્રિયોમાં પણુ વિચારવું. ॥૪૭॥ इति योनिः ॥

**अवतरणः**—હવે આ ગાથામાં જીવોને સંહનનન કહેવાના પ્રસંગમાં પ્રથમ ૬ સંહનનનાં નામ કહેવાય છે—

**वज्जरिसहनारायं वज्जं नारायमं च नारायं । अद्धं चिय नारायं खीलिय छेवट्ठ संघयणं ॥४८॥**

**गाथार्थः**—વજ્રરિષભનારાચ-વજ્રનારાચ-નારાચ-અર્ધનારાચ-કિલિકા અને છેદસ્પૃષ્ટ એજ ૬ સંહનન છે. ॥૪૮॥

**भावार्थ**—संहति એટલે સંબંધ થવો ભેગા થવું ઈત્યાદિ અર્થથી સંહતિ તે સંહનન કહેવાય, અહિં હાડના અવયવોનો સંબંધ અથવા હાડના અવયવો અમુક પ્રકારે ભેગા મળવા તે संहनन સંબંધની વિચિત્રતાથી ૬ પ્રકારનું છે. ત્યાં वज्र=ખીલી

---

૧ શીતદેશમાં જન્મેલાને શીતવેદના અને ઉષ્ણુદેશમાં જન્મેલાને ઉષ્ણુવેદના બહુ પીડાકારી ન હોય, અને નારકીને અત્યંત પીડાના સંયોગ હોવા જોઈએ માટે.

ऋषभ=પાટો, અને એક છેડો બીજા છેડા ઉપર રહે ઉપર નીચેથી બન્ને છેડા પરસ્પર આંટી દઇને વળગેલા હોય તે नाराच એટલે મર્કટબંધ કહેવાય. ત્યાં હાડકાના બે છેડા મર્કટબંધ પૂર્વક થઇને તેના ઉપર નીચે વલયાકારે હાડના પાટો વળેલો હોઇને તે ઉપર હાડખીલી નીચે સુધી આરપાર ગયેલી હોય એવી હાડસંધિનું નામ वज्रऋषभनाराच. જેમાં પાટો ન હોય તે બીજું वज्रनाराच, અહિં ઘણા આચાર્યો ખીલી રહિત માનીને ઋષભનારાચ નામ કહે છે. ખીલી ને પાટા રહિત કેવળ મર્કટબંધ તે ત્રીજું नाराच, એક બાજુએ મર્કટબંધ તે अर्धनाराच નામે ચોથું સંહનન છે, તથા મર્કટબંધ વિના કેવળ ઉપર નીચે સંબંધવાળા હાડ છેડા હાડ ખીલી સહિત હોય તે પાંચમું कीलिका, તથા છેદ એટલે હાડના બે પર્યન્તભાગ (છેડા) પરસ્પર સંબંધ રૂપે वहं= વર્તતા હોય તે છેદવૃત્ત, અર્થાત્ બે હાડના બે છેડા સામા સામી (ઉપર નીચે નહિં એવા) સંબંધવાળા હોય તે છેદવૃત્ત, અથવા કેટલાક આચાર્યો सेवट्ट=सेवार्त्त સંહનન કહે છે. ત્યાં બે હાડના બે છેડા પરસ્પર સંબંધરૂપ સેવા વડે ઋત—વ્યાપ્ત હોય તે સેવાર્ત સંહનન. એ છઠું સંહનન ખીલી પાટો અને મર્કટબંધ ત્રણે રહિત હોય છે. એ પ્રમાણે ૬ સંહનનનું સંક્ષિપ્ત સ્વરૂપ જાણવું. ॥ इति ६ संहननानि ॥

अवतरण—સંહનનમાં ઋષભ વજ્ર અને નારાચ એ ત્રણે શબ્દના અર્થ કહે છે—

**रिसहो य होइ पट्टो वज्जं पुण कीलिया वियाणाहि । उभओ मक्कडबंधं नारायं तं वियाणाहि ॥४९॥**

गाथार्थ—ઋષભ એટલે પાટો એ અર્થ છે, અને વજ્ર એટલે ખીલી અર્થ જાણવો. અને બન્ને બાજુ મર્કટબંધ તે નારાચ એ શબ્દાર્થ જાણવો. ॥૪૯॥

भावार्थः—૪૮ મી ગાથાના ભાવાર્થમાંજ આ ગાથાનો ભાવાર્થ આવ્યો છે. ॥૪૯॥

**अवतरणः**—એ ૬ સંહનનમાં કયા જીવોને ક્યું સંઘયણ હોય છે અને કયા જીવોને સર્વથા હોય નહિં તે આ ગાથામાં કહે છે—

**नरतिरियाण छप्पिय हवइ हु विगलिंदियाण छेवट्टं। सुरनेरइया एगिंदिया य सव्वे असंघयणी ॥५०॥**

**गाथार्थः**—મનુષ્ય અને તિર્યંચોને છએ સંહનન હોય છે, વિકલેન્દ્રિયોને છેદસ્પૃષ્ટ સંહનન હોય છે, તથા દેવ નારક અને એકેન્દ્રિયો સર્વે સંહનન રહિત હોય છે. ॥૫૦॥

**भावार्थ**—અહિં "तिरियाणं=તિર્યંચોને" એ પદથી એકેન્દ્રિય વિકલેન્દ્રિયનું ગ્રહણ થઈ શકે તોપણ ગાથામાં એકેન્દ્રિય વિકલેન્દ્રિય ને ભિન્ન કહેલા હોવાથી "तिरियाणं એટલે પંચેન્દ્રિય તિર્યંચોને" એ અર્થ કરવો. જેથી મનુષ્યોને અને પંચેન્દ્રિય તિર્યંચોને ૬ સંહનન હોય છે, એ વક્તવ્ય સામાન્ય છે. પરન્તુ વિશેષતઃ વિચારીએ તો સંખ્યાત વર્ષના આયુવાળા તિર્યંચ પંચેન્દ્રિયોને છએ સંઘયણ હોય, અસંખ્ય વર્ષાયુવાળા (યુગલિક) તિર્યંચ પંચેન્દ્રિયોને કેવળ એક વજ્રર્ષભનારાચ સંહનન હોય. મનુષ્યોમાં પણ સંખ્યાત વર્ષના આયુવાળા ગર્ભજ મનુષ્યોને છએ સંહનન હોય, અસંખ્ય વર્ષાયુવાળા (યુગલ) મનુષ્યોને એકજ વજ્રર્ષભનારાચ હોય. અને સમ્મૂ૦ મનુષ્યોને તો આ ગ્રંથમાં વિકલેન્દ્રિયાન્તર્ગત ગણેલા હોવાથી વિકલેન્દ્રિયવત્ એક છેદસ્પૃષ્ટ સંહનન હોય છે. તથા વિકલેન્દ્રિયોને એટલે દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય અને અસંજ્ઞિ પંચેન્દ્રિય (તિર્યંચ મનુષ્ય) ને એક છેદસ્પૃષ્ટ સંઘયણ હોય છે. તથા દેવ નારક અને એકેન્દ્રિયોને તો સંહનન હોય જ નહિં. (કારણ કે સંહ-

૧ કોઈપણ એક જીવને કોઈ પણ એકજ સંઘયણ હોય, અનેક ન હોય.

નન તે હાડસંધિ રૂપ છે અને દેવ નારક એકેં૦ને હાડ હોય નહિં ). એ પ્રમાણે [1]જીવભેદોમાં સંહનન કહ્યાં. ॥ इति ६ संहननानि जीवभेदेषु ॥

संस्थानोनुं स्वरुप तथा जीवोमां तेनुं विवरण

**अवतरणः**—આ ગાથામાં ૬ સંસ્થાનનાં નામ અને જીવભેદોમાં તેની પ્રાપ્તિ કહે છે—

## समचउरंसा नग्गोह साइ खुज्जा य वामणा हुंडा। पंचिंदियतिरियनरा सुरा समा सेसया हुंडा ॥५१॥

**गाथार्थः**—સમચતુરસ્ર સંસ્થાન, ન્યગ્રોધ સંસ્થાન, સાદિ સંસ્થાન, કુબ્જ સંસ્થાન, વામન સંસ્થાન અને હુંડક સંસ્થાન એ ૬ સંસ્થાન છે. એ છએ સંસ્થાનવાળા પંચેન્દ્રિય તિર્યંચો અને મનુષ્યો છે, દેવો સમચતુરસ્ર સં૦વાળા છે, બાકીના સર્વ જીવો હુંડક સંસ્થાનવાળા છે [ ગાથામાં "સમચઉરંસા" આદિ પદો "પં૦ તિરિયનારા" એ પદનાં વિશેષણ રૂપ હોવાથી બહુવચનમાં આવ્યાં છે. એમ જાણવું. ] ॥૫૧॥

**भावार्थः**—શરીરના અવયવોની અથવા શરીરની અમુક આકારવાળી રચના (શરીરનો આકાર) તે संस्थान કહેવાય. તેમાં સામુદ્રિક શાસ્ત્રાનુસારે શરીરનું પ્રમાણ હોય તે ઉત્તમ સંસ્થાન समचतुरस्र નામનું છે. એમાં सम=સરખા પ્રમાણવાળા चतुः=ચાર अस्र=[1]બાજુ-ખુણા છે જેમાં તે સમચતુરસ્ર, અર્થાત્ ચારે બાજુથી સરખું પ્રમાણ હોય તે સમચતુરસ્ર. ન્યગ્રોધ એટલે વડવૃક્ષ સરખું પરિમંડલાકારવાળું હોય, એટલે વડવૃક્ષ જેમ ઉપર સુંદર આકારવાળું અને નીચે અસુંદર હોય છે તેમ નાભિથી ઉપરનું શરીર

---

૧ પદ્માસન વાળી બેઠેલા પુરૂષના જમણા ઢીંચણથી ડાબો ખભો, ડાબા ઢીંચણથી જમણો ખભો, બે ઢિંચણનું અંતર અને પદ્માસન મધ્યથી કપાલ સુધી એ માપ સરખાં હોય તો સમચતુરસ્ર સંસ્થાન કહેવાય.

લક્ષણયુક્ત સુંદર અને નાભિથી નીચેનું શરીર પ્રમાણ રહિત અસુંદર હોય તે ન્યગ્રોધ પરિમંડલ સંસ્થાન. તથા આદિ એટલે નાભીથી નીચેનો પગ પર્યન્તનો અર્ધ દેહભાગ તે સ-(શુભ લક્ષણવડે) સહિત હોય પરન્તુ નાભિથી ઉપરનો ભાગ લક્ષણયુક્ત ન હોય તે સાદિ સંસ્થાન ( ન્યગ્રોધથી વિપરીત ) જાણવું. તથા હાથ પગ મસ્તક ને ગ્રીવા ( ડોક ) લક્ષણયુક્ત હોય અને શેષ દેહભાગ ( કોઠો ) લક્ષણહીન હોય તે કુબ્જ સંસ્થાન. તથા હાથ પગ મસ્તક ને ગ્રીવા લક્ષણ રહિત હોઇને શેષ કોષ્ટભાગ ( પીઠ ઉદર આદિ ) લક્ષણ યુક્ત હોય તે વામન સંસ્થાન. તથા જે શરીરમાં એકે અવયવ લક્ષણયુક્ત ન હોય તે હુંડક સંસ્થાન. એ પ્રમાણે ૬ સંસ્થાનનું સંક્ષિપ્ત [1]સ્વરૂપ જાણવું.

એ ૬ સંસ્થાન સામુદાયિક જીવભેદે વિચારીએ તો પંચેન્દ્રિય ગર્ભજ તિર્યંચો અને મનુષ્યો છ એ સંસ્થાનવાળા [યુગલિકો કેવળ સમચતુરસ્ર સંસ્થાનવાળા] હોય છે. દેવો સર્વે સમચતુરસ્ર સં૦વાળા હોય છે, શેષ નારક એકેન્દ્રિયાદિ સર્વે જીવો હુંડક સંસ્થાનવાળા હોય છે. [અહિં એક જીવને એકજ સંસ્થાન હોય]. ॥૫૧॥

**અવતરણ**—પૂર્વ ગાથામાં એકેન્દ્રિય જીવોને હુંડક સંસ્થાન સામાન્યથી કહ્યું તે વિશેષતઃ=વિચારતાં પાંચે એકેન્દ્રિયોનાં પાંચ વિશિષ્ટ હુંડક સંસ્થાનો છે તે આ ગાથામાં કહે છે—

**मस्सूरए य थिबुगे, सूइ पडागा अणेगसंठाणा। पुढविदगअगणिमारुयवणस्सईणं च संठाणा ॥५२॥**

---

૧ સંસ્થાનોનું એ કહેલું સમગ્ર સ્વરૂપ શાસ્ત્રમાં મનુષ્યને ઉદ્દેશીને છે તેથી ગર્ભજ પંચેન્દ્રિય તિર્યંચ આદિનાં સંસ્થાનો પણ સામુદ્રિક શાસ્ત્રાનુસારે લક્ષણયુક્ત હોય તે સમચતુરસ્ર ઇત્યાદિ રીતે વિચારવું.

**ગાથાર્થઃ**—પૃથ્વીકાયનાં અપ્કાયનાં અગ્નિકાયનાં વાયુકાયનાં અને વનસ્પતિકાયનાં અનુક્રમે મસૂર આકારનાં સ્તિબુક (પરપોટા) આકારનાં, સોય આકારનાં, પતાકા આકારનાં અને અનેક આકારનાં હોય છે. ॥૫૨॥

**ભાવાર્થઃ**—મસૂર એ માળવા આદિ દેશમાં પ્રસિદ્ધ ધાન્ય વિશેષ છે તેના દાણા સરખો (ક્વચિત્ મસૂરની દાળ વા અર્ધચંદ્રાકાર કહેવાની પ્રસિદ્ધિ પણ છે). પૃથ્વીકાય જીવના શરીરનો આકાર છે, અપ્કાયના શરીરનો આકાર પાણીના પરપોટા સરખો છે, તેઉકાયના એક શરીનો આકાર સૂચી—સીવવાની સોય સરખો દીર્ઘ અને અણીદાર છે, વાયુકાયના એક શરીરનો આકાર ધ્વજા—પતાકા સરખો છે, અને વનસ્પતિના એક શરીરનો આકાર અમુક પ્રકારનો છે એમ નથી, કોઈ વનસ્પતિના શરીરનો કંઇ આકાર ને કોઇનો કંઇ આકાર છે, તેથી વનસ્પતિનું સંસ્થાન અનેક આકૃતિવાળું જાણવું. એ રીતે પાંચે એકેન્દ્રિયોના શરીરની પાંચ પ્રકારની [1]આકૃતિઓ સર્વ હુંડક સંસ્થાન તરીકેજ ગણવી. એ પ્રમાણે જીવોમાં સંસ્થાનો પણ કહ્યાં. ॥ इति ६ संस्थानानि जीवभेदेषु ॥ [અહિં સુધીમાં જીવસમાસવૃત્તિના શ્લોક રૂપે ગણત્રી ૧૦૦૦ સંપૂર્ણ થાય છે]. ॥૫૨॥

**અવતરણ**—હવે આ ગાથામાં પૃથ્વી આદિ કાય ઉપરાન્ત ઔદારિકાદિ શરીરરૂપ ૫ કાયભેદ છે તે કહેવાય છે, તેમજ જીવભેદોમાં પણ એ ૫ કાયભેદ કહેવાય છે—

**ओरालिय वेउव्विय आहारय तेयए य कम्मयए। पंच मणुएसु चउरो वाऊ पंचिंदियतिरिक्खे ॥५३॥**

**ગાથાર્થ**—ઔદારિક શરીર, વૈક્રિયશરીર, આહારકશરીર, તૈજસશરીર, અને કાર્મણશરીર એ ૫ શરીર છે, તેમાં મનુષ્યને ૫ શરીર, વાયુને ૪ શરીર અને પંચેન્દ્રિય ગર્ભજ તિર્યંચોને પણ ૪ શરીર છે. ॥૫૩॥

---

૧ એકેન્દ્રિયોનું એક શરીર ઇન્દ્રિયગ્રાહ્ય ન હોવાથી એ સંસ્થાનો દૃષ્ટિગોચર થતાં નથી, પરન્તુ અતિશય જ્ઞાનીઓએ એ આકાર સાક્ષાત્ દેખ્યા છે.



પાંચ શરીરનું વર્ણન તથા જીવોમાં તેનું કથન

ભાવાર્થઃ—શ્રી તીર્થંકરાદિકનાં શરીર અતિ પ્રધાન છે. માટે તેવાં ઉદાર=પ્રધાન શરીરોની અપેક્ષાએ મનુષ્ય તિર્યંચનાં ઔદારિક વર્ગણાથી બનેલાં શરીર તે ઔદારિક શરીર. અથવા ઉદાર એટલે મોટાં એ અર્થ પ્રમાણે વૈક્રિયાદિ શેષ શરીરની અપેક્ષાએ મનુ૦ તિ૦નાં મૂળ શરીર સ્થુલ છે (૩ ગાઉ અને ૧૦૦૦ યોજનનાં હોવાથી ઘણાં મોટાં છે. વૈક્રિયાદિ મૂળ શરીર સાત હાથ વા ૫૦૦ ધનુષનાં છે). અથવા ઉદાર એટલે સ્થુલ એ અર્થ ઘટે છે, કારણકે વૈક્રિયાદિ સ્કંધોની અપેક્ષાએ ઔદારિક સ્કંધો સ્થુલ-બાદર છે. એમ ત્રણે અર્થથી ઔદારિક શરીર અન્વર્થવાળું છે.

તથા વિ=વિવિધ પ્રકારની અથવા વિશિષ્ટ પ્રકારની ક્રિયા=ક્રિયાવાળું તે વૈક્રિય શરીર. અથવા ઔદારિક શરીરથી વિ=વિલક્ષણ ક્રિયા=ક્રિયાવાળું શરીર તે વૈક્રિય શરીર. એ રીતે વૈક્રિય શરીર એ નામ પણ સાન્વર્થ છે.

તથા શ્રી જિનેશ્વરની સમવસરણાદિ ઋદ્ધિ દેખવાને અર્થે અથવા કોઈ પદાર્થ સમજવાને અર્થે અથવા કોઈ સૂક્ષ્મ શંકાના નિવારણ અર્થે ચૌદ પૂર્વધરો જે શરીરને આહરે=ગ્રહણ કરે-બનાવે તે આહારક શરીર. આ આહારક જાતીય પુદ્ગલોથી બનાવેલા શરીરને પૂર્વોક્ત કારણે પૂર્વધરો કેવલી ભગવંત પાસે મોકલે છે. એક હાથ પ્રમાણનું બનાવે છે, અને અન્તર્મુ૦ માત્રમાં સંહરી લે છે. એ રીતે આહારક શરીર પણ સાન્વર્થ છે.

આહારપચન તેજોલેશ્યા શીતલેશ્યા શ્રાપદાન વરદાન ઇત્યાદિમાં હેતુભૂત તૈજસ=તેજોમય વા ઉષ્ણ પુદ્ગલો વડે બનેલું અને શરીરમાં ઉષ્ણતા રાખનારૂં શરીર તે તૈજસ શરીર. આ શરીર જો જન્મદેહમાંથી નિકળી જાય તો જન્મદેહ ઠંઠી પડી જાય છે. એ શરીર જીવની સાથે સર્વદા હોય છે, જીવ સિદ્ધ થાય ત્યારેજ એ શરીરનો વિયોગ થાય છે. જેથી ભવ્યને તો એ દેહનો અંત હોય છે, પરન્તુ અભવ્યને તો અનાદિ અનંતકાળ સુધી એ શરીર હોય છે.

पांच शरीरनुं वर्णन तथा जीवोमां तेनुं कथन

તથા કર્મથી બનેલું તે कार्मण શરીર, અર્થાત્ આઠ કર્મનો પિંડ. આ કાર્મણ શરીર પણ જીવની સાથે સર્વદા હોય છે. જેથી જીવની સાથે સર્વદા સહચારી તૈ૦ કા૦ એ બે શરીર છે. જીવ પરભવમાં જાય ત્યારે પણ એ બે સૂક્ષ્મ શરીર સહિતજ જાય છે. પૂર્વોક્ત ત્રણ શરીરમાં ઔદારિક શરીર જન્મદેહ રૂપ છે, પરન્તુ કૃત્રિમ નથી. વૈક્રિય શરીર જન્મદેહ અને કૃત્રિમ એમ બન્ને પ્રકારનું હોવાથી મૂળવૈક્રિય અને ઉત્તરવૈક્રિય એમ બે પ્રકારનું છે. આહારક શરીર કેવળ ઉત્તરદેહ રૂપ છે, કારણ કે એ દેહના રચનાર ચૌદ [1]પૂર્વધરોનું મૂળ શરીર ઔદારિક છે. અને તૈજસ કાર્મણ તો જન્મદેહ નથી કૃત્રિમદેહ પણ નથી પરન્તુ અનાદિ સહચારી છે. ॥ इति ५ शरीराणि ॥

એ ૫ શરીરમાં અનેક મનુષ્ય આશ્રયી મનુષ્યને ૫ શરીર છે, અને વિશેષતઃ વિચારીએ તો યુગલિકોને કેવળ ઔદારિક શરીર સંખ્યાત વર્ષાયુવાળા અલબ્ધિવંતને પણ ઔદારિક શરીર, પરન્તુ વૈક્રિય લબ્ધિવાળા મનુષ્ય ( ગર્ભજ મનુષ્ય )ને ઔદારિક મૂળ શરીર અને પ્રયોજન પડચે વૈક્રિય શરીર રચે છે, તેમજ ચૌદ પૂર્વધર મુનિ આહા૦ શરીર રચે છે અને તૈ૦ કા૦ તો સર્વને અનાદિ છે માટે મનુષ્યને પાંચ શરીર છે. તથા વાયુકાય લબ્ધિ પર્યાપ્તામાંના કેટલાકને વૈક્રિય શરીર રચવાની કોઈ તેવા પ્રકારની શક્તિ હોય છે, તેથી વાયુકાયને ૪ શરીર છે. તથા સંખ્યાત વર્ષાયુવાળા ગર્ભજ તિર્યંચોને વૈક્રિયલબ્ધિ કોઈકને હોય છે માટે ૪ શરીર, અને શેષ સર્વ એકેન્દ્રિય વિકલેન્દ્રિયોને ઔદા૦ તૈ૦ કા૦ એ ત્રણ શરીર છે. તથા દેવ નારકને મૂળ શરીર વૈક્રિય છે અને તૈ૦ કા૦ અનાદિ છે જેથી ત્રણ શરીર છે.॥

**अवतरण—**પૂર્વ ગાથામાં ઔદારિકાદિ પાંચ શરીર કહ્યાં તેમાંથી દેવ વિગેરેને કયા કયા શરિર હોય ? તે આ ગાથામાં દર્શાવે છે.



---

૧ ચૌદપૂર્વધરોમાં પણ જે આમર્ષોષધી આદિ લબ્ધિવાળા હોય તેઓને જ આહારક લબ્ધિ હોય છે, સર્વ ચૌદ પૂર્વધરને નહિં.

**वेउव्वियतेए कम्मए य सुरनारया तिसरीरा। सेसेंगिंदियविगला ओरालियतेयकम्मइगा ॥५४॥**

**गाथार्थः**—વૈક્રિયશરીર, તૈજસશરીર, અને કાર્મણશરીર એ ત્રણ શરીરવાળા દેવ અને નારકજીવો છે, શેષ એકેન્દ્રિયો અને વિકલેન્દ્રિયો ઔદારિક તૈજસ અને કાર્મણ એ ત્રણ શરીરવાળા છે. (અહિં અસંજ્ઞિપંચે૦ને પણ વિકલેન્દ્રિયમાં ગણવાનું પ્રથમથી જ છે) ॥૪૪॥

**भावार्थ**—પૂર્વ ગાથાના અર્થમાં કહેવાઈ ગયો છે. ॥૫૪॥

**अवतरणः**—હવે योगद्वारમાં ૧૫ યોગ કહેવાય છે—

**सच्चे मोसे मीसेऽसच्चे मोसे मणे य वाया य। ओरालिय वेउव्विय-आहारयामिस्सकम्मइए ॥५५॥**

**गाथार्थः**—સત્ય મૃષા મિશ્ર અને અસત્યઅમૃષા એ ચાર પ્રકારનો મનયોગ અને ચાર પ્રકારનો વચનયોગ છે. તથા ઔદારિક કાયયોગ વૈક્રિયકાયયોગ અને આહારકકાયયોગ એ ત્રણ કાયયોગ અને એ જ ત્રણ કાયાના મિશ્રયોગ પણ ત્રણ તથા કાર્મણયોગ એ સાત કાયયોગ સહિત સર્વ મળીને ૧૫ પ્રકારના યોગ કહ્યા છે ॥૫૫॥

**भावार्थः**—યોજન એટલે વ્યાપાર એટલે જીવની શક્તિ ઉત્સાહ પરાક્રમ ક્રિયા અથવા પરિસ્પંદ તે યોગ કહેવાય. એ પ્રથમા (કર્તા) વિભક્તિરૂપ અર્થ છે, અથવા દોડવું વળગવું ઈત્યાદિ ક્રિયાઓમાં જેને વ્યાપૃત કરાય (ઉપયોગમાં લેવાય) તે યોગ. એ દ્વિતીયા વિભક્તિરૂપે (કર્મ સાધન) અર્થ કહ્યો. અથવા જીવ જેના વડે વ્યાપૃત થાય (ક્રિયામાં જોડાય) તે યોગ. એ તૃતીયાવિભક્તિ રૂપે [કરણ સાધન] અર્થ કહ્યો. તે મનયોગ વચનયોગ અને કાયયોગ એમ મૂળભેદે ત્રણ પ્રકારનો છે તેનો સંક્ષિપ્તાર્થ આ પ્રમાણે—

१ मनयोग—संज्ञीजीवोએ કાયયોગવડે ગ્રહણ કરેલાં મનોવર્ગણા દ્રવ્યોને મનપણે પરિણમાવેલાં કોઈ વસ્તુના વિચારને પ્રવર્તાવનારાં જે દ્રવ્યો તે મન, અને સહકારી કારણભૂત એવા મનવડે જે યોગ તે મનોયોગ, અથવા મનસંબંધિ જે યોગ તે मनोयोग.

२ वचनयोग—જે ઉચ્ચારાય તે વચન એટલે ભાષાપરિણામને પ્રાપ્ત થયેલો ભાષાવર્ગણાના પુદ્‌ગલ દ્રવ્યોનો સમૂહ અને તે વડે જે યોગ તે वचनयोग.

३ काययोग—ઔદારિક આદિ શરીર તે કાય, અને તે વડે જે યોગ અથવા કાયાસંબંધી યોગ તે કાયયોગ. એ ત્રણે પ્રકારનો ૧૫ પ્રકારે છે તે કહેવાય છે—

पंदर योगनो विचार

## ॥ ૧૫ પ્રકારનો યોગ ॥

१ सत्य मनोयोग—સત્ એટલે મુનિ અથવા પદાર્થ તેમને જે હિતકારી તે સત્ય, અર્થાત્ જે મનોયોગ મુનિઓને મોક્ષપ્રાપ્ત કરાવે એવો હિતકારી હોય તે સત્યમનોયોગ, અથવા પદાર્થોને યથાર્થસ્વરૂપે ચિંતવવા તે પદાર્થોનું હિત કહેવાય. જેવડે પદાર્થોને યથાર્થ ચિંતવાય તે પણ સત્યમનોયોગ એમ બે રીતે સત્યમનોયોગનો અર્થ છે.

२ असत्य मनोयोग—પૂર્વોક્ત સત્યના અર્થથી વિપરીત તે અસત્ય મનોયોગ, અર્થાત્ મુનિઓને મોક્ષમાર્ગમાં પ્રતિકૂળ તે અસત્ય-મનોયોગ, અથવા પદાર્થોનું સ્વરૂપ વિપરીત વિચારવું તે અસત્યમનોયોગ, જેમ જીવ પદાર્થ વિદ્યમાન છે છતાં જીવ નથી અથવા છે તો અંગુષ્ટમાત્ર છે, અથવા અણુમાત્ર છે અથવા સર્વવ્યાપી છે ઇત્યાદિ રીતે પદાર્થોનું વિપરીત સ્વરૂપ વિચારવું તે.

३ मिश्रमनोयोग—પદાર્થસ્વરૂપ એવી રીતે વિચારવું કે જેમાં કેટલેક અંશે સત્ય અને કેટલેક અંશે અસત્ય પણ હોય, જેમકે બીજી અનેક વનસ્પતિઓવાળા વનને આ આમ્રવન છે વા આ ચંપકવન છે ઇત્યાદિ, એ ચિંતવન આમ્ર અને ચંપક વૃક્ષો હોવાથી

સત્ય છે, પરન્તુ બીજાં બાવડી ખેર સાગ ઇત્યાદિ વૃક્ષો પણ છે તેનો અભાવ થતો હોવાથી 'અસત્ય પણ છે, એ રીતે બે ધર્મયુક્ત મિશ્ર મનોયોગ છે.

૪ असत्यामृषा मनोयोग–જેમાં સત્ય અને અસત્યપણું ન હોય, પરન્તુ કોઇપણ વસ્તુના પ્રતિપાદન વિના સ્વરૂપ માત્રનુંજ પ્રતિપાદન હોય અથવા લોક વ્યવહાર માત્રથી જ જે ચિંતવન હોય તે અસત્યામૃષા મનોયોગ. જેમકે હે દેવદત્ત !, ઘટ લાવ, આ પદાર્થ લઇજા, આ શું છે? ઇત્યાદિ ચિંતવનો અસ૦ અમૃષા મનોયોગ છે, એ ચિંતનોમાં કોઈ વસ્તુ સ્વરૂપનું પ્રતિપાદન નથી, તેમ વસ્તુ સ્વરૂપ પ્રતિપાદન કરવાની ઇચ્છા પણ નથી, અને એ વ્યાવહારિક ચિંતાથી આરાધકતા કે વિરાધકતા પણ નથી માટે અસત્ય અમૃષા યોગ છે. અન્યત્ર આ યોગને व्यावहारिक मनोयोग પણ કહેવામાં આવે છે.

૫ सत्य वचनयोग–સત્યમનોયોગમાં જે ચિંતવન કહ્યું છે તેવું જ અહિં વચન ગ્રહણ કરવાથી સત્ય વચનયોગ ગણવો. એ રીતે મનોયોગમાં ચિંતવન અને વચન યોગમાં વચનોચ્ચાર એજ તફાવત સર્વત્ર અનુસરવો. તે આ પ્રમાણે–સત્ એટલે મુનિ અથવા પદાર્થ, તેઓને જે હિતકારી એવું વચન તે સત્ય વચનયોગ. જેમકે–જીવ છે, શરીરવ્યાપી છે, નિત્યાનિત્ય છે ઇત્યાદિ ભાષા

---

૧ આ ગ્રંથની વૃત્તિમાં કહ્યું છે કે–કોઈ પારધી આદિ કોઇને પૂછે કે આ માર્ગે હરણો અથવા ચોર ગયા છે? ત્યારે તેનો ઉત્તર તે એમ આપે કે હા આ માર્ગે ચોર વા હરણ ગયાં છે એ રીતે ઉત્તર જો કે (વ્યવહારથી) સ્વરૂપે સત્ય છે, પરન્તુ હિંસામાં નિમિત્તભૂત હોવાથી તાત્ત્વિક રીતે તો અસત્યજ છે, જેથી સત્ય ને અસત્યના મિશ્રણથી એ ઉત્તર મિશ્ર વચનયોગ છે, અને એ ઉત્તર આપવાને પ્રથમ જે વિચાર થાય છે તે મિશ્ર મનોયોગ છે.

તથા આ આમ્રવૃક્ષ વા ચંપકવન છે એ ચિંતવન વા વચન તો સર્વજ્ઞો પણ બોલે છે પરન્તુ સર્વજ્ઞો તો સંપૂર્ણ જ્ઞાનપૂર્વક સમજીને સાપેક્ષ બોલતા હોવાથી મિશ્રયોગમાં ગણાય નહિં. છદ્મસ્થોનુંજ એ ચિતવન વા વચન મિશ્રયોગરૂપ છે.

મુનિઓને મોક્ષમાર્ગમાં અનુકૂળ હોવાથી સત્યભાષા છે. પદાર્થપક્ષે પણ જીવાદિ પદાર્થોનું યથાર્થ સ્વરૂપ બોલવું તે પદાર્થને હિતકર હોવાથી તે પણ સત્ય વચનયોગ છે.

૬ असत्य वचनयोग-ભાવાર્થ અસત્ય મનયોગ સરખો છે. તફાવત એજ કે "ચિંતવન" શબ્દને બદલે "વચન" શબ્દ જાણવો.

૭ मिश्र वचनयोग-ભાવાર્થ મિશ્ર મનોયોગ સરખો છે. તફાવત એજ કે ચિંતવનને બદલે "વચન" શબ્દ જાણવો. અર્થાત્ કંઇક અંશે સત્ય અને કંઇક અંશે અસત્ય બોલવું તે મિશ્ર વચનયોગ, જેમ બીજાં અનેક વૃક્ષો યુક્ત વનને પણ આમ્રવન વા ચંપકવન કહેવું. ઈત્યાદિ.

૮ असत्यामृषा वचनयोग-જે વાક્ય વા શબ્દ વસ્તુ સ્વરૂપને પ્રતિપાદન કરનાર નથી તેમજ વસ્તુ સ્વરૂપ પ્રતિપાદન કરવાની ઇચ્છાએ બોલાયો નથી, પરંતુ સામાન્યથી વ્યવહાર સ્વરૂપવાળો હોય તે વાક્ય વા શબ્દ ઉચ્ચાર અસત્યામૃષા વચનયોગ છે. જેમકે કોઇને બોલાવવામાં હે દેવદત્ત ?, આજ્ઞા કરવામાં "ઘટ અહિં લાવ," પ્રશ્ન પૂછવામાં ઘટ ક્યાં છે ? ઇત્યાદિ સંબોધન રૂપ, આજ્ઞા રૂપ, પ્રશ્નરૂપ વિગેરે વચનો સર્વ અસત્યામૃષા વચનયોગ છે, તે વિશેષતઃ અન્ય ગ્રંથથી જાણવા.

એમાં ૧૦ પ્રકારના સત્ય ૧૦ પ્રકારના અસત્ય ૧૦ પ્રકારના મિશ્ર અને ૧૨ પ્રકારના અસત્યામૃષા (વ્યવહાર) વચનયોગ છે તે અન્ય ગ્રંથોથી સવિસ્તર જાણવા યોગ્ય છે. હવે ૭ પ્રકારના કાયયોગ કહેવાય છે તે સંક્ષેપમાં આ પ્રમાણે—

૯ औदारिक काययोग-ઔદારિક શરીર વડે જીવનો જે વ્યાપાર તે ઔદા૦યોગ કરણપર્યાપ્ત તિર્યંચ મનુષ્યોને હોય છે.

૧૦ औदारिक मिश्र काययोग-તૈજસકાર્મણ શરીર વડે મિશ્ર ઔદારિક શરીર વડે જીવનો જે વ્યાપાર તે ઔ૦ મિ૦ કાયયોગ તિર્યંચ મનુષ્યને અપર્યાપ્ત અવસ્થામાં હોય છે.

૧૧ વૈક્રિય કાયયોગ–વૈક્રિય શરીર વડે જીવનો જે વ્યાપાર તે વૈ૦ કાયયોગ દેવ નારકને પર્યાપ્ત અવસ્થામાં હોય છે. તથા લબ્ધિવંત ગર્ભજ તિર્યંચ અને ગર્ભજ મનુષ્યો તથા લબ્ધિ પર્યાપ્ત વાયુકાય જ્યારે ઉત્તરવૈક્રિય શરીર બનાવે ત્યારે તે ઉત્તર-વૈક્રિયની પર્યાપ્ત અવસ્થામાં હોય, જેથી દેવ નારકનો વૈક્રિયયોગ ભવધારણીય શરીર આશ્રયી છે, અને મનુષ્યાદિકનો વૈક્રિયયોગ ઉત્તર વૈક્રિયશરીર આશ્રયી છે.

૧૨ વૈક્રિય મિશ્ર કાયયોગ–દેવ અને નારકોને તૈજસકાર્મણ વડે મિશ્ર મૂળ વૈક્રિય શરીરનો વ્યાપાર, અને ગર્ભજ મનુષ્યાદિકનો ઔદારિક વડે મિશ્ર ઉત્તરવૈક્રિયનો વ્યાપાર તે વૈ૦મિશ્ર કાયયોગ. એ પ્રમાણે દેવ નારકોને ઉપજતી વખતે અપર્યાપ્ત અવસ્થામાં વૈક્રિય મિશ્રયોગ હોય છે, અને મનુષ્યાદિકને વૈક્રિય સંહરતી વખતે મિશ્રયોગ હોય છે, (વૈ૦શરીરની રચનાના પ્રારંભમાં ઔદા૦ મિશ્રયોગ હોય છે–ઇતિ સિદ્ધાન્તઃ)

૧૩ આહારક કાયયોગ–આહારક શરીરવડે જે યોગ તે આહા૦યોગ ચૌદ પૂર્વધર મુનિને આહારક શરીર રચી રહ્યા બાદ આહારક શરીર સંબંધિ પર્યાપ્ત અવસ્થામાં અને સંહરણ કરવા પહેલાં વચ્ચેના અન્તર્મુ૦ હોય છે.

૧૪ આહારક મિશ્ર કાયયોગ–આહારક શરીરની રચના વખતે પ્રારંભમાં અપર્યાપ્ત અવસ્થામાં ઔદા૦મિશ્ર અને પર્યન્તે સંહરણ કરતી વખતે આહા૦મિશ્રયોગ હોય છે.

૧૫ તૈજસકાર્મણ કાયયોગ–જીવ પરભવમાં વક્રગતિએ જાય ત્યારે એકવક્રામાં ૧ સમય દ્વિવક્રામાં ૨ સમય ત્રિવક્રામાં ૩ સમય અને ચતુર્વક્રા વક્રગતિમાં ૪ સમય તૈ૦કા૦યોગ હોય છે, એથી વધુ સમયોવાળી પંચ વક્રાદિ ગતિ છે નહિં. ઋજુગતિએ જીવ

---

૧ ત્રણે મિશ્રયોગ સંબંધિ કર્મગ્રંથ અને સિદ્ધાન્તના અભિપ્રાય ભિન્ન છે તે ચાલુ ભાવાર્થમાં આગળ કહેવાશે, અહિ લખાતો ભાવાર્થ વૃત્તિને અનુસારે સિદ્ધાન્તના અભિપ્રાયવાળો જાણવો.

એકજ સમયે પરભવમાં જાય છે માટે ઋજુગતિમાં એ યોગ નથી, જેથી કોઇપણ વક્રગતિમાં પ્રથમ સમયે પૂર્વદેહ સંબંધિ ઔદા૦ યોગ વા વૈ૦ યોગ હોય છે, અને દ્વિતીયાદિ સમયોમાં કાર્મણયોગ હોય છે, એ રીતે ઋજુગતિમાં સર્વદા એક પૂર્વભવ સંબંધિ કાયયોગ છે, અને વક્રગતિઓમા સર્વત્ર પ્રથમ સમયે પૂર્વભવ સંબંધિ કાયયોગ અને દ્વિતીયાદિ સમયોમાં તૈ૦કા૦યોગ હોવાથી બે કાયયોગ હોય છે.

## ॥ મિશ્રયોગ સંબંધિ કર્મગ્રંથ અને સિદ્ધાન્તનો અભિપ્રાયભેદ ॥

આ ગ્રંથની વૃત્તિમાં મનુષ્યાદિકનો વૈક્રિય મિશ્રયોગ વૈક્રિય રચનાને પર્યન્તે સંહરણકાળે કહ્યો તે સિદ્ધાન્તના અભિપ્રાયને અનુસરીને છે, અને કર્મગ્રંથનો અભિપ્રાય મિશ્રયોગના સંબંધમાં ભિન્ન છે તે આ પ્રમાણે—

કાર્મગ્રંથિકો વૈક્રિય રચનાના પ્રારંભમાં પણ વૈક્રિય મિશ્રયોગ માને છે, કારણ કે ઔદા૦ શરીરનો પ્રયત્ન હોવા છતાં પણ જે શરીર રચવું છે તે શરીરની પ્રધાનતા છે, અને સંહરતી વખતે વૈક્રિયનોજ ઉદ્યમ સાક્ષાત્ છે, જેથી પ્રારંભમાં અને પર્યન્તે પણ વૈક્રિયની જ મુખ્યતા ગણી બન્ને વખતે વૈક્રિય મિશ્રયોગ ગણે છે. જ્યારે સિદ્ધાન્તોમાં જે શરીરનો પ્રયત્ન હોય તેજ શરીરના નામે મિશ્રયોગ ગણવાના કારણથી વૈક્રિય રચનાના પ્રારંભમાં, ઔદારિકનો પ્રયત્ન છે માટે ઔદા૦મિશ્ર, અને પર્યન્તનો ઔદારિક પ્રવેશ વૈક્રિયના ઉદ્યમથી છે માટે પર્યન્તે સંહરણ વખતે વૈક્રિય મિશ્રયોગ કહ્યો છે. એજ રીતે આહારકની વિકુર્વણામાં પણ જાણવું. જેથી સિદ્ધાન્તના અભિપ્રાયે ઔદા૦મિશ્રયોગ ૩ પ્રકારનો છે, તેમાં એક તો તૈ૦કા૦વડે મિશ્ર તે ઉપજતી વખતે, વૈ૦વડે મિશ્ર તે વૈક્રિયના પ્રારંભમાં આહા૦વડે મિશ્ર તે આહારક રચનાના પ્રારંભમાં. અને કાર્મગ્રંથિકમતે ઔદા૦મિશ્રયોગ ૧જ

૧ વૃત્તિમાં કિંચિત્ દિગ્દર્શનમાત્ર અભિપ્રાયભેદ દર્શાવ્યો છે તેને આ ભાવાર્થમાં વિશેષ સ્પષ્ટ સ્વરૂપથી વર્ણવ્યો છે.

પ્રકારનો (તૈ૦કા૦વડે મિશ્ર)છે. એ રીતે યોગની બાબતમાં બે અભિપ્રાય કેવળ અપેક્ષાભેદથીજ છે, વસ્તુતત્ત્વમાં કંઈપણ વિશેષ નથી. તથા ઔદારિક યોગવડે મિશ્ર એવો આહારકયોગ તે આહારકમિશ્રયોગ આહારક શરીરને રચતી વખતે હોય છે, [આ મિશ્રયોગમાં સિદ્ધાન્ત અને કર્મગ્રંથ બન્ને તુલ્ય અભિપ્રાયવાળા છે, કારણ કે આ યોગમાં ઔદારિક સિવાય બીજા યોગની મિશ્રતાજ નથી.] ॥ इति १५ योगस्वरूपं ॥५५॥

## ॥ योगमां गुणस्थानो ॥

**अवतरण**—અહિં ૧૪ ગુણસ્થાન રૂપ ૧૪ જીવભેદ ૧૪ ગત્યાદિ માર્ગણાઓમાં વિચારવા એ ચાલુ અધિકાર છે, તેમાં ગતિ ઈન્દ્રિય ને કાય એ ત્રણ માર્ગણાઓમાં ગુણસ્થાનો પ્રથમ કહેવાઈ ગયાં અને હવે યોગ માર્ગણામાં ગુણસ્થાનો આ ગાથામાં કહેવાય છે—

**सच्चे असच्चमोसे सण्णी उ सजोगिकेवली जाव। सण्णी जा छउमत्थो सेसं संखाइ अंतवउ ॥५६॥**

**गाथार्थः**—સત્યયોગ અને અસત્યામૃષાયોગ એ બે પ્રકારના મનયોગ ને બે પ્રકારનો વચનયોગ સંજ્ઞીથી (સંજ્ઞિ મિથ્યાદૃષ્ટિથી) પ્રારંભીને યાવત્ સયોગી કેવલી ગુણસ્થાન સુધી હોય છે. અને શેષ ૪ યોગ [ અસત્ય અને મિશ્ર મનયોગ વચનયોગ ] સંજ્ઞી મિથ્યાદૃષ્ટિથી છદ્મસ્થ ગુણસ્થાન સુધી હોય છે. તથા શંખ આદિ દ્વીન્દ્રિયાદિ અસંજ્ઞીઓને અન્ત્ય વચનયોગ (અસત્યામૃષા વચનયોગ) હોય છે. ॥૫૬॥

**भावार्थः**—પૂર્વોક્ત પંદર યોગમાં પ્રથમ મનના ૪ અને વચનના ૪ મળી ૮ યોગ છે. અને કાયાના ૭ યોગ છે. ત્યાં આ ગાથામાં પ્રથમ મન વચનયોગમાં ગુણસ્થાન કહે છે, તે આ પ્રમાણે–સત્ય મનોયોગ અસત્યામૃષા મનોયોગ અને એજ બે વચનયોગ

મળી ચાર યોગમાં પહેલેથી ૧૩ ગુણસ્થાન છે, (અહિં સયોગી કેવલીનેજ એ બે મન વચન હોવાથી એ ચાર યોગને જૂદા પાડી એમાં ૧૩ ગુણસ્થાન કહ્યાં, અને જો એ રીતે જૂદા ન પાડીએ તો ૪ મનયોગ ૪ વચનયોગમાં પહેલેથી ૧૨ ગુણસ્થાન હોય છે, અને એ આઠમાંના જ પૂર્વોક્ત ચાર યોગમાં ૧૩મું ગુણ૦ પણ છે). તથા શેષ યોગ ૪ (અસત્ય અને મિશ્ર મન વચન)માં પહેલેથી ૧૨ ગુણસ્થાન છે. એ ઉપરાન્ત અસત્યામૃષા નામના ચોથા વચનયોગમાં અસંજ્ઞિને મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાન પણ છે. કારણ કે અસંજ્ઞીઓને (દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય અને અસંજ્ઞિ પંચેન્દ્રિયને) વચનયોગ છે, અને તે અસત્યામૃષા વચનયોગ છે. કારણ કે એ શંખ આદિ દ્વીન્દ્રિયો તથા કાનખજૂરા આદિ ત્રીન્દ્રિયો અને ભ્રમર આદિ ચતુરિન્દ્રિય જીવો અસ્પષ્ટ ઉચ્ચારવાળા હોવાથી એ અસ્પષ્ટ ઉચ્ચારને નતો સત્ય કહી શકાય કે ન અસત્ય કહી શકાય માટે અસત્ય અમૃષા વચનયોગ કહ્યો છે. તથા અહિં જે જીવને જે યોગ કહ્યો છે તે જીવને તે યોગ લબ્ધિરૂપે પ્રથમ સમયથી હોય છે, અને કરણરૂપે તે યોગ સંબંધિ પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ હોય છે. એ પ્રમાણે ૪ મનયોગ ને ૪ વચનયોગમાં ગુણસ્થાનરૂપ જીવસમાસ કહ્યો. ॥૫૬॥

**अवतरण**—પૂર્વગાથામાં મનયોગ વચનયોગમાં જીવસમાસ કહીને હવે આ ગાથામાં સાત કાયયોગમાં ૧૪ જીવસમાસ કહે છે-

**सुर नारया विउव्वी नरतिरि ओरालिया सवेउव्वी। आहारया पमत्ता सव्वेऽपज्जत्तया मीसा ॥५७॥**

**गाथार्थः**—દેવ અને નારકો વૈક્રિય યોગવાળા છે, મનુષ્ય અને તિર્યંચો વૈક્રિય સહિત ઔદારિક યોગવાળા છે, પ્રમત્ત મુનિ આહારક યોગવાળા છે, અને એ સર્વે અપર્યાપ્તા (અપર્યાપ્ત અવસ્થામાં) મિશ્રયોગવાળા છે. ॥૫૭॥

**भावार्थः**—દેવ અને નારકો ૧-૨-૩-૪ એ ચાર ગુણસ્થાનવાળાજ છે, અને તેઓને ભવપ્રત્યયિક વૈક્રિય કાયયોગ હોય છે માટે ભવપ્રત્યયિક વૈક્રિય કાયયોગમાં ૧-૨-૩-૪ ગુણસ્થાન છે. તથા મનુષ્ય તિર્યંચને ભવપ્રત્યયે ઔદારિકયોગ છે, અને ગુણ-

પ્રત્યયથી વૈક્રિયયોગ પણ છે, તે કારણથી આ ગાથામાં મનુષ્ય તિર્યંચને વૈક્રિય સહિત ઔદારિક યોગ કહ્યો છે. ત્યાં મનુષ્યને ૧૪ અને તિર્યંચને ૫ ગુણસ્થાન હોય છે. પરન્તુ યોગ આશ્રયી વિચારતાં મનુષ્યને વૈક્રિય કાયયોગ ૧-૨-૩-૪-૫-૬ ગુણ-સ્થાન સુધી જ છે, અપ્રમત્તાદિ મુનિઓ અતિ વિશુદ્ધિવાળા હોવાથી વૈક્રિયલબ્ધિના ઉપજીવનવાળા નથી. તથા તિર્યંચનો વૈક્રિય કાયયોગ પાંચે ગુણસ્થાનવાળો છે. તથા આહારક યોગ તો પ્રમત્ત મુનિને હોય છે માટે આહારક યોગમાં કેવળ ૬ટ્ઠું ગુણસ્થાન એક જ છે. એ રીતે શુદ્ધ કાયયોગ કે જે શરીરપર્યાપ્તિ બાદ હોય છે, [ અથવા સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત અવસ્થામાં હોય છે] તે કહીને હવે એજ ત્રણ પ્રકારના મિશ્રયોગ કહે છે, તે આ પ્રમાણે-અહિં શુદ્ધ કાયયોગ જે જે જીવોને અંગે કહ્યા છે તેજ જીવો જ્યારે શરીર અપર્યાપ્ત હોય છે ત્યારે મિશ્ર કાયયોગ હોય છે. જેમકે દેવ અને નારકને ઉપજતી વખતે શરીર અપર્યાપ્ત અવસ્થામાં, મનુષ્ય તિર્યંચને વૈ૦ શરીર બનાવતી વખતે વૈ૦ શરીર સંબંધિ શરીર અપર્યાપ્ત અવસ્થામાં અને આહારક શરીર રચતા પ્રમત્ત મુનિને આહારક શરીરની અપર્યાપ્ત અવસ્થામાં તે તે શરીર સંબંધિ મિશ્રયોગ હોય છે, (મનુષ્ય અને તિર્યં-ચને ઉપજતી વખતે શરીર અપર્યાપ્ત અવસ્થામાં ઔદારિક મિશ્ર યોગ હોય છે.) અહિં વિશેષ એ છે કે મિશ્ર ગુણસ્થાને જન્મ-મરણનો અભાવ હોવાથી મિશ્રયોગમાં મિશ્ર ગુણસ્થાન કોઈને પણ ન હોય. તેમજ દેશવિરતિ ગુણ૦સહિત જન્મ ન હોવાથી અપર્યાપ્ત અવસ્થામાં દેશવિરતિના અભાવે ઔદારિક મિશ્રયોગમાં દેશવિરતિ ગુણ૦ પણ ન હોય, એ પ્રમાણે ઔદારિકાદિ કાયયોગ કહ્યા (સાતમો કાર્મણયોગ ૫૮મી ગાથામાં કહેવાશે). ॥૫૭॥

અવતરણઃ—એ પ્રમાણે મન વચનના ૮ યોગ અને કાયાના ૬ યોગ કહીને સાતમા કાર્મણ કાયયોગમાં ગુણસ્થાનો આ ગાથામાં કહેવાય છે—

**मिच्छा सासण अविरय भवंतरे केवली समुहया य । कम्मयओ काओगो न सम्ममिच्छो कुणइ कालं ॥५८॥**

**ગાથાર્થઃ**—મિથ્યાદૃષ્ટિ, સાસ્વાદન, અવિરત એ ત્રણે ગુણુસ્થાનો ભવાન્તરમાં વિગ્રહગતિએ ઉપજતા હોય તેને અને કેવલિ સમુદ્‌ઘાતવર્તી કેવલીઓ એ સર્વને કાર્મણુ કાયયોગ હોય છે. તથા સમ્યક્‌મિથ્યાદૃષ્ટિ (મિશ્રગુણ૦માં) જીવ કાળ કરતો નથી (માટે મિશ્રદૃષ્ટિને મિશ્રયોગ હોય નહિ–એ ભાવાર્થ. ॥૫૮॥

**ભાવાર્થ**—કાર્મણુ કાયયોગ ભવાન્તરમાં વક્રગતિએ ઉપજતા જીવને હોય છે, ઋજુગતિમાં તો પૂર્વભવના દેહનો અન્ત્ય સમયે ત્યાગ અને ત્યારબાદ પરભવના પ્રથમ સમયમાંજ નવા શરીરનો સદ્‌ભાવ હોય છે માટે ઋજુગતિવાળા જીવને એ બન્ને સમયમાં ભવધારણીય દેહ વિદ્યમાન છે. અને વક્રગતિમાં ૧–૨–૩ સમય ભવધારણીય દેહરહિત હોવાથી કેવળ કાર્મણુ (તૈજસ કાર્મણુ) શરીરજ વિદ્યમાન હોવાથી વક્ર[1]ગતિમાં તૈ૦ કા૦ કાયયોગ હોય છે. તેમજ વક્રગતિમાં જીવની સાથે પરભવમાં જનારાં મિથ્યા૦ સા૦ મિશ્ર એ ત્રણ ગુણુસ્થાનો જ હોય છે માટે એ ત્રણ ગુણસ્થાન કાર્મણયોગમાં હોય છે. પુનઃ આઠ સમય પ્રમાણુના કેવલી સમુદ્‌ઘાતમાં પહેલા આઠમા સમયે ઔદારિકયોગ, ૨–૬–૭મા સમયે ઔદારિક મિશ્રયોગ અને ૩–૪–૫ મા સમયે કાર્મણયોગ હોય છે. અને સમુદ્‌ઘાતવાળા કેવલીને ૧૩ મું ગુણુસ્થાન છે, તેથી કાર્મણુ કાયયોગમાં સર્વ મળી ૧–૨–૪–૧૩ એ ચાર ગુણુસ્થાન છે. એ પ્રમાણે ૧૫ યોગમાં જીવાદિક પ્રાપ્તિની પદ્ધતિએ ગુણુસ્થાનો દર્શાવ્યાં તેનો સંક્ષિપ્ત સંગ્રહ આ પ્રમાણે—

૧ સત્યમનયોગમાં ૧–૨–૩–૪–૫–૬–૭–૮–૯–૧૦–૧૧–૧૨–૧૩ [૧૩]

૨ અસત્યમનયોગમાં ૧–૨–૩–૪–૫–૬–૭–૮–૯–૧૦–૧૧–૧૨ [૧૨]



---

૧ પરભવમાં પ્રથમ સમયે આહાર ગ્રહણ કરતાં પણ તૈ૦કા૦ કાયયોગ હોય છે પરન્તુ તેની અહિં વિવક્ષા કરી નથી.

૩ મિશ્રમનોયોગમાં–અસત્ય મનોયોગવત્ ૧૨ ગુણસ્થાન, સંજ્ઞીને

૪ અસત્ય અમૃષામનોયોગમાં–સત્યમનોયોગવત્ ૧૩ ગુણસ્થાન સંજ્ઞીને.

૫ સત્ય વચનયોગમાં–સત્ય મનોયોગવત્ ૧૩ ગુણસ્થાન. સંજ્ઞીને.

૬ અસત્ય વચનયોગમાં–અસત્ય મનોયોગવત્ ૧૨ ગુણસ્થાન સંજ્ઞીને.

૭ મિશ્ર વચનયોગમાં-મિશ્ર મનોયોગવત્ ૧૨ ગુણસ્થાન સંજ્ઞીને.

૮ અસત્યામૃષા વચનયોગમાં–અસત્યામૃષા મનોયોગવત્ ૧૩ ગુણસ્થાન સંજ્ઞીને અને દ્વીન્દ્રિયાદિ અસંજ્ઞીને પણ આ યોગ છે.

૯ ઔદારિક કાયયોગમાં–પહેલેથી ૧૩ ગુણસ્થાન.

૧૦ ઔદારિક મિશ્રયોગમાં–૧–૨–૪–૧૩ એ ૪ ગુણસ્થાન.

૧૧ વૈક્રિય કાયયોગમાં—૧–૨–૩–૪–૫–૬ એ ૬ ગુણસ્થાન.

૧૨ વક્રિય મિશ્રયોગમાં—૧–૨–૪–૫–૬ એ ૫ ગુણસ્થાન.

૧૩ આહારક કાયયોગમાં—૬ટ્ઠું એ એકજ[1] ગુણસ્થાન.

૧૪ આહારકમિશ્ર કાયયોગમાં—૬ટ્ઠું એ એકજ ગુણસ્થાન.

૧૫ કાર્મણ કાયયોગમાં—૧–૨–૪–૧૩ એ ૪ ગુણસ્થાન.

---

૧ વૈક્રિય તથા આહારક શરીર કરીને સાતમે ગુણસ્થાનકે જાય છે. તેથી સાતમે વૈક્રિય અને આહારક કાયયોગ કર્મગ્રંથમાં કહ્યો છે. અહિં અલ્પને અને અલ્પકાળ હોવાથી વિવક્ષા નહિ કરી ન કહ્યો હોય તેમ જણાય છે.

તથા "સમ્યગ્મિથ્યાદૃષ્ટિ એટલે મિશ્ર સમ્યગ્દૃષ્ટિ જીવ કાળ કરતો નથી." એમ ગાથાના પર્યન્તે કહ્યું તેનું તાત્પર્ય એ છે કે-અપર્યાપ્ત અવસ્થામાં મિશ્ર ગુણસ્થાનક હોય નહિ, અને તેથી અપર્યાપ્તાવસ્થામાં વર્તતો મિશ્ર કાયયોગ પણ મિશ્ર ગુણસ્થાને હોય નહિ, જેથી ત્રણે મિશ્રયોગમાં ત્રીજું ગુણસ્થાન ન હોય. તથા અહિ અર્થમાં જેમ ૧૫ યોગમાં સ્પષ્ટ ગુણસ્થાનો સંગૃહીત કર્યાં છે તેમ ગુણસ્થાનોમાં યોગનો સંગ્રહ શ્રીજીવસમાસ વૃત્તિમાં સ્પષ્ટ કર્યો છે તે આ પ્રમાણે—

૧-૨-૪ ગુણ૦—૪ મન, ૪ વચન, ૨ ઔદા૦, ૨ વૈ૦, કા૦ એ ૧૩.

૩ જું ગુણ૦—૪ મન, ૪ વચન, ઔદા૦યોગ, વૈ૦યોગ એ ૧૦ યોગ.

૫ મું દેશવિરતિ—૪ મન, ૪ વચન, ઔદા૦, વૈ૦, વૈ૦મિશ્ર એ ૧૧ યોગ.

૬ટ્ઠું ગુણસ્થાન—પૂર્વોક્ત ૧૧ યોગ ઉપરાન્ત આહારકના બે યોગ મળી ૧૩ યોગ.

૭-૮-૯-૧૦-૧૧-૧૨ ગુણ૦—૪ મન, ૪ વચન, ઔદા૦ એ ૯ યોગમાં.

૧૩ મું ગુણ૦—સત્યમન, સત્ય વચન, અસત્યામૃષા મન, અસત્યામૃષા વચન, ઔદા૦-ઔદા૦મિશ્ર-કાર્મણ એ ૭ યોગમાં.

૧૪ મું ગુણ૦—એમાં એકપણ યોગ નથી. ॥૫૮॥ इति जीवसमास योगमार्गणासु ॥

## ॥ अथ १४ जीवसमास वेदमार्गणायां ॥

**अवतरण**—૧૪ જીવસમાસ યોગમાર્ગણામાં કહીને હવે એ ૧૪ જીવસમાસ ત્રણ વેદમાર્ગણામાં કહેવાય છે—

**नेरइया य नपुंसा तिरिक्खमणुया तिवेयया हुंति। देवा य इत्थिपुरिसा गेविज्जाई पुरिसवेया ॥५९॥**

**ગાથાર્થઃ**—નારકો નપુંસક વેદવાળા છે, તિર્યંચ પંચેન્દ્રિયો અને મનુષ્યો ત્રણે વેદવાળા છે, દેવો સ્ત્રીવેદ અને પુરૂષ વેદવાળા છે, અને ગ્રૈવેયક તથા અનુત્તરદેવો પુરૂષવેદવાળા છે [એ રીતે વેદમાં ૧૪ જીવભેદરૂપ ૧૪ જીવસમાસ કહ્યા]. ॥૫૯॥

**ભાવાર્થઃ**—નારકો સર્વે નપુંસક વેદવાળા છે. તિર્યંચોમાં એકેન્દ્રિયથી અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીના સર્વ તિર્યંચો નપુંસક વેદ-વાળા છે અને સંજ્ઞી પંચન્દ્રિય તિર્યંચો ત્રણે વેદવાળા છે. મનુષ્યોમાં સમ્મૂર્ચ્છિમ મનુષ્યો સર્વે નપુંસક વેદવાળા છે, અને ગર્ભજ મનુષ્યો ત્રણે વેદવાળા છે. દેવોમાં નપુંસકવેદ નથી. તેથી સ્ત્રીવેદ અને પુરૂષવેદ એ બે વેદજ છે. તેમાં પણ ઇશાનકલ્પ સુધીના દેવો (ભવનપતિ વ્યન્તર જ્યોતિષ સૌધર્મકલ્પ ઇશાનકલ્પ એ દેવો) બે વેદવાળા છે તે ઉત્પાદ આશ્રયી છે, કારણ કે એ નિકાયોમાં દેવો અને દેવીઓ બન્ને ઉત્પન્ન થાય છે, અને ત્રીજા કલ્પથી ૧૨ મા કલ્પ સુધી કેવળ દેવોની ઉત્પતિ છે, દેવીઓ ઉપજતી નથી. પણ સૌધર્મ ઈશાન કલ્પની અપરિગ્રહિતા દેવીઓ એ કલ્પ દેવોના ઉપભોગમાં આવે છે માટે ઉપભોગ આશ્રયી બારમા કલ્પ સુધી બે વેદ કહ્યા છે. તેથી ઉપરના ૯ ગ્રૈવેયક અને પાંચ અનુત્તરમાં તો દેવો જ ઉત્પન્ન થાય છે, તેમજ દેવીઓનો ઉપભોગ પણ ત્યાં નથી તે કારણથી ઉપપાદ આશ્રયી તેમજ ઉપભોગ આશ્રયી પણ કેવળ એક પુરૂષવેદજ છે. ॥ इति वेदेषु १४ जीवभेदाः ॥५९॥

**અવતરણ**—પૂર્વ ગાથામાં ૧૪ જીવભેદરૂપ ૧૪ જીવસમાસ ત્રણ વેદમાં કહીને હવે આ ગાથામાં ૧૪ ગુણસ્થાનરૂપ ૧૪ જીવ-સમાસ ત્રણ વદમાં અને ૪ કષાયમાર્ગણામાં કહે છે—

**अनियट्टंत नपुंसा सन्नीपंचिंदिया य थी पुरिसा । कोहो माणो माया नियट्टि लोभो सरागंतो ॥६०॥**

**ગાથાર્થ**—નપુંસકવેદે નવમા અનિવૃત્તિ ગુણસ્થાન સુધીમાં એકેન્દ્રિયાદિ સર્વે જીવો હોય છે, અને સંજ્ઞી પંચેન્દ્રિયો સ્ત્રી અને

પુરૂષ પણ હોય છે. ॥ इति वेदद्वारं ॥ अथ कषायद्वारम् ॥ ક્રોધ માન ને માયા એ ૩ કષાયમાં અનિવૃત્તિ સુધીનાં (૧ થી ૯) છે, અને લોભ કષાય સરાગ સુધી છે (અર્થાત્ ૧૦મા ગુણ૦પર્યન્ત છે). ॥૬૦॥

ભાવાર્થઃ—ત્રણે વેદ નવમા અનિવૃત્તિ ગુણસ્થાન સુધી[1] છે. પરન્તુ વિશેષ વિચાર કરીએ તો મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાને સૂક્ષ્મ એકેન્દ્રિયાદિ અસંજ્ઞી જીવભેદો પણ નપુંસક વેદે છે, અને સાસ્વાદનાદિ ગુણસ્થાનોમાં તો સંજ્ઞી સ્ત્રી પુરૂષો પણ (ત્રણે વેદે) છે. જેથી અસંજ્ઞીગત નપુંસકવેદમાં પહેલું ગુણસ્થાન એક જ, અને સંજ્ઞીગત ત્રણ વેદમાં તો એકથી નવે ગુણસ્થાન છે. ॥ इति वेदमार्गणासु गुणस्थान जीवसमासः ॥

હવે કષાયમાર્ગણામાં ગુણસ્થાન રૂપ જીવસમાસ આ પ્રમાણેઃ-ક્રોધ માન માયા એ ત્રણ કષાયનો ઉદય નવમા અનિવૃત્તિ ગુણ૦ સુધી છે, અને લોભનો ઉદય ૧૦મા સૂક્ષ્મસંપરાય ગુણ૦ સુધી છે, માટે ક્રોધાદિ ત્રણ કષાયોમાં ૯ અને લોભમાં ૧૦ ગુણસ્થાનો છે. તથા મોહનીય કર્મનો ઉદય ૧૦ મા સુધી હોવાથી ૧૦મા સુધીજ જીવની સરાગ દશા ગણાય, અને ૧૧માથી વીતરાગદશા છે માટે લોભને સરાગ સુધી ગાથામાં કહ્યો છે, અને તે સરાગ શબ્દથી ૧૦ ગુણસ્થાન જ ગણવાં. એ રીતે ૪ કષાયમાર્ગણામાં ૧૪ ગુણસ્થાન કહ્યાં. ॥૬૦॥ इति ४ कषायेषु १४ गुण० जीवसमासः ॥

## ॥ अथ ज्ञानद्वारे जीवसमास ॥

અવતરણઃ—પૂર્વે કષાયમાર્ગણામાં જીવસમાસ કહીને હવે પાંચ જ્ઞાનમાર્ગણામાં જીવસમાસ કહેવાને અર્થે પ્રથમ પાંચ જ્ઞાનનુંજ સંક્ષિપ્ત સ્વરૂપ કહેવાય છે—



[1] અસંજ્ઞીમાં જો કે સાસ્વાદન ગુણસ્થાન છે, પરન્તુ તેની અહિં વિવક્ષા કરી નથી. કારણ અલ્પતાદિ.

अभिणिसुओहिणमणकेवलं च नाणं तु होइ पंचविहं। उग्गह ईह अवाया धरणाभिणिबोहियं चउहा ॥६१॥

ગાથાર્થઃ—આભિનિબોધિકજ્ઞાન (મતિજ્ઞાન), શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન એ પાંચ પ્રકારનું જ્ઞાન છે, તેમાં અવગ્રહ ઇહા અપાયને ધારણા એ ૪ પ્રકારનું અભિનિબોધજ્ઞાન (મતિજ્ઞાન) છે. ॥૬૧॥

ભાવાર્થઃ—જેનાવડે વસ્તુ ज्ञायते=જણાય, પરિચ્છેદાય તે જ્ઞાન, અથવા વસ્તુમાં સામાન્યધર્મ અને વિશેષધર્મ એ બે ધર્મ રહ્યા છે તેમાંથી વિશેષધર્મનો બોધ તે જ્ઞાન (અને સામાન્યધર્મનો બોધ તે દર્શન કહેવાશે.) તે જ્ઞાન મતિજ્ઞાન આદિ ભેદે પાંચ પ્રકારનું છે. ત્યાં अभि=સન્મુખ એટલે યોગ્ય દેશમાં રહેલ વિષયનું नि=નિયત એટલે પાંચ ઇન્દ્રિયોદ્વારા તે તે ઇન્દ્રિયના વિષયનો જે बोध તે अभिनिबोध, અને તે અભિનિબોધ રૂપ જ્ઞાન તે આભિનિબોધિક જ્ઞાન એ મતિજ્ઞાનનો જ પર્યાય શબ્દ છે. એમાં તાત્પર્ય એ કે અભિનિબોધજ્ઞાન અથવા મતિજ્ઞાન તે ઇન્દ્રિયો ને મનથી થાય છે, તથા જ્ઞેય વસ્તુ ઇન્દ્રિયાદિના વિષયક્ષેત્રાદિમાં રહી હોય તો થાય છે, વિષયદેશથી બહાર રહેલી વસ્તુનું મતિજ્ઞાનથી જ્ઞાન ન થાય. તથા શ્રવણ તે શ્રુત કહેવાય અર્થાત્ અભિલાપ્ય (વચનગોચર) ભાંવોને ગ્રહણ કરવામાં (જાણવામાં) હેતુભૂત બોધવિશેષ તે શ્રુતજ્ઞાન, અર્થાત શ્રુતજ્ઞાનથી વચનગોચર ભાવોનું જ્ઞાન થાય છે. પરન્તુ વચનપથમાં ન અવતરી શકે એવા વચનાતીત ભાવોનું જ્ઞાન થતું નથી. અથવા જે श्रूयते=સંભળાય તે શ્રુત એ વ્યુત્પતિ પ્રમાણે શબ્દ એજ શ્રુતજ્ઞાન છે. શબ્દ જો કે શબ્દવર્ગણાના પુદ્ગલ સ્વરૂપ હોવાથી જડ છે અથવા લિખિત શબ્દો પણ જડ છે તોપણ એ સંજ્ઞારૂપ શબ્દોથી વસ્તુનો બોધ થાય છે માટે શબ્દરૂપ કારણમાં બોધ કાર્યનો ઉપચાર હોવાથી લખાતા અને બોલાતા શબ્દો પણ શ્રુતજ્ઞાન છે.

તથા અવધાન એટલે ઇન્દ્રિયાદિની અપેક્ષા વિના આત્મા પોતેજ રૂપિ પદાર્થનું સાક્ષાત્ગ્રહણ કરે તે અવધિજ્ઞાન. અર્થાત્ આ જ્ઞાનવડે ગ્રહણ થતી વસ્તુમાં આત્માને ઇન્દ્રિયોની કે મનની જરૂર છેજ નહિં, જેથી આ જ્ઞાનવડે ઇન્દ્રિયના વિષયદેશથી બહાર રહેલી વસ્તુઓ પણ જાણી શકાય છે. અથવા અવધિ એટલે મર્યાદા એ વ્યુત્પત્તિ પ્રમાણે અહિં ૬ દ્રવ્યમાંથી રૂપીજ દ્રવ્ય જાણવા રૂપ મર્યાદા છે, અર્થાત્ અવધિજ્ઞાનવડે ઉત્કૃષ્ટથી જગત્વર્તી સમસ્ત પુદ્ગલાસ્તિકાયને સાક્ષાત્ જાણી શકાય છે.

તથા અઢીદ્વીપવર્તી સંજ્ઞી પંચેન્દ્રિય જીવોએ મનોવિચારને અર્થે કાયયોગવડે ગ્રહેલા મનોવર્ગણાના પુદ્ગલોને તથા એ પુદ્ગલો જે ચિંતવન સ્વરૂપે પરિણમે છે તે ચિંતવનને જાણી શકે તે મનઃપર્યવ જ્ઞાન કહેવાય. અવધિજ્ઞાનમાં મનોવર્ગણાના પુદ્ગલો દેખી શકાય છે પરન્તુ તે પુદ્ગલોથી થતા વિચારો વિશિષ્ટ સ્વરૂપે જાણી શકાતા નથી, અને આ જ્ઞાન વડે પુદ્ગલો અને વિચારો બન્ને સ્પષ્ટપણે જાણી શકાય છે. જો કે જ્ઞેય વિષયોની અપેક્ષાએ અવધિજ્ઞાન અનન્તગુણ છે, અને મનઃપર્યવજ્ઞાન તેથી અનંતમા ભાગ જેટલું છે તોપણ વિશુદ્ધિની અપેક્ષાએ અવધિજ્ઞાનથી મનઃપર્યવજ્ઞાન (અનંતગુણ વિશુદ્ધ અધ્યવસાય વડે ઉપજતું હોવાથી) અનંતગુણ વિશુદ્ધિવાળું છે.

તથા એકજ સમયમાં ત્રણે કાળના સર્વ ભાવોનું સંપૂર્ણ જ્ઞાન તે કેવળજ્ઞાન. આ જ્ઞાનમાં કોઇપણ વસ્તુ પ્રતિસમયે ભાસમાનજ હોય છે તેથી ઉપયોગ દેવાની કે ફેરવવાની જરૂર પડતી નથી. અને પ્રથમનાં ચાર જ્ઞાનમાં ઉપયોગ દેવાની અને ઉપયોગ ફેરવવાની પણ જરૂર પડે છે, માટે કેવલજ્ઞાન એ સંપૂર્ણ જ્ઞાન છે. ॥ ઇતિ ૫ જ્ઞાનાનિ ॥

એ પાંચ જ્ઞાનમાં મતિજ્ઞાન અવગ્રહ-ઇહા-અપાય-ધારણા એ ભેદે ૪ પ્રકારનું છે, તેનું સંક્ષિપ્ત સ્વરૂપ ૬૨ મી ગાથામાં કહેવાશે. ॥૬૧॥

अवतरणः—આ ગાથામાં મતિજ્ઞાનના અવગ્રહાદિ ચાર પ્રકારનું સ્વરૂપ કહેવાય છે—

**पंचहि वि इंदिएहिं मणसा अत्थोग्गहो मुणेयव्वो । चक्खिदियमणरहियं वंजणमीहाइयं छद्धा ॥६२॥**

**गाथार्थ**—પાંચ ઇન્દ્રિય અને મન એ છ વડે અર્થાવગ્રહ થાય છે એમ જાણવું, અને એ છમાંથી ચક્ષુઇન્દ્રિય તથા મન એ બે રહિત વ્યંજનાવગ્રહ જાણવો, તથા ઈહા વિગેરે તો અર્થાવગ્રહવત્ છ છ પ્રકારના છે. ॥૬૨॥

**भावार्थ**—જેનાવડે અર્થ-પદાર્થ व्यज्यते=પ્રગટ કરાય તે व्यंजन એટલે ઉપકરણેન્દ્રિય અને ઘટાદિ પદાર્થ એ બેનો પરસ્પર સ્પર્શ રૂપમાત્ર સંબંધ જે અર્થગ્રહણ પૂર્વે પ્રારંભમાંજ થાય છે તે વ્યંજન. અહિં વ્યંજન શબ્દના ઉપકરણેન્દ્રિય, ઘટાદિ પદાર્થ, અને પ્રથમ સંબંધ એ ત્રણ અર્થ થયા, જેથી વ્યંજનો (ઉપકરણેન્દ્રિયનો) વ્યંજન સાથે ઘટાદિ પદાર્થ સાથે સંબંધ થતાં જે પદાર્થ ગ્રહણ-પ્રથમ બોધ થાય તે વ્યંજનવ્યંજનાવગ્રહ કહેવાય, પરન્તુ એ બે સમાન પદોમાંથી વ્યંજન પદનો લોપ થતાં व्यंजनावग्रह શબ્દ થાય છે. "આ કંઈક છે" એ પ્રકારના અતિ અસ્પષ્ટ બોધથી પણ પહેલાંનો અત્યંત અસ્પષ્ટ બોધ આ વ્યંજનાવગ્રહમાં હોય છે. એ વ્યંજનાવગ્રહ ચક્ષુ સિવાયની ૪ ઇન્દ્રિયોથી ચાર પ્રકારનો છે, અને મનરહિત છે. કારણ કે ચક્ષુ અને મનને જે બોધ થાય છે તે પોતાને અસ્પૃષ્ટ (નહિ સ્પર્શેલા) પદાર્થનો થાય છે. તેમાં પણ ચક્ષુ તો સ્પર્શેલા પદાર્થને બીલકુલ જોઇ શકતી નથી, અને મનથી જે પદાર્થ વિચારાય છે તે પદાર્થ પણ મનને સ્પર્શેલો હોવોજ જોઇએ એમ નથી માટે ચક્ષુ અને મન એ બે અપ્રાપ્યકારી છે [=અપ્રાપ્ત-અસ્પૃષ્ટ પદાર્થના ગ્રાહક છે]. અને ચાર ઇન્દ્રિયો સ્પૃષ્ટ પદાર્થની ગ્રાહક હોવાથી પ્રાપ્યકારી છે. અને વ્યંજનાવગ્રહ તો ઇન્દ્રિય સાથે જોડાયેલા વિષયનેજ ગ્રહણ કરતો હોવાથી મન અને ચક્ષુરહિત શેષ ચાર ઈન્દ્રિયભેદથી ૪ પ્રકારનો છે.

શબ્દ રૂપ રસ ને ગંધ ને સ્પર્શ એ પાંચ અર્થમાંના કોઈપણ એક અર્થનો નિર્धार-નિર્ણય વિનાનો જે અવ્યક્ત બોધ "આ કંઇક છે" એટલાજ માત્ર અલ્પ જ્ઞાનવાળો હોય તે અર્થાવગ્રહ. અર્થનું એ સામાન્ય ગ્રહણ પાંચ ઇન્દ્રિયો અને મન એ ૬ થી થાય છે, માટે ૬ પ્રકારનો અર્થાવગ્રહ છે. વ્યંજનાવગ્રહ અને અર્થાવગ્રહ એ બે ઉત્પન્ન થવામાં પ્રથમ વ્યંજનાવગ્રહ થયા બાદજ અર્થાવગ્રહ થાય છે, અને ચક્ષુ તથા મનથી થતા ગ્રહણમાં તો પ્રથમજ અર્થાવગ્રહ (વ્યંજનાવગ્રહ વિના) થાય છે.

ईहा=નિર્ણયને સન્મુખ જે વિચારણા તે ઇહા. તે પણ અર્થાવગ્રહવત્ ૬ પ્રકારે છે. ત્યાં અર્થાવગ્રહથી સામાન્યગ્રહણ થયા બાદ આ તે શબ્દ કે રૂપ કે રસ કે ગંધ ? શબ્દ હોય તો આ પ્રકારનો હોય ગંધ હોય તો આ પ્રકારનો હોય એ રીતે શબ્દાદિ ૫ અર્થમાંથી કોઈ એક અર્થનો નિર્धार કરવા માટે જેટલા તર્કવિતર્ક કરવા પડે તે ईहा કહેવાય.

ત્યાર બાદ તર્કવિતર્કથી નિર્धार થાય કે આતો શબ્દ છે અથવા રૂપ છે અથવા ગંધ છે ઈત્યાદિ રીતે કોઇ એકનો નિર્धार કરવો તો अपाय (નિશ્ચય) કહેવાય, તે પણ અર્થાવગ્રહવત્ ઇન્દ્રિયાદિ નિમિત્તક હોવાથી ૬ પ્રકારનો છે.

ત્યારબાદ નિશ્ચિત કરેલા અર્થને અવિચ્યુતિ વાસના અને સ્મૃતિરૂપે ધારી રાખવો (ભૂલી ન જવો) તે धारणा પણ અર્થાવગ્રહવત્ ૬ પ્રકારે છે. એમાં નિશ્ચિત કરેલો અર્થ અન્તર્મુહૂર્ત સુધી તેજ ઉપયોગ રૂપે સતત કાયમ રહે છે, તે ચાલુ ઉપયોગ અવિચ્યુતિ કહેવાય. ત્યાર બાદ જીવ અન્ય ઉપયોગવાળો થતાં નિશ્ચિત અર્થ વાસના (સંસ્કાર) રૂપે ઘણા (સંખ્ય વા અસંખ્ય) કાળ સુધી કાયમ રહે છે, તે અર્થ ભુલાતો નથી માટે તે વાસના. અને પુનઃ પ્રસંગોપાત કોઈ વખતે તે નિશ્ચિત અર્થનું સ્મરણ કરતાં તેવા જ પૂર્વે અનુભવેલા અર્થના ઉપયોગવાળો પુનઃ થાય છે તે સ્મૃતિ, એ રીતે ધારણા ૩ પ્રકારની છે હજારો વર્ષ પૂર્વેની વાત વા પદાર્થ યાદ આવે છે, તે ધારણાથી જ. તથા પૂર્વભવનું જાતિસ્મરણ જ્ઞાન થાય છે તે પણ ધારણાના પ્રભાવથી જ.

## ॥ મતિજ્ઞાનના ૨૮ ભેદનો સ્પષ્ટ સંગ્રહ ॥

| | | | |
|---|---|---|---|
| ૧ સ્પર્શેન્દ્રિય વ્યંજનાવગ્રહ | ૮ ચક્ષુઇન્દ્રિય અર્થાવગ્રહ | ૧૫ શ્રોત્રેન્દ્રિય ઇહા | ૨૨ મન અપાય |
| ૨ રસનેન્દ્રિય વ્યંજનાવગ્રહ | ૯ શ્રોત્રેન્દ્રિય અર્થાવગ્રહ | ૧૬ મન ઈહા | ૨૩ સ્પર્શેન્દ્રિય ધારણા |
| ૩ ઘ્રાણેન્દ્રિય વ્યંજનાવગ્રહ | ૧૦ મન અર્થાવગ્રહ | ૧૭ સ્પર્શેન્દ્રિય અપાય | ૨૪ રસનેન્દ્રિય ધારણા |
| ૪ શ્રોત્રેન્દ્રિય વ્યંજનાવગ્રહ | ૧૧ સ્પર્શેન્દ્રિય ઈહા | ૧૮ રસનેન્દ્રિય અપાય | ૨૫ ઘ્રાણેન્દ્રિય ધારણા |
| ૫ સ્પર્શેન્દ્રિય અર્થાવગ્રહ | ૧૨ રસનેન્દ્રિય ઈહા | ૧૯ ઘ્રાણેન્દ્રિય અપાય | ૨૬ ચક્ષુઇન્દ્રિય ધારણા |
| ૬ રસનેન્દ્રિય અર્થાવગ્રહ | ૧૩ ઘ્રાણેન્દ્રિય ઇહા | ૨૦ ચક્ષુઇન્દ્રિય અપાય | ૨૭ શ્રોત્રેન્દ્રિય ધારણા |
| ૭ ઘ્રાણેન્દ્રિય અર્થાવગ્રહ | ૧૪ ચક્ષુઈન્દ્રિય ઇહા | ૨૧ શ્રોત્રેન્દ્રિય અપાય | ૨૮ મન ધારણા |

એ પ્રમાણે મતિજ્ઞાનના ૨૮ ભેદ કહ્યા. ॥૬૨॥ इति मतिज्ञानम् ॥

**अवतरणः**—આ ગાથામાં શ્રુતજ્ઞાનના તથા અવધિજ્ઞાનના ૨-૨ પ્રકાર કહે છે—

**अंगपविट्ठियरसुय ओहि भवं पतिगुणं च विन्नेयं। सुरनारएसु य भवे भवंपति सेसमियरेसुं ॥६३॥**

**गाथार्थः**—અંગપ્રવિષ્ટ શ્રુતજ્ઞાન અને ઇતર (અંગબાહ્ય) શ્રુતજ્ઞાન એ બે પ્રકારનું શ્રુતજ્ઞાન છે, અને અવધિજ્ઞાન ભવપ્રત્યયિક તથા ગુણપ્રત્યયિક એ બે પ્રકારનું જાણવું. તેમાં દેવ નારકનું અવધિજ્ઞાન ભવપ્રત્યયિક હોય છે, અને ઇતરમાં (મનુષ્ય તિર્યંચોમાં)

---

૧ અહિં જ્ઞાન અજ્ઞાનના ભેદની વિવક્ષા નથી, માટે મતિજ્ઞાન વા મતિઅજ્ઞાન એકરૂપ જાણવું.

શેષ ગુણપ્રત્યયિક અવધિજ્ઞાન હોય છે. ॥૬૩॥

**भावार्थ**—શ્રી ગણધર ભગવાન પ્રભુ પાસેથી ત્રિપદી પ્રાપ્ત કરીને જે બાર અંગની રચના પદ્યબંધ ગદ્યબંધ પ્રભુના વચનોની કરે છે તે બાર અંગનું જ્ઞાન તે અંગ શ્રુતજ્ઞાન, શ્રી આચારાંગ–સૂયગડાંગ–ઠાણાંગ–સમવાયાંગ–ભગવતીજી–જ્ઞાતાધર્મકથા–ઉપાસકદશા–અન્તકૃદ્દશા–અનુત્તરોપપાતિક–પ્રશ્નવ્યાકરણ–વિપાક–દ્રષ્ટિવાદ એ બાર પ્રકારનું છે, અને એથી શેષ આવશ્યકસૂત્ર દશવૈકાલિક ઉત્તરાધ્યયન આદિ શ્રુત તે अंगबाह्य શ્રુતજ્ઞાન ઘણા પ્રકારનું છે. ॥ इति श्रुतंज्ञानम् ॥

તથા ( भवंपति=ભવ प्रति=) ભવપ્રત્યયિક અને (गुणंपति=ગુણ प्रति=) ગુણપ્રત્યયિક એમ બે પ્રકારનું અવધિજ્ઞાન છે. ત્યાં જે અવધિજ્ઞાન ઉપજવામાં તે ભવની પ્રાપ્તિ એજ હેતુ છે, તે ભવપ્રત્યયિક અવધિજ્ઞાન દેવ નારકનેજ હોય છે. કારણ કે જેમ પક્ષીને ઉડવું મત્સ્યનું જળમાં તરવું તે સ્વાભાવિક જન્મસિદ્ધ છે, તેમ દેવ નારકનું અવધિજ્ઞાન પણ દેવ નારક ભવમાં ઉપજતાં સ્વાભાવિક જન્મસિદ્ધ છે. અને મનુષ્ય તથા તિર્યંચોને જે અવધિજ્ઞાન ઉત્પન્ન થાય છે તે તો જન્મ્યા બાદ કેટલેક કાળે વ્રત નિયમ તપશ્ચર્યાદિ ગુણોથી પ્રાપ્ત થાય છે, તે પણ ઉત્પન્ન થયા બાદ સતત રહે એવો પણ નિયમ નથી, માટે એ અવધિજ્ઞાન ગુણપ્રત્યયિક છે. દેવ નારક ભવમાં અવધિજ્ઞાનાવરણનો ક્ષયોપશમ વ્રત તપશ્ચર્યાદિ ગુણ વિના કેમ હોય? એ શંકાને અવકાશ નથી, કારણ કે કર્મના ઉદયમાં ક્ષયમાં ક્ષયોપશમમાં અને ઉપશમમાં દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ અને ભવ એ પાંચે નિમિત્ત હોવાથી અવધિઆવરણના ક્ષયોપશમમાં અહિં ભવ એજ નિમિત્તભૂત જાણવો.

---

૧ અહિં પણ જ્ઞાન અજ્ઞાનની ભિન્ન વિવક્ષા ન હોવાથી શ્રુત જ્ઞાનમાં શ્રુત અજ્ઞાન અન્તર્ગત જાણવું. અને અવધિજ્ઞાનમાં વિભંગજ્ઞાન પણ અન્તર્ગત ગણવું.

अवधि आदि त्रण ज्ञाननुं स्वरुप

**અવતરણ**—આ ગાથામાં અવધિજ્ઞાનના બીજા ૬ પ્રકાર તથા મન:પર્યવજ્ઞાનના બે પ્રકાર અને કેવળજ્ઞાનનો એકજ પ્રકાર છે તે કહે છે—

**अणुगामि अवट्ठिय हीयमाणमिइ तं भवे सपडिवक्खं। उज्जुमई विउलमई मणनाणे केवलं एक्कं ॥६४॥**

**ગાથાર્થ:**—અનુગામી અનનુગામી અવસ્થિત અનવસ્થિત હીયમાન વર્ધમાન એ પ્રમાણે તે અવધિજ્ઞાન પ્રતિપક્ષભેદ સહિત ૬ પ્રકારનું છે. તથા મન:પર્યવજ્ઞાન ઋજુમતિ અને વિપુલમતિ એમ બે પ્રકારનું છે. અને કેવળજ્ઞાન એક પ્રકારનું છે. ॥૬૪॥

**ભાવાર્થ:**—જેને જે ક્ષેત્રમાં રહીને અવધિજ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તે ક્ષેત્રથી અન્ય ક્ષેત્રમાં જતાં તે અવધિજ્ઞાન ચક્ષુની માફક સાથેને સાથે આવે તે ૧ अनुगामी अवधिज्ञान. પ્રાપ્તક્ષેત્રમાંથી અન્યત્ર જતાં સાથે ન આવે પરન્તુ સાંકળે બાંધેલા દીપકની માફક ઉત્પત્તિક્ષેત્રમાંજ રહે, જેથી અન્યત્ર ગયેલો અવધિજ્ઞાની ત્યાં અવધિ રહિત હોય, અને ઉત્પત્તિક્ષેત્રે આવતાં પુન: અવધિજ્ઞાન જેવુ હતું તેવું હોય તે ૨ अननुगामी अवधिज्ञान. તથા અવસ્થિત એટલે અચલ નિશ્ચલ અવધિજ્ઞાન તે આધારથી ઉપયોગથી અને લબ્ધિથી એમ ૩ પ્રકારે છે. ત્યાં આધાર એટલે ક્ષેત્ર, તેમાં એકજ ક્ષેત્રમાં ૩૩ સાગરોપમ સુધી અવધિજ્ઞાન [1]અનુત્તરદેવ આશ્રયી નિશ્ચલ હોય છે. તેથી ક્ષેત્રઆશ્રયી અવધિજ્ઞાન ૩૩ સાગરોપમ સુધી અવસ્થિત છે, તથા ઉપયોગઆશ્રયી વિચારીએ તો દ્રવ્યમાં અવધિજ્ઞાનનો ઉપયોગ ઉત્કૃષ્ટથી અન્તર્મુ૰ સુધી હોય છે અને પર્યાયોમાં ઉત્કૃષ્ટથી ૭-૮ સમય સુધી હોય છે, કેટલાક આચાર્ય કહે છે કે ગુણમાં ૮ સમય અને પર્યાયમાં ૭ સમય હોય છે. તથા લબ્ધિથી અવસ્થિત અવધિ વિચારીએ તો એકજ ક્ષેત્રમાં વા અન્ય અન્ય ક્ષેત્રમાં મળીને પણ અવધિજ્ઞાન સાધિક ૬૬ સાગરોપમ સુધી હોય છે. इति अवस्थित अवधिज्ञान. એથી પ્રતિપક્ષ

---

૧ અનુત્તર દેવો ૩૩ સાગરોપમ સુધી શય્યામાં જે આકાશપ્રદેશો અવગાહ્યા છે તેજ અવગાઢમાં ચત્તા સૂઇ રહેલા હોય છે માટે.

ચલ વા અનવસ્થિત અવધિજ્ઞાન કહેવાય, કે જે અનુત્તર દેવવત્ એક ક્ષેત્રમાં સ્થિર નહિ પરન્તુ અચ્યુત દેવાદિકની માફક અન્ય અન્ય ક્ષેત્રમાં સંચરતું હોય. (કારણ કે અવધિજ્ઞાનના આધારભૂત દેવનું ચલપણું હોવાથી આધેયરૂપ અવધિ પણ ચલ ગણાય)તથા અન્ય અન્ય દ્રવ્યોમાં અથવા અન્ય અન્ય પર્યાયોમાં ઉપયોગ પરાવૃત્તિની અપેક્ષાએ સંચરતુ અવધિજ્ઞાન પણ ઉપયોગથી ચલ અવધિજ્ઞાન કહેવાય, તથા ઉત્કૃષ્ટ સ્થિતિ બે છાસઠ સાધિક આદિ કાળ પૂર્ણ કર્યા વિના જે અવધિજ્ઞાન ચાલ્યું જાય ને પુનઃ ઉત્પન્ન થાય તે લબ્ધિઆશ્રયી ચલ અવધિજ્ઞાન છે. ॥ इति चल अवधिज्ञानम् ॥

તથા હીયમાન એટલે ઘટતું અવધિજ્ઞાન. તે ક્ષેત્રથી કાળથી દ્રવ્યથી અને પર્યાયથી એમ ચાર પ્રકારે છે. ત્યાં અવધિનો ક્ષેત્ર અને કાળ અસંખ્ય તથા સંખ્ય હોવાથી અસંખ્યભાગહાનિ અને અસંખ્યગુણહાનિ તથા સંખ્યભાગહાનિ સંખ્યગુણહાનિ એમ ચારે પ્રકારે અવધિના ક્ષેત્ર તથા અવધિના કાળમાં વધઘટ થાય છે, અને અવધિનાં જ્ઞેય દ્રવ્ય અનન્ત હોવાથી અનંતભાગહાનિ વા અનન્તગુણહાનિ એમ બે પ્રકારે દ્રવ્યાવધિ ઘટે છે. અને પર્યાયવધિ તો છએ પ્રકારે ઘટે છે. અહિં પર્યાયાવધિવત્ દ્રવ્યાવધિ ૬ પ્રકારે ઘટતું નથી પરન્તુ બે પ્રકારેજ ઘટે છે તેનું કારણ તથા [1]સ્વભાવ છે. પુનઃ હીયમાન અવધિજ્ઞાન પ્રથમથી ઘણા દ્રવ્યો અને પર્યાયો દેખીને ત્યારબાદ અનુક્રમે ઘટવા માંડે છે. इति हीयमान अवधिज्ञानम् ॥ તથા જે અવધિજ્ઞાન પ્રથમથી અલ્પ દ્રવ્ય પર્યાયોવાળું (અલ્પ તોપણ અનન્ત દ્રવ્ય પર્યાયોવાળું) ઉત્પન્ન થઈ ત્યારબાદ અનુક્રમે ધીરે ધીરે વધતું જાય તે वर्धमान अवधिज्ञान કહેવાય. આ જ્ઞાનમાં

---

૧ બેજ પ્રકારની વૃદ્ધિ હાનિનું કારણ એમ પણ સમજાય છે કે—એકાદિ આકાશપ્રદેશ જેટલું અવધિજ્ઞાન ઘટતાં વધતાં અનંતમા ભાગ જેટલાં અનંત દ્રવ્યો અવધિવિષયમાંથી ઘટે છે, વધે છે, અને સમકાળે ઘણા આકાશપ્રદેશ જેટલું અવધિજ્ઞાન ઘટતા વા વધતાં અનંતગુણ દ્રવ્યો ઘટે વધે છે અને પર્યાયો તો પ્રતિદ્રવ્યના સંખ્યાતાદિ વિષયભૂત હોવાથી ૭એ પ્રકારની હાનિવૃદ્ધિ સંભવિત છે.

પણ ક્ષેત્ર કાળ દ્રવ્ય અને પર્યાય એમ ચારે પ્રકારની ક્રમ વૃદ્ધિ હીયમાન અવધિને અનુસરતી (ક્ષેત્રકાળમાં ૪ પ્રકારની દ્રવ્યમાં ૨ પ્રકારની અને પર્યાયમાં ૬ પ્રકારની) થાય છે. ॥ इत्यवधिज्ञानम् ॥

અલ્પ વિષય જાણવા રૂપ ઋજુ એટલે મુગ્ધ મતિ–પરિછિત્તીવાળું જ્ઞાન તે ऋजुमती मनःपर्यवज्ञान. આ જ્ઞાનમાં સંજ્ઞિ પંચેન્દ્રિયના મનોગત ભાવના અતિ અલ્પ પર્યાયોને જાણે છે. જેમ ઘટનું સ્વરૂપ ચિંતવનારના ચિંતવનમાં ઘટ માત્ર ચિંતવે છે ઈત્યાદિ અલ્પ ચિંતવન જાણે, અને એથી विपुल=વિશેષ ઘણા મનઃપર્યાયોને જાણે તે विपुलमति मनःपर्यवज्ञान કહેવાય. આ જ્ઞાનવંતજીવ ઘટ, ઘટના વર્ણ ગંધ રસ સ્પર્શ, ઘટ કયા નગરમાં બન્યો તે, માટીનો કે સુવર્ણનો ઈત્યાદિ અનેક વિશેષભેદો જાણી શકે છે. પુનઃ મનઃપર્યવ જ્ઞાનવાળો જીવ ભૂતકાળના તથા ભાવીકાળના પલ્યોપમના અસંખ્યાતમા ભાગ સુધીના મનોગત ભાવ જાણે છે. તથા ઋજુમતિ જ્ઞાની ક્ષેત્રથી મનુષ્યક્ષેત્ર ૨।। અંગુલ ઓછું જાણે છે, અને ઉર્ધ્વ જ્યોતિષ પ્રતરના અન્ત સુધી (૯૦૦ યોજન ઉર્ધ્વ) જાણે છે, અને વિપુલમતિજ્ઞાની સંપૂર્ણ મનુષ્યક્ષેત્રને જાણે છે તેમજ અધિક નિર્મળ જાણે છે. તથા મનોજ્ઞાની ચિંતીત પદાર્થને સાક્ષાત્ જાણે નહિં પરન્તુ [1]અનુમાનથી જાણે છે. સાક્ષાત્ તો કેવળ મનોવર્ગણાના પુદ્ગલોનેજ જાણે દેખે છે. વિપુલમતિને તદ્ભવે મુક્તિ હોય છે ॥ इति मनःपर्यवज्ञानम् ॥

જ્ઞાનાવરણ કર્મનો સર્વથા ક્ષય થવાથી કેવળજ્ઞાન એકજ પ્રકારનું છે. એ જ્ઞાનથી ત્રણે કાળના સર્વ ભાવ પ્રતિસમય ઉપયોગમાંજ વર્તે છે. ॥ इति केवलज्ञानम् ॥

---

૧ જેમ લખેલા અક્ષરથી તેના વાચ્ય પદાર્થો જાણવામાં આવે તે અનુમાનથી પદાર્થજ્ઞાન ગણાય પણ સાક્ષાત્ નહિં, સાક્ષાત્ તો ઘટ અક્ષરથી ઘટને પણ દેખે ત્યારેજ કહેવાય. એ રીતે સંજ્ઞીજીવના ચિંતવન સ્વરૂપે પરિણત થયેલા મનોવર્ગણાના આકારો જોઇને તે ચિંતિત પદાર્થ જાણે છે પરન્તુ ચિંતવેલ ઘટાદિ સાક્ષાત્ દેખાતા નથી.

ગાથામાં જો કે એ જ્ઞાનોનાં પ્રતિપક્ષી ૩ અજ્ઞાન કહ્યાં નથી તોપણ ઉપલક્ષણથી ત્રણ અજ્ઞાન પણ જાણવાં. તેમાં મિથ્યાદૃષ્ટિનાં મતિશ્રુત તે મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન કહેવાય, અને મિથ્યાદૃષ્ટિનું અવધિ તે વિભંગજ્ઞાન કહેવાય છે. ॥ इति ५ ज्ञानानि ३ अज्ञानानि ॥६४॥

**અવતરણ**—એ પ્રમાણે ૫ જ્ઞાનનું સંક્ષિપ્ત સ્વરૂપ કહીને હવે એ પાંચ જ્ઞાનમાર્ગણામાં તથા ૩ અજ્ઞાનમાર્ગણામાં ગુણસ્થાનરૂપ ૧૪ જીવસમાસ કહેવાય છે—

**मइसुयमिच्छा साणा विभंग समणे य मीसए मीसं। सम्मछउमाभिणिसुओहि विरयमण केवल सनामे॥**

**ગાથાર્થઃ**—મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન મિથ્યાદૃષ્ટિને અને સાસ્વાદનીને સંજ્ઞી [1]અસંજ્ઞીને હોય છે, વિભંગજ્ઞાન પણ મિથ્યાદૃષ્ટિ તથા સાસ્વાદન ગુણસ્થાને છે પરન્તુ સંજ્ઞીને હોય છે. તથા મિશ્ર ગુણસ્થાને એ ત્રણે અજ્ઞાન મિશ્ર (જ્ઞાનાજ્ઞાન સ્વરૂપ) હોય છે. તથા આભિનિબોધિકજ્ઞાન (મતિજ્ઞાન) શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન એ ત્રણ જ્ઞાન સમ્યક્ત્વથી પ્રારંભીને છદ્મસ્થ પર્યન્ત (૪ થી ૧૨ મા ગુણ૦પર્યન્ત) હોય છે. મનઃપર્યવજ્ઞાન વિરતિવંતને (૬ઠ્ઠા ગુણ૦થી) છદ્મસ્થપણા પર્યન્ત હોય છે, અને કેવળજ્ઞાન પોતાના નામ વાળા ગુણસ્થાનમાં (સયોગીકેવલીરૂપ ૧૩મા ગુણસ્થાનમાં) હોય છે. ॥૬૫॥

**ભાવાર્થ**—મતિઅજ્ઞાન ૧-૨-૩ ગુણસ્થાને, શ્રુતઅજ્ઞાન ૧-૨-૩ ગુણસ્થાને, વિભંગજ્ઞાન ૧-૨-૩ ગુણસ્થાને, મતિજ્ઞાન ૪ થી ૧૨ ગુણસ્થાને, શ્રુતજ્ઞાન ૪ થી ૧૨ ગુણસ્થાને, અવધિજ્ઞાન ૪ થી ૧૨ ગુણસ્થાને, મનઃપર્યવજ્ઞાન ૬ થી ૧૨ ગુણસ્થાને અને કેવળજ્ઞાન ૧૩-૧૪મા ગુણસ્થાને છે. ॥ इति ज्ञानमार्गणायां जीवसमासाः ॥

---

૧ ગાથામાં સંજ્ઞી અસંજ્ઞી કહ્યા છે તે ૧૪ જીવભેદરૂપ જીવસમાસના ઉપલક્ષણ તરીકે છે.

॥ अथ ७ संयममार्गणासु १४ जीवसमासाः ॥

**अवतरणः**—જ્ઞાનમાર્ગણામાં ૧૪ જીવસમાસ કહીને હવે આ ગાથામાં સાત ચારિત્ર માર્ગણામાં ૧૪ ગુણસ્થાન રૂપ ૧૪ જીવસમાસ કહે છે—

**अजया अविरयसम्मा देसविरया य हुंति सट्ठाणे। सामाइय छेय परिहार सुहुमअहक्खाइणो विरय ॥६६॥**

**गाथार्थः**—અવિરતિ સમ્યગ્દૃષ્ટિ સુધીના સર્વે જીવો અથવા સર્વે (ચારે) ગુણસ્થાનો અવિરતિ માર્ગણામાં છે. દેશવિરત જીવો સ્વસ્થાનમાં (પાંચમા દેશવિરતિ ગુણસ્થાનમાં) છે. અને સામાયિક ચારિત્ર છેદોપસ્થાપન ચારિત્ર પરિહારવિશુદ્ધિ ચારિત્ર સૂક્ષ્મ-સંપરાય ચારિત્ર અને યથાખ્યાત ચારિત્ર એ પાંચ સંયમ માર્ગણામાં વિરતિવંત ગુણસ્થાન યથાસંભવ છે. (૬ થી ૧૪ સુધીનાં યથાસંભવ ગુણસ્થાન છે). ॥૬૬॥

**भावार्थः**—સામાયિક આદિ ૫ ચારિત્રમાં સંયમ છે, દેશવિરતિ ચારિત્રમાં સંયમાસંયમ છે, અને અવિરતિમાં અસંયમ છે. અહિં પાંચે ચારિત્ર જો કે સામાયિક ચારિત્રજ છે, તોપણ વિશુદ્ધિ ભેદવડે એજ સામાયક ચારિત્રના પાંચ ભેદ જૂદા ગણ્યા છે, ત્યાં સામાન્યથી પ્રારંભિક સામાયક રૂપ સર્વવિરતિ તે સામાયિક ચારિત્ર ઇત્વર અને યાવત્કથિક એમ બે ભેદે છે. તેમાં ભરત ઐરવતના પહેલા છેલ્લા તીર્થંકરના શાસનમાં મહાવ્રત નહિં આરોપેલા સાધુનું સામાયિક ચારિત્ર ઇત્વર ચારિત્ર છે, અને મધ્યમ ૨૨ તીર્થંકરોના તથા મહાવિદેહમાં સર્વકાળવર્તી સાધુઓનું ચારિત્ર યાવત્કથિક સામાયિક ગણાય છે. કારણ કે ભરતાદિના સાધુઓને પ્રથમ ચારિત્રમાં મહાવ્રતારોપણ નથી અને છ માસ બાદ વ્રતારોપ કરાય છે, તેથી ઇત્વર, અને મધ્યજીન સાધુ આદિકને પ્રથમ

દીક્ષા વખતેજ મહાવ્રતારોપણુ કરાય છે. માટે જીવન પર્યન્તનું એ ચારિત્ર યાવત્કથિક ગણાય છે (પુનઃ દીક્ષાનો અભાવ હોવાથી). ॥ इति सामायिक चारित्र ॥

તથા મહાવ્રત આરોપણુ વિનાની પ્રાથમિક દીક્ષાનો પર્યાય છેદ કરીને (દીક્ષાપર્યાયમાં ન ગણીને) જે પુનઃ उपस्थापना=મહાવ્રતારોપવાળું દીક્ષાદાન કરાય છે તે छेदोपस्थापना चारित्र. આ ચારિત્ર ઇત્વર ચારિત્રીઓને અને અન્ય તીર્થમાં સંક્રમતા સાધુને હોય છે. ઇત્વર ચારિત્રીને સદોષ ઉપસ્થાપના ગણાય, અને તીર્થસંક્રાન્ત સાધુને નિર્દોષ ઉપસ્થાપના ગણાય [અન્ય જિનશિષ્યો અન્ય જિનશાસન સ્વીકારે ત્યારે તીર્થસંક્રાન્તિ ઉપસ્થાપના થાય તે નિરતિચાર ઉપસ્થાપના છે]. ॥ इति छेदोपस्थापन चारित्रम् ॥

પરિહારવિશુદ્ધિ ચારિત્ર અંગીકાર કરનાર ગુરૂની આજ્ઞાથી ગચ્છ બહાર નિકળેલ ૯ સાધુનો સમુદાય હોય છે. તેમાં ૧ સાધુ ગુરૂ થાય, ૪ સાધુ તપશ્ચર્યા[1] કરે, અને ૪ સાધુ તપસ્વીઓની વૈયાવૃત્ય કરે, ત્યાં ૪ સાધુઓનો ૬ માસ સુધીનો તપ હોય છે તે પૂર્ણ થયા બાદ વૈયાવૃત્ય કરનારા ૪ સાધુ છ માસ સુધી તપશ્ચર્યા કરે, ને પ્રથમના ૪ તપસ્વી સાધુઓ નવા તપસ્વીઓની વૈયાવૃત્ય કરનારા થાય, એ પણ ૬ માસનો તપ પૂર્ણ થતાં ગુરૂ ૬ માસનો તપ શરૂ કરે. આઠમાંથી ૧ ગુરૂ થાય, અને ૭ સાધુ વૈયાવૃત્ય કરનારા થાય. એ પ્રમાણે ૧૮ માસનો એ પરિહારકલ્પનો તપ પૂર્ણ થતાં નવે સાધુ પુનઃ ગચ્છમાં આવે. અથવા જિનકલ્પ નામનો એથી પણ ઉત્કૃષ્ટ કલ્પ અંગીકાર કરે. આ પરિહારકલ્પનું વિશેષ સ્વરૂપ અન્ય ગ્રંથોથી જાણવા યોગ્ય છે, અહિં અત્યંત સંક્ષિપ્ત કહ્યું છે. ॥ इति परिहारविशुद्धि चारित्र ॥

---

૧ પરિહારવિશુદ્ધિ ચારિત્રવાળાને શિયાળામાં જઘન્ય બે ઉપવાસ, મધ્યમ ત્રણ ઉપવાસ, અને ઉત્કૃષ્ટ ચાર ઉપવાસ. ઉનાળામાં જઘન્ય એક, મધ્યમ બે અને ઉત્કૃષ્ટ ત્રણ ઉપવાસ. ચોમાસામાં જઘન્ય ત્રણ, મધ્યમ ચાર અને ઉત્કૃષ્ટ પાંચ ઉપવાસ તપ કરવાનો હોય છે, પારણે આયંબિલ કરવાનું હોય છે. તપસ્યા કરનાર આ પ્રમાણે તપસ્યા કરે છે, અને બાકીના બધા આયંબિલ કરે છે.

ઉપશમશ્રેણિમાં અથવા ક્ષપકશ્રેણિમાં નવમા ગુણસ્થાન સુધી બાદર મોહનીયકર્મનો ઉદય હોય છે, ત્યાં નવમાને અન્તે બાદર લોભકર્મ સૂક્ષ્મ થાય છે, ત્યારબાદ દશમે ગુણસ્થાને એ જ સૂક્ષ્મલોભનો ઉદય વર્તે છે, તેથી દશમા ગુણસ્થાનમાં વર્તતા જીવો સૂક્ષ્મસંપરાય ચારિત્રવાળા ગણાય. એ ચારિત્ર ઉપ૦શ્રેણિમાં ૧૧મે ગુણસ્થાને વીતરાગી થઇ પુનઃ પતિત થઈ ૧૦ મા ગુણસ્થાને આવતાં સંકિલષ્ટ સૂ૦સંપરાય ચારિત્ર, અને નવમેથી ૧૦ મે ગયેલાને વિશુદ્ધ સૂ૦ સંપરાય હોય છે. ક્ષપકશ્રેણિમાં પડવાનો અભાવ હોવાથી કેવળ વિશુદ્ધ સૂ૦સંપરાયજ હોય છે. એ રીતે સૂ૦સંપરાય ચારિત્રવિશુદ્ધ અને સંકિલષ્ટ એમ બે પ્રકારનું છે. અહિં सूक्ष्म= કિટ્ટિરૂપ કરેલ संपराय=લોભ કષાયનો ઉદય તે સૂ૦સંપરાય અને એવા સૂક્ષ્મ કષાયનો ઉદય જેમાં હોય તે સૂક્ષ્મસંપરાય ચારિત્ર એ શબ્દાર્થ છે ॥ इति सूक्ष्मसंपराय चारित्र ॥

यथा=જે પ્રમાણે સિદ્ધાન્તમાં ख्यात કહ્યું છે તેવા પ્રકારનું સંપૂર્ણ અકષાય ચારિત્ર તે यथाख्यात चारित्र ૧૧-૧૨-૧૩-૧૪ મા ગુણસ્થાનવર્તીને હોય છે. ત્યાં ઉપશમશ્રેણિવંતને ૧૧મે ગુણસ્થાને उपशम यथाख्यात હોય છે, અને ક્ષપકશ્રેણિવંતને ૧૨-૧૩-૧૪મે क्षायिक यथाख्यात ચારિત્ર હોય છે. ॥ इति यथाख्यात चारित्र ॥ चारित्र मार्गणा ॥૬૬॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં ચારિત્ર માર્ગણાના ભેદ ગણાવીને હવે આ ગાથામાં તે ચારિત્ર માર્ગણામાં ૧૪ જીવસમાસ (૧૪ ગુણસ્થાનક) કહે છે—

**सामाइय छेया जा नियट्टि परिहारमप्पमत्तंता। सुहुमा सुहुमसरागे उवसंताइं अहक्खाया ॥६७॥**

**ગાથાર્થઃ**—સામાયિક અને છેદોપ૦ ચારિત્ર છઠ્ઠાથી નવમા અનિવૃત્તિ ગુણસ્થાન સુધી હોય છે, પરિહારવિશુદ્ધિ ચારિત્ર છઠ્ઠાથી સાતમા ગુણ૦ સુધી છે, સૂક્ષ્મસંપરાય ચારિત્ર સૂક્ષ્મસરાગ (સૂ૦સંપરાય નામે ૧૦ મા) ગુણસ્થાને છે, અને યથાખ્યાત ચારિત્ર ઉપ-

શાન્તાદિ ગુણસ્થાને (૧૧-૧૨-૧૩-૧૪ મા ગુણસ્થાને) છે. ॥૬૭॥

**ભાવાર્થઃ**—આ ગાથામાં પાંચ પ્રકારનાં સર્વવિરતિ ચારિત્રમાં યથાસંભવ ગુણસ્થાનો કહ્યાં છે. [દેશવિરતિ ચારિત્ર પાંચમા દેશવિરતિ એકજ ગુણસ્થાને અને અવિરતિ ચારિત્ર પહેલા બીજા ત્રીજા ને ચોથા ગુણસ્થાને ૬૬ મી ગાથામાં કહેલ છે] એ રીતે ચારિત્રમાં ગુણસ્થાનરૂપ જીવસમાસ કહ્યા. ॥ इति चारित्रमार्गणासु गुणस्थानजीवसमासाः ॥६७॥

**અવતરણઃ**—અહિં ચારિત્રમાર્ગણાના પ્રસંગમાં આગમને વિષે કહેલા પુલાક આદિ પાંચ નિર્ગ્રન્થો પણ ચારિત્રવંત છે, તેથી તે પાંચ શ્રમણનું સ્વરૂપ પણ અહિં દર્શાવાય છે—

**समणा पुलाय बउसा कुसील निग्गंथ तह सिणाया य। आइतिय सकसाई विराय छउमाय केवलिणो ॥६८॥**

**ગાથાર્થઃ**—પુલાક-બકુશ-કુશીલ-નિર્ગ્રન્થ ને સ્નાતક એ પાંચ પ્રકારના શ્રમણો છે, તેમાં પહેલા ત્રણ શ્રમણ સકષાયી છે, નિ-ર્ગ્રન્થો વીતરાગ છદ્મસ્થ હોય છે, અને સ્નાતક તે કેવલી ભગવંતો જાણવા. ॥૬૮॥

**ભાવાર્થઃ**—પુલાક એટલે અસાર, જેથી તથાવિધ કષાયવડે અસાર ચારિત્રવાળા [નિઃસાર ધાન્ય કણવત્ નિઃસાર ચારિત્રવાળા] લબ્ધિવંત સાધુઓ તે પુલાકશ્રમણ જાણવા. જ્ઞાન દર્શન અને ચારિત્રવડે ઉપજીવન(=ઉપજીવિકા)વાળા હોવાથી સંયમના સારનો નાશ કરનાર આ સાધુઓ હોય છે. તથા બકુશ એટલે શબલ-કર્બુર-મલિન ચારિત્રવાળા તે બકુશશ્રમણ. તથા મૂળગુણ અને ઉત્તરગુણને વિરાધવાથી અથવા સંજ્વલન કષાયના ઉદયથી કુત્સિત શીલવાળા તે કુશીલશ્રમણ. તથા મોહનીયકર્મરૂપ ગ્રંથીથી રહિત થયેલા [છદ્મસ્થ વીતરાગ ૧૧-૧૨ મા ગુણસ્થાનવાળા] તે નિર્ગ્રંથશ્રમણ. અને ઘાતિકર્મ રૂપી મેલને ધોવાથી સ્નાન કર્યા સરખા સાધુ તે

સ્નાતકશ્રમણ તે ૧૩-૧૪ મા ગુણસ્થાનવર્તી કેવલી ભગવંતો જાણવા. એ પાંચ શ્રમણનો સામાન્ય શબ્દાર્થ કહ્યો. કિંચિત્ વિશેષ સ્વરૂપ આ પ્રમાણે—

## ॥ पुलाक श्रमणनुं स्वरुप ॥

લબ્ધિપુલાક અને પ્રતિસેવા પુલાક એમ પુલાકશ્રમણ બે પ્રકારના છે. ત્યાં સંઘ વિગેરેના કાર્ય પ્રસંગે જે લબ્ધિ વડે ચક્રવર્તીના સૈન્યને પણ ચુર્ણ કરે તેવી લબ્ધિવાળા સાધુ लब्धिपुलाक કહેવાય, અને સ્ખલનાદિ દોષવડે જ્ઞાનને, શંકાદિ વડે સમ્યક્ત્વને અને મૂલગુણ ઉત્તરગુણની પ્રતિસેવા વડે ચારિત્રને વિરાધે તે ज्ञानदर्शनचारित्रपुलाक, તથા વિના કારણે લિંગ-વેષ પરાવર્તન કરનાર लिंगपुलाक, અને મનવડે અતિચારને [અતિચારને મનમાત્રથી] સેવે તે यथासूक्ष्मपुलाक.

## ॥ २ बकुश मुनिनुं संक्षिप्त स्वरूप ॥

બકુશમુનિ બે પ્રકારના છે-૧ ઉપકરણબકુશ, ૨ શરીરબકુશ. ત્યાં વસ્ત્ર પાત્ર આદિ ઉપકરણોને ધોવાં રંગવાં ઇત્યાદિ શોભા કરનારા મુનિઓ તે उपकरणबकुश, અને શરીરના અવયવોને સંસ્કારવા અથવા સંપૂર્ણ શરીરની શોભા કરનારા તે शरीरबकुश. પુનઃ એ બન્ને બકુશ ક્રિયાવાળા મુનિઓ પાંચ પ્રકારના પણ છે, ત્યાં શરીરની અથવા ઉપકરણોની શોભા કરવી તે સાધુવૃત્તિ નથી એમ સ્પષ્ટ સમજનાર મુનિ आभोगबकुश, એમ નહિં સમજનારા अनाभोगबकुश, પોતાના દોષ લોકમાં પ્રગટ ન થયા હોય તે संवृतबकुश, લોકમાં પ્રગટ દોષવાળા असंवृत्तबकुश, અને નેત્રાદિકના મલને દૂર કરવા આદિ સૂક્ષ્મ દોષવાળા તે सूक्ष्मबकुश. પુનઃ એ બકુશ મુનિઓ ઘણાં વસ્ત્ર પાત્ર આદિ ઉપકરણોનો સંગ્રહ કરનારા, પોતાનો યશ પ્રસિદ્ધિ અને ગુણ લોકમાં ફેલાય તેવો ઇચ્છાવાળા, મુખમાં આદરવાળા તથા સાબુ વિગેરેથી શરીર કપડાં ધોવાવાળા, કાતરથી કેશ સંસ્કાર કરનારા, એવા સાધુઓના પરિવારવાળા,

तथा छेदप्रायश्चित्तने योग्य दूषित चारित्रवाळा होय छे.

## ॥ ३ कुशील मुनिनु संक्षिप्त स्वरूप ॥

कुशीलमुनि बे प्रकारना छे. १ प्रतिसेवाकुशील, २ कषायकुशील. त्यां संयमनी विराधना ते प्रतिसेवा, अने ते वडे कुशील ते प्रतिसेवाकुशील. तथा संज्वलनक्रोध मान माया लोभवडे कुशील ते कषायकुशील. त्यां प्रतिसेवाकुशील ज्ञान दर्शन चारित्र अने लिंगनी प्रतिसेवावाळा तथा सूक्ष्म प्रतिसेवावाळा एम पांच प्रकारना छे. तेमां जे ज्ञान दर्शन चारित्र अने वेषवडे उपजीविकावाळा ते ज्ञानादि कुशील अने आ तपस्वी छे एवी प्रशंसा वडे राजी थाय इत्यादि दोषवाळा ते सूक्ष्म प्रतिसेवाकुशील. तथा कषायकुशील पण प्रतिसेवाकुशीलवत् पांच प्रकारना छे. त्यां ज्ञान दर्शन चारित्र अने वेषनो संज्वलनक्रोधादि युक्त उपयोग करे ते ज्ञानादि कषायकुशील, पुनः कषाययुक्त थईने जे कोईने श्राप आपे ते चारित्र कषायकुशील, अने मन मात्र वडे क्रोधादि कषाय करनार ते सूक्ष्म कषायकुशील अथवा संज्वलन क्रोधादिथीज ज्ञान दर्शन चारित्र अने वेषनी विराधना करे ते ज्ञानादि कषायकुशील अने सूक्ष्म कषायकुशील तो प्रथम कह्या प्रमाणेज जाणवो.

## ॥ ४ निर्ग्रन्थश्रमण अने ५ स्नातकश्रमण ॥

उपशान्तमोह अने क्षीणमोह (११मा ने १२मा गुणस्थानवाळा) एम बे प्रकारना निर्ग्रन्थ मुनिओ छे, अने स्नातक तो केवलिभगवंत एक ज प्रकारना छे

१ केवली जो के सयोगी अयोगी ए बे प्रकारना छे, परन्तु अहिं चारित्रपरिणाम अने चारित्रनी क्रियाने अंगे कहेवाता भेदोमां योगकृत भेद उपयोगी न होवाथी स्नातक एकज प्रकारना कह्या छे. ग्रन्थान्तरे योगकृत बे भेद गणेला छे.

## ॥ पुलाक आदि निग्रंथोमां ३६ द्वार ॥

१ प्रज्ञापनाद्वार—આ દ્વારમાં પાંચ નિર્ગ્રંથના ભેદ પ્રતિભેદ તથા સ્વરૂપ તે પૂર્વે કહ્યું છે.

२ वेदद्वार—પુલાક પુરૂષવેદી નપુંસકવેદી હોય, બકુશ અને કુશીલ ત્રણ વેદી, એમાં કષાયકુશીલ ઉપશાન્તવેદી અને ક્ષીણુવેદી પણ હોય છે. નિર્ગ્રંથો ઉપશાન્તવેદી ને ક્ષીણુવેદી હોય, તથા સ્નાતકો તો ક્ષીણુવેદીજ હોય છે.

३ रागद्वार—પુલાક બકુશ અને કુશીલ એ ત્રણુ નિર્ગ્રંથો ૧૦મા ગુણુસ્થાન સુધીના હોવાથી સરાગી છે, નિર્ગ્રંથ વીતરાગ હોય છે તે પણુ ઉપશમરાગી ને ક્ષીણુરાગી હોય છે, સ્નાતક તો ક્ષીણુરાગીજ હોય.

४ कल्पद्वार—પુલાકનિર્ગ્રંથ સ્થવિરકલ્પી હોય, બકુશ અને પ્રતિસેવાકુશીલ જિનકલ્પી અને સ્થવિરકલ્પી હોય છે, કષાયકુશીલને જિનકલ્પ સ્થવિરકલ્પ અને અકલ્પ એ ત્રણે હોય છે, નિર્ગ્રંથ અને સ્નાતક અકલ્પી હોય છે. (અહિં શ્રેણિગતમુનિ અકલ્પી કહેવાય. અને ગચ્છવાસમાં વસવું અથવા અચેલક આદિ સાધુ સામાચારી કરવી તે સ્થવિરકલ્પ, અને ગચ્છ બહાર નિકળી જિન-તીર્થંકર જેવો આચાર રાખવો તે જિનકલ્પ)

५ चारित्रद्वार—પુલાક બકુશ અને પ્રતિસેવાકુશીલને સામાયિક ચારિત્ર તથા છેદોપસ્થાપન ચારિત્ર, કષાયકુશીલને એ બે ચારિત્ર ઉપરાન્ત સૂક્ષ્મસંપરાય અને પરિહારવિશુદ્ધિ ચારિત્ર હોવાથી ૪ ચારિત્ર હોય, અને નિર્ગ્રંથ તથા સ્નાતકને યથાખ્યાત ચારિત્ર હોય.

६ प्रतिसेवनाद्वार—પુલાક અને પ્રતિસેવના કુશીલ મૂળગુણ અને ઉત્તરગુણુના વિરાધક હોય છે, બકુશમુનિ ઉત્તરગુણુના વિરાધક અને કષાયકુશીલ, નિર્ગ્રંથ તથા સ્નાતક તો વિરાધના રહિત હોય છે. (પ્રતિસેવા એટલે વિરાધના).

૭ ज्ञानद्वार—પુલાક બકુશ અને પ્રતિસેવના કુશીલ એ ત્રણ શ્રમણોને મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન પણ હોય. કષાય-કુશીલ શ્રમણને મનઃપર્યવ સહિત ૪ જ્ઞાન, નિર્ગ્રંથ શ્રમણને પણ ૪ જ્ઞાન અને સ્નાતકને એક કેવળજ્ઞાનજ હોય (અહિં પ્રથમના ૪ નિર્ગ્રંથને અવધિ વા મનઃપર્યવ હોય એવો નિયમ ન જાણવો). પુનઃ પુલાકને જઘન્યથી ૯ મા પૂર્વની આચાર નામની ત્રીજી વસ્તુ સુધીનું જ્ઞાન હોય છે, અને ઉત્કૃષ્ટથી સંપૂર્ણ ૯ પૂર્વનું જ્ઞાન હોય. બકુશ તથા પ્રતિસેવા કુશીલને જઘન્યથી અષ્ટપ્રવચન-માતાનું જ્ઞાન, અને ઉત્કૃષ્ટથી ૧૦ પૂર્વનું જ્ઞાન હોય, કષાય કુશીલને જઘન્ય અષ્ટ પ્રવચનમાતાનું ને ઉત્કૃષ્ટથી ૧૪ પૂર્વનું જ્ઞાન, નિર્ગ્રંથને પણ કષાયકુશીલવત્ જાણવું, સ્નાતક કેવલિ હોવાથી તેઓને શ્રુતજ્ઞાન હોતું નથી.

૮ तीर्थद्वार—પુલાક બકુશ અને પ્રતિસેવના કુશીલ એ ત્રણ શ્રમણો તીર્થ સ્થપાયા પછી થાય છે, અને શેષ ત્રણ શ્રમણો તીર્થ સ્થાપન પહેલા અને પછી પણ હોય છે. (અહિં તીર્થ તે ચતુર્વિધ સંઘની સ્થાપના રૂપ જાણવું).

૯ लिंगद्वार—પાંચે શ્રમણો દ્રવ્યથી સ્વલિંગે પરલિંગે અને ગૃહસ્થલિંગે પણ હોય, ભાવથી તો સ્વલિંગે (જ્ઞાન દર્શન ચારિત્રરૂપ સાધુલિંગેજ) હોય.

૧૦ शरीरद्वार—સ્નાતક પુલાક અને નિર્ગ્રન્થ એ ત્રણ શ્રમણો ઔદારિક તૈજસ અને કાર્મણ શરીરવાળા હોય છે, બકુશને તથા પ્રતિસેવના કુશીલને વૈક્રિય સહિત ૪ શરીર હોય, અને કષાયકુશીલને આહારક સહિત ૫ શરીર પણ હોય છે.

૧૧ क्षेत्रद्वार—પુલાકમુનિનો જન્મ અને વિહાર પણ કર્મભૂમિમાંજ હોય છે કારણ કે પુલાકમુનિનું સંહરણ થતું નથી, અને શેષ ચારે શ્રમણોનો જન્મ કર્મભૂમિમાં હોય અને વિહાર તો કર્મભૂમિમાં અને અકર્મભૂમિમાં પણ હોય. આ ચારે મુનિઓને દેવ સંહરીને (ઉપાડીને) અકર્મભૂમિમાં લઈ જાય ત્યારે તેઓનો ત્યાંજ વિહાર હોય. પુનઃ બકુશ કુશીલ મુનિઓ સંહરાઈને અક-

ર્મભૂમિમાં ગયા હોય તો ત્યાં પણ નિર્ગ્રંથ અને [1]સ્નાતકમુનિ થઈ શકે છે (અર્થાત્ તે બકુશ કુશીલ મુનિઓ અકર્મભૂમિમાં શ્રેણિ પ્રાપ્ત કરી શકે છે. અકર્મભૂમિમાં સંહરવું તે શત્રુદેવ કરે છે.)

૧૨ કાળદ્વાર—પુલાક નિર્ગ્રંથનો જન્મ અવસર્પિણીના ત્રીજા અને ચોથા આરામાં હોય, અને પુલાકની સત્તા અવ૦ના ત્રીજા ચોથા પાંચમા આરામાં પણ હોય. અને ઉત્સર્પિણી કાળના બીજા ત્રીજા ચોથા આરામાં હોય અને સત્તા ત્રીજા ચોથા આરામાં જ હોય. તથા નો અવસર્પિણી નો ઉત્સર્પિણી કાળમાં (મહા વિદેહમાં) જન્મ અને સત્તા બન્ને હોય છે. (નોઅવસ૦ નો ઉ૦ કાળવાળા અકર્મભૂમિક્ષેત્રોમાં તો જન્મ ને સત્તા બન્ને નથી, કારણ કે પુલાકનું સંહરણ નથી). તથા બકુશ અને કુશીલ મુનિઓનો જન્મ અને સત્તા અવસર્પિણીના ત્રીજા ચોથા પાંચમા આરામાં હોય છે. અને ઉત્સર્પિણીના બીજા ત્રીજા ચોથા આરામાં જન્મ અને ત્રીજા ચોથા આરામાં સત્તા હોય છે. પુનઃ નોઅવ૦ નોઉત્સ૦ કાળમાં (એ કાળવાળા મહાવિદેહક્ષેત્રમાં) જન્મ અને સત્તા બન્ને હોય છે, પરન્તુ એ કાળવાળા અકર્મભૂમિ ક્ષેત્રોમાં બકુશ કુશીલનો જન્મ ન હોય પરન્તુ સંહરણથી સત્તા તો હોય છે. તથા નિર્ગ્રંથ અને સ્નાતકનો જન્મ તથા સત્તા પુલાકવત્ જાણવી, પરન્તુ તફાવત એ કે નોઅવ૦ નોઉત્સ૦ કાળવાળા અકર્મભૂમિક્ષેત્રોમાં સત્તા હોય જન્મ ન હોય. એ પ્રમાણે વિચારતાં પુલાકશ્રમણ સિવાયના સર્વે શ્રમણોની સં[2]હરણકૃતસત્તા સર્વ-ક્ષેત્રમાં અને છએ આરામાં હોય છે.

૧૩ ગતિદ્વાર—પુલાક બકુશ અને કુશીલ એ ત્રણ શ્રમણો જઘન્યથી સૌધર્મકલ્પમાં ઉપજે છે, અને ઉત્કૃષ્ટથી પુલાક મુનિ

---

૧ નિર્ગ્રંથપણું અને સ્નાતકપણું પ્રાપ્ત થયા બાદ સંહરણ થતું નથી માટે.

૨ સંહરણની બાબતમાં એ વિશેષ છે કે-અવેદી, સાધ્વી, પરિહારચારિત્રી, પુલાકશ્રમણ, અપ્રમત્તયતિ, ચૌદપૂર્વી અને આહારક લબ્ધિવંત એમાં કોઇનું સંહરણ હોય નહિ.

जीव- ॥४६॥

આઠમા સહસ્રાર કલ્પમાં ઉપજે છે, બકુશ ને પ્રતિસેવના કુશીલની ઉત્કૃષ્ટ ગતિ બારમા કલ્પ સુધી છે, કષાયકુશીલની ઉત્કૃષ્ટ ગતિ અનુત્તર સુધી છે, તથા નિર્ગ્રંથ જઘન્યથી ને ઉત્કૃષ્ટથી પણ અનુત્તરમાંજ જાય છે, અને સ્નાતક મોક્ષ પામે છે. પુનઃ વૈમાનિકમાં ઉપજતા એ ચારે શ્રમણો ઇન્દ્રદેવ સામાનિકદેવ ત્રાયસ્ત્રિંશત્ દેવ અથવા લોકપાલ પણ થાય છે. એ રીતે મહર્દ્ધિક દેવપણેજ ઉપજે છે. તથા પહેલા ત્રણ શ્રમણોનું દેવલોકમાં પલ્યોપમ પૃથક્ત્વ જેટલું જઘન્ય આયુષ્ય હોય છે. અને ચારે શ્રમણોનું ઉત્કૃષ્ટ આયુષ્ય તો ઉત્પત્તિવાળા દેવલોકની ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રમાણે હોય છે.

૧૪ संयमद्वार—પ્રથમના ત્રણ શ્રમણોને પ્રારંભથી અસંખ્યાત લોકાકાશના આકાશ પ્રદેશ જેટલાં અસંખ્ય સંયમ સ્થાનો (ચારિત્રનાં અધ્યવસાય સ્થાનો) હોય છે. તથા નિર્ગ્રંથ અને સ્નાતક એ બે શ્રમણોને એકેક સંયમ સ્થાન હોય છે. એમાં અલ્પબહુત્વ વિચારીએ તો નિ૦ સ્ના૦નાં સંયમ સ્થાન એકેક હોવાથી સર્વથી અલ્પ અને પરસ્પર તુલ્ય છે, તેથી પુલાકમુનિનાં અસંખ્યગુણ, તેથી બકુશમુનિનાં અસંખ્યગુણ, તેથી પ્રતિસેવનાકુશીલનાં અસંખ્યગુણ તેથી કષાયકુશીલનાં અસંખ્યગુણ છે. તથા એ છએના પ્રત્યેકના ચારિત્રપર્યાયો અનન્ત અનન્ત છે.

૧૫ संनिकर्षद्वार—અહિં ચારિત્ર પર્યાયોના ઓછાવત્તાપણાની સરખામણી સ્વસ્થાને અને પરસ્થાને વિચારવી તે સંનિકર્ષ. તે આ પ્રમાણે—પુલાકમુનિઓમાં પરસ્પર વિચારીએ તો સમવિશુદ્ધિ અને ષટ્સ્થાન પતિત હીનાધિક વિશુદ્ધિ હોય છે, જેથી સમ હીન અધિક એમ ત્રણે રીતે સંનિકર્ષ છે. પુનઃ પુલાકમુનિ કષાયકુશીલ મુનિની અપેક્ષાએ વિચારીએ તો સમ હીન અધિક હોય છે, અને બકુશથી પ્રતિસેવાકુશીલથી નિર્ગ્રંથથી તથા સ્નાતકથી પુલાકમુનિ અનંતગુણ હીન હોય. એ પ્રમાણે પુલાકનો પુલાક સાથે ને અન્ય શ્રમણો સાથે સંનિકર્ષ કહ્યો. હવે બકુશમુનિને બકુશમુનિ સાથે પ્રતિસેવાકુશીલ સાથે અને કષાયકુશીલ સાથે સરખાવીએ તો સર્વત્ર સમ હીન અને અધિક ત્રણે રીતે હોય. એ રીતે બકુશમુનિના સંનિકર્ષવત્ પ્રતિસેવાકુશીલમુનિનો તથા કષાયકુશીલનો

पुलाक आदि श्रमणोमां ३६ द्वारो ॥४६॥

સંનિકર્ષ પણ ત્રણ ત્રણ રીતે વિચારવો. વિશેષ એ કે-બકુશમુનિ કુશીલથી સમ હીન હોય પણ અધિક ન હોય અને કષાયકુશીલો પરસ્પર છસ્થાનપતિત હીનાધિક હોય છે. તથા નિર્ગ્રંથ અને સ્નાતકમુનિ સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે, હીનાધિક નથી, અને પરસ્થાને વિચારતાં પ્રથમના ચાર શ્રમણોથી અનન્તગુણ અધિક વિશુદ્ધિવાળા છે, માટે સમ અને અધિક એ બે સંનિકર્ષ-વાળા છે, હીન સંનિકર્ષવાળા નથી. આ સંબંધમાં પર્યાયોની અપેક્ષાએ અહિં પાંચ શ્રમણોનો સંનિકર્ષ કંઈક વિશેષતાવાળો છે તે ગ્રંથાન્તરથી જાણવો.

૧૬ योगद्वार—પાંચે નિર્ગ્રંથો મન વચન કાયા એ ત્રણે યોગવાળા હોય છે. વિશેષ કે-સ્નાતકશ્રમણ અયોગી પણ હોય છે.

૧૭ उपयोगद्वार—પાંચે શ્રમણોને જ્ઞાન અને દર્શન બન્ને હોવાથી સાકાર ઉપયોગ અને નિરાકાર ઉપયોગ એ બે ઉપયોગ છે.

૧૮ कषायद्वार—પુલાક બકુશ અને પ્રતિસેવાકુશીલને સંજ્વલનક્રોધ માન માયા અને લોભ એ ચાર સંજ્વલન કષાય હોય. કષાયકુશીલને જો કે પ્રથમ તો ચારે સંજ્વલન કષાય હોય પરન્તુ જ્યારે ઉપશમશ્રેણિમાં અને ક્ષપકશ્રેણિમાં વર્તતા હોય ત્યારે એ ચાર કષાય, માન માયા લોભ એ ૩ કષાય અથવા માયા લોભ એ બે કષાય અને લોભરૂપ એક કષાય પણ હોય, ત્યારબાદ ૧૧-૧૨ મે તો અકષાયી થવાથી એજ કષાયકુશીલમુનિ નિર્ગ્રંથમુનિ થાય છે, માટે નિર્ગ્રંથમુનિ ઉપશાન્તકષાયી અને ક્ષીણકષાયી હોવાથી અકષાયી છે, અને સ્નાતકમુનિ તો ક્ષીણકષાયીજ હોવાથી અકષાયી હોય છે.

૧૯ लेश्याद्वार—પુલાક બકુશ કુશીલને ૩ શુભલેશ્યા, કષાયકુશીલને છ એ લેશ્યા, નિર્ગ્રંથને છટ્ઠી શુકલલેશ્યા, અને સ્નાતકને પરમશુકલલેશ્યા હોય છે.

૨૦ परिणामद्वार—પુલાક બકુશ અને કુશીલ મુનિઓ વધતા ઘટતા અને અવસ્થિત પરિણામવાળા હોય છે. નિર્ગ્રંથ અને

સ્નાતક મુનિ વધતા અને અવસ્થિત એ બે પ્રકારના પરિણામવાળા હોય છે, ઘટતા પરિણામવાળા ન હોય. પુનઃ પ્રથમના ચાર મુનિને અવસ્થિત પરિણામ હોય તો જઘન્યથી ૧ સમય અને ઉત્કૃષ્ટથી ૭ સમય સુધી હોય છે, અને હીયમાન ભાવ (ઘટતા પરિણામ) તથા વર્ધમાન પરિણામ હોય તો જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી અન્તર્મુ૦ સુધી સતત (વધતા વા ઘટતા) પરિણામ હોય છે. વિશેષ એ છે કે–બકુશને તથા કુશીલને વધતો પરિણામ ૧ સમયમાત્ર કહ્યો તે ૧ સમય બાદ મરણ પામતાં હીન પરિણામી થવાથી, અને જો મરણ ન પામે તો કષાયની અધિકતાથી હોય છે, અને પુલાકને તો મરણનોજ સંભવ નથી તેથી કેવળ કષાયપરાવૃત્તિથીજ ૧ સમય અવસ્થિત પરિણામ હોય છે. પુલાકમુનિ મરણ પામતી વખતે કષાયકુશીલપણાને પ્રાપ્ત થયેલ હોય છે. તથા નિર્ગ્રન્થમુનિનો વૃદ્ધિપરિણામ. જઘન્યથી અંતર્મુ૦ અને ઉત્કૃષ્ટથી અંતર્મુ૦ હોય છે, અને અવસ્થિત પરિણામ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુ૦ હોય છે. સ્નાતકનો વૃદ્ધિ પરિણામ જઘન્ય અને ઉત્કૃષ્ટથી અંતર્મુ૦ હોય છે અને તે આયોજિકાદિ વખતે હોય છે. સ્નાતકનો અવસ્થિત પરિણામ જઘન્યથી અંતર્મુ૦ અને ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વકોટિ વર્ષ છે.

૨૧ बंधद्वार—પુલાકમુનિ આયુષ્ય સિવાય ૭ કર્મ બાંધે, બકુશ તથા પ્રતિસેવાકુશીલ ૭-૮ કર્મ બાંધે, કષાયકુશીલ ૭-૮-૬ કર્મ બાંધે [મોહનીય આયુ વિના ૬ બાંધે], નિર્ગ્રંથમુનિ એક સાતાવેદનીયકર્મ બાંધે, અને સ્નાતકમુનિ સાતાવેદનીય બાંધે અને સર્વથા અબંધક પણ હોય (સયોગીકેવલી શાતા બાંધે અને અયોગી અબંધક હોય).

૨૨ उदयद्वार—પુલાક બકુશ ને કુશીલ એ ત્રણ મુનિને ૮ કર્મનો ઉદય હોય, નિર્ગ્રંથને મોહનીય સિવાય ૭ કર્મનો ઉદય, અને સ્નાતકને ૪ ઘાતિ સિવાય ૪ અઘાતીકર્મનો ઉદય હોય. એ રીતે મૂળકર્મનો ઉદય જાણવો.

૨૩ उदीरणाद्वार—પુલાકમુનિ વેદનીય આયુ વર્જીને ૬ કર્મની ઉદીરણા કરે, બકુશ અને પ્રતિસેવાકુશીલમુનિ ૭-૮-૬ કર્મની ઉદીરણા કરે, કષાયકુશીલમુનિ ૭-૮-૬-૫ કર્મની ઉદીરણા કરે, નિર્ગ્રંથમુનિ ૫-૨ કર્મની ઉદીરણા કરે, સ્નાતકમુનિ ૨ કર્મની

ઉદીરણા કરે અને ઉદીરણા રહિત પણ હોય. ઉદીરણાનાં એ સ્થાનો કર્મ સંબંધિ ગ્રંથોમાંથી જાણવા યોગ્ય છે.

૨૪ उपसंपत्त्यागद्वार—[ચાલુ અવસ્થા તજીને અન્ય અવસ્થામાં જવું તે ઉપસંપદાનો ત્યાગ કહેવાય તે આ પ્રમાણે–] बकुशमुनि વિશુદ્ધિમાં વધે તો બન્ને પ્રકારનો કુશીલમુનિ થાય, અને મંદપરિણામી થાય તો શ્રાવકપણું ને અવિરતિપણું પણ પામે, તથા મરણથી અવિરતિપણું જ પામે. તથા प्रतिसेवाकुशील નિર્ગ્રંથ કષાયકુશીલ અને બકુશ થાય છે, મંદ અધ્યવસાયે શ્રાવક ને અવિરતિ પણ થાય છે. कषायकुशीलमुनि પુલાક અને બકુશપણું પામી શકે છે, તેમજ પ્રતિસેવાકુશીલ અને નિર્ગ્રંથ પણ થઇ શકે છે, તથા મંદપરિણામે શ્રાવક ને અવિરતિ થઈ શકે છે. તથા निर्ग्रंथमुनि કષાયકુશીલ થાય, સ્નાતક થાય તેમજ અવિરતિ પણ થાય, અને स्नातकमुनि તો સિદ્ધજ થાય. [અહિં ઘણા સ્થાને અવિરતિપણું કહ્યું તે મરણવડે દેવપણું પામવાથી પણ અવિરતિપણું પ્રાપ્ત થાય તે અપેક્ષાએ પણ છે].

૨૫ संज्ञाद्वार—સ્નાતક નિર્ગ્રંથ અને પુલાકમુનિ આહાર ભય આદિ ૧૦ સંજ્ઞાઓમાંની સંજ્ઞામાં ઉપયોગવાળા ન હોય, અને બકુશ કુશીલમુનિ આહાર આદિ સંજ્ઞામાં ઉપયોગવાળા હોય અને ન પણ હોય (અહિં સ્નાતકાદિને આહાર હોય પણ આહારસંજ્ઞા ન હોય એમ જાણવું).

૨૬ आहारद्वार—સ્નાતકમુનિ આહારી ને અણાહારી હોય, શેષ ચારે મુનિ આહારી જ હોય ( અહિં સ્નાતકનું અણાહારી-પણું કેવલિ સમુદ્ઘાતના ત્રીજા ચોથા પાંચમા સમયે અને અયોગીપણામાં હોય છે. )

૨૭ भवद्वार—પાંચે શ્રમણોને જઘન્યથી ૧ ભવ હોય છે, અર્થાત્ એકજ ભાવમાં શ્રમણપણું પામી તે ભવમાં મુક્તિપદ પામે છે, અને ઉત્કૃષ્ટભવ વિચારીએ તો પુલાકમુનિને ૩ ભવ, બકુશને તથા કુશીલમુનિને ૮ ભવ, નિર્ગ્રંથને ૩ ભવ, તથા સ્નાતક તો તેજ

ભવમાં મુક્તિપદ પામે છે.

૨૮ आकर्षद्वार—પાંચે નિર્ગ્રંથોને જઘન્યથી ૧ આકર્ષ હોય, ઉત્કૃષ્ટથી પુલાકને એજ ભવમાં ૩ આકર્ષ હોય, બકુશને અને બન્ને કુશીલને એકજ ભવમાં શતપૃથક્ત્વ આકર્ષ હોય છે, નિર્ગ્રંથમુનિને ૨ આકર્ષ હોય (એક ભવમાં બે વાર શ્રેણિ કરે છે માટે), સ્નાતકને એકજ આકર્ષ હોય, એ એક ભવમાં આકર્ષ કહ્યા. અહિં आकर्ष એટલે વિવક્ષિત ભાવ પુનઃ પુનઃ પ્રાપ્ત કરવો તે. જેમ કે બકુશમુનિને એકજ ભવમાં બકુશપણું શતપૃથક્ત્વ (સેંકડો) વખત પામે, અર્થાત્ વારંવાર તે ભાવ જાય ને પુનઃ પ્રાપ્ત થાય. હવે અનેક ભવ આશ્રયી વિચારીએ તો પાંચે નિર્ગ્રંથોના જઘન્યથી બે આકર્ષ હોય, અને ઉત્કૃષ્ટથી વિચારતાં પુલાકના ૭ આકર્ષ હોય, તેમાં પહેલા ભવમાં ૩ આકર્ષ બીજા ભવમાં ૧ આકર્ષ ને ત્રીજા ભવમાં ૩ આકર્ષ. તથા બકુશ અને કુશીલના અનેક ભવ આશ્રયી સહસ્રપૃથક્ત્વ આકર્ષ હોય છે, કારણ કે એ નિર્ગ્રંથોને એક ભવમાં શતપૃથક્ત્વ આકર્ષ હોય છે, અને ભવ આઠ કરે છે માટે સહસ્રપૃથક્ત્વ આકર્ષ હોય છે. નિર્ગ્રંથના અનેક ભવ આશ્રયી પાંચ આકર્ષ હોય છે, કારણ કે નિર્ગ્રંથના ભવ ૩ હોય ત્યાં પહેલા બીજા ભવમાં બે બે વાર ઉપશમશ્રેણિ કરી ત્રીજે ભવે ક્ષપકશ્રેણિ કરી મોક્ષે જાય છે એ રીતે ૫ વાર શ્રેણિ કરવાથી ૫ આકર્ષ છે. સ્નાતકને તો આકર્ષ છે જ નહિં કારણ કે ભવનો જ અભાવ છે.

૨૯ कालद्वार—પુલાકપણાનો જઘન્યથી વા ઉત્કૃષ્ટથી અન્તર્મુ૦ કાળ છે. બકુશ કુશીલપણાનો કાળ જઘન્યથી ૧ સમય અને ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વક્રોડવર્ષ છે. એમાં ૧ સમયકાળ ચારિત્ર પામીને તરત મરણ પામવા આશ્રયી છે. તથા નિર્ગ્રંથનો જઘન્ય કાળ ૧ સમય ને ઉત્કૃષ્ટ કાળ અન્તર્મુ૦ છે, કારણ કે ૧૧ મા ગુણ૦નો કાળ એટલો છે. (૧૨ મા ગુણસ્થાને નિર્ગ્રંથપણાનો જઘન્ય ૧ સમય નથી). સ્નાતકપણાનો કાળ જઘન્યથી અન્તર્મુ૦ અને ઉત્કૃષ્ટ દેશોનપૂર્વક્રોડ કેવલી આશ્રયી છે, એમાં અંતકૃત્કેવલી આશ્રયી જઘ૦ અન્તર્મુ૦ કાળ છે. એ એકેક જીવઆશ્રયી કાળ કહ્યો.

અનેક જીવઆશ્રયી કાળ વિચારીએ તો બકુશ કુશીલ ને સ્નાતક એ ત્રણ મુનિઓ સર્વકાળ હોય છે (મહાવિદેહમાં સર્વદા હોવાથી). પુલાક અને નિર્ગ્રંથમુનિ જઘન્યથી ૧ સમય અને ઉત્કૃષ્ટથી અન્તર્મુ૦ સુધી હોય છે.

૩૦ अन्तरद्वार—ચાર નિર્ગ્રંથોનું જઘન્ય અન્તર અન્તર્મુ૦ અને ઉત્કૃષ્ટ અન્તર દેશોન અર્ધ પુદ્ગલ પરાવર્ત પ્રમાણ છે, અને સ્નાતકનું અન્તર નથી. એ એક જીવની અપેક્ષાએ અન્તર કહ્યું, અને અનેક જીવ અપેક્ષાએ વિચારીએ તો પુલાકનું અન્તર જઘન્યથી ૧ સમય અને ઉત્કૃષ્ટ અન્તર સંખ્યાતવર્ષ છે, નિર્ગ્રંથનું જઘન્ય અન્તર ૧ સમય અને ઉત્કૃષ્ટ અન્તર ૬ માસ અને શેષ ત્રણ નિર્ગ્રંથોનું અન્તર નથી, કારણ કે એ ત્રણ નિર્ગ્રંથો સદાકાળ હોય છે.

૩૧ समुद्घातद्वार—પુલાકમુનિને વેદના કષાય મરણ એ ૩ સમુદ્ઘાત હોય છે, પ્રતિસેવાકુશીલને અને બકુશને વૈક્રિય તથા તૈજસ સહિત ૫ સમુદ્ઘાત છે. કષાયકુશીલને આહારક સહિત ૬ સમુદ્ઘાત છે, નિર્ગ્રંથને સમુદ્ઘાત નથી, અને સ્નાતકને એક કેવલિસમુદ્ઘાત છે. એ પ્રમાણે સમુદ્ઘાત જાણવા.

૩૨ अवगाहनाद्वार—સ્નાતક સિવાય પાંચ નિર્ગ્રંથોની અવગાહના લોકના અસંખ્યાતમા ભાગ જેટલી છે, કારણ કે એ પાંચ નિર્ગ્રંથોથી લોકનું એટલું જ ક્ષેત્ર વ્યાપ્ત હોય છે; તથા સ્નાતકની અવગાહના અસંખ્યાતમા ભાગની અસંખ્યાત ભાગોની અને સર્વ લોકાકાશ પ્રમાણ છે. સ્નાતક જ્યારે દેહસ્થ હોય ત્યારે અસંખ્યાતમા ભાગની સમુદ્ઘાતમાં દંડાદિ સમયે અસંખ્યાત ભાગો જેટલી [ દેહાવગાહનાની અપેક્ષાએ અસંખ્યાત ભાગોની ] હોય છે. તથા અન્તર પૂર્તિ વખતે ( ચોથે સમયે ) સંપૂર્ણ લોક પ્રમાણ હોય છે.

૩૩ स्पर्शनाद्वार—સ્પર્શના અવગાહનાવત્ સરખી જાણવી.

૩૪ भावद्वार—પુલાક બકુશ અને કુશીલ મુનિઓ ક્ષયોપશમભાવે છે (અર્થાત્ એ ત્રણ ચારિત્ર ચારિત્ર મોહનીયના ક્ષયોપશમથી હોય છે), નિર્ગ્રંથમુનિ ૧૧ મા ગુણસ્થાને ઉપશમભાવે અને ૧૨ મા ગુણસ્થાને ક્ષાયિકભાવે છે, અને સ્નાતકમુનિ તો ક્ષાયિકભાવે જ છે.

૩૫ परिमाणद्वार—પ્રતિપદ્યમાન પુલાક ૧ થી શત પૃથક્ત્વ સુધી હોય, અને પ્રતિપન્નપુલાક મુનિઓ ૧ થી સહસ્ર પૃથક્ત્વ સુધી હોય છે. (અહિં પ્રતિપદ્યમાન ભાવ એટલે વર્તમાન સમયમાં નવું પુલાકપણું પામતા મુનિઓ, અને પ્રતિપન્ન એટલે પુલાકપણું પામેલા મુનિઓ વર્તમાનમાં કેટલા હોય તે). તથા પ્રતિસેવાકુશીલમુનિઓ અને બકુશમુનિઓ પ્રતિપદ્યમાનપણે ૧ થી શતપૃથક્ત્વ હોય અને પ્રતિપન્નપણે ૧ થી શતપૃથક્ત્વક્રોડ (નવસો ક્રોડ) હોય. તથા કષાયકુશીલમુનિઓ પ્રતિપદ્યમાનપણે ૧ થી સહસ્ર પૃથક્ત્વ હોય, અને પ્રતિપન્નપણે સહસ્રક્રોડ પૃથક્ત્વ (૯૦૦૦ ક્રોડ) હોય. (જઘન્યથી ૨૦૦૦ ક્રોડ ઉત્કૃષ્ટથી ૯૦૦૦ ક્રોડ હોય). નિર્ગ્રંથમુનિઓ પ્રતિપદ્યમાનપણે ૧ થી ૧૬૨ હોય (૫૪ ઉપશામક ને ૧૦૮ ક્ષપક હોય). અને પ્રતિપન્નપણે ૧ થી શત પૃથક્ત્વ હોય (૧ થી ૯૦૦ હોય). સ્નાતકમુનિ પ્રતિપદ્યમાનપણે ૧થી ૧૦૮ હોય, અને પ્રતિપન્નપણે જઘન્યથી ને ઉત્કૃષ્ટથી પણ ક્રોડ પૃથક્ત્વ (જઘ૦ ૨ ક્રોડ, ઉ૦ ૯ ક્રોડ) હોય.

૩૬ अल्पबहुत्व द्वार–નિર્ગ્રંથમુનિઓ સર્વથી અલ્પ (૧૦૮ વા ૯૦૦) હોય છે, તેથી પુલાક સંખ્યાતગુણ (૯૦૦૦) હોય છે, તેથી સ્નાતક સંખ્યાતગુણા (૯ ક્રોડ) છે, તેથી બકુશમુનિ સંખ્યાતગુણ છે, તેથી પ્રતિસેવાકુશીલ સંખ્યાતગુણ છે (એ બેનું સંખ્યાતગુણવાળું ૯૦૦ ક્રોડમાંજ પરસ્પર તફાવતવાળું ગણવું) તેથી કષાયકુશીલમુનિ સંખ્યાતગુણ (૯૦૦૦) ક્રોડ છે, એ રીતે ૫ નિર્ગ્રંથોમાં ૩૬ દ્વાર કહ્યાં. ॥૬૮॥

॥ अथ दर्शनमार्गणासु जीवसमासाः ॥

**अवतरण**—પૂર્વે સંયમદ્વારમાં જીવસમાસ તથા ૫ સંયમી કહીને હવે આ ગાથામાં ૪ દર્શન ( નિશકાર ઉપયોગ ) દ્વારમાં ૧૪ જીવસમાસ કહે છે—

**चउरिंदिया य छउमे, चक्खु अचक्खू य सव्व छउमत्थे। सम्मे य ओहिदंसी, केवलदंसी सनामे य ॥६९॥**

**गाथार्थः**—ચતુરિન્દ્રિયથી પ્રારંભી છદ્મસ્થને ચક્ષુદર્શન હોય, અચક્ષુદર્શન સર્વ છદ્મસ્થોને હોય, અવધિદર્શન છદ્મસ્થ સમ્યગ્દૃષ્ટિઓને હોય, અને કેવલદર્શન સ્વનામવાળા જીવમાં વા ગુણસ્થાનમાં હોય. ॥૬૯॥

**भावार्थ**—ચૌદ જીવભેદ રૂપ ૧૪ જીવસમાસને અંગે વિચારીએ તો ચક્ષુદર્શનમાં ચતુરિન્દ્રિયથી પ્રારંભીને સંજ્ઞિપંચેન્દ્રિય સુધીના જીવો છે, કારણ કે એકે૦દ્વી૦ત્રી૦ જીવોને ચક્ષુદર્શન નથી. તથા ગુણસ્થાનરૂપ જીવસમાસ વિચારીએ તો ચક્ષુદર્શનમાં મિથ્યાદૃષ્ટિથી ક્ષીણમોહ સુધીનાં છદ્મસ્થજીવોનાં ૧૨ ગુણસ્થાન છે. તથા અચક્ષુદર્શનમાં ચૌદ જીવભેદ અને છદ્મસ્થનાં ૧૨ ગુણસ્થાન છે. અવધિદર્શનમાં +૪થા ગુણસ્થાનથી ૧૨મા સુધીનાં સમ્યગ્દૃષ્ટિ છદ્મસ્થનાં ગુણસ્થાન હોય છે, અને કેવલ દર્શનમાં સયોગી ને અયોગી એ બે ૧૩-૧૪ મું ગુણસ્થાન કેવલી સંબંધિ છે. એ પ્રમાણે દર્શનમાર્ગણામાં જીવસમાસ કહ્યા. ॥ इति दर्शनमार्गणायां जीवसमासाः ॥ ॥૬૯॥

---

+ કેટલાક આચાર્યો વિભંગજ્ઞાનીને અવધિદર્શન માને છે, તેથી ૧થી ૧૨ ગુણસ્થાન અવધિદર્શનમાં ગણાય, પરન્તુ તે અભિપ્રાય અહિં સ્વીકાર્યો નથી.

## ॥ अथ ६ लेश्यामार्गणायां जीवसमासाः ॥

अवतरण—આ ગાથામાં લેશ્યાઓમાં જીવસમાસ કહેવાય છે—

**किण्हा नीला काऊ, अविरयसंजयंतऽपरे। तेउपम्हा सण्णप्पमायसुक्का सजोगंता ७०॥**

गाथार्थः—કૃષ્ણલેશ્યા નીલલેશ્યા અને કાપોતલેશ્યા એ ત્રણ લેશ્યા ચોથા અવિરતિગુણસ્થાન સુધી છે, કેટલાક આચાર્યો સંયતગુણસ્થાન સુધી ( ૬ઠા સુધી ) કહે છે, તેજો અને પદ્મલેશ્યા સંજ્ઞી જીવને અને અપ્રમત્તગુણસ્થાન સુધી હોય છે. અને શુક્લલેશ્યા સયોગીગુણ૦પર્યન્ત હોય છે. ॥૭૦॥

भावार्थः—કૃષ્ણ નીલ ને કાપોત એ ત્રણ લેશ્યા અતિસંક્લિષ્ટ લેશ્યા છે, તેથી ૧-૨-૩-૪ ગુણસ્થાન સુધી હોય છે, અને દેશવિરતિ આદિ ગુણસ્થાનો વિશુદ્ધીવાળાં હોવાથી એ ત્રણ સંકિલષ્ટ લેશ્યાવાળાં નથી. આ એક અભિપ્રાય છે, અને બીજા કેટલાક આચાર્યોનો અભિપ્રાય છે કે-દેશવિરતિ ને સર્વવિરતિ પ્રાપ્ત કરતી વખતે ત્રણ શુભ લેશ્યાઓ હોય પરન્તુ પ્રાપ્ત થયા બાદ છએ લેશ્યા હોવાથી એ ત્રણ અશુભ લેસ્યાઓમાં પણ દેશવિરતિપણું સર્વવિરતિપણું હોવાથી ૧-૨-૩-૪-૫-૬ ગુણસ્થાન હોય. તથા તેજો અને પદ્મ એ બે શુભ લેશ્યામાં ૧-૨-૩-૪-૫-૬-૭ ( સાત ) ગુણસ્થાન હોય છે, અને શુક્લલેશ્યામાં સયોગી સુધીનાં ૧૩ ગુણસ્થાન છે.

વિપર્યયથી વિચારીએ તો પ્રથમનાં ૪ ગુણસ્થાનમાં [ અથવા મતાન્તરે ૬ ગુણ૦માં ] છએ લેશ્યા છે, ૫-૬-૭મા ગુણસ્થાને ૩ શુભલેશ્યા છે, અને ૮ થી ૧૩ ગુણ૦માં ૧ શુકલલેશ્યા છે, અને ૧૪મું ગુણસ્થાન લેશ્યારહિત છે. ॥૭૦॥

**અવતરણઃ**—૬ લેશ્યામાં ગુણસ્થાનરૂપ જીવસમાસ કહીને આ ગાથામાં જીવભેદરૂપ જીવસમાસ કહે છે—

**पुढविदगहरियभवणे, वणजोइसिया असंखनरतिरिया। सेसेंगिदियवियला, तियलेसा भावलेसाए ॥**

**ગાથાર્થઃ**—પૃથ્વીકાય અપ્કાય વનસ્પતિકાય ભવનપતિ વ્યન્તર જ્યોતિષી અસંખ્ય આયુષ્યવાળા મનુષ્યતિર્યંચો એ સર્વ પ્રથમની ૪ લેશ્યામાંની યથાસંભવ લેશ્યાવાળા છે, [ જ્યોતિષીઓ કેવળ તેજોલેશ્યાવાળા છે ]. અને શેષ એકેન્દ્રિયો તથા વિકલેન્દ્રિયો ભાવથી પણ પ્રથમની ૩ લેશ્યાવાળા છે. ॥૭૧॥

**ભાવાર્થ**—તેજોલેશ્યાવાળા દેવો બા૦પર્યાપ્ત પૃથ્વી જળ ને પ્રત્યેક વનસ્પતિમાં ઉત્પન્ન થાય છે. તે દેવો પોતાની લેશ્યા સહિત પરભવમાં ઉત્પન્ન થાય છે માટે એ બા૦પર્યાપ્ત પૃથ્વી આદિક ત્રણને અપર્યાપ્ત અવસ્થામાં દેવભવમાંની તેજોલેશ્યા અન્તર્મું૦ માત્ર હોય છે, ત્યારબાદ તો એ ત્રણને સ્વભવસંબંધિ પહેલી ૩ લેશ્યા હોય છે, જેથી એ ત્રણ જીવભેદમાં દ્રવ્ય અને ભાવથી ૪ લેશ્યા છે, ભવનપતિ વ્યન્તર અને યુગલિકોને સ્વભવસંબંધિ ૪ લેશ્યા હોય છે, જ્યોતિષીને કેવળ એકજ તેજોલેશ્યા હોય છે, અને શેષ સૂક્ષ્મએકેન્દ્રિયાદિ અસંજ્ઞીઓને પ્રથમની ૩ લેશ્યા હોય છે, એ કહેલી લેશ્યાઓમાં દેવોમાં ( અને નારકોમાં પણ ) એક દેવને કોઈપણ એક દ્રવ્યલેશ્યા હોય છે, પરન્તુ ભાવપરાવૃત્તિએ ભાવલેશ્યા છએ હોય છે, અને એકેન્દ્રિયાદિકને તો એક જીવને પણ દ્રવ્યપરાવૃત્તિએ જૂદી જૂદી દ્રવ્યલેશ્યા અને ભાવપરાવૃત્તિએ ભાવલેશ્યા પણ તેટલીજ ( ૩-૪ આદિ કહી છે તેટલી ) હોય છે, કારણ કે દેવોમાં તથા નારકોમાં ભાવપરાવૃત્તિએ દ્રવ્યલેશ્યા બદલાતી નથી, અને એકેન્દ્રિયાદિક મનુષ્ય તિર્યંચોમાં તો ભાવપરાવૃત્તિએ દ્રવ્યલેશ્યા પણ બદલાઈ જાય છે, એ રીતે ગણતાં દેવનારકોમાં અને મનુષ્યતિર્યંચોમાં દ્રવ્યલેશ્યા ભાવલેશ્યાનો તફાવત જાણવો. ॥૭૧॥

**અવતરણઃ—**આ ગાથામાં નારકોમાં લેશ્યા કહે છે—

**काऊ काऊ तह काउनील नीला य नीलकिण्हा य । किण्हा य परमकिण्हा, लेसा रयणप्पभाईणं ॥७२॥**

**ગાથાર્થઃ—**કાપોતલેશ્યા-કાપોતલેશ્યા-કાપોત ને નીલલેશ્યા-નીલલેશ્યા-નીલ ને કૃષ્ણલેશ્યા-કૃષ્ણલેશ્યા-પરમકૃષ્ણલેશ્યા એ ક્રમથી રત્નપ્રભાદિક નારકીઓમાં લેશ્યાઓ જાણવી. ॥૭૨॥

**ભાવાર્થઃ—**રત્નપ્રભા પૃથ્વીમાં સર્વ નારકોને કાપોતલેશ્યા, બીજી શર્કરાપ્રભા પૃથ્વીમાં કાપોતલેશ્યા ( રત્નપ્રભાથી અતિ ક્લિષ્ટ કાપોતલેશ્યા ), ત્રીજી વાલુકાપ્રભા પૃથ્વીમાં પ્રથમનાં કેટલાંક ઉપરનાં પ્રતરોમાં કાપોતલેશ્યા અને અને નીચેનાં પ્રતરોમાં સર્વ નારકને નીલલેશ્યા, ચોથી પંકપ્રભાપૃથ્વીમાં સર્વ પ્રતરોમાં સર્વ નારકોને એકજ નીલલેશ્યા, પાંચમી ધૂમપ્રભાપૃથ્વીમાં ઉપરનાં કેટલાંક પ્રત-રોમાં નીલલેશ્યા અને નીચેનાં પ્રતરોમાં કૃષ્ણલેશ્યા, છઠ્ઠી તમઃપ્રભાપૃથ્વીમાં સર્વ પ્રતરોમાં સર્વ નારકોને કૃષ્ણલેશ્યા, અને સાતમી તમસ્તમઃપ્રભાપૃથ્વીમાં સર્વ નારકોને પરમકૃષ્ણલેશ્યા ( અતિસંક્લિષ્ટ કૃષ્ણલેશ્યા ) હોય છે. એ પ્રમાણે નારકોની સંપૂર્ણ ભવપ-ર્યન્ત વર્તનારી દ્રવ્યલેશ્યાઓ જાણવી, અને ભાવપરાવૃત્તિએ તો દરેકમાં છએ લેશ્યાઓ હોય છે. ॥૭૨॥

**અવતરણઃ—**આ ગાથામાં વૈમાનિકદેવોમાં લેશ્યા કહેવાય છે—

**तेऊ तेऊ तह पम्ह, पम्हा य पम्हसुक्का य । सुक्का य परमसुक्का, सक्कादिविमाणवासीणं ॥७३॥**

**ગાથાર્થઃ—**શક્ર આદિ વિમાનવાસી દેવોને અનુક્રમે તેજોલેશ્યા-તેજોલેશ્યા-તથા તેજોલેશ્યાને પદ્મલેશ્યા-પદ્મલેશ્યા-પદ્મલેશ્યાને શુકલલેશ્યા-શુકલલેશ્યા-અને પરમશુકલલેશ્યા હોય છે. ॥૭૩॥

ભાવાર્થઃ—સૌધર્મકલ્પમાં તેજોલેશ્યા, બીજા ઈશાનકલ્પમાં તેજોલેશ્યા, ત્રીજા સનત્ કુમારકલ્પના દેવોમાં કેટલાકને તેજસલેશ્યા અને ઉપરના કેટલાક દેવોને પદ્મલેશ્યા, ચોથા મહેન્દ્ર કલ્પના દેવોમાં એકજ પદ્મલેશ્યા સર્વ દેવોને છે, પાંચમા બ્રહ્મકલ્પના દેવોમાં ઘણા દેવોને પદ્મલેશ્યા અને ઉપરના થોડા દેવોને શુકલલેશ્યા છે. છટ્ઠા લાંતક કલ્પથી બારમા અચ્યુતકલ્પ અને ગ્રૈવેયક સુધીના દેવોને ક્રમશઃ વિશુદ્ધ વિશુદ્ધ શુકલલેશ્યા છે, અને અનુત્તર વિમાનના દેવોને પરમ વિશુદ્ધ શુકલલેશ્યા છે.

## ॥ વૈમાનિક દેવોની લેશ્યા સંબંધિ સિદ્ધાન્ત વચન ॥

શ્રી પ્રજ્ઞાપનાજી આદિ સિદ્ધાન્તોમાં તો "ભવનપતિ વ્યન્તરોને પ્રથમની ૪ લેશ્યા, જ્યોતિષી સૌધર્મ અને ઇશાન દેવોને એક તેજોલેશ્યા, સનત્કુમાર માહેન્દ્ર અને બ્રહ્મકલ્પમાં એક પદ્મલેશ્યા અને એથી ઉપરના લાંતકાદિ સર્વ કલ્પોમાં તથા ગ્રૈવે૦ અનુત્તરમાં એક શુકલલેશ્યા છે." એ પ્રમાણે કહેલ છે, અને આ ગ્રંથમાં સનત્કુમારમાં કેટલાક દેવોને તેજસલેશ્યા કહી છે, અને બ્રહ્મ દેવલોકમાં કેટલાક દેવોને શુકલલેશ્યા કહી છે તે વિચારવા યોગ્ય છે, માટે એ બાબતમાં તત્ત્વ શું છે તે શ્રી સર્વજ્ઞો અથવા બહુશ્રુતો જાણે. ॥૭૩॥

અવતરણઃ—પૂર્વે ભવનપત્યાદિ દેવોને અને નારકોને જે અમુક લેશ્યાઓ કહી છે તે સર્વ દ્રવ્યલેશ્યાઓ છે, અને ભાવલેશ્યા તો સર્વેને છએ લેશ્યા હોય છે તે આ ગાથામાં દર્શાવે છે.

**देवाण नारयाण य दव्वल्लेसा हवंति एयाउ। भावपरित्तीए उण नेरइयसुराण छल्लेसा ॥७४॥**

ગાથાર્થઃ—દેવોને અને નારકોને જે એ લેશ્યાઓ કહી છે તે દ્રવ્યલેશ્યાઓ છે, પરન્તુ ભાવની પરાવૃત્તિએ તો નારકોને અને દેવોને છએ લેશ્યાઓ (ભાવલેશ્યાઓ) જાણવી. ॥૭૪॥

**भावार्थ:**—ભાવલેશ્યા એટલે પરિણામ અને દ્રવ્યલેશ્યા એટલે પરિણામને ઉત્પન્ન થવામાં નિમિત્તભુત પુદ્ગલ દ્રવ્યો. અહિં દેવોમાં જે જે નિયતલેશ્યા કહી છે તે લેશ્યાનાં પુદ્ગલો સંપૂર્ણ ભવ પર્યન્ત અવસ્થિત હોય છે, અને ભાવપરાવૃત્તિએ બીજી લેશ્યાઓમાં પુદ્ગલો જો કે ઉદયમાં આવે છે, પરન્તુ તે ઉદિત પુદ્ગલો અવસ્થિલેશ્યા પુદ્ગલોને સર્વથા પલટાવી દે એવાં સમર્થ હોતાં નથી. જેમ સાતમી પૃથ્વીના નારકને સંપૂર્ણ ભવપર્યન્ત અવસ્થિત ઉદયવાળાં કૃષ્ણલેશ્યાનાં પુદ્ગલો છે, પરન્તુ જ્યારે સમ્યક્ત્વપ્રાપ્તિ જેવા પરિણામવાળો થાય છે ત્યારે તૈજસલેશ્યાના પુદ્ગલોનો ઉદય અવશ્ય હોય, પરન્તુ એ આગન્તુક તેજોલેશ્યાના ઉદયથી અવસ્થિત ઉદયવાળી કૃષ્ણલેશ્યાનાં પુદ્ગલો સર્વથા ન બદલાતાં માત્ર તેવા આભાસવાળાંજ થાય છે, જેમ સ્ફટિકમણીમાં પરોવેલા લાલ દોરાથી સ્ફટીકમણી પણ લાલ વર્ણવાળું દેખાય છે, તે આભાસમાત્રજ છે, કારણકે સ્ફટિકરત્નનો મૂળ શ્વેતવર્ણ જેવો છે તેવોજ છે, એ રીતે આગન્તુક લેશ્યાપુદ્ગલોના મંદ ઉદયથી અવસ્થિત ઉદયવાળી લેશ્યા તદાભાસપણું પામે છે, અને તીવ્ર ઉદયથી તદાકારમાત્રપણાને પામે છે, જેમ દર્પણ જાસુદના રક્તવર્ણી પુષ્પથી રક્ત પ્રતિબિંબવાળું થાય છે, પરન્તુ દર્પણનો કાચ રક્ત પુષ્પાદિના નિકટપણાથી રક્ત વર્ણાદિ ભાવને પામતો નથી, એ રીતે આગન્તુકલેશ્યા મન્દ હોય તો અવસ્થિતલેશ્યા તત્ આભાસ માત્ર થાય છે. અને તીવ્ર ઉદયવાળી હોય તો પ્રતિબિંબમાત્ર થાય છે. અર્થાત્ વિશેષ તદાકારપણાવાળી(તદાભાસવાળી) થાય છે, એ તાત્પર્ય છે. એ રીતે ભાવપરાવૃત્તિવડે દેવનારકોને છએ લેશ્યા જાણવી. આ ભાવાર્થ વૃત્તિમાં કહ્યો છે. તથા મનુષ્ય તિર્યંચોમાં તો દ્રવ્ય લેશ્યા પણ પલટાઇ જાય છે. ॥૭૪॥

### ॥ भव्य मार्गणामां १४ जीवसमास ॥

**अवतरण**—આ ગાથામાં ભવ્ય અને અભવ્યમાં ૧૪ જીવસમાસ કહે છે—

**मिच्छद्दिट्ठी अभव्वा भवसिद्धीया य सव्वठाणेसु। सिद्धा नेव अभव्वा नवि भव्वा हुंति नायव्वा ॥७५॥**

**ગાથાર્થ**—અભવ્યો મિથ્યાદૃષ્ટિ હોય છે, અને ભવ્યસિદ્ધિક જીવો સર્વ ગુણસ્થાનોમાં હોય છે, તથા સિદ્ધ પરમાત્માઓ અભવ્ય નહિ તેમ ભવ્ય પણ નહિ એવા જાણવા. ॥૭૫॥

**ભાવાર્થ**:—મોક્ષ પામવા યોગ્ય જીવો તે ભવ્ય, અને કદીપણ મોક્ષ નહિં પામવાના સ્વભાવવાળા જીવો તે અભવ્ય. જીવોમાં ભવ્ય સ્વભાવ અને અભવ્ય સ્વભાવ અમુક વખતે નવો ઉત્પન્ન થાય છે એમ નથી, પરન્તુ એ અનાદિ પારિણામિક સ્વભાવ હોવાથી અનાદિ કાળનો છે. કેટલાક ભવ્ય જીવો એવા પણ છે કે સ્વભાવ તો મુક્તિપદ યોગ્ય છે, પરન્તુ તે સ્વભાવ સાર્થક થાય તેવાં સાધનોનાં અભાવે [બાદરપણું આદિ પામવાના અભાવે] સૂક્ષ્મનિગોદમાંજ અનાદિ અનન્તકાળ સુધી જન્મ મરણ કરે છે. કદી પણ બાદર એકેન્દ્રિયાદિપણું પામતાજ નથી, અને અભવ્યોને તો મોક્ષની સામગ્રી સંપૂર્ણ હોવા છતાં એ જીવોનો જાતિસ્વભાવજ એવો છે કે કદી આસ્તિકપણુંજ ન પામે. દ્રવ્ય ક્રિયાના બળે નવમા ગ્રૈવેયક સુધી અભવ્યો ઉત્પન્ન થઇ શકે છે, ભવ્યથી પ્રતિબોધેલ જીવો કરતાં અનંતગુણ જીવોને પ્રતિબોધ આપી મોક્ષ પમાડી શકે છે, પરન્તુ પોતે મોક્ષ પામવા સમર્થ નથી, કારણકે સમ્યગ્શ્રદ્ધા પણ પ્રાપ્ત કરી શકતા નથી. એવા અભવ્ય જીવો અનાદિ અનન્તકાળ પર્યન્ત પહેલા મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનવાળાજ હોય છે, અને એથી વિપરીત સ્વભાવવાળા ભવ્યજીવો મિથ્યાદૃષ્ટિ આદિ ૧૪ ગુણસ્થાનવાળા હોય છે.

તથા ભવ્યત્વ એ મોક્ષ પામવાની યોગ્યતાવાળું છે માટે એ યોગ્યતાથી મોક્ષ પામેલા સિદ્ધ પરમાત્મા તો સિદ્ધત્વ પામેલા હોવાથી હવે સિદ્ધમાં સિદ્ધ થવાની યોગ્યતા રહી નથી તેથી સિદ્ધ ભવ્ય નહિં તેમજ અભવ્ય તો નથીજ. જેમ યુવરાજ રાજપદથી યોગ્યતાવાળો છે, પરન્તુ એજ યુવરાજ રાજપદવી પામ્યા બાદ યુવરાજ ન કહેવાય, તેમ સિદ્ધજીવો ભવ્ય ન કહેવાય, પરન્તુ ભવ્ય તો સંસારી જીવોમાંજ ગણાય [એ અપેક્ષાવાદ છે]. ॥૭૫॥

## ॥ सम्यक्त्व मार्गणामां १४ जीवसमास ॥

**अवतरण**:—આ ગાથાથી સમ્યકત્વ માર્ગણાઓમાં જીવસમાસ કહેવાના પ્રસંગમાં પ્રથમ સમ્યકત્વગુણનાં વિઘાતક કર્મોનું સ્વરૂપ આ ગાથામાં કહે છે—

**मइसुयनाणावरणं दंसणमोहं च तदुवघाईणि। तप्फड्डगाइं दुविहाइं सव्वदेसोवघाईणि ॥७६॥**

**गाथार्थ**:—મતિજ્ઞાનાવરણ શ્રુતજ્ઞાનાવરણ અને દર્શનમોહનીય એ કર્મો સમ્યકત્વનાં ઉપઘાતક છે, પુનઃ એ કર્મોના સ્પર્ધકો સર્વોપઘાતી અને દેશોપઘાતી એમ બે પ્રકારે છે (એ બે સ્પર્ધકોમાં સર્વોપઘાતી સ્પર્ધકો સમ્યકત્વનો સર્વથા વિઘાતક છે, અને દેશોપઘાતી રસસ્પર્ધકો સમ્યકત્વગુણના દેશથી-અલ્પ ઘાત કરનાર છે-એ ભાવાર્થ). ॥७६॥

**भावार्थ**:—તત્ત્વાર્થશ્રદ્ધાન-જે વસ્તુ જેવા સ્વરૂપે છે તે વસ્તુને તેવા સ્વરૂપે જાણવી અથવા સર્વજ્ઞે સાક્ષાત્ પદાર્થ સ્વરૂપ જાણી દેખીને જે વસ્તુ સ્વરૂપ કહ્યું છે, તે કથન-વચન ઉપર પૂર્ણ વિશ્વાસ તે सम्यक्त्व એ આત્માનો પ્રાથમિક ગુણ છે, એ ગુણનો ઉપઘાત કરનાર મતિજ્ઞાનાવરણ શ્રુતજ્ઞાનાવરણ અને દર્શનમોહનીય એ ત્રણ કર્મ છે. ત્યાં મતિજ્ઞાનાવરણ અને શ્રુતજ્ઞાનાવરણ એ બે કર્મ સ્વતઃ દેશઘાતી છે તોપણ સર્વઘાતી દર્શનમોહનીય (મિથ્યાત્વ મોહનીય) કર્મના સંગે એ બે કર્મ પણ સમ્યકત્વગુણનો સર્વથા ઘાત કરવામાં સહાયક બને છે. જેથી એ ત્રણ કર્મ મળીને સમ્યકત્વ ગુણનો સર્વથા નાશ કરે છે. એ ત્રણે કર્મમાં ગુણઘાતક સ્વભાવ રસથી હોય છે, અને કર્મનો રસ-અનુભાગ તે વર્ગણા અને સ્પર્ધકના સ્વરૂપવાળો છે, અનંત ચડતા ચડતા રસવાળી વર્ગણાઓ મળીને ૧ રસસ્પર્ધક થાય, અને અનંત રસસ્પર્ધક મળીને ૧ રસસ્થાન થાય. એ વર્ગણા સ્પર્ધક અને સ્થાનનું સવિસ્તર સ્વરૂપ કર્મપ્રકૃતિ આદિ ગ્રંથથી જાણવું. અહિં મતિજ્ઞાનાવરણ અને શ્રુતજ્ઞાનાવરણ કર્મના રસસ્પર્ધકો સર્વઘાતી બંધાય છે, અને

દેશઘાતી થઈને ઉદયમાં આવે છે, તથા દર્શનમોહનીય કર્મના ત્રણ ભેદમાં મિથ્યાત્વ મોહનીય કર્મના રસસ્પર્ધકો સર્વઘાતી બંધાય છે અને સર્વઘાતી રૂપેજ ઉદયમાં આવે છે, મિશ્રમોહનીયના રસસ્પર્ધકો બંધાતા નથી પરન્તુ મિથ્યાત્વ મોહનીયનાં અલ્પ સર્વઘાતી મધ્યમ દ્વિસ્થાનિક સ્પર્ધકો તેજ મિશ્રમોહનીયરૂપ છે, જેથી અલ્પ સર્વઘાતી રૂપે ઉદયમાં આવે છે, તથા સમ્યક્ત્વ મોહનીય કર્મ પણ મિશ્રમોહનીયવત્ બંધાતું નથી, પરન્તુ મિથ્યાત્વના અલ્પ દ્વિસ્થાનિકરસ તથા સર્વ એકસ્થાનિકરસ કે જેમાંથી મિથ્યાત્વ સ્વભાવ દૂર થઈ ગયો છે તેવા અલ્પ રસવાળું શુદ્ધ થયેલ મિથ્યાત્વ તેજ સમ્યક્ત્વમોહનીય છે, જેથી સમ્યક્ત્વમોહનીયના સર્વ સ્પર્ધકો દેશઘાતીજ હોવાથી દેશઘાતીરૂપે ઉદયમાં આવે છે. એ પ્રમાણે વિચારતાં સમ્યક્ત્વગુણનો ઘાત કરનાર મતિશ્રુતાવરણ ને સમ્યક્ત્વ-મોહનીય એ ત્રણ કર્મોના રસસ્પર્ધકો ઉદય અપેક્ષાએ દેશઘાતી છે, અને મિથ્યાત્વમોહનીય ને મિશ્રમોહનીય એ બે કર્મના રસ-સ્પર્ધકો સર્વઘાતિ છે, જેથી એ પાંચ કર્મમાંથી મતિશ્રુતને મિથ્યાત્વ એ ત્રણ કર્મના રસસ્પર્ધકોના ઉદયથી સમ્યક્ત્વગુણનો સર્વથા ઘાત થતાં જીવમાં સમ્યક્ત્વગુણ પ્રગટ થતો નથી, ને વિપરીત શ્રદ્ધાન રૂપ મિથ્યાત્વરૂપ અવગુણ કાયમ રહે છે, અને મતિશ્રુત મિશ્રના ઉદયથી મિશ્ર સમ્યક્ત્વ પ્રગટ થાય છે, તે પણ ન મિથ્યાત્વમાં કે ન સમ્યક્ત્વમાં ગણાવાથી વિલક્ષણ જાતીય સમ્યક્ત્વ રૂપ છે. તથા મતિશ્રુતનો ક્ષયોપશમ ને સમ્યક્ત્વ મોહનીયના ઉદયથી ક્ષયોપશમ સમ્યક્ત્વગુણ પ્રગટ થાય છે. તથા મતિશ્રુતા-વરણનો ક્ષયોપશમ અને મિથ્યાત્વાદિ ત્રણ દર્શનમોહનીયનો ઉપશમ એ બે મળીને ઉપશમ સમ્યક્ત્વગુણ પ્રાપ્ત થાય છે, તથા મતિશ્રુતાવરણનો ક્ષયોપશમ અને દર્શનમોહનીયનો ક્ષય એ બે મળીને ક્ષાયિક સમ્યક્ત્વ પ્રગટ થાય છે. પુનઃ એ સર્વે સમ્યક્ત્વ ગુણોમાં અનંતાનુબંધિ કષાય પણ વિઘાતક હોવાથી ૪ અનંતાનુબંધિનો ક્ષયોપશમ ને ઉપશમ પણ હોય છેજ. અથવા સામા-ન્યપણે દર્શનમોહનીય પદથી ૪ અનંતાનુબંધિ અને ૩ દર્શનમોહનીય પણ ગણાય છે, જેથી એ સાતને દર્શનસપ્તક કર્મ પણ કહેવામાં આવે છે. માટે સમ્યક્ત્વગુણને અનુગ્રહ ઉપઘાત કરનાર ૯ કર્મ પણ ગણી શકાય. સિદ્ધાન્ત આદિ ઘણે સ્થાને મતિ

આવરણ શ્રુતાવરણને દર્શનગુણમાં અનુગ્રહ ઉપઘાતક ન ગણતાં મુખ્યત્વે દર્શનસપ્તકનેજ અનુગ્રહોપઘાતક કહેલ છે, અને આ ગ્રંથમાં તેમજ તત્ત્વાર્થાદિકમાં મતિશ્રુતાવરણને અનુગ્રહોપઘાતક ગણેલ છે. એ રીતે આ ગાથામાં દર્શનગુણના અનુગ્રહોપઘાતક કર્મ કહ્યાં. ॥૭૬॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં સમ્યકત્વગુણના ઘાતક બે આવરણ અને મિથ્યાત્વ મોહનીયના રસસ્પર્ધકો સર્વઘાતી અને દેશઘાતી કહ્યા, તો એ બે પ્રકારના ઘાતી સ્પર્ધકો કયા ક્રમથી હીન થવાથી સમ્યકત્વગુણ પ્રગટ થાય? તે ક્રમ આ ગાથામાં દર્શાવાય છે—

**सव्वेसु सव्वघाइसु हएसु देसोवघाइयाणं च। भागेहि मुच्चमाणो समए समए अणंतेहिं ॥७७॥**

**गाथार्थः**—સર્વે સર્વઘાતી સ્પર્ધકો હણાયે—નાશ પામ્યે છતે અને દેશોપઘાતી સ્પર્ધકોમાંનો પણ સમયે સમયે અનન્ત અનન્ત ભાગ ઘટતાં [અનન્તમો ભાગ બાકી રહે ત્યારે] જીવમાં સમ્યકત્વગુણ પ્રગટ થાય છે. ॥૭૭॥

**भावार्थः**—ઘાતીકર્મના સ્પર્ધકો જેમ સર્વઘાતી અને દેશઘાતી બે પ્રકારવાળા છે, તેમ દરેક કર્મના રસસ્પર્ધકો એકસ્થાની દ્વિસ્થાની ત્રિસ્થાની ને ચતુઃસ્થાની એમ ૪ પ્રકારવાળા છે. ત્યાં કર્મનો શુભ વા અશુભ રસ જે સ્વાભાવિક હોય તે ૧ સ્થાની એથી અનન્તગુણ અધિક અધિક તે દ્વિસ્થાનિકાદિ ભેદે જાણવો. જેમ લીંબડાનો કટુરસ અને શેલડીનો મધુરસ સ્વાભાવિક હોય તે ૧ સ્થાની, બશેર રસ ઉકાળીને એક શેર રાખવો તે દ્વિસ્થાની, ત્રણ શેર રસ ઉકાળી એક શેર રાખવો તે ત્રિસ્થાની ને ચાર શેરને ઉકાળી એક શેર રાખવો તે ચતુઃસ્થાની રસ કહેવાય, એ પ્રમાણે કર્મના શુભાશુભ રસમાં પણ એ ચાર સ્થાનભેદે તરતમતા અનન્તગુણ હીનાધિક જાણવી. ત્યાં સર્વ ઘાતીકર્મના ચતુઃસ્થાની ત્રિસ્થાની ને દ્વિસ્થાની એ ત્રણ રસ હોય છે, અને એ ત્રણે સર્વઘાતી જ હોય છે, અને દેશઘાતી કર્મના ચારે પ્રકારના રસ હોય છે તેમાં ચતુઃસ્થાની ત્રિસ્થાનો રસ તો સર્વ સર્વઘાતી જ

હોય, અને દ્વિસ્થાની રસ કેટલોક સર્વઘાતી ને કેટલોક દેશઘાતી હોય છે, અને એકસ્થાની સર્વે રસ તો દેશઘાતી જ હોય છે. એ પ્રમાણે રસસ્થાનો જાણવાં.

હવે સમ્યક્ત્વગુણઘાતક મતિઆવરણ આદિના જે સર્વઘાતી રસસ્પર્ધકો ત્રણ ચારસ્થાની અને કેટલાંક દ્વિસ્થાની છે તેનો વિશુદ્ધ અધ્યવસાયથી અપવર્તના કરણાદિકવડે સર્વથા નાશ કર્યે છતે અને કેટલાક દ્વિસ્થાનો સ્પર્ધકો જે દેશઘાતી છે, તેમાંથી પણ પ્રતિ[1]સમય અનન્ત અનન્તભાગ હીન કરતાં જ્યારે દેશઘાતી સ્પર્ધકોનો અનન્તમો ભાગ બાકી રહે એટલે અનન્તમા ભાગ જેટલોજ દેશઘાતી રસ બાકી રહે ત્યારે જીવ સમ્યક્ત્વગુણ પ્રાપ્ત કરે છે. એ રીતે સમ્યક્ત્વ પ્રાપ્તિનો હેતુ કહ્યો. ॥૭૭॥

अवतरणः—પૂર્વે ગાથામાં સમ્યક્ત્વ પ્રાપ્તિનો હેતુ દર્શાવીને હવે આ ગાથામાં સમ્યક્ત્વના ક્ષયોપશમ ઉપશમ અને ક્ષાયિક એ ૩ મુખ્યભેદ છે તે આ ગાથામા દર્શાવે છે—

**खीणमुइण्णं सेसयमुवसंतं भण्णए खओवसमो। उदयविघायउवसमो खओ अ दंसणतिगाघाओ ॥७८॥**

---

૧ આ ગાથામાં समए समए પદથી સમયે સમયે એટલે પ્રતિસમયનો અર્થ સૂક્ષ્મ સમયવાચક નથી, પરન્તુ સમયે સમયે એટલે અપૂર્વકરણ અનિવૃત્તિકરણમાં થતા રસઘાતના અન્તર્મુહૂર્તે અન્તર્મુહૂર્તે એ અર્થ જાણવો. અપૂર્વકરણ ૧ અન્તર્મુ૦નું તેમાં ન્હાના ન્હાના અન્તર્મુ૦ પ્રમાણના હજારો સ્થિતિઘાત થાય છે, અને એકેક સ્થિતિઘાતના અન્તર્મુ૦માં ન્હાના ન્હાના હજારો રસઘાત થાય છે, તે રસઘાતના અન્તર્મુ૦વાચક એ સમય શબ્દ જાણવો, કારણ કે એક સમયમાં અનન્ત સ્પર્ધક સંઘાતનો નાશ થતો નથી. અથવા રસઘાતક્રિયા પ્રતિસમય ચાલવાની અપેક્ષાએ પણ સમય શબ્દ ઘટી શકે છે.

**ગાથાર્થઃ**—ઉદીર્ણ (ઉદયમાં આવેલ) મિથ્યાત્વ ક્ષય પામ્યું હોય, અને શેષ મિથ્યાત્વ ઉપશાન્ત થયું હોય તે ક્ષયોપશમ સમ્યક્ત્વ કહેવાય, ઉદયમાં આવેલા મિથ્યાત્વનો વિઘાત–અભાવ એટલે મિથ્યાત્વનો સર્વથા ઉદયાભાવ તે ઉપશમસમ્યક્ત્વ અને ત્રણે દર્શનમોહનીયનો સર્વથા ઘાત–નાશ થતાં ક્ષાયિકસમ્યક્ત્વ થાય છે. ॥૭૮॥

**ભાવાર્થઃ**—ક્ષયોપશમ સમ્યક્ત્વ જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે મિથ્યાત્વનો ઉદય મિથ્યાત્વ સ્વરૂપે નહિ પરન્તુ સમ્યક્ત્વમોહનીયરૂપે પ્રવર્તે છે, કારણ કે મિથ્યાત્વના સર્વઘાતી સ્પર્ધકો દેશઘાતી થઇને ઉદયમાં આવી ક્ષય પામતા જાય છે, એ રીતે ઉદયમાં આવેલ મિથ્યાત્વનો ક્ષય થતો જાય છે, અને જે સર્વઘાતી સ્પર્ધકો દેશઘાતી થતા નથી તેવા સર્વઘાતી સ્પર્ધકો ઉદયમાં પણ આવતા નથી માટે એ રીતે સર્વઘાતી સ્પર્ધકોનો ઉદયાભાવ તેજ મિથ્યાત્વનો ઉપશમ જાણવો, એ પ્રમાણે ક્ષયોપશમ સમ્યક્ત્વ ઉદય આવેલા (અથવા આવતા) મિથ્યાત્વનો ક્ષય અને અનુદિત મિથ્યાત્વનો ઉપશમ એ બે સમકાળે પ્રવર્તતા ભાવ વડે પ્રાપ્ત થાય એમ કહ્યું છે. દર્શનસપ્તકની અપેક્ષાએ વિચારીએ તો ૪ અનંતાનુબંધી મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીય એ ૬ ના ક્ષયોપશમથી અને સમ્યક્ત્વ મોહનીયના વિપાકોદય–રસોદયથી પ્રાપ્ત થયેલું સમ્યક્ત્વ તે ક્ષયોપશમ સમ્યક્ત્વ. ॥ इति क्षयोपशम सम्यक्त्व ॥

૪ અનંતા૦ને ૩ દર્શનમોહનીય એ રીતે સાતેનો કરણકૃત ઉપશમ કે જેમાં મિથ્યાત્વનો પ્રદેશોદય (ક્ષયોપશમ) પણ નથી એવા ઉપશમ ભાવથી પ્રાપ્ત થયેલ શ્રદ્ધાનગુણ તે उपशम सम्यक्त्व. આ સમ્યક્ત્વ રાખ વડે ઢંકાયલા અગ્નિ સરખું છે. એ ઉપશમ સમ્યક્ત્વ આ ગાથામાં કહેલા उदयविघाओ=ઉદયનો વિઘાત–ક્ષય તે ઉપશમ, અર્થાત્ મિથ્યાત્વના ઉદયનો અભાવ તે ઉપશમસમ્યક્ત્વ અહિં ઉદયમાં આવેલા મિથ્યાત્વનો ઉદયવિઘાત અને ઉદયમાં નહિં આવેલા (સત્તાગત) મિથ્યાત્વનો પણ ઉદયને અયોગ્ય કરવારૂપ

ઉદયવિઘાત એમ બન્ને ઉદયવિઘાતથી (ઉદયક્ષયથી=ઉદયાભાવથી) ઉપશમ સમ્યકત્વ જાણવું. આ સમ્યકત્વ યથાપ્રવૃત્ત કરણ આદિ ત્રણ કરણપૂર્વક થાય છે. ॥ इति उपशमसम्यक्त्वम् ॥

खओ य दंसणतिगाघाओ=ત્રણ દર્શનમોહનીયનો આઘાત–સર્વથા ક્ષય તે ક્ષાયિક સમ્યકત્વ. અહિં જો કે ત્રણ દર્શનમોહનીયનોજ ક્ષય કહ્યો છે, પરન્તુ ઉપલક્ષણથી ચાર અનંતાનુબંધિ સહિત ૭ પ્રકૃતિરૂપ દર્શનસપ્તકના ક્ષયથી ક્ષાયિક સમ્યકત્વ થાય છે, કારણકે ચાર અનંતાનુબંધિનો પ્રથમ ક્ષય થયા બાદજ ત્રણ દર્શન મોહનીયનો ક્ષય થાય છે. તેથી ૪ અનંતાનુબંધિને દર્શનમોહનીય તરીકે પણ ગણી શકાય છે. ॥ इति क्षायिकसम्यक्त्वम् ॥

अवतरण—પૂર્વે સમ્યક્ત્વનુ સ્વરૂપ કહીને હવે આ ગાથામાં એ સમ્યકત્વભેદોમાં ગુણસ્થાનરૂપ ૧૪ જીવસમાસ કહે છે—

**उवसमवेयगखइया, अविरयसम्माइ सम्मदिट्ठीसु। उवसंतमप्पमत्ता, तह सिद्धंता जहाकमसो॥७९॥**

गाथार्थः—ઉપશમ સમ્યક્ત્વ વેદક(ક્ષયોપશમ)સમ્યકત્વ અને ક્ષાયિક સમ્યકત્વ એ ત્રણ સમ્યકત્વ અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનથી (૪ થા ગુણ૦થી) પ્રારંભીને ઉપશાન્તમોહ ગુણસ્થાન અપ્રમત્ત ગુણસ્થાન અને સિદ્ધ સુધીના જીવોમાં અનુક્રમે હોય છે, [ઉપ૦ ૪થી ૧૧, ક્ષા૦ ૪થી સિદ્ધ, ક્ષયોપ૦ ૪થી ૭ સુધી હોય છે] ॥૭૯॥

भावार्थ—ઉપશમ સમ્યકત્વ ચોથા અવિરતિ ગુણસ્થાનથી પ્રારંભીને ૧૧મા ઉપશાન્તમોહ ગુણસ્થાન સુધી હોય છે, વેદક સમ્યકત્વ ચોથાથી સાતમા અપ્રમત્ત ગુણ૦ પર્યન્ત હોય છે. અહિં ક્ષયોપ૦સમ્યકત્વ સમ્યકત્વ મોહનીયના વેદન–ઉદયવાળું હોવાથી વેદક કહેવાય છે, અન્યથા ક્ષયોપ૦ સમ્ય૦નો અન્ત્ય સમય (ક્ષાયિકસમ્ય૦ પ્રાપ્ત કરતી વખતે) તે वेदक सम्यक्त्वनो કહેવાય છે, કે જેના

અનન્તર સમયે ક્ષાયિક સમ્ય૦ પ્રાપ્ત થાય છે. તથા ક્ષાયિક સમ્યક્ત્વ ૪થી ૧૪ મા ગુણ૦ પર્યન્ત તેમજ સિદ્ધ પરમાત્માને પણ હોય છે. એ રીતે ત્રણ સમ્યક્ત્વમાં ગુણસ્થાનકરૂપ ૧૪ જીવસમાસ યથાસંભવ કહ્યા. ॥૭૯॥

**अवतरणः**—પૂર્વગાથામાં ત્રણ સમ્યક્ત્વમાં ગુણસ્થાનો કહીને હવે વૈમાનિક આદિ જીવભેદ (એજ ત્રણ સમ્યક્ત્વમાં) કહે છે—

**वेमाणिया य मणुया, रयणाए असंखवासतिरिया य। तिविहा सम्मद्दिट्ठी, वेयगउवसामगा सेसा ॥८०॥**

**गाथार्थः**—વૈમાનિકદેવો મનુષ્યો રત્નપ્રભામાં વસતા નારકો અસંખ્ય વર્ષાયુવાળા તિર્યંચો એટલા જીવભેદ ત્રણ પ્રકારના સમ્યગ્દષ્ટિવાળા છે, અને શેષ ભવનપતિ આદિ જીવભેદો વેદક સમ્યક્ત્વવાળા અને ઉપશમ સમ્યક્ત્વવાળા છે. ॥૮૦॥

**भावार्थः**—વૈમાનિકદેવોમાં જે અનાદિ મિથ્યાદૃષ્ટિ દેવ હોય તે અન્તરકરણ કરવા પૂર્વક પ્રથમ ઉપશમ સમ્યક્ત્વ પામે છે, અને તે ઉપશમ સમ્યક્ત્વમાં ત્રણ પુંજ કરીને ઉપશમ સમ્યક્ત્વનો અન્તર્મુ૦ કાળ પૂર્ણ થતાં સમ્યક્ત્વપુંજનો ઉદય થાય તો ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે છે. અથવા તો ક્ષયોપશમ સમ્યક્ત્વવાળો મનુષ્ય વા તિર્યંચ એજ સમ્યક્ત્વ સહિત દેવમાં ઉત્પન્ન થાય તો તેવા વૈમાનિકદેવને પરભવનું ક્ષયો૫૦સમ્યક્ત્વ પણ હોય છે, તથા મનુષ્યભવમાં વૈમાનિકદેવનું આયુષ્ય બંધાયા બાદ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરીને ઉત્પન્ન થાય તો વૈમાનિકદેવમાં ક્ષાયિકસમ્યક્ત્વ પણ હોય છે. એ રીતે ક્ષયોપશમ સમ્યક્ત્વ વૈમાનિકદેવને તે ભવનું ને પરભવનું પણ હોય છે, ઉપશમસમ્યક્ત્વ વૈમાનિકભવનું જ હોય, અને ક્ષાયિકસમ્યક્ત્વ મનુષ્યભવનું–પરભવનું જ હોય, કારણ કે ક્ષાયિકસમ્યક્ત્વનો પ્રારંભ મનુષ્યભવ વીના અન્યભવમાં નથી. ઉપશમસમ્યક્ત્વ પરભવમાં જતું નથી અને ક્ષયો૫૦સમ્યક્ત્વ તથા ક્ષાયિકસમ્યક્ત્વ પરભવમાં સાથે જાય છે.

તથા મનુષ્ય બે પ્રકારના છે, સંખ્યાત વર્ષાયુવાળા (અયુગલિક) મનુષ્ય અને અસંખ્યાત વર્ષાયુષ્યવાળા તે યુગલિક મનુષ્ય,

ત્યાં સંખ્યાત વર્ષાયુષ્યવાળા મનુષ્યોને ઉપશમ સમ્યક્ત્વ અનાદિ મિથ્યાદષ્ટિને પ્રથમ પ્રાપ્તિવાળું હોય છે, તેમજ ઉપશમશ્રેણિ કરનારને પુનઃ પ્રાપ્તિવાળું પણ હોય છે. અને ઉપશમ સમ્યક્ત્વથી ક્ષયોપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિ પુનઃ ઉપશમવાળાને અવશ્ય હોય છે, અને પ્રથમોપશમવાળાને પણ વિકલ્પે હોય છે, અથવા દેવ વિગેરે ભવમાં ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરીને તે સહિત મનુષ્ય ભવમાં આવેલા હોય તો પરભવનું ક્ષયોપ૦સમ્યક્ત્વ પણ હોય, અને ક્ષપકશ્રેણિમાં પ્રાપ્ત થવા યોગ્ય ક્ષાયિકસમ્યક્ત્વ તો મનુષ્યભવનુંજ હોય છે. તથા ક્ષાયિક સમ્યગ્દષ્ટિ નારકદેવો મનુષ્યમાં ઉત્પન્ન થાય તે અપેક્ષાએ ક્ષાયિકસમ્યક્ત્વ પારભવિક પણ ગણાય. એ રીતે સંખ્યાત વર્ષાયુવાળા મનુષ્યોને ઉપશમ સમ્યક્ત્વ તે ભવનું, ક્ષયોપ૦સમ્યક્ત્વ તે ભવનું ને અન્યભવનું, અને ક્ષાયિકસમ્યક્ત્વ ક્ષપક શ્રેણિગત હોય તો તે ભવનું, અન્યથા અપેક્ષાએ પરભવનું પણ ગણાય.

અસંખ્ય વર્ષાયુવાળા યુગલિક મનુષ્યોને ઉપશમ સમ્યક્ત્વ વૈમાનિકવત્ સ્વભવનું અને ક્ષયોપ૦સમ્યક્ત્વ પણ ઉપશમસમ્યક્ત્વ બાદ પ્રાપ્ત થતું હોવાથી સ્વભવનું હોય છે. અહિં યુગલિક મનુષ્યોને પરભવનું ક્ષયોપ૦ સમ્યક્ત્વ હોય નહિં તેનું કારણ કે કાર્મગ્રંથિક મત પ્રમાણે અબદ્ધાયુ ક્ષયોપ૦ સમ્ય૦ સહિત તિર્યંચ મનુષ્યો વૈમાનિક દેવમાંજ ઉત્પન્ન થાય અન્યભવમાં ન ઉપજે, અને મિથ્યાદષ્ટિપણામાં અન્ય ભવાયુ બાંધીને (અવૈમાનિક આયુષ્ય બાંધીને) ક્ષયોપ૦સમ્યક્ત્વ પામે તો મરણ સમયે તે ક્ષયોપ૦ સમ્યક્ત્વનો ત્યાગ કરી મિથ્યાદષ્ટિ થઈનેજ અન્ય ભવમાં જાય છે તે કારણથી યુગલિક મનુષ્યોને પરભવનું ક્ષયોપ૦સમ્ય૦ ન હોય, અને સિદ્ધાન્તના અભિપ્રાયે તો પૂર્વબદ્ધાયુ ક્ષયોપ૦સમ્ય૦ યુક્ત જીવો પણ [1]અન્યભવમાં ઉત્પન્ન થાય છે માટે સિદ્ધાન્તાભિપ્રાયથી તો યુગલિક મનુષ્યોને પણ પરભવનું ક્ષયોપ૦સમ્યક્ત્વ હોય છે. તથા ક્ષાયિકસમ્યક્ત્વ તો કેવળ પરભવનુંજ હોય, તેનો વિચાર

---

૧ સિદ્ધાન્તના અભિપ્રાયથી તો ક્ષયોપ૦ સમ્યક્ત્વ સહિત છઠ્ઠી નરક પૃથ્વીમાં પણ ઉત્પન્ન થાય છે. તો યુગલિકમાં ઉત્પન્ન થાય તેમાં શું આશ્ચર્ય !

सम्यक्त्वमां जीवभेदो

વૈમાનિકમાં કહ્યા પ્રમાણે જાણવો. એ પ્રમાણે ત્રણ સમ્યકત્વનો વિચાર યુગલિક તિર્યંચને પણ જાણવો.

તથા નારકોમાં રત્નપ્રભા પૃથ્વીના નારકોને બે સમ્યકત્વનો વિચાર વૈમાનિક દેવવત્ જાણવો, અને ક્ષયો૫૦ સમ્યકત્વ યુગલિક મનુષ્યવત્ વિચારવું.

શેષ ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષી, સંખ્યાત વર્ષાયુવાળા સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિયો, બીજી શર્કરાપ્રભા આદિ પૃથ્વીઓના (૬ પૃથ્વીના) નારકો ઉપશમ સમ્યગ્દૃષ્ટિ અને ક્ષયોપશમ સમ્યગ્દૃષ્ટિ હોય છે, ક્ષાયિક સમ્ય૦વાળા નહિં. જો કે સમ્યકત્વ સહિત વાસુદેવ વિગેરે ત્રીજી પૃથ્વી સુધી ઉત્પન્ન થાય છે પરન્તુ તે બહુ અલ્પ પ્રમાણમાં છે, ઘણા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિઓ રત્નપ્રભામાંજ ઉપજે છે માટે ક્ષાયિક સમ્યકત્વ રત્નપ્રભા સુધીજ આ ગ્રંથમાં કહ્યું છે, એમ સમજાય છે, અથવા બીજું કંઇ કારણ હોય તો તે બહુશ્રુત જાણે. તથા એકેન્દ્રિયાદિ અસંજ્ઞી પર્યન્ત જીવોને સાસ્વાદન સમ્યકત્વ છે, પરન્તુ આ ત્રણ માંનુ એકપણ સમ્યકત્વ નથી માટે એ ત્રણની અપેક્ષાએ એકેન્દ્રિયાદિ અસંજ્ઞીઓ અસમ્યગ્દૃષ્ટિ છે. ॥૮૦॥

## ॥ संज्ञी मार्गणामां जीवसमास ॥

**अवतरणः**—પૂર્વે સમ્યકત્વમાર્ગણામાં ગુણસ્થાન અને જીવભેદ એ બે જીવસમાસ કહીને હવે સંજ્ઞીમાર્ગણામાં જીવસમાસ આ ગાથામાં કહે છે—

**अस्सण्णि अमणपंचिंदियंत सण्णी उ समणछउमत्था। नोसण्णि नोअसण्णी केवलनाणी उ विण्णेओ॥**

**गाथार्थः**—એકેન્દ્રિયથી અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીના જીવભેદ અસંજ્ઞી હોય છે, મનવાળા સર્વે છદ્મસ્થો સંજ્ઞી હોય છે, અને કેવલી ભગવંતો નોસંજ્ઞી નોઅસંજ્ઞી છે. ॥૮૧॥

**ભાવાર્થઃ**—અહિં હેતુવાદ દીર્ઘકાલિકી અને દ્રષ્ટિવાદ એ ૩ પ્રકારની જ્ઞાનરૂપ સંજ્ઞાઓ છે. ત્યાં વર્તમાનકાળ માત્રનાજ સુખ-દુઃખ આદિ જાણવાના વિષયવાળી હેતુવાદસંજ્ઞા મનરહિત જીવોને હોય છે. ત્રણે કાળના સુખદુખાદિ વિચારવાળી દીર્ઘકાલિકી સંજ્ઞા મનવાળા જીવોને હોય છે, અને હિતાહિતના વિચારવાળી તથા હિતમાં પ્રવૃત્તિ અને અહિતથી નિવૃત્તિવાળી દ્રષ્ટિવાદ સંજ્ઞા છદ્મસ્થ સમ્યગ્દૃષ્ટિ જીવોને હોય છે. શાસ્ત્રમાં સંજ્ઞી અને અસંજ્ઞીપણાનો વ્યવહાર તે વિશેષતઃ દીર્ઘકાલિકી સંજ્ઞાથી છે, જેથી હેતુવાદ સંજ્ઞાવાળા અસંજ્ઞી અને દીર્ઘકાલિકી સંજ્ઞાવાળા તે સંજ્ઞી. ત્રણે સંજ્ઞા અનુક્રમે અધિક અધિક સ્પષ્ટ સ્પષ્ટતર છે. એકેન્દ્રિય જીવોને એ ત્રણમાંની એકપણ સંજ્ઞા નથી, અને દ્વીન્દ્રિયાદિ અસંજ્ઞીઓને હેતુવાદસંજ્ઞા, સંજ્ઞી પંચેન્દ્રિય જીવોને ૧ થી ૧૨ ગુણસ્થાન સુધી દીર્ઘકાલિકી સંજ્ઞા અને કેવલી ભગવંતો એ ત્રણ સંજ્ઞાથી રહિત (સંજ્ઞાતીત) છે. કારણકે ત્રણે સંજ્ઞાઓ ક્ષયોપશમભાવની છે અને કેવલીનું જ્ઞાન ક્ષાયિકભાવે છે, જેથી કેવલી સંજ્ઞી નથી તેમ અસંજ્ઞી પણ નથી, કારણકે અસંજ્ઞીપણાનો વ્યવહાર મનોલબ્ધિ રહિત સમ્મૂર્ચ્છિમાદિ જીવોમાં પ્રાપ્ત છે. અને કેવલિભગવંત તો [1]દ્રવ્યમનવાળા છે. (કેવલી મહારાજને દ્રવ્યમનનો સંબંધ છે માટે સંજ્ઞિ છે, પરંતુ ભાવમન નહિ હોવાથી તેઓ સંજ્ઞિ નથી એટલે તેઓ સંજ્ઞિ નથી તેમ અસંજ્ઞિ પણ નથી.)

એ પ્રમાણે હેતુવાદસંજ્ઞામાં મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદન એ બે ગુણસ્થાન છે, દીર્ઘકાલિકીમાં ૧ થી ૧૨ ગુણસ્થાન છે, અને દૃષ્ટિવાદસંજ્ઞામાં ૪થી ૧૨ ગુણસ્થાન છે. ॥૮૧॥

## ॥ આહારકમાર્ગણામાં જીવસમાસ ॥

**અવતરણ**—હવે આ ગાથામાં આહારી અનાહારી માર્ગણામાં જીવસમાસ કહેવાય છે—

---

૧ અનુત્તરદેવાદિકના પ્રશ્નનો ઉત્તર મનોવર્ગણાના આલંબન વડે હોવાથી કેવલિને દ્રવ્યમાન છે, પરન્તુ પોતાના જ્ઞાન માટે એ ઉપયોગી નથી.

विग्गहगइमावन्ना केवलिणो समुहया अजोगी य। सिद्धा य अणाहारा सेसा आहारगा जीवा ॥८२॥

ગાથાર્થઃ—વિગ્રહગતિને પ્રાપ્ત થયેલા જીવો, કેવલિસમુદ્ઘાતમાં વર્તતા કેવલિ ભગવંતો અયોગીકેવલી અને સિદ્ધ પરમાત્મા એ સર્વ અનાહારી હોય છે, અને શેષ જીવો આહારી હોય છે. ॥૮૨॥

ભાવાર્થ—જીવ પરભવમાં જાય ત્યારે ઋજુગતિએ અથવા વક્રગતિએ જાય. ત્યાં મરણ સ્થાનથી ઉત્પત્તિસ્થાન સર્વથા સમશ્રેણિએ હોય તો ઋજુગતિએ ૧ સમયમાં ઉત્પન્ન થાય છે, ત્યારે પૂર્વભવના શરીરમાંથી આહાર કરીને નિકળેલો હોય છે, અને ઉત્પત્તિ સમયે ઉત્પત્તિસ્થાને તુરત આહાર કરે છે, જેથી ઋજુગતિએ પરભવમાં જતા જીવોને આહારીપણુંજ હોય, અનાહારીપણું ન હોય. તથા મરણસ્થાનથી ઉત્પત્તિસ્થાન જો સન્મુખ દિશામાં ન હોય ને વિદિશાઓમાં હોય તો વક્રતાને અનુસારે ૨-૩-૪-૫ સમયે ઉત્પત્તિસ્થાને પહોંચે છે, ત્યાં એકવક્રા ગતિમાં ૨ સમય, બેવક્રામાં ૩ સમય, ત્રણવક્રામાં ૪ સમય, ને ચારવક્રામાં ૫ સમય લાગે છે, ત્યાં બે સમયવાળી એકવક્રામાં પ્રથમ સમયે પૂર્વભવનો આહાર ને બીજે સમયે પરભવનો આહાર વ્યવહારનયે હોવાથી એમાં પણ અનાહારીપણું નથી, તથા ત્રણ સમયવાળી બેવક્રાગતિમાં પહેલો છેલ્લો સમય આહારી ને મધ્યવર્તી ૧ સમય અનાહારી, ચાર સમયની ત્રિવક્રામાં મધ્યવર્તી બે સમય અનાહારી અને પાંચ સમયની ચતુર્વક્રામાં મધ્યવર્તી ત્રણ સમય અનાહારી જીવ હોય છે, સર્વત્ર પહેલો છેલ્લો સમય આહારી હોય છે, એ પ્રમાણે विग्गहगइमावन्ना=વિગ્રહગતિમાં (વક્રગતિમાં) પ્રાપ્ત થયેલા જીવો અનાહારી હોય છે.

તથા આઠ સમય પ્રમાણના કેવલિ સમુદ્ઘાતમાં ત્રીજા ચોથા પાંચમા સમયે કાર્મણ કાયયોગમાં અનાહારી હોય છે. તથા અયોગીકેવલીઓ યોગના અભાવે અનાહારી હોય છે, અને સર્વસિદ્ધ પરમાત્માઓ તો અનાહારી પ્રસિદ્ધ જ છે. અને એ સિવાયના

શેષ એકેન્દ્રિયાદિ સર્વ જીવો સદાકાળ આહારી છે.

અહિં આહારી અનાહારીપણું તે કવલાહારની અપેક્ષાએ નહિં પરન્તુ ઓજઆહારને લોમ આહારની અપેક્ષાએજ મુખ્યત્વે જાણવું, કવલાહારથી જો કે આહારીપણું તો છેજ પરન્તુ કવલાહાર તો અલ્પ જીવોને અને કવચિત્ભાવી હોવાથી એ અપેક્ષા આહારીમાર્ગણાની પ્રરૂપણામાં મુખ્ય નથી.

એ પ્રમાણે ગાથામાં આહારીમાર્ગણામાં જીવભેદરૂપ જીવસમાસ ગર્ભિત રીતે કહ્યો, પરન્તુ ગુણસ્થાન રૂપ જીવસમાસ સ્પષ્ટ કહ્યો નથી તે વૃત્તિમાં આ પ્રમાણે કહ્યો છે–અનાહારી માર્ગણામાં મિથ્યાદૃષ્ટિ–સાસ્વાદન–અવિરત સમ્યગ્દૃષ્ટિ–સયોગી ને અયોગી એ પાંચ ગુણસ્થાન [ ૧–૨–૪–૧૩–૧૪ મું ] છે, એમાં પરભવમાં સાથે જનારાં ૧–૨–૪ એ ત્રણ ગુણસ્થાનમાં જ વિગ્રહગતિ હોય છે, શેષ ગુણસ્થાન પરભવમાં સાથે જતાં નથી. તથા આહારીમાર્ગણામાં ૧ થી ૧૩ ગુણસ્થાન છે. ॥૮૨॥

## ॥ જીવનું સામાન્ય લક્ષણ ॥

**અવતરણઃ**—એ પ્રમાણે "સંતપયપરૂવણયા" ઇત્યાદિ ૯ અનુયોગમાં પ્રથમ અનુયોગ સત્પદ પ્રરૂપણામાં અન્તર્ગત ૧૪ માર્ગણાઓમાં ગુણસ્થાન રૂપ જીવસમાસ અને અર્થાપત્તિથી બહુધા જીવભેદ રૂપ જીવસમાસ કહ્યો, પરન્તુ જીવનું સામાન્યલક્ષણ શું ? તે આ ગાથામાં કહે છે—

**नाणं पंचविहंपि य अन्नाणतिगं च सव्वसागारं। चउदंसणमणगारं सव्वे तल्लक्खणा जीवा ॥८३॥**

**ગાથાર્થઃ**—પાંચ પ્રકારનું જ્ઞાન અને ત્રણ પ્રકારનું અજ્ઞાન એ આઠે સાકાર ઉપયોગ છે, તથા ચાર પ્રકારનું દર્શન તે ચાર અનાકાર ઉપયોગ છે એ પ્રમાણે ઉપયોગ ૧૨ પ્રકારના છે, અને જીવો ઉપયોગ લક્ષણવાળા છે. (=જીવનું લક્ષણ ઉપયોગ છે).॥૮૩॥

ભાવાર્થઃ—મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન મનઃપર્યવજ્ઞાન ને કેવલજ્ઞાન એ પાંચ જ્ઞાન, તથા મતિ અજ્ઞાન શ્રુત અજ્ઞાન વિભંગ જ્ઞાન એ ૩ અજ્ઞાન. એ આઠે સાકાર ઉપયોગ એટલે વિશેષ ઉપયોગ છે, અર્થાત્ વસ્તુમાં સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ એ બે ધર્મ છે તેમાંથી વિશેષ ધર્મને જાણનારા એ ૮ ઉપયોગ છે. અને ચક્ષુ દર્શન અચક્ષુ દર્શન અવધિ દર્શન કેવળ દર્શન એ ચાર દર્શન ઉપયોગ વસ્તુના સામાન્ય ધર્મને જાણનારા છે, માટે અનાકાર ઉપયોગ અથવા નિરાકાર ઉપયોગ ગણાય છે. જેમ અગ્નિનું લક્ષણ ઉષ્ણતા, વૃષભનું લક્ષણ સાસ્ના (ગલગોદડી), પુદ્ગલનું લક્ષણ પૂરણગલન તેમ જીવનું મુખ્યલક્ષણ એ ઉપયોગ છે. જીવમાત્રમાં એ બાર ઉપયોગમાંના અમુક અમુક ઉપયોગ અવશ્ય હોય, અથવા એ બારમાંનો કોઈપણ ઉપયોગ જીવ પદાર્થમાંજ વિદ્યમાન હોય છે, અજીવમાં નહિ, એ રીતે જીવનું લક્ષણ એ ૧૨ ઉપયોગ છે. ॥૮૩॥

## इति मार्गणासु १४ जीवसमासाः

# ॥ अथ अजीवसमास प्ररुपणा ॥

**अवतरणः**—પૂર્વે જીવસમાસની પ્રરૂપણા સત્પદપ્રરૂપણાદ્વારે કરી, હવે તેથી વિપરીત અજીવસમાસની પ્રરૂપણા પણ કરવી ઉચિત હોવાથી અજીવ પ્રરૂપણા દર્શાવાય છે—

**एवं जीवसमासा, बहुभेया वण्णिया समासेणं । एवमिह भावरहिया, अजीवदव्वा उ विण्णेया ॥८४॥**

**गाथार्थः**—એ પ્રમાણે જીવસમાસ ( જીવના ભેદ ) સંક્ષેપથી ઘણા પ્રકારના કહ્યા, હવે એ પ્રમાણે જેમ ૧૨ ઉપયોગ રૂપ ભાવવાળા જીવસમાસ કહ્યા તેમ અહિં ઉપયોગ રહિત અજીવદ્રવ્યો—અજીવસમાસ—અજીવના ભેદ પણ જાણવા યોગ્ય છે. ॥૮૪॥

**भावार्थः**—એ પ્રમાણે ૧૪ જીવભેદરૂપ ૧૪ જીવસમાસ અને ૧૪ ગુણસ્થાનરૂપ જેમ ૧૪ જીવસમાસ ઘણા પ્રકારના એટલે ગતિ આદિ ૧૪-૬૨ માર્ગણાભેદે સંક્ષેપથી કહ્યા, તેમ જીવ સ્વભાવથી રહિત ( ઉપયોગ રહિત એવાં અજીવદ્રવ્યો અર્થાત્ અજીવસમાસ પણ જાણવા યોગ્ય છે, તેથી હવે અજીવસમાસની પ્રરૂપણા કરાય છે. ॥૮૪॥

**अवतरणः**—પૂર્વ ગાથાની સૂચના પ્રમાણે અજીવસમાસ—અજીવના ભેદ આ પ્રમાણે—

**ते उण धम्माधम्मा, आगास अरूविणो तहा कालो । खंधा देस पएसा, अणुत्तिऽवि य पोग्गला रूवी ॥८५॥**

**गाथार्थ**—પુનઃ તે અજીવભેદો આ પ્રમાણે—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય તથા કાળ એ ૪ અરૂપી અજીવ-

દ્રવ્યો છે, અને સ્કંધ દેશ પ્રદેશ તથા પરમાણુ એ ચાર પ્રકારનો પુદ્‌ગલાસ્તિકાય રૂપી અજીવદ્રવ્ય છે. [ એ રીતે પાંચ અજીવદ્રવ્યો છે તેમાં ૪ અરૂપી અને ૧ રૂપી દ્રવ્ય છે ]. ॥૮૫॥

भावार्थः—વર્ણ ગંધ રસ ને સ્પર્શ એ ચાર રૂપ કહેવાય, જેથી એ ચાર જેમાં હોય તે રૂપી અને વર્ણાદિ જેમાં ન હોય તે અરૂપી. અહિં ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આકાશાસ્તિકાય અને કાળ એ ૪ દ્રવ્યો વર્ણગંધરસસ્પર્શ રહિત હોવાથી અરૂપી અજીવ છે, અને પુદ્‌ગલાસ્તિકાય એ એકજ દ્રવ્ય વર્ણાદિયુક્ત હોવાથી રૂપી અજીવ છે, અહિં अस्ति=પ્રદેશોનો काय=સમૂહ તે અસ્તિકાય. કાળ સિવાયનાં દ્રવ્યો પ્રદેશોના પિંડરૂપ હોવાથી પાંચ દ્રવ્યો અસ્તિકાય છે, અને કાળના પ્રદેશો ન હોવાથી કાળદ્રવ્ય અસ્તિકાય નથી.

તથા स्कंध=સંપૂર્ણ ભાગ, સંપૂર્ણ દ્રવ્ય, देश=ન્યૂન ભાગ વા ન્યૂન દ્રવ્ય, प्रदेश=સ્કંધના સંબંધવાળો એક પરમાણુરૂપ વિભાગ અને સ્કંધથી છૂટો અણુ તે परमाणु એ ચાર વિભાગમાં ધર્માસ્તિકાયદ્રવ્ય સ્કંધ દેશ ને પ્રદેશ એ ૩ વિભાગવાળું છે, તેવીજ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય પણ ત્રણ ત્રણ વિભાગવાળું હોવાથી ૯ ભેદ થયા, કાળદ્રવ્ય અવિભાગી હોવાથી એકજ પ્રકારનું ગણતાં ૧૦ ભેદ, અને પુદ્‌ગલદ્રવ્ય ચારે વિભાગવાળું હોવાથી ૪ ભેદ સહિત અજીવના ૧૪ ભેદ છે. ॥૮૫॥

अवतरणः—પૂર્વ ગાથામાં પાંચ અજીવદ્રવ્યો નામ માત્રથી કહીને તથા તેમાં રૂપી અરૂપી વિભાગ દર્શાવીને હવે આ ગાથામાં એ ૫ અજીવદ્રવ્યોના સ્વભાવ કહે છે—

**गइठाणवगाहणलक्खणाणि कमसो य वत्तणगुणो य। रूवरसगंधफासाइ कारणं कम्मबंधस्स ॥८६॥**

गाथार्थः—ગતિલક્ષણ સ્થિતિલક્ષણ અવગાહલક્ષણ અને વર્તનાગુણ તથા રૂપ રસગંધ સ્પર્શાદિનું અને કર્મબંધનું કારણ એ અનુક્રમે અજીવદ્રવ્યના સ્વભાવ છે. ॥૮૬॥

[illegible] ઉપકારક થવાનો એટલે સહાયક થવાનો છે. જળમાં મત્સ્ય સ્વશક્તિથી તરે છે, પરન્તુ જળ વિના મત્સ્ય તરી શકે નહિ તેમજ હવાની સ્હાય વિના પક્ષી ઉડી શકે નહિ તેમ ધર્માસ્તિકાય વિના જીવ પુદ્ગલો ગતિ કરી શકે નહિ, એ રીતે ધર્માસ્તિકાયનો ગતિસહાયક ગુણ છે. તેથી વિપરીત સ્થિર થવા જીવ પુદ્ગલોની સ્થિરતામાં અધર્માસ્તિકાય સહાયક છે. આકાશદ્રવ્યનો ગુણ જીવ પુદ્ગલને અવકાશ-જગ્યા આપવાનો છે, અને કાળનો વર્ત્તનાગુણ છે. એ પ્રમાણે અનુક્રમે ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોના ગુણ છે. તથા રૂપ રસ ગંધ ને સ્પર્શ એ ચાર લક્ષણવાળું તેમજ કર્મબંધનું કારણ પુદ્ગલદ્રવ્ય છે. એ રીતે પાંચ અજીવદ્રવ્યના ગુણ-સ્વભાવ કહ્યા. ॥૮૬॥

॥ इत्यजीवसमासं सप्रसंगं ॥ समाप्तं च सत्पदप्ररूपणा ॥

# ॥ अथ द्रव्यप्रमाण द्वारं द्वितीयानुयोगः ॥

द्रव्यप्रमाण आदिनुं वर्णन

**अवतरणः**—સત્પદ પ્રરૂપણા આદિ આઠ અનુયોગ વડે જીવસમાસ કહેવાના પ્રસ્તુત ગ્રંથાધિકારમાં પ્રથમ સત્પદ અનુયોગદ્વાર વડે જીવસમાસનું વક્તવ્ય સમાપ્ત થયું. હવે બીજા द्रव्यप्रमाण અનુયોગ વડે જીવસમાસ કહેવાના પ્રસંગમાં પ્રમાણના પ્રથમ ચાર પ્રકાર છે ( દ્રવ્યપ્રમાણ ક્ષેત્રપ્રમાણ ઇત્યાદિ ) તે આ ગાથાથી દર્શાવાય છે—

**दव्वे खेत्ते काले, भावे य चउव्विहं पमाणं तु । दव्व पएसविभागं, पएसमेगाइयमणंतं ॥८७॥**

**गाथार्थः**—દ્રવ્યપ્રમાણ-ક્ષેત્રપ્રમાણ-કાળપ્રમાણ-ભાવપ્રમાણ એ ચાર પ્રકારનું પ્રમાણ [ માપ ] છે, ત્યાં દ્રવ્યપ્રમાણ તે પ્રદેશ-જન્ય અને વિભાગજન્ય એમ બે પ્રકારનું છે, તેમાં પ્રદેશજન્ય દ્રવ્યપ્રમાણ એક પ્રદેશથી પ્રારંભીને અનન્ત પ્રદેશ સુધી ( અનન્ત પ્રકારનું ) છે. ॥૮૭॥

**भावार्थः**—જેના વડે વસ્તુ प्रमीयते=પ્રમાણવાળી કરાય એટલે સંખ્યાદિક વડે મપાય તે સંખ્યાદિ માપનું નામ તથા જેનાવડે પદાર્થને ઓળખી શકીએ-સમજી શકીએ તે प्रमाण છે. તેમાં દ્રવ્યોની સંખ્યાદિ મપાય તે द्रव्यप्रमाण, ક્ષેત્રનું મપાય તે क्षेत्रप्रमाग, સમયાદિ કાળ વડે મપાય અથવા સમયાદિ કાળનું માપ તે कालप्रमाण અને વસ્તુને વસ્તુના ગુણ-સ્વરૂપ વડે માપવી-સમજવી, જેમ જીવને જ્ઞાનાદિ વડે પુદ્ગલને વર્ણાદિવડે માપવું તે भावप्रमाण, અથવા જ્ઞાનાદિનું અને વર્ણાદિકનું ( વસ્તુના ગુણનું ) પ્રમાણ

તે ભાવપ્રમાણ. એ રીતે પ્રમાણ ૪ પ્રકારનું છે. એમાં જે પ્રદેશજન્ય દ્રવ્યપ્રમાણ તે એક પરમાણું દ્વયણુક ત્ર્યણુક ઇત્યાદિ યાવત્ અનંતપ્રદેશ સુધી ગણતાં પુદ્‌ગલાસ્તિકાય અનન્ત પ્રમાણવાળો છે, અથવા એ પુદ્‌ગલાસ્તિકાયમાંથી એકજ પુદ્‌ગલસ્કંધની અપેક્ષાએ દ્વયણુક-ત્ર્યણુક યાવત્ અનન્તપ્રદેશી સુધી ગણતાં કોઇ સંખ્યપ્રમાણ કોઇ અસંખ્ય ને અનન્તપ્રમાણ છે. ॥ इति प्रदेशजन्य द्रव्यप्रमाणम् ॥

**अवतरणः**—આ ગાથામાં વિભાગજન્ય દ્રવ્યપ્રમાણ પાંચ પ્રકારનું છે તે કહે છે—

**माणुम्माणपमाणं पडिमाणं गणिप्रमेव य विभागं। पत्थ कुडवाइ धन्ने, चउभागविवड्ढियं च रसे ॥८८॥**

**गाथार्थः**—માન ઉન્માન અવમાન પ્રતિમાન ને ગણિત એ પ્રમાણે વિભાગજન્ય પ્રમાણ ૫ પ્રકારનું છે. ત્યાં ધાન્ય દ્રવ્યમાં પ્રસ્થ ( શેર ) કુડવ ઈત્યાદિ માપ છે, અને રસદ્રવ્યમાં ( ઘી આદિ પ્રવાહી દ્રવ્ય માપવામાં ) ચતુષ્પલ આદિથી ચાર ચાર ભાગ વધતું પ્રમાણ છે. ॥૮૮॥

**भावार्थः**—વિભાગજન્ય દ્રવ્યપ્રમાણ ૫ પ્રકારનું છે. ૧ માનપ્રમાણ, ૨ ઉન્માનપ્રમાણ, ૩ પ્રમાણપ્રમાણ, ૪ પ્રતિમાનપ્રમાણ, ૫ ગણિતપ્રમાણ. તેમાં માન પ્રમાણ ધાન્ય માપવા માટે છે. તે આ રીતે-ઉંધી હથેલી તે [1]અસલી, એવી બે અસલીએ એક પસલી, બે પસલીએ ૧ અંજલી ૩૫ સેતિકા ( માપ વિશેષ ), ૪ સેતિકાનો કુડવ, ૪ કુડવનો પ્રસ્થ, ૪ પ્રસ્થનો આઢક, ૪ આઢકનો દ્રોણ, ૬૦ આઢકનો ન્હાનો કુંભ, ૮૦ આઢકનો મધ્યમકુંભ, ૧૦૦ આઢકનો મોટો કુંભ, ૮૦૦ આઢકનો વાહ. આ પ્રમાણો વડે મગધ દેશમાં વ્રીહી આદિ ધાન્યો મપાય છે. તથા ઘી તેલ આદિ રસ ( પ્રવાહી ) દ્રવ્યો માપવા માટે ચાર પલથી પ્રારંભીને માણી સુધીનું પ્રમાણ છે, તે આ પ્રમાણે-૨૫૬ પલની માણી એ રસનું ઉત્કૃષ્ટ માપ છે, તેના ૬૪મા ભાગે

---

૧ એ ધાન્યનાં માપ કોતરી કાઢેલા કાષ્ટનાં પાશેરીયાં વિગેરેથી હોય છે. જેથી વધતી શીખા સુધી ભરીને મપાય છે.

૪ પલનું પ્રમાણ તે સર્વથી ન્હાનું પ્રમાણ છે, તેથી વધતું ૮ પલનું ૧૬ પલનું ૩૨ પલનું ૬૪ પલનું પ્રમાણ છે. તેમ માણીના હિસાબે અધી માણી ૦। માણી ઈત્યાદિ પણ છે, એ પ્રમાણ પણ કોતરેલા કાષ્ટના માપવાળાં છે, ( તોલથી નહિ ). ॥૮૮॥

અવતરણઃ—પૂર્વ ગાથામાં માન પ્રમાણ કહીને આ ગાથામાં ઉન્માન અવમાન પ્રતિમાન ને ગણિત એ ૪ પ્રમાણ કહે છે—

**कंसाइय मुम्माणं, अवमाणं चेव होइ दंडाई। पडिमाणं धरिमेसु य, भणियं एक्काइयं गणिमं ॥८९॥**

**ગાથાર્થઃ**—કાંસુ આદિ ધાતુઓને તોલવી તે ઉન્માન પ્રમાણ, તથા દંડ ધનુષ આદિથી માપવું તે અવમાન પ્રમાણ, સુવર્ણ મોતી આદિ ધરિમ દ્રવ્યો તોલવામાં પ્રતિમાન પ્રમાણ, અને શ્રીફલ આદિ ગણિમ દ્રવ્યોની એક બે આદિ ગણત્રી કરવી તે ગણિત પ્રમાણ કહેવાય. ॥૮૯॥

**ભાવાર્થ**—કાંસુ આદિ ધાતુઓ તોલ કરીને મપાય છે તે ઉન્માન પ્રમાણ કહેવાય, અને તે અર્ધ કર્ષથી ભાર સુધીનું પ્રમાણ છે. ત્યાં પલનો ૮મો ભાગ તે અર્ધ કર્ષ, પલનો ચોથો ભાગ તે ૧ કર્ષ, પલનો અર્ધ ભાગ તે અર્ધ પલ, ૧૦૫ પલની તુલા, ૧૦ તુલાનો અર્ધ ભાર, અને ૨૦ તુલાનો ભાર એ પ્રમાણે તોલનાં માપ તે ઉન્માન પ્રમાણ છે. તથા ભૂમિ ક્ષેત્ર વસ્ત્ર આદિ માપવાને ૮ જવનો એક અંગુલ, ૧૨ અંગુલની વેંત, ૨ વેંતનો હાથ, ૪ હાથનો દંડ વા ધનુષ ૨૦૦૦ ધનુષનો ગાઉ, ૪ ગાઉનો જોજન, અસંખ્ય યોજનનો રજ્જુ ઈત્યાદિ માપ તે અવમાન પ્રમાણ કહેવાય. તથા સુવર્ણ રૂપું મોતી ઇત્યાદિ ઝવેરાત માપવા માટે રતિ-કાગણી-વાલ આદિ માપ છે, ત્યાં ૧ ચણોઠી તે ગુંજા [ વા રતિ ] કહેવાય, એવી ૧। ગુંજાની કાકણી, ત્રીજે ભાગ ન્યૂન બે ગુંજા [ ૧૩ ગુંજા ]નો ૧ વાલ, ૩ વાલનો કર્મમાષ, ૧૨ કર્મમાસ ૧ અડલક, ૧૬ કર્મમાષનો ૧ સુવર્ણ એ સર્વ પ્રતિમાન કહેવાય. તથા શ્રીફલ આદિ ગણવા યોગ્ય દ્રવ્યોને ૧-૨-૩ ઈત્યાદિ શીર્ષપ્રહેલિકા સુધી ગણવાં તે ગણત્રી ગણિત પ્રમાણ કહેવાય.

એ પ્રમાણે ૮૮-૮૯મી ગાથામાં પાંચ પ્રકારનાં વિભાગ પ્રમાણ કહ્યાં. ॥૮૯॥

અવતરણઃ—પૂર્વ ગાથામાં કહેલા પ્રમાણોમાંથી અવમાન પ્રમાણનું કંઈક વિશેષ રૂપ કહે છે—

**दंड धणू जुगनालिय, अक्खो मुसलं च होइ चउहत्थं। दसनालियं च रज्जुं. वियाण अवमाणसण्णाए॥**

ગાથાર્થઃ—દંડ-ધનુષ-યુગ-નાલિકા-અક્ષ-અને મુશલ એ સર્વ ૪ હાથ પ્રમાણનાં છે, એ ઉપરાન્ત ૧૦ નાલિકા પ્રમાણની ૧ રજ્જુ એ સર્વ પ્રમાણ અવમાન સંજ્ઞાવાળાં જાણવાં. ॥૯૦॥

ભાવાર્થઃ—લોકમાં વાસ્તુ ભૂમિ વિગેરે હાથથી મપાય છે. ક્ષેત્ર ( ખેતીકારનાં ક્ષેત્રો ) ચાર હાથના ૧ વાંસ રૂપ દંડ વડે મપાય છે, માર્ગ-પંથ ગાઉ યોજન આદિકથી મપાય છે, કૂપ વિગેરે ખાત ૪ હાથની યષ્ટિકા ( લાકડી વિશેષ )થી મપાય છે, એ પ્રમાણે દેશ દેશ ભેદે જૂદા જૂદા અવમાન પ્રમાણથી માપણી થાય છે, તે કારણથી એકજ સરખાં દંડ યુગ આદિ અવમાન પ્રમાણો આ ગાથામાં દર્શાવ્યાં છે. તથા ૧૦ નાલિકા એટલે ૪૦ હાથની રજ્જુ ( દોરી ) હોય છે [ જેના વડે કૂવો આદિ ખાત મપાય છે ] ॥૯૦॥ ॥ इति द्रव्यप्रमाण भेदाः ॥

અવતરણ—પૂર્વે દ્રવ્યપ્રમાણના ૫ પ્રકાર કહીને હવે ક્ષેત્રપ્રમાણનું સ્વરૂપ કહે છે—

**खेत्तपमाणं दुविहं, वियाण ओगाहणाए निप्फन्नं। एगपएसोगाढाइ, होइ ओगाहणमणेगं ॥९१॥**

ગાથાર્થઃ—ક્ષેત્રપ્રમાણ બે પ્રકારનું છે, ૧ વિભાગ નિષ્પન્ન, ૨ અવગાહના નિષ્પન્ન. તેમાં અવગાહના નિષ્પન્ન પ્રમાણ એક આકાશ પ્રદેશ આદિ ભેદે અનેક પ્રકારનું છે. ॥૯૧॥

ભાવાર્થઃ—એક પરમાણુ એક આકાશ પ્રદેશમાં અવગાહે છે-સમાય છે. બે પરમાણુનો પિંડ પણ એક આકાશપ્રદેશમાં સમાય છે, એ રીતે યાવત્ ત્રણ ચાર સંખ્યાત અસંખ્યાતને અનંતઅણુનો પિંડ પણ એકજ આકાશપ્રદેશમાં સમાય છે. એકજ આકાશપ્રદેશમાં અનેક અણુઓનો સમાવેશ તે આકાશનો અવકાશદાન ગુણ અને પુદ્‌ગલનો વિચિત્ર પરિણામ એજ હેતુ છે. એ પ્રમાણે જેમ એક આકાશપ્રદેશમાં એક પરમાણુથી પ્રારંભી અનંતપ્રદેશી સ્કંધ સુધી અનન્ત વર્ગણાનો સમાવેશ થાય છે તેમ બે આકાશપ્રદેશમાં બે પરમાણુના પિંડથી પ્રારંભીને અનન્તપ્રદેશ પિંડ (સ્કંધ) સુધાનો સમાવેશ થાય છે. ત્રણ આકાશપ્રદેશમાં ત્રિપદેશી સ્કંધથી અનન્તપ્રદેશી સ્કંધ સુધાની અનન્તવર્ગણાઓનો સમાવેશ થાય છે, યાવત્ સંખ્ય આકાશપ્રદેશમાં સંખ્યપ્રદેશી સ્કંધથી અને અસંખ્ય પ્રદેશી આકાશપ્રદેશમાં અસંખ્યપ્રદેશી સ્કંધથી પ્રારંભીને અનન્ત વર્ગણાઓનો સમાવેશ થાય છે. એ રીતે એક આકાશપ્રદેશાવગાહ બે આકાશપ્રદેશાવગાહ ઇત્યાદિથી અસંખ્ય આકાશપ્રદેશાવગાહ સુધીના અસંખ્યભેદ અવગાહ નિષ્પન્ન ક્ષેત્ર પ્રમાણના છે. અહિ કેટલાક આચાર્યો "અવગાહનનિષ્પન્ન" ને બદલે "પ્રદેશનિષ્પન્ન" કહે છે તે પણ અવિરોધી છે, કારણકે એ ક્ષેત્રપ્રમાણ આકાશના પ્રદેશ વિભાગોથી ઉત્પન્ન થયેલ છે. ॥ इति अवगाहनिष्पन्न वा प्रदेशनिष्पन्न क्षेत्रप्रमाण ॥ ॥૯૧॥

અવતરણ—પૂર્વ ગાથામાં પ્રથમ અવગાહ નિષ્પન્ન ક્ષેત્રપ્રમાણ કહીને હવે આ ગાથામાં વિભાગ નિષ્પન્ન ક્ષેત્રપ્રમાણ કહે છે—

**अंगुल विहत्थि रयणी कुच्छी धणु गाउयं च सेढी य । पयरं लोगमलोगो खेत्तपमाणस्स पविभागा ॥९२॥**

ગાથાર્થઃ—વિ=વિવિધ ભાગ=પ્રકારવાળું ક્ષેત્રપ્રમાણ તે વિભાગજન્ય ક્ષેત્રપ્રમાણ, અને તે અંગુલ વેંત રત્નિ (હાથ) કુક્ષી, ધનુષ ગાઉ જોજન શ્રેણિ પ્રતર લોક અલોક એ રીતે અનેક પ્રકારનું છે. ગાથામાં યોજન પદ ઉપલક્ષણથી ગ્રહણ કરવું. ॥૯૨॥

ભાવાર્થઃ—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે આ સર્વ ક્ષેત્રપ્રમાણો વસ્તુની લંબાઈ પહોળાઇ ઉંચાઇ માપવાને વ્યવહારમાં

ઉપયોગી છે, અને અવગાહના પ્રમાણ આહારાદિકરોની લંબાઈના આધારભૂત એકજ પ્રકારનું હોવાથી એટલું વ્યવહારોપયોગી નથી, તેમજ અવગાહના પ્રમાણમાંથી વિભાગપ્રમાણ ઉત્પન્ન થાય છે. ॥૯૨॥

अवतरण:—પૂર્વ ગાથામાં વિભાગ પ્રમાણમાં જે અંગુલપ્રમાણ કહ્યું, તે અંગુલપ્રમાણ પણ અનેક પ્રકારનું છે તે દર્શાવાય છે—

**तिविहं च अंगुलं पुण, उस्सेहंगुल पमाण आयं च । एक्केक्कं पुण तिविहं. सूई पयरंगुल घणं च ॥९३॥**

**गाथार्थ:**—પુનઃ અંગુલ ત્રણ પ્રકારનું છે, ઉત્સેધ અંગુલ, પ્રમાણ અંગુલ, આત્મ અંગુલ. પુનઃ તે અંગુલ સૂચીઅંગુલ પ્રતર અંગુલ અને ઘન અંગુલ એમ ત્રણ ત્રણ પ્રકારનું છે (તેથી ૯ પ્રકારનું અંગુલપ્રમાણ છે). ॥૯૩॥

**भावार्थ:**—ઉત્સેધ એટલે અનુક્રમે વૃદ્ધિ, અથવા ઉત્સેધ એટલે જીવોના શરીરાદિકની ઉંચાઈ લંબાઈ એ અર્થ છે, જેથી આગળ કહેવાતી રીતિ પ્રમાણે પરમાણુથી પ્રારંભીને અનંતગુણ અને આઠ આઠ ગુણ અધિકતાએ વૃદ્ધિ પામેલું અંગુલ તે उत्सेघ अंगुल, અથવા જે અંગુલ વડે જીવોનાં શરીર આદિની ઉંચાઇ લંબાઇ મપાય તે उत्सेघ अंगुल, તથા ઉત્સેધાંગુલના પ્રમાણથી હજારગણા પ્રમાણવાળું અંગુલ તે प्रमाण अंगुल, અથવા પ્રમાણ પ્રાપ્ત (ઉત્કૃષ્ટ પ્રમાણને પ્રાપ્ત થયેલું) અંગુલ તે प्रमाणांगुल અથવા પ્રમાણભૂત પુરૂષ શ્રી ઋષભદેવ અને ભરતચક્રવર્તીનું અંગુલ તે प्रमाण अंगुल, તથા જે કાળમાં જે પ્રમાણ યુક્ત (સામુદ્રિક શાસ્ત્રોક્ત ઉંચાઈ યુક્ત અર્થાત્ સ્વ અંગુલથી ૧૦૮ અંગુલ ઉંચા) ઉત્તમ પુરૂષોનો આત્મા તેનું અંગુલ તે आत्म अंगुल ભિન્ન ભિન્ન કાળે ભિન્ન ભિન્ન પ્રમાણનું હોય છે.

પુનઃ એ ત્રણે ત્રણ પ્રકારના છે તે આ પ્રમાણે—એ ત્રણે પ્રકારના અંગુલ ૧ અંગુલ જેટલી દીર્ઘ એક સૂઇના આકારની આકાશપ્રદેશની પંક્તિ-શ્રેણિ તે સૂચિ अंगुल, સૂચિ અંગુલના પ્રદેશોના વર્ગ જેટલા આકાશ પ્રદેશોનો થર-પડ કે જે ૧ અંગુલ દીર્ઘ

અને ૧ અંગુલ પહોળો હોય છે તે પ્રતર અંગુલ, જાડાઈમાં વા ઉચાઈમાં એક પ્રદેશીજ હોય છે. તથા અંગુલવર્તી આકાશ પ્રદેશોનો ઘન કરતાં જેટલા આકાશ પ્રદેશ થાય તેટલા પ્રદેશોનો ઘનચોરસ તે ઘન અંગુલ. એમાં લંબાઇ પહોળાઇ અને જાડાઇ ત્રણે અંગુલ પ્રમાણ હોય છે. જેમ ૦૦૦ આ રીતે ત્રણ આકાશપ્રદેશની પંક્તિ તે સૂચિઅંગુલ, ⁝⁝⁝ આ રીતે ૯ પ્રદેશો તે પ્રતરાંગુલ અને ઉપરાઉપરી ત્રણ પ્રતર તે ઘનાંગુલ, જેમાં ૨૭ આકાશપ્રદેશ હોય છે ॥૯૩॥

**अवतरणः**—હવે આ ગાથાથી ઉત્સેધાંગુલની ક્રમવૃદ્ધિ દર્શાવાય છે—

**सत्थेण सुतिक्खेणवि छेत्तुं भेत्तुं च जं किर न सक्का। तं परमाणुं सिद्धा वयंति आइं पमाणाणं ॥९४॥**

**गाथार्थः**—અત્યંત તીક્ષ્ણ શસ્ત્રવડે પણ નિશ્ચય જે છેદી ભેદી શકાય નહિ એવો પરમાણુ હોય છે, અને એવા પરમાણુને સિદ્ધ પુરૂષો—સર્વજ્ઞો સર્વ પ્રમાણોની આદિ કહે છે. ॥૯૪॥

**भावार्थः**—ઉત્સેધાંગુલનું પ્રમાણ પ્રાપ્ત કરવામાં આગળ કહેવાતાં ઉત્શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા આદિ પ્રમાણોમાં સર્વથી પ્રથમ પ્રમાણ પરમાણુ છે, કારણ કે પરમાણુથીજ પ્રમાણભેદોની શરૂઆત થાય છે, અને આદિ પ્રમાણ રૂપ પરમાણુ એટલો અતિ સૂક્ષ્મ હોય છે કે જેને અતિ તીક્ષ્ણ શસ્ત્રથી પણ છેદી ભેદી શકાય નહિ, એવા સૂક્ષ્મ પરમાણુને શ્રી સર્વજ્ઞ ભગવંતો સર્વ પ્રમાણોની (ઉત્શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા આદિ પ્રમાણ ભેદોની) આદિ કહે છે. પુનઃ કહેવામાં જો કે સૂક્ષ્મ પરમાણુ છે તોપણ એ અનન્તપ્રદેશી સ્કંધજ જાણવો, પરન્તુ પુદ્ગલાસ્તિકાયનો પ્રારંભરૂપ અથવા એક અણુરૂપ પરમાણુ નહિ, કારણ કે તે એક અણુરૂપ પુદ્ગલ પરમાણુ તો નૈશ્ચયિક પરમાણુ છે, અને પ્રમાણોની આદિમાં ગણાતો પરમાણુ તો વ્યવહાર પરમાણુ છે, અને તે અનન્ત અણુઓનો પિંડ—સ્કંધ છે.॥૯૪॥

**अवतरण**—પ્રમાણોની આદિવાળા પરમાણુને વ્યવહારપરમાણુ કહ્યો તો શું પરમાણુ પણ વ્યવહારિક ને નૈશ્ચયિક હોય છે? એ



उत्सेध अंगुल आदिनुं स्वरूप

પ્રશ્નના સમાધાનવાળી આ ગાથા કહે છે—

**परमाणु सो दुविहो सुहुमो तह ववहारिओ चेव। सुहुमो य अप्पएसो ववहारनएणणंतओ खंधो॥९५॥**

**ગાથાર્થ**— જે પરમાણુ કહેવાય છે તે પણ બે પ્રકારનો છે, સૂક્ષ્મપરમાણુ (નિશ્ચય પરમાણુ), તેમજ વ્યવહાર પરમાણુ. એમાં સૂક્ષ્મ પરમાણુ તે અપ્રદેશી છે, અને વ્યવહારનયથી જે પરમાણુ કહેવાય છે તે અનન્તપ્રદેશી સ્કંધ છે ॥૯૫॥

**ભાવાર્થઃ**—પરમ=સર્વોત્કૃષ્ટ અણુ=અણુ તે પરમાણુ, એ અર્થ પ્રમાણે એક અણુ તે પરમાણુ છે, કે જે પુદ્ગલોમાં અન્તિમ કારણ છે, કારણ કે પરમાણુની ઉત્પત્તિમાં કોઈ કારણ નથી. પુનઃ એ પરમાણુ દ્વિપ્રદેશાદિ કાર્યનું લિંગ-હેતુ છે, માટે પરમાણુ એ અન્તિમ કારણ છે, અને પરમાણુ આદિથી બનતા દ્વિપ્રદેશી આદિ સ્કંધો કારણ અને કાર્ય બન્ને છે. જેમ દ્વિપ્રદેશી સ્કંધ એ પરમાણુનું કાર્ય છે અને ત્રણ પ્રદેશી સ્કંધનું કારણ છે, ત્રિપ્રદેશી સ્કંધ દ્વિપ્રદેશીનું કાર્ય છે, અને ચતુઃપ્રદેશીનું કારણ છે. એ પ્રમાણે પરમાણુ સિવાયના સર્વ પુદ્ગલો ઉત્તરોત્તર કારણ કાર્યરૂપ છે, તેવી રીતે પરમાણુ કોઈનું કાર્ય નથી પરન્તુ દ્વિપ્રદેશાદિનું કારણ તો છે જ.

**પ્રશ્નઃ**—જો એ રીતે પરમાણુ સર્વનું અન્તિમ કારણ છે, તો સર્વ પ્રમાણોનો આદિ પરમાણુ કેમ નહિ, અનન્તપ્રદેશી સ્કંધનેજ પ્રમાણોનો આદિ કેમ કહ્યો?

**ઉત્તરઃ**—જો કે પુદ્ગલ ભેદોમાં સર્વથી આદિભેદ-પ્રથમભેદ પરમાણુ છે, પરન્તુ એ નૈશ્ચયિકપરમાણુ વ્યવહારમાં ઉપયોગમાં આવતો નથી, ઉપયોગમાં આવનાર તો અનન્તપ્રદેશી સ્કંધ જ હોય છે, જેથી વ્યવહારોપયોગી પ્રમાણોમાં નૈશ્ચયિક પરમાણુને આદિ પ્રમાણ ન ગણતાં વ્યવહારપરમાણુ કે જે અનન્તપ્રદેશના સ્કંધરૂપ છે તેને આદિ પ્રમાણ ગણ્યો છે. ॥૯૫॥

ाव-

।५॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં બે પ્રકારના પરમાણુ કહીને હવે આ ગાથામાં વ્યવહારી પરમાણુવડે ઉત્શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા આદિ ઉત્તરોત્તર પ્રમાણભેદો જે રીતે બને છે તે કહેવાય છે—

**परमाणू य अणंता सहिया उस्सण्हसण्हिया एक्का। साऽणंतगुणा संती ससण्हिया सोऽणु ववहारी ॥९६॥**

**गाथार्थः**—અનન્ત પરમાણુ વાળી એક ઉત્શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા, અને એવી અનન્તગુણી ઉત્શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાઓ એકત્ર થઈ છતી એક શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા થાય છે, અને એ શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા તે પણ વ્યવહારીપરમાણુ કહેવાય. ॥૯૬॥

**भावार्थः**—અનન્ત વ્યવહારી પરમાણુઓ મળીને ૧ ઉત્શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા થાય છે, उत्=પ્રબળતાએ-અત્યન્ત श्लक्ष्ण=સૂક્ષ્મ-બારીક श्लक्ष्णिका=ન્હાના માપવાળી તે उत्श्लक्ष्णश्लक्ष्णिका. અર્થાત્ આગળ કહેવાતા સર્વ પ્રમાણોમાં અતિશય ન્હાના પ્રમાણવાળી તે उत्श्ल० પુનઃ એવી અનન્તગુણ ઉત્શ્લ૦ મળીને ૧ श्लक्ष्णश्लक्ष्णिका થાય છે, એ પણ અહિં व्यवहारी परमाणु કહેવાય.

प्रश्नः—જે અનન્ત પરમાણુની એક ઉત્શ્લ૦ થઇ છે તે અનન્તમાંનો દરેક પરમાણુ વ્યાવહારી પરમાણુ પ્રથમજ કહ્યો છે, અને આ શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાને પણ પુનઃ વ્યવહારી પરમાણુ કહ્યો. તો એ રીતે વ્યવહારી પરમાણુ બે વાર કેમ કહ્યો ?

उत्तरः—શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાને વ્યવહારી પરમાણુ કહ્યો તે ઉપચારથી કહ્યો છે, કારણ કે એ વ્યવહારી પરમાણુ બનવામાં આદિ કારણ એથી ન્હાનો વ્યવહારિક પરમાણુ છે, માટે પ્રથમ કહેલો વ્યવહારી અણુ પ્રમાણોની આદિરૂપ અને પ્રાયઃ સૂક્ષ્મ હોવાથી અનુપચરિત વ્યવહારી પરમાણુ છે, અને બીજી વાર કહેલો વ્યવહારી પરમાણુ પ્રાયઃ બાદર છે, અને લોકદૃષ્ટિએ વિચારતાં એજ બાદર અણુ પરમાણુ છે, માટે વ્યવહારિકપરમાણુ છે, અથવા ઉપચારથી વ્યવહારિકપરમાણુ છે, [વૃત્તિમાં એને ઉપચારથી વ્યવહારી પરમાણુ કહ્યો છે]. ॥૯૬॥



**उत्सेध अंगुल आदि अंगुलनुं स्वरूप**

**અવતરણઃ**—અનન્ત પરમાણુઓથી બનેલો વ્યવહારી અણુ પણ જો (૯૪ મી ગાથામાં કહ્યા પ્રમાણે) છેદી ભેદી શકાય એવો નથી તો શું અનન્ત પરમાણુથી બનેલા સર્વે સ્કંધો એવા હોય છે? કે કોઈ છેદી ભેદી શકાય એવા પણ સ્કંધો હોય છે? તે કહે છે—

**खंधोऽणंतपएसो अत्थेगइओ जयम्मि छिज्जेज्जा। भिज्जेज्ज व एत्रइओ नो छिज्जे नो व भिज्जेज्जा ॥९७॥**

**ગાથાર્થઃ**—આ જગતમાં કેટલાક અનન્તપ્રદેશી સ્કંધો એવા છે કે જે છેદી શકાય છે, અથવા ભેકી શકાય છે, અને કેટલાક અનન્તપ્રદેશી સ્કંધો એવા પણ છે કે જે છેદી શકાતા નથી તેમજ ભેદી શકાતા પણ નથી. ॥૯૭॥

**ભાવાર્થઃ**—પરમાણુઓ, દ્વિપ્રદેશી સ્કંધો, ત્રિપ્રદેશી સ્કંધો યાવત્ સંખ્યાતપ્રદેશી સ્કંધો અને અસંખ્યપ્રદેશી સ્કંધો એ સર્વ સ્કંધો પાંચે ઈન્દ્રિયોને અગ્રાહ્ય છે, સૂક્ષ્મ છે અને છેદી ભેદી શકાય એવા નથી. તે ઉપરાન્તના કેટલાક અનન્તપ્રદેશી સ્કંધો તે પણ પાંચ ઇન્દ્રિયોને અગ્રાહ્ય સૂક્ષ્મ અને છેદી ભેદી શકાય તેવા નથી, પરન્તુ તે ઉપરાન્તના કેટલાક અનન્તપ્રદેશી સ્કંધોમાંના કેટલાક સ્કંધો બાદર પરિણામી અને કેટલાક સ્કંધો સૂક્ષ્મપરિણામી છે જેથી જે સ્કંધો બાદરપરિણામી છે તેજ ઇન્દ્રિયગ્રાહ્ય તથા છેદી ભેદી શકાય એવા હોય છે, માટે જે છેદી ભેદી ન શકાય એવા અનન્તપ્રદેશી સૂક્ષ્મ સ્કંધને જ અહિ વ્યવહારી પરમાણુ કહ્યો છે, અને ત્યાંથી પ્રારંભીને ઉત્સેધાંગુલ આદિ પ્રમાણોમાં એ વ્યવહારી અણુ કારણ ભૂત છે. ॥૯૭॥

**અવતરણ**—છેદી ભેદી ન શકાય એવા સૂક્ષ્મપરિણામા સ્કંધને પૂર્વ ગાથામાં વ્યવહારી પરમાણુ તરીકે ગણીને હવે છેદી ભેદી શકાય એવા બાદર પરિણામી સ્કંધો કે જે શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાથી ઉપરના છે અને ઉત્સેધાંગુલનું પ્રમાણ બનવામાં નિમિત્તભુત છે તેવા બાદર પરિણામી સ્કંધો અથવા પ્રમાણભેદોને આ ગાથામાં કહે છે—

उत्सेध अंगुल आदि अंगुलनुं स्वरूप

**परमाणू तसरेणू रहरेणू अग्गयं च वालस्स। लिक्खा जूया य जवो, अट्ठगुणविवड्ढिया कमसो ॥९८॥**

**ગાથાર્થઃ**—પરમાણુ–ઉર્ધ્વરેણુ–ત્રસરેણુ–રથરેણુ–વાળનો અગ્ર ( વાલાગ્ર ), લીખ, જૂ, જવ એ અનુક્રમે આઠ આઠ ગુણા વધતા પ્રમાણુવાળા છે. ॥૯૮॥

**ભાવાર્થઃ**—પૂર્વોક્ત શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા રૂપ વ્યવહારી આઠ પરમાણુ મળીને ૧ ઉર્ધ્વરેણુ થાય. ગાથામાં જોકે ઉર્ધ્વરેણુ કહ્યો નથી તોપણ પરમાણુના ઉપલક્ષણથી ઉર્ધ્વરેણુ પણ ગ્રહણ કરવો, કારણ કે સિદ્ધાન્તમાં અનેક સ્થાને ઉર્ધ્વરેણુ કહ્યો છે, અને યુક્તિ-યુક્ત પણ છે. તે ઉર્ધ્વરેણુથી આઠ ગુણો ત્રસરેણુ, તેથી આઠ ગુણો રથરેણુ, તેથી આઠ ગુણો વાલાગ્ર, તેથી આઠ ગણી લીખ, તેથી આઠ ગુણી જૂ અને તેથી આઠગુણો યવ. એ રીતે અનુક્રમે આઠ આઠ ગુણ પ્રમાણભેદો જાણવા.

અહિ જાળીમાંથી ઘરમાં પડતા દીર્ઘ સૂર્યપ્રકાશમાં ઉડતા રજકણો તે ઉર્ધ્વરેણુ, વાયુની પ્રેરણાથી ઉડતો રજકણ તે ત્રસરેણુ, ચાલતા રથના ચક્રથી ઉખડતા રજકણ તે રથરેણુ, આઠ રથરેણુનો કુરૂક્ષેત્રના યુગલિકનો એક વાલાગ્ર, તેથી આઠગુણો હરિવર્ષરમ્યક્ ક્ષેત્રના યુગલિકનો વાલાગ્ર, તેથી આઠગુણો હિમવંત હિરણ્યવંત યુગલિકનો એક વાલાગ્ર, તેથી આઠગુણો મહાવિદેહ મનુષ્યનો વાલાગ્ર, તેથી આઠગુણો ભરતૈરવત મનુષ્યનો વાલાગ્ર, એ પ્રમાણે વાલાગ્ર ભિન્ન ભિન્ન પ્રમાણના છે તો પણ સામાન્યથી અહિં ભરતૈરવત મનુષ્યનો વાલાગ્ર ગ્રહણ કરવો. તેથી અનુક્રમે આઠગુણી લીખ જૂ ને જવ તો પ્રસિદ્ધ છે. એમાં "જવ" શબ્દથી જવ ધાન્યના દાણાના મધ્ય ભાગની જાડાઇ સમજવી. ॥૯૮॥

**અવતરણઃ**—પૂર્વ ગાથામાં વ્યવહારી પરમાણુથી જવ સુધી કહીને હવે ત્યાર બાદ આગળ કયા કયા પ્રમાણભેદ છે? તે આ ગાથામાં કહે છે—

**अट्ठेव य जवमज्झाणि, अंगुलं छच्च अंगुला पाओ। पाया य दो विहत्थी, दो य विहत्थी भवे हत्थो ॥९९॥**

ગાથાર્થઃ—આઠ યવ મધ્યનો અંગુલ, છ અંગુલનો પાદ–પગ, બે પગની વેંત, અને બે વેંતનો ૧ હાથ થાય છે, અને બે હાથની કુક્ષી થાય છે. ॥૯૯॥

ભાવાર્થઃ—આઠ યવમધ્યનો ૧ ઉત્સેધાંગુલ, ૬ ઉત્સેધાંગુલનો એક પગ એટલે પગની પહોળાઈ, એવા બે પગની એક વેંત અને બે વેંતનો એક હાથ. એ રીતે ૨૪ અંગુલનો ૧ હાથ થાય, અને ૧૨ આંગળની ૧ વેંત થાય. તથા ગાથામાં કુક્ષીપ્રમાણ કહ્યું નથી તો પણ અધ્યાહારથી "બે હાથની ૧ કુક્ષી" એ પ્રમાણે કુક્ષીપ્રમાણ જાણવું, ૯૨મી ગાથામાં આ ગ્રંથમાં કુક્ષી ભેદ કહેલ છે, તેમજ આગમોમાં પણ કુક્ષિપ્રમાણ કહ્યું છે, એ રીતે ઉત્સેધાંગુલ આદિ કેટલાક પ્રમાણભેદો કહ્યા. ॥૯૯॥

અવતરણ—કુક્ષિપ્રમાણથી આગળ પણ હજી પ્રમાણભેદો છે તે કહે છે—

**चउहत्थं पुण धणुयं, दुन्नि सहस्साइ गाउयं तेसिं। चत्तारि गाउया पुण, जोयणमेगं मुणेयव्वं ॥१००॥**

ગાથાર્થ—પુનઃ ચાર હાથનો ધનુષ, તે બે હજાર ધનુષનો ૧ ગાઉ, અને ચાર ગાઉનો એક યોજન જાણવો. ॥૧૦૦॥

ભાવાર્થ—બે કુક્ષિ અથવા ચાર હાથનો ૧ ધનુષ અથવા ૯૬ અંગુલનો એક ધનુષ, તેવા ૨૦૦૦ ધનુષ એટલે ૮૦૦૦ (આઠ હજાર) હાથનો એક ગાઉ, અને ચાર ગાઉ એક યોજન. વિભાગપ્રમાણ સંબંધિ આ ગ્રંથની જ ૯૨મી મૂળ ગાથામાં યોજનથી આગળ જો કે શ્રેણિ પ્રતર આદિ પ્રમાણો કહ્યાં છે, પરન્તુ જીવોનાં શરીર માપવાના ઉપયોગમાં આવતા આ ઉત્સેધાંગુલજન્ય પ્રમાણભેદોમાં તેનો કંઇપણ ઉપયોગ નથી, શરીરોનાં માપ યોજન સુધીના વિભાગપ્રમાણથી થઇ શકે છે માટે અહિ યોજન સુધીનાજ વિભાગપ્રમાણો કહ્યા છે. ॥ इति उत्सेधांगुलप्रमाणं तन्निष्पन्नं च वितस्त्यादिक्षेत्रप्रमाणम् ॥ ॥૧૦૦॥

अवतरणः—એ પ્રમાણે ઉત્સેધાંગુલ અને પદ આદિ [ પાદ વેંત આદિ ] ક્ષેત્રપ્રમાણ કે જે ઉત્સેધાંગુલ પ્રમાણના પણ હોય છે તે કહીને પ્રમાણઅંગુલ, તથા પ્રમાણાંગુલથી બનતા પાદ વેંત આદિ ક્ષેત્રપ્રમાણ કહે છે—

**उस्सेहंगुलमेगं, हवइ पमाणंगुलं दुपंचसयं। ओसप्पिणीए पढमस्स अंगुलं चक्कवट्टिस्स ॥१०१॥**

गाथार्थः—બે પાંચસો ઉત્સેધાંગુલ [ ૧૦૦૦ ઉત્સેધાંગુલ ] મલીને એક પ્રમાણાંગુલ થાય છે, અને એ પ્રમાણ અંગુલ અવસર્પિણીના પહેલા ચક્રવર્તીનું હોય છે. ॥૧૦૧॥

भावार्थः—૧૦૦૦ ઉત્સેધાંગુલનું ૧ પ્રમાણાંગુલ કહ્યું અને તે પ્રમાણાંગુલ જેવડું અંગુલ અવસર્પિણીના પહેલા ચક્રવર્તીનું હોય છે, જેમ આ અવસર્પિણીમાં ભરત ચક્રવર્તીનું ૧ અંગુલ ૧૦૦૦ ઉત્સેધાંગુલ જેવડું હતું.

प्रश्नः—અવસર્પિણીના પહેલા ચક્રવર્તી અથવા પહેલા તીર્થંકરના શરીરની ઉંચાઇ ૫૦૦ ધનુષ એટલે ૯૬ અંગુલના ધનુષ પ્રમાણે ૫૦૦×૯૬=૪૮૦૦૦ ( અડતાલીસ હજાર ) ઉત્સેધાંગુલ હતી, અને એજ ઉંચાઇ પોતાના અંગુલથી ૧૨૦ અંગુલ હતી, કારણકે પહેલા તીર્થંકર વા ચક્રવર્તીની ઉંચાઇ પોતાના અંગુલથી ૧૨૦ આત્માંગુલ હોય છે, તો એ રીતે ૪૮૦૦૦ ઉત્સેધાંગુલને ૧૨૦થી ભાગ આપતાં ભરતચક્રવર્તીનો ૧ અંગુલ ( પ્રમાણાંગુલ ) ૪૦૦ ઉત્સેધાંગુલ જેટલો થાય છે તો અહિં ૧૦૦૦ ગુણો કહ્યો તે કેવી રીતે ?

उत्तरः—ભરતચક્રીનું પ્રમાણ અંગુલ લંબાઇમાં તો જો કે ૪૦૦ ઉત્સેધાંગુલ જ છે, પરન્તુ પ્રમાણાંગુલની ૨॥ અંગુલ પહોળાઇ પણ છે, માટે જો પહોળાઈ રહિત ગણીએ તો ૪૦૦ ઉત્સેધાંગુલનું પ્રમાણાંગુલ છે, અને પહોળાઈના ગુણાકાર સાથે ગણીએ તો ૪૦૦×૨॥=૧૦૦૦ ઉત્સેધાંગુલનું એક સૂચીપ્રમાણાંગુલ થાય છે, અને એ ક્ષેત્રફળના હિસાબે જાણવું. વાસ્તવિક લંબાઈ ૪૦૦



उत्सेध अंगुल आदि अंगुलनुं स्वरूप

ઉત્સેધાંગુલ જેટલીજ છે તે પ્રતરપ્રમાણાંગુલીની લંબાઈ જાણવી. પૃથ્વી પર્વતાદિનાં પ્રમાણ, પ્રતરપ્રમાણાંગુલથી થાય છે, પરન્તુ સૂચીપ્રમાણાંગુલ વડે નહિ. [ એ પ્રમાણે વૃદ્ધ સંપ્રદાયથી અને અન્ય શાસ્ત્રોથી જાણવામાં આવ્યું છે, તત્વ શ્રી સર્વજ્ઞ જાણે–વૃત્તિઃ ]

ભરતચક્રવર્તીના ૬ અંગુલનો ( પ્રમાણઅંગુલનો ) ૧ પાદ–પગ, બે પદની વેંત, ૨ વેંતનો હાથ, ૨ હાથની કુક્ષી, ૨ કુક્ષીનો અથવા ૪ હાથનો ધનુષ, ૨૦૦૦ ધનુષનો ૧ પ્રમાણગાઉ, અને ૪ ગાઉનો એક પ્રમાણાંગુલી યોજન. ॥૧૦૧॥

**અવતરણઃ**—પ્રમાણાંગુલ વડે પૃથ્વી પર્વતો આકાશ ઈત્યાદિ ક્ષેત્રનું માપ થાય છે, અને શ્રેણિ પ્રતર આદિ પ્રમાણો ક્ષેત્રનાંજ છે તેથી આ વિભાગપ્રમાણમાં શ્રેણિ પ્રતર આદિ પ્રમાણભેદો કહેવાય છે, ( કે જે વિભાગપ્રમાણની મૂળ ગાથા ૯૨માંમાં કહેલ છે ).

**तेणंगुलेणं जं जोयणं तु एत्तो असंखगुणयारो। सेढी पयरं लोगो, लोगाऽणंता अलोगो य ॥१०२॥**

**ગાથાર્થઃ**—તે પ્રમાણ અંગુલ વડે જે યોજનપ્રમાણ પ્રાપ્ત થાય છે. તેવા યોજનથી અસંખ્યગુણ યોજનની ૧ શ્રેણિ, તેથી અસંખ્યગુણ શ્રેણિનું ૧ પ્રતર, તેવાં અસંખ્યગુણ પ્રતરોનો ૧ લોક, અને તેવા અનન્તલોકનો અલોક છે. ॥૧૦૨॥

**ભાવાર્થઃ**—ઉત્સેધાંગુલથી પ્રમાણઅંગુલ ૪૦૦ ગુણો છે, જેથી ઉત્સેધાંગુલી યોજનથી પ્રમાણાંગુલી યોજન પણ ૪૦૦ ગુણો મોટો છે, એવા અસંખ્ય પ્રમાણાંગુલી યોજન દીર્ઘ ઘનીકૃત સમચોરસ લોકાકાશની ૧ આકાશપ્રદેશપંક્તિ–શ્રેણિ કહેવાય છે. અર્થાત્ અનિયત પ્રમાણવાળા ૧૪ રજ્જુ ઉંચા અને અનિયત લંબાઈ પહોળાઈવાળા લોકાકાશને બુદ્ધિવડે સર્વ બાજુથી સરખા પ્રમાણવાળો ઘન બનાવતાં ૭ રજ્જુ ઉંચો ૭ રજ્જુ લાંબો ૭ રજ્જુ પહોળો થાય છે, જેથી એ ઘનલોકની દરેક શ્રેણિ ૭ રજ્જુ લાંબી અને ૧ પ્રદેશ જાડી હોય છે. પુનઃ એવી એક શ્રેણિમાં જેટલા આકાશપ્રદેશ છે તેટલી શ્રેણિઓ એકજ સપાટીમાં લગોલગ રહેલી હોય

અને જેટલું થાય તેટલું સર્વ ક્ષેત્ર તે ૧ પ્રતર કહેવાય, એ પ્રતર ૭ રજ્જુ લાંબુ ૭ રજ્જુ પહોળું સમચોરસ હોય છે, અને જાડું એક આકાશપ્રદેશ જેટલું છે. પુનઃ એ પ્રતરમાં જેટલી શ્રેણિઓ છે અથવા એક શ્રેણિમાં જેટલા આકાશપ્રદેશ છે, તેટલાં પ્રતરો ઉપરાઉપરી થપ્પીબંધ કરવાથી ઘનલોક થાય છે, જેથી એવા ઘનલોકનું પ્રમાણ ૭ રજ્જુ લાંબુ પહોળું ને ઉંચુ સમ ઘન હોય છે. એવા અનન્ત લોકાકાશ પ્રમાણ એક અલોક છે, કે જેનું પ્રમાણ અનન્ત યોજન લાંબો પહોળો જાડો અને સર્વ મધ્યમાં લોકાકાશ જેવડા પોલાણવાળો અને લોકાકાશથી ચારે તરફ સર્વ બાજુ એ નકકર ગોળ દડા સરખો છે, જેમાં કેવળ આકાશ સિવાય બીજો કોઈ પદાર્થ નથી. ॥ इति प्रमाणांगुलम् ॥१०२॥

अवतरणः—એ રીતે ઉત્સેધ અંગુલ અને પ્રમાણ અંગુલનું સ્વરૂપ તથા તેનાથી બનતા પ્રમાણભેદો કહીને હવે આ ગાથામાં આત્માંગુલનું સ્વરૂપ કહેવાય છે—

**जे जम्मि जुगे पुरिसा, अट्ठसयंगुलसमूसिया हुंति। तेसिं सयमंगुलं जं. तयं तु आयंगुलं होइ ॥१०३॥**

ગાથાર્થઃ—જે યુગમાં (જે કાળમાં) જે પુરૂષો પોતાના અંગુલવડે એકસો આઠ અંગુલ ઉંચા હોય, તેઓનું પોતાનું જે અંગુલ તે અહિં આત્માંગુલ ગણાય છે. ॥૧૦૩॥

ભાવાર્થઃ—સુષમદુષમાદિ કાળમાં ચક્રવર્તી વાસુદેવ વિગેરે રાજપુરૂષો વા સુલક્ષણ પુરૂષો પોતાના અંગુલવડે ૧૦૮ અંગુલ ઉંચા હોય છે, માટે તેવા સુલક્ષણ પુરૂષોનું અંગુલ તે આત્માંગુલ. અહિં "પોતાના અંગુલથી ૧૦૮ અંગુલ ઉંચાઈવાળા પુરૂષો" એમ કહેવાથી ઉત્તમ લક્ષણવાળા પુરૂષોજ ગ્રહણ કરવા, જેથી લક્ષણશાસ્ત્રમાં કહેલાં પ્રમાણ આદિ લક્ષણોવાળા પુરૂષોનું પોતાના અંગુલથી સંપૂર્ણ ૧૦૮ અંગુલ ઉંચા હોય, અથવા કિંચિત્ ન્યૂનાધિક હોય તોપણ તેઓનું અંગુલ તે આત્માંગુલ કહેવાય.

उत्सेध अंगुल आदि अंगुलनुं स्वरूप

**अवतरण**—ઉત્સેધાંગુલ આદિ ત્રણુ અંગુલભેદ ક્ષેત્રપ્રમાણુના છે, તેથી એ ત્રણુ વડે જે જે ક્ષેત્ર મપાય છે તે આ ગાથામાં દર્શાવાય છે—

**देहस्स ऊसएण उ, गिह सयणाई य आयमाणेणं। दीवुदहिभवणवासा, खेत्तपमाणं पमाणेणं ॥१०४॥**

**गाथार्थः**—શરીરનો ઉત્સેધ (શરીરની ઉંચાઇ) ઉત્સેધઅંગુલવડે મપાય છે, ઘર શય્યા વિગેરે વસ્તુઓ આત્માંગુલના પ્રમાણુ વડે મપાય છે, અને દ્વીપ સમુદ્ર ભવનો ક્ષેત્ર એ સર્વનું પ્રમાણુ પ્રમાણુાંગુલવડે થાય છે. ॥૧૦૪॥

**भावार्थः**—નારકનું ૫૦૦ ધનુષનું દેવનું ૫ હાથનું, મનુષ્યનું ૩ ગાઉનું અને તિર્યંચનું સાધિક ૧૦૦૦ યોજન શરીર કહ્યું છે તે ધનુષ હાથ ગાઉ ને યોજન ઉત્સેધાંગુલથી જાણુવા. તથા ઘર આસન શય્યા આદિક વસ્તુઓનાં માપ તે તે વખતના મોટા મંડલાધિપતિઓના (ચક્રવર્તી વાસુદેવ વિગેરે પૃથ્વી ભોક્તાઓના) અંગુલના માપથી થાય છે, અને દ્વીપનાં પ્રમાણુ સમુદ્રનાં પ્રમાણુ ભવનોનાં પ્રમાણુ વિમાનોનાં પ્રમાણુ ભરત આદિ ક્ષેત્રોનાં પ્રમાણુ, ચૌદ રજ્જુલોકનું પ્રમાણુ પર્વતોનાં પ્રમાણુ નદીઓનાં પ્રમાણુ સરોવરોનાં પ્રમાણુ જગતીઓનાં પ્રમાણુ ઈત્યાદિ ક્ષેત્રપ્રમાણો પ્રમાણુાંગુલથી (ઉત્સેધથી ૪૦૦ ગુણુ પ્રમાણુથી) થાય છે. ॥ इति प्रमाणांगुलम् ॥ समाप्तं च क्षेत्रप्रमाणम् ॥१०४॥

**अवतरणः**—વિભાગ પ્રમાણુમાં અન્તર્ગત દ્રવ્યપ્રમાણુ આદિ ૪ વિભાગપ્રમાણોમાં દ્રવ્યપ્રમાણુ અને ક્ષેત્રપ્રમાણુ કહીને હવે કાલપ્રમાણનું સ્વરૂપ કહેવાય છે—

**कालोत्ति य एगविहो, कालविभागो य होइ णेगविहो। समयावलियाईओ, अणंतकालोत्ति णायव्वो ॥१०५॥**

**ગાથાર્થ**:—કાળ સામાન્યથી એકજ પ્રકારનો છે, અને વિભાગકાળ અનેક પ્રકારનો છે, અને તે સમય આવલિ આદિ વિભાગ-વાળો અનન્તકાળ સુધી જાણવો. ॥૧૦૫॥

**ભાવાર્થ**:—સામાન્યથી કાળ એકજ પ્રકારનો છે, કારણ કે સામાન્ય વિશેષાત્મક વસ્તુ સામાન્યથી ૧ પ્રકારની ને વિશેષધર્મવડે અનેક પ્રકારની ગણાય છે, તેમ કાળ સામાન્ય ધર્મે એક પ્રકારનો છે, પરન્તુ વિભાગથી એટલે વિશેષ ધર્મોથી અનેક પ્રકારનો છે. તે વિશેષધર્મ અથવા વિશેષભેદ સમય આવલિ પ્રાણુ સ્તોક લવ મુહૂર્ત્ત દિવસ પક્ષ માસ ઋતુ વર્ષ યુગ પલ્યોપમ સાગરોપમ અવસર્પિણી ઉત્સર્પિણી કાળચક્ર ને પુદ્ગલ પરાવર્ત સુધીના છે. પુનઃ એ કાળ અન્તવાળો છે કે અન્ત વિનાનો? તે બાબતમાં કહે છે કે-अणंतकाल=કાળ અનંત છે એટલે અન્તરહિત છે. ભુતકાળમાં પણ એનો અન્ત ન હોવાથી અનાદિ છે, અને ભવિષ્યમાં અન્ત થવાનો નથી માટે અનન્ત છે એ રીતે કાળ અનાદિ અનન્ત છે, પરન્તુ સાદિ અનન્ત અથવા અનાદિ સાન્ત નથી. અર્થાત્ કાળ પહેલાં કોઈ વખત ન્હોતો ને અમુક વખતથી શરૂ થયો એમ નથી, તેમજ ભવિષ્યમાં કોઈ વાર નહિં હોય એમ પણ નથી, માટે જેમ જગત અનાદિઅનંત છે તેમ કાળ પણ અનાદિઅનન્ત છે. કેમકે છએ દ્રવ્ય અનાદિઅનન્ત છે. (અહિં વિદ્યમાનપણે વિચારીએ તો કોઈપણ વખતે કાળ ૧ સમયમાત્રજ હોય છે, કારણ કે પૂર્વસમય વ્યતીત થયો, અને ભાવીસમય હજી આવ્યો નથી એ રીતે એ બે સમયો અવિદ્યમાન હોવાથી વિદ્યમાનકાળ ૧ સમયજ હોય છે, અને તેજ વાસ્તવિક કાળ છે. સમય આવલિ ઈત્યાદિ ભેદો તો કેવળ વ્યવહાર કાળનાજ છે, કે જે કાળ સૂર્યચંદ્રની ગતિના આધારે છે). ॥૧૦૫॥

**અવતરણ**:—પૂર્વ ગાથામાં વિભાગકાળ અનેક પ્રકારનો કહ્યો તે અનેક પ્રકાર કહેવાય છે—

**कालो परमनिरुद्धो, अविभागी तं तु जाण समओत्ति । तेऽसंखा आवलिया, ता संखेज्जा य ऊसासो ॥१०६॥**

કાળના વિભાગોનું સ્વરૂપ

**ગાથાર્થઃ**—જેનો વિભાગ ન થઇ શકે એવો અતિસંક્ષિપ્ત (અતિસૂક્ષ્મ) જે કાળ તે સમય જાણવો, અને તેવા અસંખ્યસમયોની ૧ આવલિકા, તથા તેવી સંખ્યાત આવલિકાઓનો ૧ શ્વાસોચ્છ્વાસ થાય છે. ॥૧૦૬॥

**ભાવાર્થઃ**—કમળનાં ૧૦૦ પત્ર વેધવાના દૃષ્ટાન્તે તથા જીર્ણ વસ્ત્ર ફાડવાના દ્રષ્ટાન્તે ઇત્યાદિ અનેક દૃષ્ટાન્તો જે શાસ્ત્રપ્રસિદ્ધ છે તે દૃષ્ટાન્તોવડે અતિ સૂક્ષ્મ કાળવિભાગ કે જેના બે વિભાગ કેવલિ ભગવંતે પણ જોયા જાણ્યા નથી તેવા અતિસૂક્ષ્મ નિર્વિભાજ્ય કાળનું નામ સમય. તેવા [1]અસંખ્ય સમયોની ૧ આવલિકા, અને એવી સંખ્યાતી આવલિકાનો ૧ શ્વાસોચ્છ્વાસ. (×૧૬૭૭૭૨૧૬÷૩૭૭૩=$૪૪૪૬\frac{૨૪૫૮}{૩૭૭૩}$ આવલિકાનો એક ઉચ્છ્વાસ), એમાં ૨૨૨૩ સાધિક આવલિકાનો એક ઉચ્છ્વાસ ને એટલીજ આવલિકાનો ૧ નિશ્વાસ એ પ્રમાણે આવલિકાથી શ્વાસોચ્છ્વાસનુ પ્રમાણ કહ્યું. ॥૧૦૬॥

**અવતરણઃ**—પૂર્વ ગાથામાં સંખ્યાત આવલિકાનો એક શ્વાસોચ્છવાસ કહ્યો તે ગમે તે પુરૂષનો કે કોઈ અમુકનો શ્વાસોચ્છ્વાસ? તે આ ગાથામાં દર્શાવે છે—

**हट्ठऽणगल्लुस्सासो, एसो पाणुत्ति सन्निओ एक्को। पाणू य सत्त थोवो थोवा सत्तेव लवमाहू ॥१०७॥**

**ગાથાર્થઃ**—હૃષ્ટ (આનંદી) અને અનવકલ્પ (નિરોગી) પુરૂષનો જે શ્વાસોચ્છ્વાસ તેજ અહિં પ્રાણુ નામનો એક શ્વાસોચ્છ્વાસ જાણવો, તથા એવા સાત પ્રાણુનો એક સ્તોક અને સાત સ્તોકનો એક લવ કહ્યો છે. ॥૧૦૭॥

---

૧ અસંખ્યાતના ૯ ભેદમાંથી ચોથા જઘન્ય યુક્ત અસંખ્યાત જેટલા સમયોની ૧ આવલિકા થાય છે.

× નવતત્વમાં સમયાવલી મુહુત્તા ઇત્યાદિ કાળભેદ, તથા एगा कोडी सत सट्ठी ગાથામાં ૧૬૭૭૭૨૧૬ આવલિકાનો ૧ મુહૂર્ત્ત કહ્યો છે, અને મુહૂર્ત્તના શ્વાસોચ્છ્વાસ ૩૭૭૩ થાય છે.

काळना विभागोनुं स्वरूप

भावार्थः—चिंताग्रस्त तथा प्रथम अने वर्तमानमां व्याधि वडे पीडित होय तेमज वृद्धावस्था वडे जर्जरित होय तेवा पुरुषनो श्वासोच्छ्वास अति शीघ्र वा अति विलंबवाळो होवाथी व्यवस्थित होतो नथी माटे निश्चित युवान निरोगी अने आनंदी पुरुषनो जे अत्वरित अविलंबित श्वासोच्छवास तेने श्री सर्वज्ञोए १ प्राण रूप काळभेद तरीके गण्यो छे, एवा सात प्राणनो १ स्तोक अने ७ स्तोकनो १ लव कह्यो छे. ॥१०७॥

**अट्ठत्तीसं तु लवा, अद्धलवो चेव नालिया होइ। दो नालिया मुहुत्तो, तीस मुहुत्ता अहोरत्ता॥१०८॥**

गाथार्थः—आडत्रीश लव तथा अर्ध लव ते ( ३८॥ लवनी ) १ नालिका थाय छे, बे नालिकानो [ बे घडीनो ] १ मुहूर्त्त थाय छे, अने त्रीस मुहूर्त्तनो १ अहोरात्र थाय छे. ॥१०८॥

भावार्थः—गाथार्थवत् सुगम छे. नालिका एटले १ घडी, ने ६० घडीनो दिवस. [ वर्तमानकाळना चालु टाईम प्रमाणे २४ मिनिटनी घडी ने २॥ घडीनो १ कलाक अने २४ कलाकनो एक [1]दिवसरात्र ]. ॥१०८॥

अवतरण—आ गाथामां एक मुहूर्त्तना श्वासोच्छवास केटला होय ? ते कहे छे—

**तिन्नि सहस्सा सत्त य, सयाणि तेसत्तरी य उस्सासा। एक्केक्कस्सेवइया, हुंति मुहुत्तस्स उस्सासा॥१०९॥**

गाथार्थः—त्रण हजार सातसोने तहोंतेर श्वासोच्छवास एकेक मुहूर्त्तना जाणवा. ॥१०९॥

भावार्थः—७ प्राणनो १ स्तोक अने ७ स्तोकनो १ लव होवाथी एक लवना ४९ श्वासोच्छवास थाय, पुनः एक मुहूर्त्तना ७७ लव छे तेथी ( ४९×७७=)३७७३ श्वासोच्छवास १ मुहूर्त्तमां थाय छे. ॥१०९॥

---

[1] प्राचीन लौकीक गणत्री मुजब ६० विपळनी पळ ने ६० पळनी घडी ने ६० घडीनो दिवसरात्र.

अवतरणः—અહોરાત્રથી ઉપરના કાળભેદો આ ત્રણ ગાથામાં દર્શાવાય છે—

**पन्नरस अहोरत्ता,पक्खो पक्खा य दो भवे मासा। दो मासा उउसण्ना, तिन्नि य रियवो अयणमेगं ॥११०॥**
**दो अयणाइं वरिसं,तं दसगुणवड्डियं भवे कमसो। दस य सयं च सहस्सं,दस य सहस्सा सयसहस्सं॥१११॥**
**वाससयसहस्सं पुण, चुलसीइगुणं हवेज्ज पुव्वंगं। पुव्वंगसयसहस्सं, चुलसीइगुणं भवे पुव्वं ॥११२॥**

गाथार्थः—પંદર અહોરાત્રનો ૧ પક્ષ (પખવાડીઉ), બે પક્ષનો ૧ માસ છે, બે માસનું નામ ઋતુ છે, અને ત્રણ ઋતુનું ૧ અયન થાય છે. ॥૧૧૦॥

બે અયનનું ૧ વર્ષ, અને ત્યાંથી દસગુણ વધતાં વધતાં અનુક્રમે આ સંખ્યા (કાળભેદ) થાય છે, દસ સો વર્ષ તે ૧૦૦૦ (એક હજાર વર્ષ), તેથી દસગુણા ૧૦૦૦૦ (દશ હજાર) વર્ષ, તેથી દશગુણા તે લક્ષ વર્ષ, ॥૧૧૧॥

તે લાખ વર્ષને વળી ચોર્યાસીગુણા કરતાં (૮૪ લાખ વર્ષનું) ૧ પૂર્વાંગ, અને તેવા ચોર્યાસી લાખગુણાં પૂર્વાંગનું પૂર્વ વર્ષ થાય છે. ॥૧૧૨॥

भावार्थः—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે-લાખથી દસગુણ દશ લાખ, તેથી દશ ગુણ ક્રોડ તેથી દસગુણા દસક્રોડ ઇત્યાદિ ગણત્રી છે, પરન્તુ તે અંકસંખ્યા જાણવા માટે છે, અહિં તો કાળપ્રમાણનો અધિકાર હોવાથી દસલાખ ક્રોડ દશક્રોડ ઈત્યાદિ સંખ્યાપ્રમાણ ન ગણતાં ૮૪ લાખ વર્ષનું પૂર્વાંગ કહ્યું છે, ને પૂર્વાંગને પૂર્વાંગે ગુણતાં [ ૮૪૦૦૦૦૦×૮૪૦૦૦૦૦=૭૦૫૬૦૦૦,૦૦૦૦૦૦૦ ] સિત્તેર લાખ છપ્પનહજાર ક્રોડ વર્ષ થાય છે. કાળની આ ગણત્રી જીવોનાં આયુષ્ય માપવાના ઉપયોગમાં આવે છે,

જેમ શ્રી ઋષભદેવનું આયુષ્ય ૮૪૦૦૦૦૦ પૂર્વ [ ચોર્યાસીલાખ પૂર્વનું ], સંખ્યાતવર્ષી જીવોનું આયુષ્ય ક્રોડ પૂર્વ વર્ષનું [ ૧૦૦૦૦૦૦૦ પૂર્વનું ] હોય છે. ઇત્યાદિ ॥૧૧૦-૧૧૧-૧૧૨॥

અવતરણઃ—પૂર્વ ગાથામાં પૂર્વ સુધીનું પ્રમાણ કહ્યું, તો તે એક પૂર્વનાં કેટલાં વર્ષ થાય? તે આ ગાથાથી કહેવાય છે—

**पुव्वस्स उ परिमाणं, सयरिं खलु होंति कोडिलक्खाओ। छप्पन्नं च सहस्सा, बोद्धव्वा वासकोडीणं ॥**

ગાથાર્થ—પૂર્વમાં વર્ષનું પ્રમાણ સિત્તેર લાખ અને છપ્પનહજાર ક્રોડ વર્ષ જાણવાં. ॥૧૧૩॥

ભાવાર્થઃ—૮૪ લાખને ૮૪ લાખે ગુણતાં ૭૦૫૬૦૦૦ ક્રોડ વર્ષ આવે છે તેટલા વર્ષનું ૧ પૂર્વ જાણવું, અથવા પૂર્વાંગને પૂર્વાંગે ગુણતાં પણ એજ પ્રમાણે આવે. ॥૧૧૩॥

અવતરણઃ—પૂર્વથી ઉપર પણ કાળની ગણત્રી છે તે આ બે ગાથામાં કહે છે—

**पुव्वंगं पुव्वंपि य, नउयंगं चेव होइ नउयं च। नलिणंगं नलिणं पि य, महानलिणंगं महानलिणं ॥११४॥**

**पउमं कमलं कुमुयं, तुडियमडडमवव हूहुयं चेव। अउयंग अउय पउयं, तह सीसपहेलिया चेव ॥११५॥**

ગાથાર્થઃ—પૂર્વાંગ-પૂર્વ-નયુતાંગ-નયુત-નલિનાંગ-નલિન-મહાનલિનાંગ-મહાનલિન-પદ્માંગ-પદ્મ-કમલાંગ-કમલ-કુમુદાંગ-કુમુદ-ત્રુટિતાંગ-ત્રુટિત-અડડાંગ-અડડ-અવવાંગ-અવવ-હુહુકાંગ-હુહુક-અયુતાંગ-અયુત-પ્રયુતાંગ-પ્રયુત-શીર્ષપ્રહેલિકાંગ-શીર્ષપ્રહેલિકા એ કાળની ગણત્રીનાં નામ છે. ॥૧૧૪-૧૧૫॥

ભાવાર્થઃ—પૂર્વાંગ અને પૂર્વની સંખ્યા તો પ્રથમ કહી છે, અને તેથી આગળની ગણત્રી આ પ્રમાણે-પૂર્વને ૮૪ લાખે ગુણતાં

૧ નયુતાંગ આવે, તેને પુનઃ ૮૪ લાખે ગુણતાં ૧ નયુત થાય, નયુતને ૮૪ લાખે ગુણતાં નલિનાંગ થાય, નલિનાંગને ચોરાસી લાખે ગુણતાં નલિન થાય, નલિનને ચોરાસી લાખે ગુણતાં મહાનલિનાંગ થાય, ને મહાનલિનાંગને ચોરાસી લાખે ગુણતાં મહાનલિન થાય. એ પ્રમાણ પદ્મ ઇત્યાદિ સંખ્યા પણ પદ્માંગ ને પદ્મ એ રીતે બે બે જાણવી, ગાથામાં પદ્મથી હુહુક સુધીની સંખ્યામાં અંગ પદવાળું નામ જોકે નથી કહ્યું, તોપણ એ દરેક નામો અંગપદ સહિત બે બે જાણવાં. તથા પ્રયુત અને શીર્ષપ્રહેલિકા પદો પણ અંગ સહિત બે બે નામવાળાં જાણવાં, જેથી સર્વ નામો પૂર્વાંગથી પ્રારંભીને શીર્ષપ્રહેલિકા સુધીમાં ૨૮ જાણવાં, ત્યાં શીર્ષપ્રહેલિકાનો છેલ્લો અંક ૧૯૪ આંકડાનો થાય છે તે આ પ્રમાણે-[ ૭૫૮૨૬૩૨૫૩૦૭૩૦૧૦૨૪૧૧૫૭૯૭૩૫૬૯૯૭૫૬૯૬૪૦૬૨૧૮-૯૬૬૮૪૮૦૮૦૧૮૩૨૯૬૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ ૦૦૦૦૦૦૦૦૦-૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ એ પ્રમાણે ૫૪ આંક ને ૧૪૦ શૂન્ય મળી ૧૯૪ આંકડાની સંખ્યા તે શીર્ષપ્રહેલિકા કહેવાય છે, અહિં ક્વચિત્ ક્વચિત શાસ્ત્રોમાં નામનો વા ક્રમનો તફાવત પણ આવે છે તેથી સંમોહ ન કરવો. ॥૧૧૪-૧૧૫॥

**અવતરણઃ**—શીર્ષપ્રહેલિકાના અંકથી આગળ-ઉપર કઈ સંખ્યા ગણવી છે? તે કહે છે—

**एवं एसो कालो, वासच्छेएण संखमुवयाइ। तेण परमसंखेज्जो, कालो उवमाए नायव्वो ॥११६॥**

**ગાથાર્થઃ**—એ પ્રમાણે આ કાળ વિભાગ પ્રમાણ વર્ષ છેદવડે (વર્ષવિભાગ વડે અથવા વર્ષની ગણત્રીથી) સંખ્યાત કાળ કહેવાય છે, અને ત્યાંથી આગળ-ઉપર અસંખ્યાત કાળ તે પલ્યની ઉપમાવડે જાણવો. ॥૧૧૬॥

**ભાવાર્થઃ**—એ પ્રમાણે ૧૦ વર્ષથી શીર્ષપ્રહેલિકા સુધીના વર્ષ સંખ્યાવાળા કાળભેદો [ ૧૦ વર્ષ ૧૦૦ વર્ષ ૧૦૦૦ વર્ષ

ઇત્યાદિ કાળભેદ ] સંખ્યાત કાળમાં ગણાય, અને તે ઉપરાન્તનો કાળ અસંખ્યકાળ કહેવાય છે, અને તે પલ્યની ( કુવામાં રોમખંડ ભરીને બહાર કાઢવાના) દૃષ્ટાન્ત વડે સમજી શકાય છે. ॥૧૧૬॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં કરેલી સૂચના પ્રમાણે હવે પલ્યની ઉપમાવાળા કાળનું પ્રતિપાદન કરાય છે, ત્યાં પ્રથમ ઉપમા-કાળના પ્રતિભેદ કહેવાય છે—

કાળના વિભાગોનું સ્વરૂપ

**पलिओवमं च तिविहं, उद्धारद्धं च खेत्तपलियं च। एक्केक्कं पुण दुविहं, बायरसुहुमं च नायव्वं ॥११७॥**

**गाथार्थः**—પલ્યોપમ કાળ ત્રણ પ્રકારનો છે. ૧ ઉદ્ધાર પલ્યોપમ, ૨ અદ્ધા પલ્યોપમ, ૩ ક્ષેત્રપલ્યોપમ. તે દરેક પુનઃ બાદર અને સૂક્ષ્મ એમ બે બે પ્રકારે જાણવો. ॥૧૧૭॥

**भावार्थः**—પલ્ય એટલે ધાન્ય ભરવાનો વાંસની ચીપોનો કોઠો, તેમાં રોમખંડ ભરી બહાર કાઢવાની ઉપમા વડે ઓળખાતો કાળ તે પલ્યોપમ મૂળભેદથી અથવા ઉપયોગી ભેદથી ત્રણ પ્રકારનો છે, અને પ્રતિભેદથી ૬ પ્રકારનો છે તે આ પ્રમાણે—

| | | |
|---|---|---|
| १ बादर उद्धार पल्यो० | ३ बादर अद्धा पल्यो० | ५ बादर क्षेत्र पल्यो० |
| २ सूक्ष्म उद्धार पल्यो० | ४ सूक्ष्म अद्धा पल्यो० | ६ सूक्ष्म क्षेत्र पल्यो० |

આગળ કહેવાશે તે રીતે પલ્યમાં ભરેલા વાલાગ્રોવડે દ્વીપસમુદ્રનું उद्धरण–અપહાર જે પલ્યોપમથી થાય તે પલ્યોપમનું નામ उद्धार पल्योपम. જે પલ્યોપમ વડે अद्धा=કાળનું એટલે જીવોના આયુષનું તથા ઉત્સર્પિણી અવસર્પિણી આદિનું પ્રમાણ કરાય તે अद्धा पल्योपम. તથા જે પલ્યોપમમાં क्षेत्र=આકાશ પ્રદેશોનો અપહાર કરાય છે તે क्षेत्र पल्योपम. એ દરેકની બાદર સૂક્ષ્મતા આગળ દર્શાવાશે. ॥૧૧૭॥

अवतरणः—આ ગાથામાં પલ્યનું સ્વરૂપ દર્શાવાય છે—

**जं जोयणविच्छिण्णं, तं तिउणं परिरएण सविसेसं। तं चेव य उव्विद्धं, पल्लं पलिओवमं नाम ॥११८॥**

गाथार्थः—જે પલ્ય-કૂવો ૧ યોજન વિસ્તારવાળો હોય, અને તે કૂવો પરિધિવડે ત્રિગુણથી કંઇક વિશેષ-અધિક હોય, તેમજ તેટલોજ (૧ યોજનજ) ઉંડો હોય તેવા પલ્યનું નામ પલ્ય કહેવાય, અને (તેની ઉપમાવાળો કાળ તે) પલ્યોપમ કહેવાય. ॥૧૧૮॥

भावार्थः—જે કુવો ઉત્સેધાંગુલ પ્રમાણથી ૧ યોજન લાંબો ૧ યોજન પહોળો ૧ યોજન ઉંડો સમવૃત્ત-ઘનવૃત્ત હોય, અને તે પરિધિથી-વ્યાસથી (વિસ્તારથી) ત્રણ ગુણો અધિક હોય છે [ યોજન ને એક યોજનનો ૬ ઠ્ઠો ભાગ કિંચિત્ ન્યૂન એટલો હોય છે). ॥૧૧૮॥

अवतरणः—એ ઘનવૃત્ત પલ્યને જે પ્રકારના રોમખંડથી ભરવામાં આવે છે તે પ્રકાર કહે છે—

**एगाहिय बेहिय तेहियाण उक्कोस सत्तरत्ताणं। सम्मट्ठं संनिचियं, भरियं वालग्गकोडीणं ॥११९॥**

गाथार्थः—એક દિવસના ઉગેલા બે દિવસના ત્રણ દિવસના યાવત્ સાત દિવસના ઉગેલા વાલાગ્ર કોટિઓથી ઠેઠ સુધી અને ખીચોખીચ ભરેલો એવો તે પલ્ય જાણવો. ॥૧૧૯॥

भावार्थः—શીર્ષ મુંડાવ્યા બાદ એક દિવસમાં અથવા યાવત્ ૭ દિવસમાં ઉગેલા વાલાગ્ર કોટિઓ વડે કૂવો ભરવો, ત્યાં અગ્રકોટિ એટલે અતિસૂક્ષ્મ એ અર્થ પ્રમાણે કૂવામાં ભરવાના વાળખંડ અતિ સૂક્ષ્મ હોવાથી એ દરેક રોમખંડનું નામ અહિં "વાલાગ્રકોટિ" કહેલ છે. એવી વાલાગ્રકોટિઓ વડે ઘનવૃત્ત પલ્યને એવી રીતે સંપૂર્ણ સજ્જડ અને ગાઢ ભરવો કે કૂવા ઉપરથી

ચક્રવર્તિનું સૈન્ય ચાલ્યું જાય તોપણ સહેજે દબાણુ ન થાય, વર્ષાદ વરસે તોપણુ જળ અંદર ન સંચરે, અગ્નિ સળગાવે તોપણુ વાળને બાળી શકે નહિં એવી રીતે રોમખંડથી ભરેલો જે કૂવો તેજ અહિં પલ્ય અથવા પલ્યોપમ કહેવાય છે. ॥૧૧૯॥

અવતરણઃ—પૂર્વ ગાથામાં કહ્યા પ્રમાણે રોમખંડ ભરીને ત્યારપછી શું કરવું ? તે કહે છે—

**तत्तो समए समए, एक्केक्के अवहियम्मि जो कालो। संखेज्जा खलु समया, बायरउद्धारपल्लंमि ॥१२०॥**

ગાથાર્થઃ—ત્યાર બાદ સમયે સમયે એકેક વાલાગ્ર અપહરતાં જેટલો કાળ થાય તેટલો કાળ बादरउद्धार पल्योपमनो જાણવો, ને તે સંખ્યાતાજ સમય થાય છે. ॥૧૨૦॥

ભાવાર્થઃ—પૂર્વોક્ત ઘનવૃત્ત કુવામાં ભરેલા વાલાગ્રોમાંથી પ્રતિસમય એકેક વાલાગ્ર બહાર કાઢીએ તો સંખ્યાતાજ સમય થાય, કારણુ કે ખીચોખીચ ભરેલા વાલાગ્રો એ કુવામાં સંખ્યાતાજ સમાયા છે, પણુ અસંખ્યાત સમાયા નથી.

પ્રશ્નઃ—એવડા મોટા જોજન જેવડા કુવામાં એવા બારીક રોમખંડ સંખ્યાતાજ કેમ સમાય ? અને જો સંખ્યાતાજ સમાય તો શીર્ષપ્રહેલિકાની અંદરના અંક જેટલાજ સમાય ? કે એથી અધિક સમાય ?

ઉત્તરઃ—ઘનવૃત્ત કુવાને બદલે પ્રથમ એક યોજનનો ઘનસમચોરસ કુવો ભરવો. તેમાં એક અંગુલમાં વીસ લાખ સત્તાણુ હજાર એકસો વીસ રોમખંડ ક્ષેત્રસમાસમાં કહ્યા પ્રમાણે સમાય, તેને ૨૪ ગુણા કરતાં ૧ હાથ દીર્ઘશ્રેણિમાં સમાય, તેને ૨૦૦૦ ગુણા કરતાં ૧ ગાઉ દીર્ઘશ્રેણિમાં સમાય, અને તેથી ૪ ગુણા રોમ ૧ યોજન દીર્ઘશ્રેણિમાં સમાય, એ રીતે ૧ શ્રેણિ પૂર્ણ થઈ, ત્યારબાદ એ શ્રેણિમાં સમાયલા રોમનો વર્ગ કરીએ તેટલા રોમ ૧ યોજનના સમચોરસ પ્રતરમાં સમાયા, અને પ્રતરમાં સમાયલા રોમનો વર્ગ કરીએ તેટલા રોમ સંપૂર્ણ કુવામાં અગ્રભાગ સુધી સમાય, અને કુવો રોમથી ભરાઈ–પૂરાઈ જાય, એ રીતે ગુણા-



पल्योप[illegible] सागरोप[illegible] नुं स्वरू[illegible]

કારોથી અને વર્ગથી ગુણી શકાય એટલાજ રોમખંડ સંપૂર્ણ કુવામાં સમાતા હોવાથી સમયે સમયે એકેક બહાર કાઢતાં સમય પણ સંખ્યાતજ થાય, અને સંખ્યાત માત્ર સમય થવાથી એક પલકારામાં-નિમેષમાત્રમાં અસંખ્ય કુવા ખાલી થઈ જાય, જેથી ચક્ષુના પલકારાથી પણ અસંખ્યાતમા ભાગ જેટલો એ અલ્પ કાળ બાદરઉદ્ધાર પલ્યોપમ કહેવાય, એમાં રોમખંડ જો કે બારીક છે તોપણ સૂક્ષ્મ ઉદ્ધાર માટે જેવા સૂક્ષ્મ કરવાના છે તેની અપેક્ષાએ આ રોમખંડ અસંખ્યાતગુણ મોટા છે, માટે બાદર પલ્યોપમ ગણાય. અને તે સંખ્યા શીર્ષ પ્રહેલિકાથી કમ હોય છે. ॥૧૨૦॥

અવતરણઃ—પૂર્વ ગાથામાં બાદર ઉદ્ધાર પલ્યોપમનું સ્વરૂપ કહીને હવે આ ગાથામાં સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ કેવી રીતે થાય ? તે કહે છે—

**एक्केक्कमओ लोमं, कट्टुमसंखेज्जखंडमद्दिस्सं। समछेयाणंतपएसियाण पल्लं भरेज्जाहि ॥१२१॥**

ગાથાર્થઃ—તે વાર પછી એકેક રોમખંડના અસંખ્યાત અસંખ્યાત અદૃશ્ય ખંડ ( સૂક્ષ્મ કકડા ) કરીને તે સમછેદી ( દરેક સરખા ) અનન્તપ્રદેશી સ્કંધોનો-સ્કંધોથી કૂવો ભરવો ( અર્થાત્ કુવામાં પ્રથમ ભરેલા દરેક વાળના અસંખ્યાતમા ભાગ જેવડા સરખા કકડાઓથી ઘનવૃત્ત કૂવો ભરવો ) ॥૧૨૧॥

ભાવાર્થઃ—સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ પ્રમાણ માટે બાદર ઉદ્ધાર પલ્યમાં જેવા રોમખંડ ભર્યા હતા તે દરેકના અસંખ્ય અસંખ્ય ભાગ કરવાથી તે દરેક સૂક્ષ્મ રોમખંડનું પ્રમાણ બાદર પર્યાપ્ત પૃથ્વીકાયના શરીર જેવડું થાય છે એમ પૂર્વાચાર્યો કહે છે, અને તે દરેક ખંડ અનન્ત અનન્ત પ્રદેશનો સ્કંધ છે, જેથી પહેલી વખતે કુવામાં સંખ્યાત ખંડ સમાયા હતા તેને બદલે હવે આ વખતે કુવામાં અસંખ્યાત રોમખંડ સમાય છે. ॥૧૨૧॥

पल्योपम सागरोपम-नुं स्वरुप

અવતરણઃ—એ રીતે ઘનવૃત્ત પલ્યમાં અસંખ્ય રોમખંડ ભરીને શું કરવું ? તે કહે છે—

**तत्तो समए समए, एक्केक्के अवहियम्मि जो कालो । संखिज्जवासकोडी, सुहुमे उद्धारपल्लम्मि ॥१२२॥**

ગાથાર્થઃ—ત્યારબાદ સમયે સમયે એકેક વાલાગ્ર અપહરતાં જેટલો કાળ થાય તેટલો એટલે સંખ્યાત ક્રોડવર્ષ જેટલો કાળ સૂક્ષ્મ ઉદ્ધારપલ્યમાં (સૂ૦ઉ૦ પલ્યનો) થાય છે. ॥૧૨૨॥

ભાવાર્થઃ—એવા સૂક્ષ્મખંડના ભરેલા કુવામાંથી સમયે સમયે એક એક સૂક્ષ્મખંડને બહાર કાઢતાં લગભગ લાખો ગમે વર્ષ જેટલા અસંખ્યાત સમય લાગે છે, (જ્યારે પ્રથમ તો સંપૂર્ણ કુવો ખાલી કરતાં પણ સંખ્યાત સમયજ થતા હતા) કેમકે તેમાં સંખ્યાત બાદરખંડ હતા હવે તે દરેકના અસંખ્ય અસંખ્ય ખંડ કલ્પ્યા, તેમાંનાં એક એક સૂક્ષ્મખંડને સમયે સમયે બહાર કાઢતાં સંખ્યાત ક્રોડવર્ષ થાય છે.) ॥૧૨૨॥

અવતરણઃ—પૂર્વોક્ત બાદર સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમથી બાદર અને સૂક્ષ્મ ઉદ્ધાર સાગરોપમ પણ થાય છે, તે આ ગાથામાં દર્શાવાય છે—

**एएसिं पल्लाणं, कोडाकोडी हवेज्ज दसगुणिया । तं सागरोवमस्स उ, एक्कस्स भवे परीमाणं ॥१२३॥**

ગાથાર્થઃ—એ બન્ને ઉદ્ધાર પલ્યોપમની દસગુણી કોડાકોડી તે દરેક (બન્ને) ઉદ્ધાર સાગરોપમનું પ્રમાણ થાય છે [અર્થાત્ ૧૦ કો૦કો૦ પલ્યો૦નો ૧ સાગરોપમ થાય]. ॥૧૨૩॥

ભાવાર્થઃ—બાદરઉદ્ધાર અને સૂક્ષ્મઉદ્ધાર એ બન્ને ભેદોમાં દસ કોડાકોડી પલ્યોપમનો એક સાગરોપમ થાય છે, જેથી ૧૦ કોડાકોડી બાદરઉદ્ધાર પલ્યોપમનો ૧ બાદરઉદ્ધાર સાગરોપમ, અને ૧૦ કોડાકોડી સૂ૦ઉદ્ધાર પલ્યો૦નો ૧ સૂ૦ઉદ્ધાર સાગરોપમ

થાય છે. આ૯ સાગર=સમુદ્રના ઉપમ=ઉપમા—દ્રષ્ટાન્તવડે મપાતો કાળ તે સાગરોપમ. ॥૧૨૩॥

**अवतरणः**—બાદર અને સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ અથવા સાગરોપમનું કાળ પ્રમાણુ દર્શાવીને હવે એ કાળપ્રમાણુથી કઇ વસ્તુ મપાય છે તે આ ગાથામાં દર્શાવે છે—

**जावइयो उद्धारो, अड्ढाइज्जाण सागराण भवे। तावइया खलु लोए, हवंति दीवा समुद्दा य ॥१२४॥**

**गाथार्थः**—અઢી ઉદ્ધાર સાગરોપમનો (સૂ૦ઉ૦સા૦નો) જેટલો કાળ થાય તેટલાજ દ્વીપસમુદ્રો આ લોકને વિષે છે. ॥૧૨૪॥

**भावार्थः**—અઢી સૂક્ષ્મઉદ્ધાર સાગરોપમને માટે જેટલો વાલાગ્રરાશિ (જેટલા રોમખંડ) થાય, અથવા ૨॥ સૂ૦ ઉ૦ સા૦ના જેટલા સમય થાય તેટલા દ્વીપસમુદ્રો છે. અથવા સૂ૦ઉદ્ધાર ૨૫ કો૦કો૦ પલ્યોપમના જેટલા સમય તેટલા દ્વીપ[1]સમુદ્રો છે. એ રીતે સૂ૦ઉદ્ધાર પલ્યોપમ વા સાગરોપમનું પ્રમાણુ દ્વીપસમુદ્રોની સંખ્યા જાણુવામાં ઉપયોગી થાય છે, પરન્તુ બાદર ઉ૦ પલ્યો૦ વા સાગરોપમ કોઇપણુ વસ્તુનું પ્રમાણુ જાણુવામાં ઉપયોગી નથી. બાદરનું પ્રમાણુ તો સૂક્ષ્મનું પ્રમાણુ સહજે સમજી શકાય તે કારણુથીજ કહ્યું છે, અને એ રીતે આગળ કહેવાતાં સર્વે બાદર પ્રમાણો કેવળ સૂક્ષ્મ પ્રમાણુ સમજવાની સુગમતા માટેજ કહેલા છે, બીજો કંઈ ઉપયોગ નથી. ॥૧૨૪॥

**अवतरणः**—આ ગાથામાં बादर अद्धा पल्योपमનું પ્રમાણુ કહે છે—

**वाससए वाससए, एक्केक्के बायरे अवहियम्मि। बायरअद्धापल्ले, संखेज्जा वासकोडीओ ॥१२५॥**

---

૧ અહિં દ્વીપ સમુદ્રોનું ભિન્ન પ્રમાણુ ન વિચારવું, પરન્તુ એકત્ર પ્રમાણુ એટલું જાણુવું. કોઈ પણુ ગ્રંથોમાં એટલા દ્વીપ છે, અને એટલા સમુદ્ર છે, એમ કહેલું દેખાતું નથી. માટે બન્નેનું ભેગું પ્રમાણુ (૨॥ સૂ૦ઉ૦સા૦ના સમયો જેટલું) જાણુવું.

પલ્યોપમ સાગરોપમ-નું સ્વરૂપ

ગાથાર્થઃ—દર સો સો વર્ષે એકેક બાદર રોમખંડ આહરતાં-બહાર કાઢતાં જેટલો કાળ થાય તેટલો બાદરઅદ્ધા પલ્યોપમનો કાળ કહેવાય, અને તે સંખ્યાત ક્રોડવર્ષ પ્રમાણ છે. ॥૧૩૫॥

ભાવાર્થઃ—ઉદ્ધાર પલ્યો૦ના પ્રમાણ માટે એકેક બાદર વાલાગ્ર સમયે સમયે કાઢવામાં આવતો હતો તેને બદલે અદ્ધા પલ્યો૦ના પ્રમાણ માટે એજ એકેક બાદર વાલાગ્રને સો સો વર્ષે કાઢવાનો હોય છે, અને એ પ્રમાણે સંપૂર્ણ કુવો ખાલી થતાં સંખ્યાત ક્રોડ વર્ષો વ્યતીત થાય છે. ॥૧૨૫॥

અવતરણઃ—આ ગાથામાં सूक्ष्मअद्धा पल्योपमनुं પ્રમાણ કહે છે—

**वाससए वाससए, एक्केक्के अवहियम्मि सुहुमम्मि । सुहुमे अद्धापल्ले, हवंति वासा असंखेज्जा ॥१२६॥**

ગાથાર્થ—દર સો સો વર્ષે સૂક્ષ્મ વાલાગ્રને અપહરતાં સૂક્ષ્મઅદ્ધા પલ્યોપમ થાય છે, અને તે કુવો ખાલી થતાં અસંખ્યાત વર્ષો થાય છે. ॥૧૨૬॥

ભાવાર્થઃ—બાદરઅદ્ધા પલ્યોપમના પ્રમાણ માટે બાદર વાલાગ્ર કાઢવામાં આવ્યા હતા તેને બદલે અહિં દરેક રોમખંડના અસંખ્યાત સૂક્ષ્મખંડ કરીને કુવો ભરીને દર સો સો વર્ષે એકેક સૂક્ષ્મ રોમખંડ કાઢતાં તે ઘનવૃત્ત કુવો અસંખ્યાત વર્ષે એટલે અસંખ્યાત ક્રોડવર્ષે ખાલી થાય છે, માટે એટલો કાળ તે સૂ૦અદ્ધા પલ્યોપમનો કહેવાય. ॥૧૨૬॥

અવતરણઃ—એ પ્રમાણે બાદર અદ્ધા અને સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમનું પ્રમાણ કહીને હવે એ બન્ને પ્રકારના સાગરોપમનું પ્રમાણ કહે છે.

**एएसिं पल्लाणं, कोडाकोडी हवेज्ज दसगुणिया । तं सागरोवमस्स उ, परिमाणं हवइ एक्कस्स ॥१२७॥**

**ગાથાર્થઃ**—એ બાદર અને સૂક્ષ્મઅદ્ધા પલ્યોપમોની દસગુણી કોડાકોડી થાય ત્યારે એક સાગરોપમનું પ્રમાણ થાય [અર્થાત્ ૧૦ કો૦કો૦ અદ્ધા પલ્યોપમે ૧ અદ્ધા સાગરો૦ થાય છે.] ॥૧૨૭॥

**ભાવાર્થઃ**—૧૦ કોડાકોડી બાદરઅદ્ધા પલ્યોપમનો ૧ બાદરઅદ્ધા સાગરોપમ, અને ૧૦ કોડાકોડી સૂક્ષ્મઅદ્ધા પલ્યો૦નો સૂ૦ અદ્ધા સાગરોપમ હોય છે. ॥૧૨૭॥

**અવતરણઃ**—આ ગ્રંથમાં સમય આવલિકા ઈત્યાદિથી સાગરોપમ સુધીના જ કાળભેદ કહ્યા, અને સિદ્ધાન્તમાં તો સાગરોપમ અવસર્પિણી પુદ્ગલપરાવર્ત એ પણ ઉપરાન્તના કાળભેદો કહ્યા છે, અને તે કાળભેદો આ અદ્ધા સાગરોપમથીજ બને છે માટે આ અદ્ધા સાગરોપમના વર્ણન પ્રસંગે તે શેષ ભેદોનું પ્રમાણ પણ કહેવાય છે—

**दससागरोवमाणं पुण्णाओ हुंति कोडिकोडीओ । ओसप्पिणीपमाणं, तं चेवुस्सप्पिणीए वि ॥१२८॥**
**उस्सप्पिणी अणंता, पोग्गलपरियट्टओ मुणेयव्वो। तेऽणंतातीयद्धा, अणागयद्धा अणंतगुणा ॥१२९॥**

**ગાથાર્થઃ**—સંપૂર્ણ દસ કોડાકોડી સાગરોપમ તે ૧ અવસર્પિણીનું કાળપ્રમાણ છે, અને તેટલાજ કાળપ્રમાણની ૧ ઉત્સર્પિણી છે. તેવી અનન્ત ઉત્સર્પિણીઓ મળીને (ઉત્સ૦ અવસ૦ મળીને) ૧ પુદ્ગલપરાવર્ત જાણવો, તેવા અનન્ત પુદ્ગલપરા૦નો અતીત અદ્ધા-ભુતકાળ, અને અનાગતકાળ-ભવિષ્યકાળ તેથી પણ (ભૂતકાળથી) અનન્તગુણ છે. ॥૧૨૮-૧૨૯॥

**ભાવાર્થઃ**—૧૦ કોડાકોડી સૂક્ષ્મઅદ્ધા સાગરોપમની એક અવસર્પિણી અને એટલાજ પ્રમાણની એક ઉત્સર્પિણી થાય છે, એ અવસ૦ને ઉત્સ૦ ૬-૬ આરકવાળી છે, જેમાં સુષમસુષમ નામે પહેલો આરક ૪ કોડાકોડી સાગરોપમનો, બીજો સુષમ આરક ૩ કો૦કો૦ સા૦, ત્રીજો સુષમદુષમ આરક ૨ કો૦કો૦સા૦નો, ચોથો દુષમસુષમ આરો ૪૨૦૦૦ વર્ષ ન્યૂન ૧ કો૦કો૦ સાગરોપમનો,

પાંચમો દુઃષમ આરો ૨૧૦૦૦ વર્ષનો, છઠ્ઠો દુઃષમદુઃષમ આરો ૨૧૦૦૦ વર્ષનો છે. તથા ૧૦ કો૦કો૦સા૦ની ઉત્સર્પિણી ઉલટા ક્રમવાળી છે, જેથી પહેલો દુઃષમદુઃષમ આરક ૨૧૦૦૦ વર્ષનો, બીજો દુઃષમ આરક ૨૧૦૦૦ વર્ષનો, ત્રીજો દુઃષમસુષમ ૪૨૦૦૦ વર્ષ ન્યૂન ૧ કો૦કો૦સા૦નો, ચોથો સુષમદુષમ આરો ૨ કો૦કો૦સા૦, પાંચમો સુષમ આરો ૩ કો૦કો૦સા૦નો, અને છઠ્ઠો સુષમ-સુષમ આરો ૪ કો૦કો૦સા૦નો છે. એ રીતે ઉત્સર્પિણી ૧૦ કો૦કો૦સા૦ની ચઢતા આયુ બળ વર્ણ આદિ શુભભાવવાળી છે, અને અવસર્પિણી પ્રતિસમય હીન હીન આયુષ્ય વર્ણ બળ આદિ ભાવવાળી છે, જેનું વિશેષ સ્વરૂપ ગ્રન્થાન્તરથી જાણવું.

તથા અનન્ત ઉત્સ૦ અનંત અવસ૦ મળીને એટલા અનન્ત કાળવાળો ૧ પુદ્ગલપરાવર્ત કાળ થાય છે, તે દ્રવ્ય ક્ષેત્રકાળ અને ભાવથી ચાર પ્રકારનો છે, અને એ દરેક બાદર તથા સૂક્ષ્મ મળીને ૮ પ્રકારનો છે, જેનું સવિસ્તર સ્વરૂપ ગ્રન્થાન્તરથી જાણવું. એવા અનન્ત પુદ્ગલપરિવર્ત ભુતકાળમાં વ્યતીત થઈ ગયા માટે ભૂતકાળનું પ્રમાણ પુદ્ગલપરિવર્તથી અનન્તગુણ છે, અને ભવિષ્યકાળમાં હજી (ભૂતકાળે વ્યતીત થયેલ અનન્ત પરિવર્તોથી) પણ અનન્તગુણ પુદ્ગલપરિવર્તો વ્યતીત થશે, તે કારણથી ભૂત-કાળથી ભવિષ્યકાળ અનન્તગુણ છે. પુનઃ કેટલાક આચાર્યો કહે છે કે—"જેટલો ભૂતકાળ વીત્યો તેટલોજ ભવિષ્યકાળ સરખો વ્યતીત થવાનો છે માટે બન્ને કાળ સરખા પ્રમાણના છે." એ પણ એક અપેક્ષાવાદ છે, બેય વાત યથાર્થ સમજાય તેવી છે.

અહિં બાદરઅદ્ધા પલ્યોપમ સાગરોપમની પ્રરૂપણા કેવળ સૂક્ષ્મઅદ્ધા પલ્યો૦ સાગરો૦ને સમજવાની સુગમતા માટેજ કરી છે, પ્રયોજન કંઈજ નથી, પ્રયોજન તો કેવળ સૂક્ષ્મઅદ્ધા પલ્યોપમ અને સૂ૦અદ્ધા સાગરોપમનુંજ છે. ॥૧૨૮-૧૨૯॥

અવતરણઃ—સૂક્ષ્મઅદ્ધા પલ્યો૦ ને સૂ૦અદ્ધા સાગરોપમનું શું પ્રયોજન છે? તે કહે છે—

**सुहुमेण य अद्धासागरस्स माणेण सव्वजीवाणं। कम्मठिई कायट्ठिई भवठिई यावि नायव्वा ॥१३०॥**

ગાથાર્થઃ—સૂક્ષ્મઅદ્ધા સાગરોપમના (અને પલ્યોપમના) પ્રમાણવડે સર્વ જીવોની જે કર્મસ્થિતિ કાયસ્થિતિ અને ભવસ્થિતિ છે તે માપવા યોગ્ય જાણવી. ॥૧૩૦॥

ભાવાર્થઃ—સૂક્ષ્મઅદ્ધા પલ્યોપમવડે અને સૂક્ષ્મઅદ્ધા સાગરોપમવડે જીવોની કર્મસ્થિતિ મપાય છે, તે આ પ્રમાણેઃ–જ્ઞાનાવરણીય કર્મની ૩૦ કો૦કો૦ સાગરોપમ સ્થિતિ, દર્શનાવરણીય વેદનીય અને અન્તરાય કર્મની પણ જ્ઞાનાવરણીય જેટલીજ. મોહનીયકર્મની ૭૦ કોડાકોડી સાગરો૦, આયુષ્યની ૩૩ સાગરોપમ સ્થિતિ, નામકર્મ ગોત્રકર્મની ૨૦ કો૦કો૦ સાગરો૦ સ્થિતિ છે. એ ઉત્કૃષ્ટ કર્મ સ્થિતિઓમાં જે સાગરોપમ કહ્યા છે તે સર્વ સૂક્ષ્મઅદ્ધા સાગરોપમ જાણવા. તથા સ્વકાયમાં ને સ્વકાયમાંજ અનેક ભવ કરવાના કાળનું પ્રમાણ તે કાયસ્થિતિ, ત્યાં પૃથ્વીકાયાદિ ૪ સ્થાવરો સ્વકાયમાં અસંખ્યાત ઉત્સ૦ અવસ૦ સુધી અસંખ્યાત ભવ કરે, વનસ્પતિ (સાધારણ વન૦) વનસ્પતિમાં અનંતાકાળ સુધી અનન્ત ભવ કરે. ત્રસકાય ત્રસકાયમાં ૨૦૦૦ (બે હજાર) સાગરોપમ સુધી ઉત્પન્ન થાય, ઈત્યાદિ સવિસ્તર કાયસ્થિતિ ગ્રન્થાન્તરથી જાણવી. તથા ભવ એટલે વિવક્ષિત જન્મના એકજ ભવની સ્થિતિ તે ભવસ્થિતિ એટલે આયુષ્ય. ત્યાં નારકની ભવસ્થિતિ ૩૩ સાગરોપમ, દેવની પણ એજ, તિર્યંચની ૩ પલ્યોપમ, મનુષ્યની પણ ૩ પલ્યોપમ ઈત્યાદિ. એ રીતે સૂક્ષ્મઅદ્ધા સાગરોપમનું પ્રયોજન કહ્યું. ॥૧૩૦॥

અવતરણઃ—એ પ્રમાણે અદ્ધા પલ્યો૦ સાગરો૦ કહીને હવે ક્ષેત્રપલ્યો૦ સાગરો૦નું સ્વરૂપ તથા તેના બાદર સૂક્ષ્મભેદ આ ગાથામાં કહે છે—

**बायरसुहुमागासे, खेत्तपएसाण समयमवहारे। बायरसुहुमं खेत्तं, उस्सप्पिणीओ असंखेज्जा ॥१३१॥**

ગાથાર્થઃ—બાદર અને સૂક્ષ્મ રોમખંડથી ભરેલા કુવામાં તે રોમખંડોવડે કુવાનું જે આકાશ [ઘનવૃત્ત યોજન જેટલું] રોકાયલું

છે, તે આકાશપ્રદેશોમાંથી એકેક સમયે એકેક આકાશપ્રદેશ અપહરતાં જેટલો કાળ લાગે તેટલો કાળ બાદર અને સૂક્ષ્મ ક્ષેત્રપલ્યોપમ કહેવાય, અને તે અપહારમાં અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણીઓ વ્યતીત થાય. ॥૧૩૧॥

भावार्थः—બાદરઉદ્ધાર જેવા બાદરરોમખંડથી ભરેલા કુવામાં એકેક બાદરરોમખંડે જેટલું આકાશ રોકયું છે ને અંગુલના સંખ્યાતમા ભાગ જેટલું છે. અને તેવા દરેક અવગાહમાં અસંખ્ય અસંખ્ય આકાશપ્રદેશ છે, તે એક રોમખંડ વડે વ્યાપ્ત થયેલા અસંખ્ય આકાશપ્રદેશોમાંથી સમયે સમયે એકેક આકાશપ્રદેશ બહાર કાઢતાં અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી કાળ થાય છે, તો સર્વ સંખ્યાત રોમખંડ વ્યાપી આકાશપ્રદેશોને બહાર કાઢતાં તેથી પણ સંખ્યાતગુણી અવસર્પિણી ઉત્સર્પિણીઓ થાય તેમાં શું આશ્ચર્ય! માટે એ બાદરરોમખંડ વ્યાપ્ત આકાશપ્રદેશોના અપહાર જેટલો અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી કાળ તે बादर क्षेत्रपल्योपम.

તથા સૂક્ષ્મઉદ્ધાર પલ્યમાં ભરેલા રોમખંડ જેવા સૂક્ષ્મ રોમખંડથી ભરેલા કુવામાં દરેક સૂક્ષ્મખંડે જે આકાશપ્રદેશો સ્પર્શ્યા છે તે તેટલાજ આકાશપ્રદેશોમાંથી એકેક પ્રદેશને એકેક સમયે અપહરતાં અસંખ્ય કાળ લાગે, જેથી સર્વ રોમખંડવ્યાપી પ્રદેશોને પ્રતિસમય અપહરતાં તેથી પણ અસંખ્યગુણ કાળ લાગે તે સ્વાભાવિક છે, અને તે અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી જેટલો છે, તફાવત એ કે બાદર ક્ષેત્રપલ્યનો જે અસંખ્યકાળ છે તેથી સૂક્ષ્મ ક્ષેત્રપલ્યનો કાળ અસંખ્યગુણ છે. इति सूक्ष्मक्षेत्रपल्योपम ॥

અથવા સૂક્ષ્મ રોમખંડવડે ભરેલા કુવામાંથી રોમખંડને સ્પર્શેલા અને નહિ સ્પર્શેલા આકાશપ્રદેશોને પ્રતિસમય બહાર કાઢતાં જે કાળ લાગે તેટલો કાળ સૂક્ષ્મ ક્ષેત્રપલ્યોપમ કહેવાય.

प्रश्नः—સૂક્ષ્મ રોમખંડોવડે ખીચોખીચ ભરેલા કુવામાં પણ શું એવા આકાશપ્રદેશો છે? કે જે રોમખંડોને ન સ્પર્શ્યા હોય! અને જેથી આ બીજો અર્થ પણ સંગત થતો હોય!

उत्तरः—રોમખંડને સ્પર્શેલા આકાશપ્રદેશોથી નહિં સ્પર્શેલા આકાશપ્રદેશો અસંખ્યગુણા છે. અને તેવા અસ્પૃષ્ટ આકાશપ્રદેશોથી બનતું ક્ષેત્રપલ્યોપમ પ્રથમ કહેલા સ્પૃષ્ટ આકાશપ્રદેશોથી બનેલા પલ્યોપમથી અસંખ્યાતગુણુ મોટું છે. આકાશપ્રદેશો રોમખંડથી અતિસૂક્ષ્મ છે માટે અસ્પૃષ્ટ હોય છે. ॥ इति सू०क्षेत्रपल्योपम द्वितीयोऽर्थः ॥

प्रश्नः—સૂ૦ક્ષેત્રપલ્યોપમના એ બીજા અર્થમાં જો સ્પૃષ્ટ અને અસ્પૃષ્ટ બન્ને પ્રકારના આકાશપ્રદેશો બહાર કાઢવાના છે તો કુવામાં રોમખંડ ભરવાનું શું પ્રયોજન? "કુવાના સર્વ આકાશપ્રદેશો બહાર કાઢતાં જે કાળ લાગે તેજ સૂ૦ ક્ષેત્રપલ્યોપમ" એમ કહેવામાં શું વિરોધ?

उत्तरः—રોમખંડને ન ભરે તો પહેલા પ્રકારવાળો ક્ષેત્રપલ્યોપમ બની શકતો નથી માટે રોમખંડોને કુવામાં ભરવાની જરૂર છે.

प्रश्नः—પહેલા પ્રકારના સૂ૦ પલ્યોપમની પ્રરૂપણા કરવાનીજ અહિં શું જરૂર છે? કેવળ બીજા પ્રકારવાળા સૂ૦ પલ્યોપમની પ્રરૂપણા કાયમ રાખીએ તો શું વિરોધ?

उत्तरः—બારમા દ્રષ્ટિવાદ અંગમાં દ્રવ્યપ્રમાણની પ્રરૂપણામાં કેટલાંક દ્રવ્યોનું પ્રમાણ સ્પૃષ્ટ આકાશપ્રદેશોવાળા ક્ષેત્રપલ્યોપમથી મપાય છે, ને કેટલાંક દ્ર૦યોનું પ્રમાણ સ્પૃષ્ટાસ્પૃષ્ટ આકાશપ્રદેશોવાળા ક્ષેત્રપલ્યોપમથી મપાય છે, જેથી પહેલા અર્થવાળા પલ્યોપમની પ્રરૂપણાની પણ જરૂર છે, અને તે અનુસારે બીજા અર્થવાળા પલ્યોપમમાં રોમખંડ ભરવાની પણ જરૂર છે. ॥ इति क्षेत्रपल्योपमस्वरूपम् ॥

अवतरणः—ક્ષેત્રપલ્યોપમથી બનતા ક્ષેત્રસાગરોપમનું પ્રમાણ કહેવાય છે—

**एएसिं पल्लाणं, कोडाकोडी हवेज्ज दसगुणिया। तं सागरोवमस्स उ, एकस्स भवे परीमाणं॥१३२॥**

पल्योपम सागरोपम-नुं स्वरूप

**ગાથાર્થ**—એવા ક્ષેત્ર પલ્યોપમની દસ ગણી કોડાકોડી ( અર્થાત્ ૧૦ કોડાકોડી ક્ષેત્ર પલ્યોપમ ) તે એક ક્ષેત્ર સાગરોપમનું પ્રમાણ છે. ॥૧૩૨॥

**ભાવાર્થઃ**—૧૦ કોડાકોડી બાદર ક્ષેત્ર પલ્યોપમનો ૧ બાદર ક્ષેત્ર સાગરોપમ અને ૧૦ કોડાકોડી સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમનો ૧ સૂક્ષ્મ ક્ષેત્ર સાગરોપમ, એમાં બાદર ક્ષેત્ર પલ્યોપમ ને સાગરોગમ તો સૂક્ષ્મને સુગમતાથી સમજવા માટે છે, પ્રાયઃ કંઈ ઉપયોગ નથી, ઉપયોગાં તો ઘણે સ્થળે સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યો૦ સાગરો૦ છે. ॥૧૩૨॥

**અવતરણઃ**—સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમને સાગરોપમ શું ઉપયોગના છે ? તે કહે છે—

**एएण खेत्तसागर–उवमाणेणं हवेज्ज नायव्वं। पुढवी दग अगणि मारुय हरियतसाणं च परिमाणं ॥१३३॥**

**ગાથાર્થઃ**—એ સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમ અને સાગરોપમની ઉપમાવડે પૃથ્વીકાય અપ્કાય અગ્નિકાય વાયુકાય વનસ્પતિકાય અને ત્રસજીવોનું પ્રમાણ થાય છે એમ જાણવું. ॥૧૩૩॥

**ભાવાર્થઃ**—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ કે-પૃથ્વીકાયાદિ કેટલાક જીવોનું પ્રમાણ ક્ષેત્ર પલ્યોપમ સાગરો૦થી જે રીતે મપાય છે તે કેટલુંક તો આ ગ્રંથમાંજ દર્શાવવામાં આવશે, અને શેષ પ્રમાણ તો દ્રષ્ટિવાદ નામના બારમા અંગમાં સવિસ્તર કહ્યું છે. ॥ इति तृतीयं कालप्रमाणम् सप्रभेदम् ॥१३३॥

**અવતરણઃ**—એ પ્રમાણે વિભાગપ્રમાણદ્વારમાં દ્રવ્યપ્રમાણ ક્ષેત્રપ્રમાણ અને કાળપ્રમાણ કહીને હવે ચોથું ભાવપ્રમાણ દર્શાવાય છે-

**गुणनोगुणनिप्फन्नं, गुणनिप्फन्नं तु वन्नमाईयं। नोगुणनिप्फन्नं पुण, संखाणं नो य संखाणं ॥१३४॥**

**ગાથાર્થઃ**—(ભાવપ્રમાણ બે પ્રકારનું છે) ગુણનિષ્પન્ન ભાવપ્રમાણ અને નોગુણનિષ્પન્ન ભાવપ્રમાણ. તેમાં ગુણનિષ્પન્ન ભાવપ્રમાણ તે વર્ણ આદિ, અને નોગુણનિષ્પન્ન ભાવપ્રમાણ તે સંખ્યાપ્રમાણ અને નોસંખ્યાપ્રમાણ ॥૧૩૪॥

**ભાવાર્થઃ**—વસ્તુનો જ્ઞાનાદિ અને વર્ણાદિ પરિણામ તે ભાવ, અને એ ભાવ સ્વતઃ પ્રમાણ (વસ્તુ સ્વરૂપ બોધક) હોવાથી ભાવ એજ પ્રમાણ તે ભાવપ્રમાણ, તે ગુણનિષ્પન્ન અને નોગુણનિષ્પન્ન એમ બે પ્રકારનું છે. તેમાં વર્ણ ગંધ રસ સ્પર્શને સંસ્થાન એ પાંચ ગુણરૂપ પ્રમાણ તે ગુણનિષ્પન્ન પ્રમાણ, અને સંખ્યાતાદિકનું પ્રમાણ તથા જ્ઞાનદર્શનાદિ ગુણોની ભેદસંખ્યા તે નોગુણનિષ્પન્ન પ્રમાણ. [અહિ જ્ઞાનદર્શનાદિ ગુણો છે, પરન્તુ તેની ભેદસંખ્યાની અપેક્ષાએ નોગુણ શબ્દ સંભવિત છે.] ॥૧૩૪॥

**અવતરણઃ**—આ ગાથામાં સંખ્યાપ્રમાણના ભેદ કહે છે—

**संखाणं पुण दुविहं, सुयसंखाणं च गणणसंखाणं। अक्खरपयमाईयं, कालियमुक्कालियं च सुयं ॥१३५॥**

**ગાથાર્થઃ**—પુનઃ સંખ્યા બે પ્રકારની છે, શ્રુતસંખ્યા અને ગણિતસંખ્યા, તેમાં અક્ષર પદ વિગેરે ભેદો તે શ્રુતસંખ્યા, તેમાં કાલિક ઉત્કાલિક એ શ્રુત છે [કે જેમાં અક્ષર પદ આદિ શ્રુતસંખ્યા છે]. ॥૧૩૫॥

**ભાવાર્થઃ**—શ્રુતસંખ્યા અનેક પ્રકારની છે. તે ક્રમશઃ આ પ્રમાણે—પર્યાયસંખ્યા–અક્ષરસંખ્યા–સંઘાતસંખ્યા–પદસંખ્યા–પાદસંખ્યા–ગાથાસંખ્યા–શ્લોકસંખ્યા–વેષ્ટકસંખ્યા–નિર્યુક્તિસંખ્યા–અનુયોગદ્વારસંખ્યા–ઉદ્દેશસંખ્યા–અધ્યયન સંખ્યા–શ્રુતસ્કંધસંખ્યા–અંગસંખ્યા. ત્યાં એકેક અક્ષરના પણ અનન્ત અનન્ત પર્યાય હોવાથી શ્રુતપર્યાય અનન્ત છે, "અ" "ક" આદિ અક્ષરો સંખ્યાત છે, ક્ક અથવા ક્વ ઇત્યાદિ અક્ષરના સંયોગ તે સંઘાત કહેવાય, તેવા સંઘાત (એટલે સંયુક્તાક્ષરો–જોડાક્ષર) સંખ્યાત છે, તથા ઘટ પટ

ઇત્યાદિ ( અનેક અક્ષર મળીને થયેલ ) પદ સંખ્યાત છે, ગાથામાં ચાર ચરણમાંનું એક ચરણ તે પાદ કહેવાય, તે સંખ્યાત છે. ગાથાઓ સંખ્યાત છે, શ્લોક સંખ્યાત છે, છંદ વિશેષ वेष्टक સંખ્યાત છે, નિક્ષેપ નિર્યુક્તિ, ઉપોદ્ઘાત નિર્યુક્તિ અને સૂત્રસ્પર્શી નિર્યુક્તિ એ ૩ પ્રકારની निर्युक्ति છે, વ્યાખ્યાનના ઉપાય રૂપ સત્પદ પ્રરૂપણાદિ અને ઉપક્રમ આદિ દ્વારા રૂપ अनुयोगद्वार સંખ્યાત છે, उद्देश, अध्ययन ને श्रुतस्कंध સંખ્યાત છે, આચારાંગ આદિ અંગશ્રુત સંખ્યાત ( ૧૨ ) છે. આ રીતે પર્યાયાદિ શ્રુતસંખ્યા કહી પરન્તુ શ્રુત કયું ? કે જેમાં એ પર્યાયાદિ સંખ્યા છે તે કહે છે—કાલિક ને ઉત્કાલિક એ બે પ્રકારનું શ્રુત છે. તેમાં આચારાંગ ઉત્તરાધ્યયનાદિ उत्कालिकश्रुत છે, અને દશવૈકાલિક આવશ્યકજી આદિ कालिकश्रुत છે. ચાર અકાળ વિના ચારે પ્રહર ભણાય તે ઉત્કાલિક અને રાતની તથા દિવસની પહેલી છેલ્લી પોરિસીમાં–પ્રહરમાં ભણાય પરન્તુ બીજા ત્રીજા ( મધ્યના બે ) પ્રહરમાં ન ભણાય તે કાલિક. ઉત્કાલિકમાં અંગશ્રુત કેવળ દૃષ્ટિવાદ ( બારમું અંગ ) એકજ છે, શેષ ૧૧ અંગ કાલિક છે. ॥ इति श्रुतसंख्या प्रमाणं ॥१३५॥

**अवतरणः**—આ ગાથામાં गणितसंख्या प्रमाण કહેવાય છે—

**संखेज्जमसंखेज्जं, अणंतयं चेव गणगसंखाणं। संखेज्जं पुण तिविहं, जहन्नयं मज्झिमुक्कोसं ॥१३६॥**

**गाथार्थः**—સંખ્યાત અસંખ્યાત અને અનન્ત એ ત્રણ પ્રકારની ગણિતસંખ્યા છે, તેમાં સંખ્યાત ત્રણ પ્રકારનું છે, જઘન્ય મધ્યમ ને ઉત્કૃષ્ટ. ॥૧૩૬॥

**भावार्थः**—ગાથાર્થવત્ સુગમ છે, વિશેષ ભાવાર્થ ગ્રંથકર્તા ગાથાથીજ કહેશે. ॥૧૩૬॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં સંખ્યાત ત્રણ પ્રકારનું કહીને હવે અસંખ્યાતના નવ ભેદ કહે છે—

**तिविहमसंखेज्जं पुण, परित्तजुत्तं असंखयासंखं । एक्केक्कं पुण तिविहं, जहण्णयं मज्झिमुक्कोसं ॥१३७॥**

**गाथार्थः**—પુનઃ અસંખ્યાત ત્રણ પ્રકારનું છે, પરિત્ત અસંખ્યાત, યુક્ત અસંખ્યાત અને અસંખ્ય અસંખ્યાત. પુનઃ એ પણ દરેક ત્રણ ત્રણ પ્રકારનું છે, જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ. એ પ્રમાણે નવ પ્રકારનું અસંખ્યાત છે. ॥૧૩૭॥

**भावार्थः**—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષાર્થ કહેવાશે. ॥૧૩૭॥

**अवतरणः**—આ ગાથામાં ૯ પ્રકારનું અનન્ત કહે છે—

**तिविहमणंतंपि तहा, परित्तजुत्तं अणंतयाणंतं । एक्केक्कंपि य तिविहं, जहण्णयं मज्झिमुक्कोसं ॥१३८॥**

**गाथार्थः**—અનન્ત પણ એ રીતે (અસંખ્યાત પ્રમાણે) ત્રણ પ્રકારનું છે, ૧ પરિત્ત અનન્ત, યુક્ત અનંત, અને અનંતાનંત. પુનઃ એ દરેક પણ જઘન્ય મધ્યમ ને ઉત્કૃષ્ટ એમ ત્રણ ત્રણ પ્રકારનું છે (જેથી અનંત ૯ પ્રકારનું છે). ॥૧૩૮॥

**भावार्थः**—ગાથાર્થવત્ સુગમ છે, વિશેષાર્થ આગળ કહેવાશે, અહિં વિશેષ એ છે કે અનન્ત જો કે સામાન્યથી ૯ પ્રકારનું કહ્યું છે, પરન્તુ ઉત્કૃષ્ટ અનંતાનંતરૂપ નવમો ભેદ શૂન્ય હોવાથી અનન્ત ૮ પ્રકારનું છે. ॥૧૩૮॥

**अवतरणः**—અસંખ્યાતના નવ ભેદની રીતે અનંતના પણ ૯ ભેદ છે, પરન્તુ આઠમા અનંત સુધીના અનંત સંખ્યાવાળા પદાર્થો વા ભાવો વિદ્યમાન છે, ને નવમા અનંત જેવડી મહાન્ સંખ્યાવાળો કોઈ પદાર્થ વા ભાવ વિદ્યમાન ન હોવાથી નવમું અનન્ત શૂન્ય છે, જેથી અનંત ૮ પ્રકારનુંજ છે એમ કહ્યું છે, એ રીતે ગણિતસંખ્યા ૨૦ વા ૨૧ પ્રકારની છે તેનો સંક્ષિપ્ત સંગ્રહ આ પ્રમાણે—

૧ જઘન્ય સંખ્યાત
૨ મધ્યમ સંખ્યાત
૩ ઉત્કૃષ્ટ સંખ્યાત
૪-૧ જઘન્ય પરિત્ત અસંખ્યાત
૫-૨ મધ્યમ પરિત્ત અસંખ્યાત
૬-૩ ઉત્કૃષ્ટ પરિત્ત અસંખ્યાત
૭-૪ જઘન્ય યુક્ત અસંખ્યાત
૮-૫ મધ્યમ યુક્ત અસંખ્યાત
૯-૬ ઉત્કૃષ્ટ યુક્ત અસંખ્યાત
૧૦-૭ જઘન્ય અસંખ્ય અસંખ્યાત
૧૧-૮ મધ્યમ અસંખ્ય અસંખ્યાત
૧૨-૯ ઉત્કૃષ્ટ અસંખ્ય અસંખ્યાત
૧૩-૧ જઘન્ય પરિત્ત અનન્ત
૧૪-૨ મધ્યમ પરિત્ત અનન્ત
૧૫-૩ ઉત્કૃષ્ટ પરિત્ત અનન્ત
૧૬-૪ જઘન્ય યુક્ત અનન્ત
૧૭-૫ મધ્યમ યુક્ત અનન્ત
૧૮-૬ ઉત્કૃષ્ટ યુક્ત અનન્ત
૧૯-૭ જઘન્ય અનન્તાનન્ત
૨૦-૮ મધ્યમ અનન્તાનન્ત
[૨૧-૯ ઉત્કૃષ્ટ અનન્તાનન્ત શૂન્ય]

એ પ્રમાણે ૩ પ્રકારનાં સંખ્યાત, ૯ પ્રકારનાં અસંખ્યાત, અને ૮ કે (૯) પ્રકારનાં અનન્ત મળી ગણિતસંખ્યા ૨૦ (વા ૨૧) પ્રકારની છે. ॥૧૩૮॥

**અવતરણઃ**—પૂર્વ ગાથાઓમાં સંખ્યાતાદિ ગણિતસંખ્યાના પ્રકાર સામાન્ય માત્ર નામ ગણત્રીથી કહીને હવે તે સંખ્યાપ્રકારનું પ્રમાણ જાણવાનો ઉપાય કહે છે—

**जंबुद्दीवो सरिसवपुण्णो ससलागपडिमहसलागाहिं । जावइयं पडिपूरे, तावइयं होइ संखेज्जं ॥१३९॥**

**ગાથાર્થઃ**—જંબૂદ્વીપ જેવડા અનવસ્થિતપલ્ય શલાકા પ્રતિશલાકા ને મહાશલાકા એ ત્રણે સહિત ચારે પલ્ય સર્ષપ પૂર્ણ (સરસવથી ભરપૂર) કરીએ તો તે ચારે પલ્ય જેટલા સર્ષપોવડે પૂરાય-ભરાય તેટલા સર્ષપો ઉત્કૃષ્ટ સંખ્યાત પ્રમાણ છે. ॥૧૩૯॥

**ભાવાર્થ:**—જઘન્ય સંખ્યાત ૨ ની સંખ્યા છે, એકને સંખ્યાતમાં ગણેલ નથી, કારણ કે કોઇપણ એક પદાર્થ માટે સંખ્યા વિવક્ષાની (એક શબ્દ બોલવાની) જરૂર નથી. તથા બેથી ઉપરાન્ત ૩-૪ યાવત્ સો હજાર લાખ ક્રોડ અબજ પરાર્ધ ઈત્યાદિ અંક સર્વ મધ્યમસંખ્યાત છે, તે ઉત્કૃષ્ટસંખ્યાતમાં ૧ ન્યૂન સુધીના સર્વ અંક મધ્યમસંખ્યાત છે. માટે પ્રથમ તો ઉત્કૃષ્ટસંખ્યાતની સંખ્યા (અંક) કેટલી? તે જાણવા માટે ચાર પલ્ય ભરેલા ને ખાલી કરેલા સર્ષપોની સંખ્યાના દ્રષ્ટાન્તથી કહી છે, કારણ કે ઉત્કૃષ્ટસંખ્યાતની સંખ્યા એવડી મોટી છે કે લાખ યોજનનો જંબૂદ્વીપ આંકડાથી ભરી દઇએ તોપણ ઉત્કૃષ્ટસંખ્યાતનો આંક ન લખી શકાય માટેજ પલ્ય સર્ષપના દ્રષ્ટાન્તથી સમજાવેલ છે તે આ પ્રમાણે—

## ॥ ઉત્કૃષ્ટ સંખ્યાત માટે ૪ પલ્યસર્ષપનું દ્રષ્ટાન્ત ॥

જંબૂદ્વીપ જેવડા એક લાખ યોજન લાંબા પહોળા ગોળ, ત્રણ લાખ સોળ હજાર બસો સત્તાવીસથી યોજનથી અધિક પરિધિ-વાળા, અને રત્નપ્રભા પૃથ્વીના પહેલા રત્નકાંડ સુધી નીચે એકહજાર યોજન ઉંડા ચાર પલ્ય (=પ્યાલા આકારના ધાન્યના કોઠા સરખા) કલ્પીએ, પુનઃ તે પલ્યના કાંઠા ઉપર ૮ યોજન ઉંચી જગતિ અને તે ઉપર બે ગાઉ ઉંચી વેદીકા મળી ૮॥ યોજન કાંઠાની જગતિ પણ જંબૂદ્વીપની જગતિ સરખી કલ્પીએ, અથવા જંબૂદ્વીપનેજ ૧૦૦૦ યોજન ઉંડો કરવાથી જેવો પલ્ય થાય તેવાજ એ ચાર પલ્ય જાણવા. એમાં પ્રથમ અનવસ્થિત પલ્ય, બીજો શલાકા પલ્ય, ત્રીજો પ્રતિશલાકા પલ્ય, ચોથો મહાશલાકા પલ્ય. તેમાંથી પહેલા અનવસ્થિત પલ્યને સરસવો વડે શિખા પર્યન્ત સંપૂર્ણ ભરીએ, ત્યારબાદ એ ભરેલા પલ્યને કોઇ દેવ ઉપાડી તેમાંથી એક એક સરસવને એકેક દ્વીપ સમુદ્રે પ્રક્ષેપતાં જે દ્વીપે વા સમુદ્રે સર્વ સર્ષપો ખાલી થાય, તેવડા દ્વીપ વા સમુદ્ર જેવડો લાંબો પહોળો પરન્તુ ઉંડાઇમાં ૧૦૦૦ યોજન જેટલો જ કલ્પી તેને પણ વેદિકાથી ઉપર શિખા સહિત સર્ષપોથી ભરવો, અને એક અનવસ્થિત ખાલી થયો એમ જાણવાને બીજા પલ્યમાં એટલે શલાકા પલ્યમાં એક સર્ષપકણ પ્રક્ષેપવો.

ત્યારબાદ જે અનવસ્થિત પલ્ય સર્ષપોથી ભરી રાખ્યો છે તેને ઉપાડી પુનઃ આગળ આગળના દ્વીપ સમુદ્રમાં એકેક સર્ષપ નાખતાં એ બીજો અનવસ્થિત જે દ્વીપે વા સમુદ્રે ખાલી થાય તે દ્વીપ વા સમુદ્ર જેવડો લાંબો પહોળો અને હજાર યોજન ઉંડો પલ્ય વેદિકાથી ઉપર શિખા સહિત સર્ષપોથી સંપૂર્ણ ભરવો, એ ત્રીજો અનવસ્થિત ભર્યો જાણવો, અને બીજો અનવસ્થિત ખાલી થયાની સાક્ષી તરીકે એક સર્ષપકણ શલાકા પલ્યમાં પ્રક્ષેપતાં શલાકા પલ્યમાં બે કણ [1]પડ્યા, એ રીતે વારંવાર મોટા મોટા વધતા વધતા પ્રમાણવાળા અનવસ્થિત પલ્યોને ભરી ભરી ખાલી કરવાથી તેના સાક્ષી કણો વડે શલાકા પલ્ય પણ વેદિકા ઉપર શિખા સહિત એવો ભરાય કે જેમાં એક દાણો પણ ન ઉમેરાય, એમ કરતા છેલ્લો અનવસ્થિત ભરેલો પડ્યો છે, અને શલાકા પલ્ય પણ ભરાઇ ગયો છે, જેથી બે પલ્ય ભરેલા પડયા છે, જેથી એ બેમાંથી પ્રથમ શલાકા પલ્ય ઉપાડીને છેલ્લા ભરાયલા અનવસ્થિતથી આગળ આગળના દ્વીપ સમુદ્રમાં એકેક કણ પ્રક્ષેપતાં જે દ્વીપ વા સમુદ્રે શલાકા પલ્ય ખાલી થાય ત્યારબાદ તે દ્વીપ સમુદ્રથી આગળ આગળના દ્વીપ સમુદ્રમાં અનવસ્થિતને ઉપાડી ખાલી કરતા જવું, અને શલાકા પલ્ય એક જ ખાલી થયો એમ જાણવાને પ્રતિશલાકા પલ્યમાં શલાકાની સાક્ષી તરીકે એક સર્ષપકણ પ્રક્ષેપવો, એ પ્રમાણે પ્રતિશલાકામાં ૧ સર્ષપ પડ્યો. શલાકા પલ્ય ખાલી પડ્યો હવે અને [2]અનવસ્થિતને ખાલી કરતાં

---

૧ પહેલો અનવસ્થિત કે જે લાખ યોજન પ્રમાણવાળો છે તે અવસ્થિત પ્રમાણવાળો હોવાથી તે ખાલી થતા શલાકાપલ્યમાં સરસવનો એક દાણો નંખાતો નથી પણ બીજી વારથી ભરેલો તે ખાલી થાય ત્યારથીજ નંખાય છે. જુઓ કર્મગ્રંથ ટીકા ગાથા ૭૫

૨ અહિં એ ધ્યાનમાં રાખવું કે કોઈપણ દ્વીપમાં કે સમુદ્રમાં સરસવના બે દાણા નાખવા નહિ, તેમ નાખ્યા વિના જવા દેવા નહિ. તથા જે પ્યાલો ઉપાડી ખાલી કરવાનો હોય તેને તેની પહેલાનો પ્યાલો ભરી રાખ્યા બાદ ઉપાડવો. જેમ કે શલાકા ભરાયા બાદ તેને ઉપાડવો હોય ત્યારે અનવસ્થિત ભરી રાખ્યા બાદ ઉપાડવો. તથા પ્રતિશિલાકા ઉપાડવો હોય ત્યારે શિલાકા અને અનવસ્થિત ભરી રાખ્યા બાદ ઉપાડવો.

કરતાં જે દ્વીપે વા સમુદ્રે તે ખાલી થયે। તે દ્વીપ વા સમુદ્ર જેવડો મોટો અનવસ્થિત સર્ષપોથી ભરી દેવો, જેથી અનવસ્થિત ભરેલો પડ્યો છે. પુનઃ એ ભરેલા અનવસ્થિત સહિત પૂર્વ ક્રમ પ્રમાણે બીજા અનેક અનવસ્થિતોને ખાલી કરતાં તેના સાક્ષી કણો વડે પુનઃ શલાકા પલ્ય ભરવો, અને પૂર્વોક્ત ક્રમ પ્રમાણેજ અનેક શલાકાઓ ભરી ખાલી કરી શલાકાના સાક્ષી કણો વડે પ્રતિશલાકાને પણ શિખા સહિત ભરવો, અહિં પ્રતિશલાકા ભરાઈ ગયા બાદ પુનઃ અનેક અનવસ્થિતો વડે શલાકા પલ્યને ભરવો, અને ત્યાર બાદ અનવસ્થિત ભરી રાખવો, જેથી ત્રણ પલ્ય ભરેલા પડ્યા છે. તેમાંથી પ્રથમ પ્રતિશલાકાને ઉપાડી જ્યાંથી સર્ષપનો કણ નાખવો બાકી છે તે દ્વીપ સમુદ્રોમાં ખાલી કરી એક સાક્ષી કણ મહાશલાકામાં નાખવો, એ રીતે કરવાથી મહાશલાકામાં ૧ કણ પડ્યો, પ્રતિશલાકા ખાલી છે, અને શલાકા તથા અનવસ્થિત એ બે ભરેલા પડ્યા છે, જેથી હવે શલાકાને ઉપાડી પ્રતિશલાકા જે દ્વીપ વા સમુદ્રે ખાલી થયેલ છે તેથી આગળના દ્વીપ સમુદ્રોમાં ખાલી કરી ૧ કણ પ્રતિશલાકામાં નાખવો, જેથી મહાશલાકામાં ૧ કણ, પ્રતિશલાકામાં ૧ કણ, શલાકા ખાલી, ને અનવસ્થિત ભરેલો છે, તેથી અનવસ્થિતને ઉપાડી શલાકા જ્યાં ખાલી થયો છે ત્યાંથી આગળના દ્વીપ સમુદ્રોમાં ખાલી કરવો, ને એ પ્રમાણે અનેક અનવસ્થિતો વડે પુનઃ શલાકા ભરવો અને અનેક શલાકા ભરી ખાલી કરીને તેના સાક્ષી કણો વડે પુનઃ પ્રતિશલાકા ભરવો, અને વારંવાર પ્રતિશલાકા ભરી ખાલી કરી તેના સાક્ષી કણો વડે મહાશિલાકા ભરવો, એ રીતે મહાશિલાકા આદિ ચારે પલ્ય સંપૂર્ણ ભરાઈ રહે તે પ્રમાણે પૂર્વોક્ત વિધિ કરવો. એ પ્રમાણે એ ચારે પલ્યના સર્ષપો તથા દ્વીપ સમુદ્રોમાં પ્રક્ષેપેલા સર્વ સર્ષપો તે સર્વ મળીને જે સર્ષપ સંખ્યા થાય તેમાંથી ૧ સર્ષપ ન્યૂન કરીએ તો उत्कृष्ट संख्यात જેટલા સર્ષપો કહેવાય. ને સર્વ સર્ષપની સંખ્યા તે जघन्य परित्त असंख्यात જેટલા (અર્થાત્ પહેલા અસંખ્યાત જેટલા) ગણાય.

જઘન્યપરિતઅસંખ્યાતથી [ સર્ષપ સંખ્યાથી ] એક અધિક બે અધિક ઇત્યાદિથી પ્રારંભીને ઉત્કૃષ્ટ પરિત અસંખ્યાતથી ૧

संख्यात असंख्यात अने अनंतना भेद प्रभेदादि

ન્યૂન સુધીની મધ્યવર્તી સર્વ સંખ્યાઓ मध्यमपरित असंख्यात કહેવાય, પરન્તુ ઉ૦પરિતઅસંખ્યાતની સંખ્યા કેટલી ? તે જાણવાનો આ પ્રકાર છે–જે રકમ હોય તે રકમને તેટલીવાર પંક્તિબદ્ધ સ્થાપી પરસ્પર ગુણાકાર કરવો તે અભ્યાસ ગુણાકાર કહેવાય, જેમકે ૧૦ની રકમ હોય તો ૧૦×૧૦×૧૦×૧૦×૧૦×૧૦×૧૦×૧૦×૧૦×૧૦ એ રીતે સ્થાપીને પરસ્પર ગુણતાં પ્રથમ ગુણાકાર ૧૦૦, બીજો ૧૦૦૦, ત્રીજો ૧૦૦૦૦, ચોથો ૧૦૦૦૦૦, પાંચમો ૧૦૦૦૦૦૦ છઠ્ઠો ૧૦૦૦૦૦૦૦ (ક્રોડ), સાતમો ૧૦ ક્રોડ, આઠમો ૧૦૦ ક્રોડ, ને નવમો ૧૦૦૦ ક્રોડ (૧૦૦૦,૦૦૦૦૦૦૦) એટલો ગુણાકાર થાય, જેથી એ નવ ગુણાકારથી આવેલ ૧૦૦૦ ક્રોડ તે ૧૦નો અભ્યાસ ગુણાકાર જાણવો, એ પ્રમાણે જઘન્ય પરિતઅસંખ્યાતની સંખ્યાનો અભ્યાસ ગુણાકાર કરીએ તો જઘન્ય યુક્ત અસંખ્યાત આવે, અને તેમાંથી ૧ બાદ કરતાં उत्कृष्ट परित असंख्यात આવે, તથા બાદ કરેલો ૧ ઉમેરતાં जघन्य युक्त असंख्यात આવે. એક આવલિકાના સમયો એ જ૦યુ૦ અસંખ્યાત જેટલાજ છે.

જઘન્ય યુક્ત અસંખ્યાતનો રાશિ અભ્યાસ કરતાં જઘન્ય અસંખ્યાત અસંખ્યાત આવે, તેમાંથી ૧ બાદ કરતાં ઉત્કૃષ્ટ યુક્ત અસંખ્યાત આવે, તેમાંથી ૧ બાદ કરતાં અને જઘન્ય યુક્ત અસંખ્યાતથી ૧ આદિ અધિક એ સર્વ મધ્યવર્તી સંખ્યાઓ मध्यम युक्त असंख्यात છે, અને જ૦ અસંખ્યાત અસંખ્યાતમાંથી ૧ બાદ કરતાં उत्कृष्ट युक्त असंख्यात, તે ૧ બાદ કરેલો પુનઃ ઉમેરતાં जघन्य असंख्यासंख्य, તેથી એકાદિ અધિકથી યાવત્ ઉ૦ અસંખ્યાસંખ્યથી ૧ ન્યૂન સુધીની સર્વ મધ્યવર્તી સંખ્યાઓ मध्यम असंख्यासंख्य કહેવાય. ને ૧ સહિતની એજ સંખ્યા उत्कृष्ट असंयासंख्य ગણાય.

પૂર્વોક્ત જઘન્ય અસંખ્યાસંખ્યનો અભ્યાસ ગુણાકાર કરતાં जघन्य परित अनंत થાય, તેથી એકાદિ અધિકથી પ્રારંભીને ઉત્કૃષ્ટ પરિતાનંતથી એક ન્યૂન સુધીની મધ્યવર્તી સર્વ સંખ્યાઓ मध्यम परितानंत અને બાદ કરેલ ૧ ઉમેરતાં અથવા જ૦ યુ૦ અનંતમાંથી ૧ ન્યૂન તે उत्कृष्ट परितानंत થાય. પુનઃ જ૦ પરિતાનંતનો અભ્યાસ ગુણાકાર કરતાં जघन्य युक्त अनंत, તેમાં

એકાદિથી અધિકથી યાવત્ ઉ૦યુક્ત અનંતમાં ૧ ન્યૂન સુધીની સર્વ મધ્ય સંખ્યાઓ મધ્યમ યુક્ત અનંત, અને બાદ કરેલ ૧ ઉમેરતાં, અથવા જ૦ અનંતાનંતમાંથી ૧ બાદ કરતાં ઉત્કૃષ્ટ યુક્ત અનંત થાય. તથા જ૦યુક્ત અનંતનો અભ્યાસ ગુણાકાર કરતાં જઘન્ય અનંતાનંત થાય. તેથી એકાદિ અધિકથી યાવત્ ઉ૦અનંતાનંતથી ૧ ન્યૂન સુધીની મધ્યવર્તી સર્વ સંખ્યાઓ મધ્યમ અનંતાનંત અને જઘન્ય અનંતાનંતથી ૧ ન્યૂન તે ઉત્કૃષ્ટ યુક્ત અનંત છે. તથા જઘન્યયુક્ત અનંતનો અભ્યાસ ગુણાકાર કરતાં જ૦ અનંતાનંત, આવે. તેથી એકાદિ અધિકથી યાવત્ અનંત સંખ્યાસ્થાનો તે મધ્યમ અનંતાનંત, અને ઉત્કૃષ્ટ અનંતાનંત તો છેજ નહિં એ આઠ પ્રકારનાં અનંત શ્રી અનુયોગદ્વારમાં કહ્યાં છે.

## ॥ जघन्य असंख्यअसंख्यातादिकनो मतांतरे संख्याप्रकार ॥

કેટલાક આચાર્યો જઘ૦યુક્ત અસંખ્યાત સુધીની સંખ્યા ઉપર પ્રમાણે કહીને જઘન્ય [1]અસંખ્યાસંખ્યાત વિગેરે સંખ્યાઓ બનાવવા માટે જૂદી વિવક્ષા કરે છે, તે આ પ્રમાણે–જઘન્ય યુક્ત અસંખ્યાતનો વર્ગ કરીએ ( અર્થાત્ એ અંકને એજ અંક સાથે એક વાર ગુણીએ ) તો જઘ૦અસંખ્યાસંખ્યાત આવે. [ જીવસમાસ વૃત્તિમાં એજ રીતિને ચાલુ પરંપરાવત્ વર્ણવી છે પરન્તુ મતાંતરરૂપે જણાવી નથી, અને જ૦યુક્ત અસંખ્યાતના રાશિઅભ્યાસ ગુણાકારથી જ૦અસંખ્યાસંખ્ય થાય એ વાતને મતાંતર તરીકે પણ દર્શાવી નથી ]. પુનઃ એ જઘન્ય અસંખ્યાસંખ્યાતની સંખ્યાનો પ્રથમ વર્ગ કરી તે વર્ગનો પણ વર્ગ કરી પુનઃ તે વર્ગવર્ગનો વર્ગ કરીને એ રીતે ત્રણવાર વૃદ્ધિવર્ગ કરીને જે સંખ્યા આવે તેમાં આ નીચે કહેલી દશ અસંખ્ય વસ્તુઓ ઉમેરવી તે ૧૦ વસ્તુઓનાં નામ—

---

૧ જીવસમાસ વૃત્તિમાં તો ઉત્કૃષ્ટ અસંખ્યાસંખ્યાતને જ મતાંતરે કહેલ છે, પરન્તુ જઘન્ય અસંખ્યાસંખ્યાતને નહિં. કારણ કે જઘન્યાસંખ્યાસંખ્યાતને જ૦યુ૦ અસંખ્યાતના વર્ગથીજ બનાવેલ છે ( કે જે રીતિ અન્યગ્રંથોમાં મતાંતર તરીકે છે ).

| | |
|---|---|
| ૧ લોકાકાશના સર્વ આકાશપ્રદેશ | ૬ પ્રત્યેક જીવોનાં શરીર |
| ૨ ધર્માસ્તિકાયના પ્રદેશ | ૭ સ્થિતિબંધના અધ્યવસાય |
| ૫ નિગોદ શરીરો | ૮ અનુભાગસ્થાનો |
| ૩ અધર્માસ્તિકાયના પ્રદેશ | ૯ યોગના અવિભાગ પરિછેદ |
| ૪ એક જીવના આત્મપ્રદેશ | ૧૦ ઉત્સર્પિણી અવસર્પિણીના સમય. |

એ ૧૦ અસંખ્ય વસ્તુઓ ઉમેરીને જે સંખ્યા આવે તેનો પણ પૂર્વોક્ત રીતે ત્રણ વાર વર્ગ કરવો, એ ત્રિવર્ગિત કરેલી સંખ્યામાંથી ૧ ન્યૂન કરીએ તે उत्कृष्ठ असंख्यासंख्य આવે, અને ન્યૂન કરેલા ૧ ને ઉમેરતાં આવેલી સંખ્યા અથવા ત્રિવર્ગિત પૂર્ણ સંખ્યા તે जघन्य परित अनंत કહેવાય. એનો અભ્યાસ ગુણાકાર તે ज० युक्त अनंत, એ જઘન્ય યુક્ત અનંત જેટલાજ અભવ્ય જીવો છે, (અને તે આગળ કહેવાતા આઠમા અનંત જેટલા ભવ્યથી અનંતમા ભાગ જેટલા છે). જ૦યુ૦ અનંતથી એકાદિ અધિકથી યાવત્ ઉત્કૃષ્ટ યુક્તાનંતમાં ૧ ન્યૂન સુધી સર્વ મધ્યમ યુક્તાનંત, બાદ કરેલ ૧ સહિત ઉત્કૃષ્ટ યુક્તાનંત, અને તે જ૦ યુક્તાનંતના અભ્યાસ ગુણાકારથી ૧ ન્યૂન જેટલું ઉ૦ યુક્તાનંત છે, અને તે એક સહિત જઘન્ય અનંતાનંત છે, એ જઘન્ય અનંતાનંતનો ત્રણ વાર વર્ગ કરી આ છ અનંત વસ્તુઓ ઉમેરવી તે આ પ્રમાણે—સર્વ સિદ્ધ જીવો. સર્વ નિગોદવર્તી જીવો, સર્વ વનસ્પતિ જીવો, ત્રણ કાળના સમયો, સર્વ પુદ્ગલ પરમાણુઓ, સર્વ આકાશના (લોકાલોકના) પ્રદેશો, એ ૬ અનન્ત વસ્તુઓ તે ત્રિવર્ગિતમાં ઉમેરીને જે સંખ્યા આવે તેને પુનઃ ત્રણ વાર વર્ગિત કરતાં પણ ઉત્કૃષ્ટ અનંતાનંત ન આવે તેથી તેમાં કેવળજ્ઞાનના અને કેવળદર્શનના પર્યાય ઉમેરવા, જેથી उत्कृष्ट अनंतानंत પ્રાપ્ત થાય, એમ આ પ્રકરણની ચૂર્ણિમાં કહ્યું છે [ઇતિવૃત્તિઃ]" આ ઉત્કૃષ્ટ અનંતાનંતમાં સર્વ અનંતનો સંગ્રહ આવી ગયો છે, માટે એથી

समास :

संख्यात असंख्यात अने अनंतना भेद प्रभेदादि

આગળ કોઈ મોટો સંખ્યાભેદ બનતો નથી. એ પ્રમાણે અન્ય મતે સંખ્યાપ્રકાર દર્શાવ્યો. ॥ इति ९ अनन्तानि ॥ इति ३ संख्यात ९ असंख्यात ९ अनंतानि ॥१३९॥

अवतरणः—હવે नोसंख्याप्रमाण કહે છે—

**नोसंखाणं नाणं, दंसणचरणं नयप्पमाणं च। पंच चउ पंच पंच य, जहाणुपुव्वीए नायव्वा ॥१४०॥**

**गाथार्थः**—નોસંખ્યા ભાવપ્રમાણ તે જ્ઞાનપ્રમાણ દર્શનપ્રમાણ ચારિત્રપ્રમાણ ને નયપ્રમાણ એમ ચાર પ્રકારે છે, અને એ ચારેના અનુક્રમે પ્રતિભેદ ૫–૪–૫–૫ જાણવા. ॥૧૪૦॥

**भावार्थः**—નોસંખ્યા એટલે ગણિતસંખ્યા સિવાય શેષ સંખ્યા પ્રમાણ તે नोसंख्याप्रमाण અને એ ભાવપ્રમાણનો ભેદ હોવાથી નોસંખ્યા ભાવપ્રમાણ કહેવાય, તે જ્ઞાનાદિક ભેદે અનેક પ્રકારનું આ પ્રમાણે છેઃ—જ્ઞાન ભાવપ્રમાણ ૫ પ્રકારનું તે મતિજ્ઞાનાદિ ભેદથી પ્રસિદ્ધ છે, દર્શન ભાવપ્રમાણ ૪ પ્રકારનું તે ચક્ષુર્દર્શનાદિ ભેદે પ્રસિદ્ધ છે, ચારિત્ર ભાવપ્રમાણ તે સામાયિકચારિત્રાદિ ભેદે ૫ પ્રકારનું પ્રસિદ્ધ છે, તથા નય ભાવપ્રમાણ નૈગમ–સંગ્રહ–વ્યવહાર–ઋજુસૂત્ર–શબ્દનય એ પાંચ ભેદે પ્રસિદ્ધ છે, અનેક ધર્માત્મક વસ્તુના એક ધર્મને મુખ્ય કરીને સમજાવનારી વિવક્ષા તે નય જો કે સમભિરૂઢ ને એવંભૂત સહિત ૭ છે તોપણ એ બેને શબ્દ-નયમાં અન્તર્ગત ગણીને પાંચ નય કહ્યા છે.

## ॥ સાત નયનો સંક્ષિપ્ત અર્થ ॥

न एकगम એટલે વસ્તુમાં સામાન્ય ધર્મને પણ મુખ્ય કરી માને અને વિશેષ ધર્મને પણ મુખ્ય કરી માને જેથી સામાન્ય વિશેષમાંથી કોઈ પણ એક જ ગમ=બોધવાળો નહિ તેથી જેમાં એક ગમ નહિ તે नैकगम, અહિં क નો લોપ થતાં नैगम શબ્દ

થયો. અર્થાત્ આ નય વસ્તુને સામાન્ય ધર્મવાળી પણ સ્વીકારે છે, ને વિશેષ ધર્મવાળી પણ સ્વીકારે છે. તથા સામાન્ય અને વિશેષ ધર્મવાળી વસ્તુ છે તેમાથી વિશેષને ગૌણ કરી સામાન્ય ધર્મનેજ જે સ્વીકારે છે, અર્થાત્ વસ્તુ સામાન્ય ધર્માત્મક છે એમ માને છે, જેથી ઘટ કહેવાથી જગતના સર્વ ને સર્વ પ્રકારના ઘટનો સંગ્રહ લક્ષ્યમાં રાખીનેજ ઘટ વસ્તુ માને છે, એ કારણથી લાખો ઘટ સમૂહને ઘટ એકજ છે એમ કહે છે, પરન્તુ ઘટ બે છે કે ત્રણ છે ઇત્યાદિ અનેકપણાને સ્વીકારતો નથી. એ રીતે જગતમાં કોઈપણ વસ્તુ એકજ છે એમ માને છે. એ રીતે સર્વ વિશેષોનો સંગ્રહ કરીને જ વસ્તુ માનતો હોવાથી એ संग्रहनय કહેવાય છે. તથા વ્યવહાર એટલે લોકપ્રવૃત્તિ, જેથી વસ્તુ લોકમાં જે વિશેષરૂપે પ્રવર્તતી હોય મનાતી હોય તે રીતે માને તે વ્યવહારનય, અથવા લોકો વસ્તુને જેવા જેવા વિશેષધર્મથી ઓળખી શકે તેવા વિશેષધર્મવાળી વસ્તુ માનવી તે व्यवहारनय, જેમ સામાન્ય ઘટ કહેવાથી લોકવ્યવહાર ન ચાલે પરન્તુ મૃત્તિકાઘટ અથવા રક્તઘટ અથવા બે ઘટ ઇત્યાદિ કંઈપણ વિશેષણ પૂર્વક હોય તો ઓળખી શકે માટે લોકવ્યવહારોપયોગી વિશેષધર્મ મુખ્ય કરીને વસ્તુ માનવી તે व्यवहारनय. આ નય વિશેષધર્મને માને છે.

ऋजु એટલે સરળ सूत्र=વ્યવહારવાળો તે ऋजुसूत्रनय. પ્રથમના ત્રણ નયો વસ્તુના ત્રણે કાળ માને છે, ત્યારે આ નય વસ્તુનો વર્તમાનકાળ માને છે, અર્થાત્ વસ્તુના જે ધર્મો ભૂતકાળમાં વ્યતીત થયા અને ભાવીકાળમાં જે ધર્મો ઉત્પન્ન થશે તે ધર્મોવાળી વસ્તુ માનતો નથી, પરન્તુ વર્તમાનકાળમાં વસ્તુ જે ધર્મવાળી વર્તે છે તેજ ધર્મવાળી માને છે, તેમજ ઉપાધીવાળી પરવસ્તુના સંબંધથી વસ્તુને ઓળખતો નથી પરન્તુ વસ્તુને સ્વસંબંધથી ઓળખે છે, જેથી "દશ દ્રવ્યપ્રાણને ધારણ કરે તેને જીવ" કહેતો નથી પરન્તુ "જ્ઞાનાદિ પ્રાણોને ધારણ કરવાથી જીવ કહેવાય" એમ માને. એ રીતે વ્યવહારનયથી ઋજુસૂત્રનય વિશેષ શુદ્ધ છે. એ ચારે નય અર્થનય છે, કારણ કે કોઈપણ શબ્દથી વા ધારેલા અર્થને સ્વીકારે છે, જેમ ઇન્દ્ર કહો કે પુરંદર

કહો કે શચીપતિ કહો કે ગોત્રભિત્ કહો તોપણ એ સર્વ શબ્દોથી ઇન્દ્ર વસ્તુને માને છે, અને એ સર્વ શબ્દવાળો એકજ વસ્તુ ઇન્દ્ર છે એમ સ્વીકારે છે, પરન્તુ શબ્દની વ્યુત્પત્તિથી થતા અર્થ પ્રમાણેજ વસ્તુ હોય તો તે વસ્તુ સ્વીકારવી એવા આગ્રહવાળો નથી.

તથા શબ્દનય વસ્તુને ઓળખાવનાર શબ્દને મુખ્ય માને છે, વસ્તુને ગૌણ માને છે. તેમજ સમાન વચન અને સમાન લિંગવાળા એક વસ્તુવાચક અનેક શબ્દોને પણ માને છે, પરન્તુ ભિન્ન લિંગ ભિન્ન વચન સ્વીકારતો નથી, તેથી ઋજુસૂત્રથી શબ્દનય વિશેષ શુદ્ધ છે. આ નય એકવચન બહુવચનથી તેમજ ત્રણે લિંગની ભિન્નતાથી વસ્તુને ભિન્ન માને છે. ઘટઃ કુંભઃ એકજ વસ્તુ પરન્તુ ઘટઃથી ઘટો ભિન્નવસ્તુ છે, કારણ કે એકવચન બહુવચન ભિન્નવસ્તુ છે, તેમજ दारा कलत्रं એ [સ્ત્રીવાચક બે શબ્દ] ભિન્નલિંગ હોવાથી દારા તે કલત્ર નહિ ને કલત્ર તે દારા નહિ એમ માને છે. તેમજ વૃક્ષઃ વૃક્ષૌ વૃક્ષાઃ એ ત્રણે જૂદી વસ્તુ છે એમ માને છે. [ઋજુસૂત્રનય વિષમલિંગ વિષમવચનને માને છે, અને આ નય સમલિંગ સમવચન માને છે એ વિશેષ શુદ્ધતા છે].

એકજ વસ્તુને ઓળખાવનારા ભિન્ન ભિન્ન પર્યાય શબ્દોના અર્થને समभिरोहति=સમાચરે–અનુસરે તે समभिरूढनय. આ નય પર્યાય શબ્દની ભિન્નતાએ વસ્તુ પણ ભિન્ન માને છે, કારણ કે જે શબ્દનો જે વ્યુત્પત્તિ અર્થ છે તે વ્યુત્પત્તિ અર્થને અનુસરવાથી જૂદા જૂદા શબ્દના વ્યુત્પત્યર્થ જૂદા જૂદા છે તો તે અર્થવાળી વસ્તુઓ પણ જૂદી જૂદી છે. જેમકે इन्दनात्=પરમૈશ્વર્યપણાથી ઇન્દ્ર કહેવાય, અને शचिपतिः=ઇન્દ્રાણીનો પતિ તે શચિપતિ કહેવાય. માટે ઇન્દ્ર જૂદી વસ્તુ છે, ને શચિપતિ પણ જૂદી વસ્તુ છે, અર્થાત ઇન્દ્ર ને શચિપતિ એક વસ્તુ નહિં. એ રીતે ગંગાનદી ને સુરનદી એક નહિં, તેમજ ઘટ કુંભ કળશ એ ત્રણે જૂદી જૂદી વસ્તુ છે. એ રીતે આ નય શબ્દનયથી વિશેષ શુદ્ધ છે. તથા આ નય વસ્તુ સ્વક્રિયામાં ન વર્તતી હોય પરન્તુ વર્તવાના સ્વભાવવાળી હોય તો યોગ્યતાથી પણ વસ્તુને સ્વીકારે છે. જેમ પાણી નહિ ભરેલા ઘટને પણ ઘટ માને છે, ઇન્દ્ર સભામાં બેસી

नो संख्या भाव प्रमाणमां ज्ञान आदिनुं वर्णन

ઇન્દ્રવૈભવને નહિં અનુભવતા દેવરાજાને પણ ઇન્દ્ર કહે છે, નહિં પહેરેલા કપડાને પણ પટ કહે છે. એટલી આ નયમાં હજી એવંભૂતનયની અપેક્ષાએ અશુદ્ધતા છે.

શબ્દનો જેવો વ્યુત્પત્યર્થ एवं=તેવોજ અર્થ તે વસ્તુમાં સાક્ષાત્ भूत=વર્તતો હોય તોજ તે શબ્દવાળી તે વસ્તુ કહેવાય. જેમકે ઘટનો અર્થ જલધારણ ચેષ્ટા છે, તેથી જે વખતે ઘટમાં જળ ભરેલું હોય તે વખતે ઘટ કહેવાય, ખાલી ઘડાને ઘટ ન કહેવાય. ઇન્દ્રસભામાં બેસી વૈભવને અનુભવતો હોય તોજ ઇન્દ્ર કહેવાય, પરન્તુ ઇન્દ્રાણી પાસે રહેલાને ઇન્દ્ર ન કહેવાય. એ રીતે આ નય સર્વવિશુદ્ધ છે, એમાં સમભિરૂઢ ને એવંભૂત એ બે નય શબ્દનયનીજ વિશેષતાવાળા હોવાથી શબ્દનયમાં અન્તર્ગત ગણીને સાત નયને બદલે અહિં પાંચ નય ગણ્યા છે. ॥૧૪૦॥

**अवतरणः**—જ્ઞાન પ્રમાણને મત્યાદિ ભેદે પાંચ પ્રકારનું કહીને પુનઃ એ જ્ઞાનપ્રમાણ પ્રત્યક્ષ અને પરોક્ષભેદે બે પ્રકારનું પણ છે, તે આ ગાથામાં દર્શાવે છે—

**पच्चक्खं च परोक्खं, नाणपमाणं समासओ दुविहं। पच्चक्खमोहिमणकेवलं च पारोक्ख मइसुत्ते ॥१४१॥**

**गाथार्थः**—પ્રત્યક્ષ પ્રમાણ અને પરોક્ષ પ્રમાણ એ પ્રમાણે જ્ઞાન પ્રમાણ સંક્ષેપથી બે પ્રકારનું છે, ત્યાં અવધિજ્ઞાન મનઃપર્યાય જ્ઞાન અને કેવળજ્ઞાન એ ત્રણ પ્રત્યક્ષ જ્ઞાન પ્રમાણ છે, અને મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાન એ બે જ્ઞાન પરોક્ષ જ્ઞાનપ્રમાણ છે. ॥૧૪૧॥

**भावार्थः**—अक्ष એટલે આત્મા—જીવ તેને प्रति=આશ્રિત જે જ્ઞાન, અર્થાત્ જીવને ઇન્દ્રિયોની અપેક્ષા વિના જે સાક્ષાત્ જ્ઞાન તે प्रत्यक्ष ज्ञान, અને अक्ष એટલે જીવને पर=ઇન્દ્રિયાદિવડે જ્ઞાન તે परोक्षज्ञान प्रमाण છે. અર્થાત્ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન તે ઇન્દ્રિય અને મનના નિમિત્તથી થાય છે, અને ઇન્દ્રિય અને મન એ બે વસ્તુઓ પુદ્ગલસ્વરૂપ હોવાથી આત્માથી पर=ભિન્ન છે, માટે એ પર

પુદ્ગલના આલંબનવડે થતાં હોવાથી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પરોક્ષપ્રમાણ છે.

એ તાત્વિક અર્થ છે, પરન્તુ વ્યવહારમાં તો ઇન્દ્રિયથી થતા સાક્ષાત્ જ્ઞાનને પ્રત્યક્ષ પ્રમાણ લોકવ્યવહારથી કહેલ છે, જે કારણથી સિદ્ધાન્તમાં પણ પ્રત્યક્ષપ્રમાણ બે પ્રકારનું કહ્યું છે. ઇન્દ્રિય પ્રત્યક્ષ અને નોઇન્દ્રિય પ્રત્યક્ષ. ત્યાં ચક્ષુ આદિથી ઘટાદિ પદાર્થોનું જ્ઞાન તે इन्द्रिय प्रत्यक्ष લોકવ્યવહારથી છે, તેને સાંવ્યવહારિક પ્રત્યક્ષ કહેલ છે. અને नो શબ્દ સર્વથા નિષેધવાળો હોવાથી સર્વથા ઇન્દ્રિયનિમિત્ત વિના જીવનેજ સાક્ષાત્ બોધ થાય તે नोइन्द्रिय (જીવ) प्रत्यक्ष ज्ञान કહેવાય. [અર્થાત્ જીવપ્રત્યક્ષ અને ઇન્દ્રિય પ્રત્યક્ષ એ બે ભેદવાળું પ્રત્યક્ષપ્રમાણ વ્યવહારથી છે]. ॥૧૪૧॥

**अवतरण**—પૂર્વ ગાથામાં મતિજ્ઞાન શ્રુતજ્ઞાનને વ્યવહારથી જે ઇન્દ્રિય પ્રત્યક્ષ કહેલ છે, તે ઇન્દ્રિય પ્રત્યક્ષના જ કંઈક વિશેષભેદ કહે છે—

**इंदियपच्चक्खंपि य, अणुमाणं उवमयं च मइनाणं। केवलिभासिय अत्थाण, आगमो होइ सुयणाणं ॥१४२॥**

**गाथार्थः**—પરોક્ષમતિ રૂપ જ્ઞાનપ્રમાણમાં ઇન્દ્રિયોને પ્રત્યક્ષ છે તે ઇન્દ્રિય પ્રત્યક્ષ અને ચક્ષુ આદિ ઇન્દ્રિયોને જે સાક્ષાત્ નથી તે ઇન્દ્રિય પરોક્ષ મતિજ્ઞાન છે. અને તે અનુમાન અને ઉપમાનથી બે પ્રકારનું છે. [અહિં લોકવ્યવહારથી ઇન્દ્રિયજન્ય જ્ઞાન પણ ઇન્દ્રિય પ્રત્યક્ષ અને ઇન્દ્રિય પરોક્ષ એમ બે પ્રકારનું કહ્યું]. તથા કેવલી ભાષિત અર્થોનો જે આગમ-બોધ તે શ્રુત-જ્ઞાન જાણવું. ॥૧૪૨॥

**भावार्थः**—અહિં મતિજ્ઞાન ત્રણ પ્રકારે છે, ઇન્દ્રિયોને સાક્ષાત્ દેખાતા ઘટાદિ પદાર્થોનું વા શબ્દાદિનું જ્ઞાન તે इन्द्रिय प्रत्यक्ष, અને ઇન્દ્રિયોથી પર તે इन्द्रिय परोक्ष ज्ञान. તેમાં ધૂમ દેખીને અગ્નિનું જ્ઞાન થાય ઇત્યાદિ રીતે લિંગથી થતું જ્ઞાન તે अनुमांन ઇન્દ્રિય

પરોક્ષ, અને ગાય સરખો ગવય (રોઝ પશુ) હોય છે, એમ પ્રથમ કોઈની પાસેથી જાણીને જંગલમાં ગયેલાને ગાય સરખા આકારવાળું તે ગવય દેખીને "આ ગાય સરખા આકારવાળું છે માટે ગવય છે" એવો નિશ્ચય થાય તે ઉપમાન ઇન્દ્રિયપરોક્ષ પ્રમાણ કહેવાય. એ ત્રણે પ્રકારનું પણ મતિજ્ઞાન છે. અને કેવળજ્ઞાની ભગવંતોએ પ્રરૂપેલ દ્વાદશાંગી રૂપ શ્રુતજ્ઞાન તે શબ્દપ્રમાણ કહેવાય, એ પણ ઇન્દ્રિયપરોક્ષજ્ઞાન છે. એ રીતે અનુમાનપ્રમાણ ઉપમાનપ્રમાણ ને શબ્દપ્રમાણ એ ત્રણ પ્રમાણજ્ઞાન પરોક્ષ પ્રમાણ છે, અને ઇન્દ્રિયપ્રત્યક્ષજ્ઞાન તે પ્રત્યક્ષપ્રમાણ લોકવ્યવહારથી છે. ॥ इति ज्ञान प्रमाणम् ॥१४२॥

**अवतरणः**—એ રીતે જ્ઞાનપ્રમાણ કહીને હવે दर्शनप्रमाण चारित्रप्रमाण ने नयप्रमाणના અનુક્રમે ૪–૫–૫ ભેદ કહે છે—

**चक्खुदंसणमाई, दंसणचरणं च सामइयमाई । नेगम संगह ववहारुज्जुसुए चेव सद्दनया ॥१४३॥**

**गाथार्थः**—ચક્ષુદર્શન આદિ ૪ પ્રકારનું દર્શનપ્રમાણ છે, સામાયિક ચારિત્ર આદિ પાંચ પ્રકારનું ચારિત્રપ્રમાણ છે, અને નૈગમનય સંગ્રહનય વ્યવહારનય ઋજુસૂત્રનય તથા શબ્દનય એ પાંચ પ્રકારનું નયપ્રમાણ છે. ॥૧૪૩॥

**भावार्थः**—ચક્ષુદર્શન આદિ ૪ દર્શન ૫ ચારિત્ર અને પાંચ નયનો સંક્ષિપ્ત ભાવાર્થ પૂર્વે કહ્યો છે, તેથી અહિં પુનઃ નહિં કહેવાય. તથા ચક્ષુદર્શનાદિ દર્શન વિગેરે પણ જીવના ગુણ છે તો તેને ગુણપ્રમાણમાં અન્તર્ગત ગણવા જોઈએ તેને બદલે ગુણપ્રમાણથી ભિન્ન ભાવપ્રમાણ તરીકે કેમ ગણ્યાં? એવી આશંકા પણ અહિં ન કરવી, કારણ કે એ દર્શનાદિ ગુણને ભાવપ્રમાણ તરીકે જૂદા ગણવાથી ભેદવિસ્તાર થાય છે, અને ભેદવિસ્તારથી કરેલી વ્યાખ્યા શિષ્યની બુદ્ધિને વિશેષ વ્યુત્પન્ન કરે છે (નિપુણ કરે છે) માટે સાર્થક છે. ॥ इति भावप्रमाणं ॥ समाप्तं च द्रव्यादि चतुर्विधः प्रमाणानुयोगः ॥१४३॥

**अवतरणः**—પૂર્વોક્ત દ્રવ્યાદિ ભેદે ચાર પ્રકારનું દ્રવ્યાદિપ્રમાણ (દ્રવ્યપ્રમાણ ક્ષેત્રપ્રમાણ કાળપ્રમાણને ભાવપ્રમાણ) સમાપ્ત થયું,



नो संख्या भाव प्रमाणमां ज्ञान आदिनुं वर्णन

એ દ્રવ્યપ્રમાણ દ્વારવડે દ્રવ્યોનું માપ કરાય છે, તે કારણથી એ ચારે પ્રમાણને દ્રવ્યપ્રમાણ દ્વાર કહ્યું છે. હવે અહિં પ્રસ્તુત અધિકાર ૧૪ ગુણસ્થાનરૂપ ૧૪ જીવસમાસનો (૧૪ જીવભેદનો) હોવાથી એજ ૧૪ ગુણસ્થાનરૂપ ૧૪ જીવદ્રવ્યોને દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી પ્રમાણવા યોગ્ય-જાણવા યોગ્ય હોવાથી તે ગુણસ્થાનરૂપ જીવસમાસમાં ચારે પ્રકારનું દ્રવ્યપ્રમાણ કહેવાય છે—

**मिच्छादव्वमणंता, कालेणोसप्पिणी अणंताओ। खेत्तेण भिज्जमाणा, हवंति लोगा अणंताओ ॥१४४॥**

**ગાથાર્થઃ**—મિથ્યાદૃષ્ટિ જીવદ્રવ્યો અનન્ત છે, કાળ વડે અનન્ત ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ છે, અને ક્ષેત્રથી ભેદ પાડીએ તો અનન્ત લોકાકાશ જેટલાં છે. ॥૧૪૪॥

**ભાવાર્થઃ**—મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનવાળા જીવો દ્રવ્યપ્રમાણથી વિચારીએ તો અનન્ત છે, કાળપ્રમાણથી વિચારીએ તો અનન્ત ઉત્સર્પિણી અવસર્પિણીના જેટલા સમય તેટલા છે, અને ક્ષેત્રથી માપીએ-વિચારીએ તો અનન્ત લોકાકાશના જેટલા (અનન્ત) આકાશપ્રદેશ છે તેટલા છે. એ રીતે ત્રણે પ્રમાણ સ્પષ્ટ કહ્યાં.

**પ્રશ્નઃ**—ભાવપ્રમાણથી (મિથ્યાદૃષ્ટિ જીવોનું) માપ કેમ ન કહ્યું ?

**ઉત્તરઃ**—દ્રવ્યાદિ ત્રણ પ્રમાણ કહેવામાં ભાવપ્રમાણ અન્તર્ગતપણે કહેવાઈ ગયું જાણવું, કારણ કે અહિં સંખ્યાપ્રમાણ તે ભાવપ્રમાણના પ્રતિભેદ તરીકે પૂર્વે કહ્યું છે, અને તે અનન્તરૂપ સંખ્યા દ્રવ્યાદિ ત્રણે પ્રમાણમાં માપ તરીકે સાથે સાથેજ કહેવાઈ છે માટે ભાવપ્રમાણની પ્રરૂપણા અહિં જૂદી કહી નથી. ॥ इति मिथ्यादृष्टि जीवानां द्रव्यादिप्रमाणम् ॥૧૪૪॥

**અવતરણઃ**—સાસ્વાદન સંબંધિ દ્રવ્યાદિપ્રમાણ કહે છે—

**एगाइया भज्जा, सासायण तह य सम्ममिच्छा य। उक्कोसेणं दुण्हवि, पल्लस्स असंखभागो उ ॥१४५॥**

**गाथार्थ**—સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિઓ તથા સમ્યગ્મિથ્યાદૃષ્ટિઓ (મિશ્રદૃષ્ટિઓ) વિકલ્પે એકાદિ હોય છે, અને ઉત્કૃષ્ટથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા—અસંખ્યાત હોય છે. ॥૧૪૫॥

**भावार्थः**—સાસ્વાદન અને મિશ્રગુણસ્થાન અધ્રુવ હોવાથી એ બે ગુણસ્થાનવર્તી જીવો લોકમાં કદાચિત્ સર્વથા હોતા નથી, જેથી એ ગુણનો વિરહકાળ વર્તતો હોય છે તે વખતે એ બે ગુણવાળો એકપણ જીવ લોકમાં હોઈ શકતો નથી, અને વિરહકાળ પૂર્ણ થયે જો હોય [એ બે ગુણમાં જીવો વર્તે] તો જઘન્યથી ૧-૨ જીવો વર્તે અને ઉત્કૃષ્ટથી ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગના જેટલા સમય અથવા આકાશપ્રદેશો હોય તેટલા વર્તતા હોય છે. [અહિં ક્ષેત્રપલ્યોપમ શબ્દમાં ક્ષેત્ર શબ્દવડે ક્ષેત્રપ્રમાણ અને પલ્યોપમ શબ્દવડે કાળપ્રમાણ પણ પ્રાપ્ત થયું અને ભાવપ્રમાણ તો પૂર્વોક્ત યુક્તિ પ્રમાણે અન્તર્ગત હોવાથી એ બે ગુણનાં ચારે દ્રવ્યપ્રમાણ કહ્યાં]. ॥૧૪૫॥

**अवतरणः**—હવે અવિરતાદિ ગુણવર્તી જીવોનુ દ્રવ્યપ્રમાણ કહે છે—

**पल्लासंखियभागो, अविरयसम्मा य देसविरया य। कोडिसहस्सपुहुत्तं, पमत्तइयरे उ संखेज्जा ॥१४६॥**

**गाथार्थः**—અવિરત સમ્યગ્દૃષ્ટિ જીવો અને દેશવિરત જીવો દ્રવ્યથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા અસંખ્યાતા હોય છે, પ્રમત્ત જીવો હજારક્રોડ પૃથક્ત્વ અને અપ્રમત્ત જીવો સંખ્યાત (પ્રમત્તથી અલ્પ) હોય છે. ॥૧૪૬॥

**भावार्थः**—અવિરત દેશવિરત પ્રમત્ત અને અપ્રમત્ત એ ચારે ગુણસ્થાન ધ્રુવ હોવાથી લોકમાં સર્વકાલ હોય છે, વિરહકાળ હોય નહિં. તેમાં અવિરત ગુણસ્થાની જીવો જઘન્યથી ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગના આકાશપ્રદેશ જેટલા અને

ઉત્કૃષ્ટથી પણ એટલાજ હોય છે, તોપણ જઘન્યથી ઉત્કૃષ્ટ અસંખ્યાતગુણા જાણવા. દેશવિરતો પણ એટલાજ છે તોપણ અવિરતથી દેશવિરતનો પલ્યાસંખ્યેયભાગ નાનો ગણવો. તથા પ્રમત્ત ગુણસ્થાની જીવો જઘન્યથી ૨૦૦૦ ક્રોડથી અધિક અને ઉત્કૃષ્ટથી ૯૦૦૦ ક્રોડ હોય છે, તે પંદર કર્મભૂમિની અપેક્ષાએ ગણવા પરન્તુ કોઈ એકજ ક્ષેત્રમાં એટલા નહિં. તથા અપ્રમત્ત ગુણવર્તી જીવો સંખ્યાત કહ્યા છે તોપણ પ્રમત્તથી ઘણાજ ઓછા જાણવા. એ ગાથામાં કહેલ ગુણસ્થાન કહ્યાં. ॥૧૪૬॥

**अवतरणः**—અપૂર્વકરણ અનિવૃત્તિ અને સૂક્ષ્મસંપરાય ઉપશાન્તમોહ અને ક્ષીણમોહ એ પાંચ ગુણસ્થાનવર્તી જીવોનું દ્રવ્ય પ્રમાણ આ ગાથામાં કહે છે—

**एगाइय भयणिज्जा, पवेसणेणं तु जाव चउपन्ना। उवसामगोवसंता, अद्धं पइ जाव संखेज्जा ॥१४७॥**

**गाथार्थः**—ઉપશામક અને ઉપશાન્ત જીવો [૮-૯-૧૦-૧૧ ગુણ૦વર્તી જીવો] ભજનાએ જઘન્યથી ૧-૨ આદિ હોય છે, અને ઉત્કૃષ્ટથી ૫૪ હોય છે તે પ્રવેશઆશ્રયિ જાણવું, અને એ ગુણસ્થાનોના કાળ આશ્રયિ વિચારીએ તો સંખ્યાત હોય છે.

**भावार्थः**—મોહનીયકર્મના ઉપશામક એટલે ૮-૯-૧૦ મા ગુણવર્તી જીવો અને ઉપશાન્ત એટલે ૧૧ મા ગુણસ્થાનવર્તી જીવો એ ચારે જીવો લોકમાં કોઇ વખતે હોય છે, અને કોઈ વખતે સર્વથા નથી હોતા. જેથી એ અધ્રુવ ગુણસ્થાનો છે માટે સત્તાવડે ભજનીય કહેવાય. અને એ ચારેનો વિરહકાળ પૂર્ણ થતાં જઘન્યથી ૧-૨ જીવ એ ગુણ૦માં પ્રવેશ કરતા હોય છે, ઉત્કૃષ્ટથી સમકાળે ઉપશમશ્રેણિમાં ૫૪ જીવો પ્રવેશ કરતા હોય છે, અને અનેક સમય સુધી પ્રવેશ કરીને ઉપ૦શ્રેણિમાં સર્વ ભેગા થયેલા જીવો ગણીએ તો સંખ્યાત જીવો હોય છે. ગાથામાં કહેલા अद्धं=अद्धा શબ્દનો અર્થ ઉપશમશ્રેણિનો અન્ત-મું૦પ્રમાણ કાળ આરંભથી સમાપ્તિ સુધીનો જાણવો. જેથી કોઈપણ એક ગુણ૦માં વા ચારે ગુણ૦માં એકત્ર થયેલા જીવો

ગણીએ તો સંખ્યાતજ હોય છે. એ રીતે પ્રત્યેકમાં વા સામુદાયિકપણે ચારે ગુણ૦માં પ્રવેશતા ૧થી × ૫૪ અને પ્રવેશેલા સંખ્યાત જીવો હોય છે. ।।૧૪૭।।

**અવતરણઃ**—પૂર્વ ગાથામાં ઉપશમક ને ઉપશાન્તનું દ્રવ્યપ્રમાણ કહીને હવે આ ગાથામાં ક્ષપક અને ક્ષીણમોહનું દ્રવ્યપ્રમાણ કહે છે—

**खवगा उ खीणमोहा, जिणा उ पविसंति जाव अट्ठसयं। अद्धाए सयपुहुत्तं कोडिपुहुत्तं सजोगीणं ॥१४८॥**

**ગાથાર્થઃ**—ક્ષપકો [ ૮-૯-૧૦મા ગુણસ્થાનવર્તી જીવો ] અને ક્ષીણમોહી જીવ ( ૧૨મા ગુણ૦વર્તી જીવો ) ૧ થી ૧૦૮ સુધીની સંખ્યાએ પ્રવેશ કરે છે, અને ક્ષપકશ્રેણિના સમગ્ર કાળની અપેક્ષાએ શતપૃથકત્વ જીવો પ્રવેશેલા હોય છે. તથા સયોગી કેવલીઓ ક્રોડપૃથકત્વ હોય છે. ।।૧૪૮।।

**ભાવાર્થઃ**—ક્ષપકશ્રેણિના ૮-૯-૧૦મા ગુણ૦વર્તી જીવો ક્ષપક કહેવાય, અને ૧૨મા ગુણ૦વર્તી ક્ષીણમોહી કહેવાય. એ ચારમાંના પ્રત્યેક ગુણસ્થાનમાં અથવા સમગ્ર ક્ષપકશ્રેણિમાં સમકાળે પ્રવેશતા જીવો ૧ થી ૧૦૮ સુધી હોય છે, એ ચારે ગુણઅધ્રુવ છે, એટલે વિરહકાળ પૂર્ણ થયે ૧ થી ૧૦૮ સુધીનો પ્રવેશ હોઇ શકે છે. અને પ્રત્યેકમાં વા ક્ષપકશ્રેણિમાં પ્રવેશેલા જીવો શતપૃથકત્વ [ ૨૦૦ થી ૯૦૦ સુધી ] હોય છે. તથા ૧૩ મું સયોગી કેવલી ગુણસ્થાન સદાકાળ વર્તતું હોવાથી ધ્રુવ છે, તેમાં જઘન્યથી વા ઉત્કૃષ્ટથી ક્રોડપૃથકત્વ જીવો તુલ્ય શબ્દથી કહ્યા છે ( તો પણ જઘન્યથી ૨ ક્રોડ અને ઉત્કૃષ્ટથી ૯ ક્રોડ

× જો કે ગુણસ્થાનના સમય અસંખ્ય છે. પરન્તુ પ્રવેશક જીવો કેવળ ગર્ભજ મનુષ્ય અને તેમાં પણ ચારિત્રીજીવો સંખ્યાત માત્રજ હોવાથી પ્રતિસમય પ્રવેશ હોય નહિં તેથી અસંખ્યાતજીવો પ્રવેશેલા ન હોય.

કેવલિ સમકાળે વર્તતા જાણવા). તથા અયોગી ગુણસ્થાન કોઇ વખતે લોકમાં હોય ને ક્વચિત્ ન પણ હોય તેથી અધ્રુવ છે, જ્યારે હોય ત્યારે એ ગુણ૦માં જઘન્યથી ૧-૨ આદિ અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા અયોગીઓ હોય છે. ॥૧૪૮॥ ॥ इति १४ जीवसमासेषु द्रव्यप्रमाणद्वारम् ॥

## ॥ मिथ्यादृष्टौ ४ गतिषु द्रव्यप्रमाणद्वारम् ॥

**अवतरणः**—પૂર્વે સામાન્યથી ૧૪ ગુણસ્થાનરૂપ ૧૪ જીવસમાસમાં દ્રવ્યપ્રમાણદ્વાર સામાન્યથી કહીને હવે વિશેષથી કહેવા માટે ૪ ગતિમાં કહેવાની ઇચ્છાએ પ્રથમ આ ગાથામાં નરકગતિમાં જીવદ્રવ્યપ્રમાણ કહે છે—

**पढमाए असंखेज्जा, सेढीओ सेसियासु पुढवीसु । सेढीअसंखभागो, हवंति मिच्छा उ नेरइया ॥१४९॥**

**गाथार्थः**—પહેલી પૃથ્વીમાં અસંખ્યાત શ્રેણિ જેટલા મિથ્યાદૃષ્ટિ નારક જીવો છે, અને શેષ ૬ નરકપૃથ્વીઓમાં શ્રેણિના અસંખ્યાતમા ભાગ જેટલા મિથ્યાદૃષ્ટિ નારકો છે. ॥૧૪૯॥

**भावार्थः**—જીવસમાસમાં જીવદ્રવ્યપ્રમાણ કહેવાના પ્રસંગે મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનમાં [ મિથ્યા૦જીવસમાસમાં ] સામાન્યથી અનન્ત જીવો કહ્યા છે તે ચારે ગતિના સમુદાયપણે કહ્યા છે, જેથી દરેક ગતિના જૂદા જૂદા જીવો વિચારીએ તો મિથ્યાદૃષ્ટિ જીવસમાસમાં પહેલી પૃથ્વીના નારક જીવો ઘનીકૃતલોકની અસંખ્ય શ્રેણિઓમાં જેટલા આકાશપ્રદેશ હોય તેટલા અસંખ્યાત છે, અને શેષ ૬ પૃથ્વીના પ્રત્યેકના મિથ્યાદૃષ્ટિ જીવો ઘનીકૃતલોકની એકજ શ્રેણિના અસંખ્યાતમા ભાગ જેટલા છે. અહિં જો કે છ પૃથ્વીઓમાં એક શ્રેણિના અસંખ્યાતમા ભાગ જેટલા તુલ્ય કહ્યા છે તોપણ અનુક્રમે નીચે નીચેની પૃથ્વીમાં અસંખ્યાતમા અસંખ્યાતમા ભાગ જેટલા જાણવા.

તથા सास्वादन ગુણ૦માં વર્તતા સાતે પૃથ્વીઓના નારકો અધ્રુવ છે, જો હોય તો ઉત્કૃષ્ટથી સાતેમાં ક્રમશઃ હીન હીનતર ક્ષેત્રપલ્યો૦ના અસંખ્યાતમા ભાગના સમયો જેટલા વા આકાશપ્રદેશ જેટલા હોય છે. मिश्रમાં વર્તતા અધ્રુવ સાતે નરકના જીવો પણ સાસ્વાદનવત્ જાણવા. તથા सम्यग्दृष्टि જીવસમાસમાં વર્તતા જીવો સાતે પૃથ્વીમાં ધ્રુવ હોય છે અને તે ક્ષેત્રપલ્યો૦ ના અસંખ્યાતમા ભાગ જેટલા હોય છે. દેશવિરત જીવસમાસ તો સાતે પૃથ્વીઓમાં છે જ નહિ. ॥૧૪૯॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં જીવસમાસમાં નરકગતિના જીવદ્રવ્યનું પ્રમાણ કહીને હવે આ ગાથામાં જીવસમાસમાં તિર્યંચ-ગતિના જીવદ્રવ્યનું પ્રમાણ કહે છે—

**तिरिया हुंति अणंता, पयरं पंचिदिया अवहरंति । देवावहारकाला, असंखगुणहीण कालेणं ॥१५०॥**

**गाथार्थः**—તિર્યંચ જીવદ્રવ્યો સામાન્યથી અનન્ત છે, પરન્તુ પંચેન્દ્રિય તિર્યંચો દેવાપહારના કાળથી [દેવોની સંખ્યાવડે અપ-હરાતા પ્રતરના કાળથી] અસંખ્યગુણહીન કાળ વડે સમસ્ત એક આકાશ પ્રતરને અપહરે એટલા મોટા અસંખ્યાતપ્રમાણ છે.

**भावार्थः**—મિથ્યાદૃષ્ટિ જીવસમાસમાં (ગુણસ્થાનમાં) સામાન્યથી એકેન્દ્રિયાદિ તિર્યંચો અનન્ત છે, પરન્તુ વિશેષથી વિચા-રીએ તો ઘનીકૃતલોકાકાશના એક આકાશપ્રતરને દેવો જેટલા કાળે અપહરે છે તે કાળથી અસંખ્યગુણહીન કાળ વડે તેજ સમગ્ર પ્રતરને અપહરે એટલા (અર્થાત્ દેવોથી અસંખ્યગુણા) તિર્યંચપંચેન્દ્રિયો છે. અહિં તાત્પર્ય એ છે કે-પ્રતિસમય એકેક આકાશપ્રદેશ ગ્રહણ કરતાં સર્વ પંચેન્દ્રિય તિર્યંચો સમગ્ર એક આકાશપ્રતરને જેટલા કાળે અપહરે છે તે કાળ, અને એજ પ્રતરને દેવો પ્રતિસમય અપહરતાં જેટલો કાળ લાગે તે કાળ, એ બેને સરખાવીએ તો પંચેન્દ્રિયો વડે અપહરાતાં પ્રતરનો કાળ દેવ વડે અપહરાતા પ્રતરના કાળથી અસંખ્યગુણહીન થાય, કારણ કે દેવો ઘણા અલ્પ છે, અને પંચેન્દ્રિય તિર્યંચો તેથી

અસંખ્યગુણ છે માટે તિર્યંચો પ્રતરને જલદી પૂર્ણ કરે, અને દેવો અલ્પ હોવાથી પ્રતરને ઘણે કાળે અપહરે એ તાત્પર્ય. તાત્વિક રીતે પંચેન્દ્રિય તિર્યંચો ક્ષેત્રથી એક પ્રતરના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્ય કોડાકોડી યોજનમાં રહેલી અસંખ્ય શ્રેણિઓના આકાશપ્રદેશ તુલ્ય છે, જેથી એક જીવ અંગુલના અસંખ્યાતમા ભાગ જેવડા પ્રતરખંડને અપહરે તો એકજ સમયમાં સમગ્ર પ્રતર અપહરાય. અથવા એક પ્રતરના અંગુલાસંખ્યાભાગ જેવડા જેટલા ખંડ થાય તેટલા તિર્યંચ પંચેન્દ્રિયો છે. ॥૧૫૦॥

**અવતરણઃ—**એ રીતે મિથ્યાદૃષ્ટિ જીવસમાસમાં તિર્યંચગતિના જીવદ્રવ્યોનું પ્રમાણ કહીને પુનઃ મિથ્યાદૃષ્ટિમાંજ વૈક્રિયલબ્ધિવાળા તિર્યંચોનું દ્રવ્યપ્રમાણ કેટલું? તે આ ગાથામાં કહે છે—

**पढमंगुलमूलस्सासंखतमो सूइसेढिआयामो । उत्तरविउव्वियाणं, पज्जत्तयसन्नितिरियाणं ॥१५१॥**

**ગાથાર્થઃ—**અંગુલપ્રમાણ પ્રતરક્ષેત્રના પહેલા વર્ગમૂળના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશપ્રદેશ તેટલી સૂચી શ્રેણિઓના આયામ જેટલા ( એટલી દીર્ઘસૂચી શ્રેણિઓના આકાશપ્રદેશ જેટલા ) પર્યાપ્ત સંજ્ઞિ તિર્યંચો ઉત્તરવૈક્રિય લબ્ધિવાળા હોય છે. ॥

**ભાવાર્થઃ—**એક પ્રતરમાંથી એક અંગુલપ્રમાણ વિસ્તારવાળું પ્રતર લઇને તેમાં જે અસંખ્યાત શ્રેણિઓ છે તે શ્રેણિસંખ્યાનાં વર્ગમૂળ અસંખ્યાત થાય, પરન્તુ તેમાંથી પહેલા વર્ગમૂળનો જે અંક આવે ( જવાબ આવે ) તેટલી સાતરાજ દીર્ઘ શ્રેણિઓ લઇએ, તેમાં જેટલા આકાશપ્રદેશ છે તેટલા મિથ્યાદૃષ્ટિ ગર્ભજ તિર્યંચ×પંચેન્દ્રિય પર્યાપ્ત જીવો વૈક્રિયલબ્ધિવાળા હોય છે. એ ક્ષેત્રથી દ્રવ્યપ્રમાણ કહ્યું, અને કાળથી વિચારીએ તો અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણીના જેટલા સમય તેટલા છે. અપર્યાપ્ત

× અસંખ્ય દ્વીપ સમુદ્રોમાં હસ્તિ મત્સ્ય હંસ વિગેરે તિર્યંચપંચેન્દ્રિયો વૈક્રિયલબ્ધિવાળા હોય છે. ( ઇતિ વૃત્તિઃ )

સંજ્ઞીને વૈક્રિયલબ્ધિ હોયજ નહિં. ॥૧૫૧॥

**અવતરણઃ**—આ ગાથામાં પર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચોનું જીવદ્રવ્યપ્રમાણ કહે છે—

**संखेज्जहीण कालेण, होइ पज्जत्ततिरिय अवहारो। ऽसंखेज्जगुणेण तओ, कालेण तिरिक्ख अवहारो ॥१५२॥**

**ગાથાર્થઃ**—દેવ વડે એક પ્રતરને અપહરતાં જેટલો કાળ લાગે તેટલા કાળથી સંખ્યાતગુણહીન કાળ વડે પર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચો એક પ્રતરને અપહરે છે, અને તેથી પણ અસંખ્યાતગુણહીન કાળ વડે સર્વ તિર્યંચપંચેન્દ્રિયોનો અપહાર થાય છે. ॥૧૫૨॥

**ભાવાર્થઃ**—૧૫૦મી ગાથાના ભાવાર્થમાં કહ્યા પ્રમાણે એક પ્રતરનો દેવાપહારકાળ ઘણો છે, કારણ કે દેવો અલ્પ છે, અને તેથી તિર્યંચપંચેન્દ્રિયો વડે એક પ્રતરનો અપહારકાળ અસંખ્યગુણહીન છે, કારણ કે પર્યાપ્ત અને અપર્યાપ્ત બન્ને પ્રકારના તિર્યંચપંચેન્દ્રિયોને એકત્ર ગણતાં દેવોથી અસંખ્યગુણ છે, તેથી પ્રતરાપહારકાળ અસંખ્યગુણહીન છે. પરન્તુ જો કેવળ પર્યાપ્ત તિર્યંચપંચેન્દ્રિયોને દેવોની સાથે સરખાવીએ તો દેવ વડે અપહરાતા એક પ્રતરના કાળથી પર્યાપ્ત પંચે૦તિ૦ વડે અપહરાતા પ્રતરનો કાળ ( અસંખ્યગુણહીન નહિં પરન્તુ ) સંખ્યાતગુણહીન છે. અને દેવ વડે હરાતા પ્રતરનો કાળ તેથી સંખ્યાતગુણ અધિક છે, કારણ કે દેવો અલ્પ છે અને તે દેવોથી પર્યાપ્ત સંજ્ઞિ તિર્યંચપંચેન્દ્રિયો સંખ્યાતગુણ[1] છે. ૧૫૦ મી ગાથામાં પર્યાપ્તાપર્યાપ્ત તિર્યંચપંચેન્દ્રિયો દેવોથી અસંખ્યગુણ કહ્યા, ને આ ગાથામાં કેવળ પર્યાપ્ત તિ૦પંચેન્દ્રિયો દેવોથી સંખ્યાતગુણ કહ્યા એટલોજ તફાવત એ બે ગાથાના વક્તવ્યમાં છે. અહિં વૃત્તિમાં પ્રજ્ઞાપનાજીને અનુસરીને ૯૮ બોલના મહાદંડકનું અલ્પ-

૧ આ ગ્રંથમા જો કે દેવથી પર્યાપ્ત તિર્યંચો સંખ્યાત ગુણા કહ્યા પરંતુ પ્રજ્ઞાપનામા દેવોથી પર્યાપ્ત તિર્યંચો પણ અસંખ્યાત ગુણા કહ્યા છે.

બહુત્વ કહ્યું છે તે વૃત્તિથી જાણવું. ॥૧૫૨॥

**અવતરણઃ**—એ પ્રમાણે મિથ્યાદૃષ્ટિ જીવસમાસમાં સામાન્યથી પંચેન્દ્રિય તિર્યંચોનું દ્રવ્યપ્રમાણ કહીને પંચેન્દ્રિયના સામાન્યપણાને અંગે એકેન્દ્રિયાદિ જીવોનું દ્રવ્યપ્રમાણ કહેવાનું બાકી છે તે [1]છોડીને પણ પ્રથમ મનુષ્યગતિમાં મનુષ્યોનું દ્રવ્યપ્રમાણ કહે છે—

**संखेज्जा पज्जत्ता,मणुया ऽपज्जत्तया सिया नत्थि। उक्कोसेण जइ भवे, सेढीए असंखभागो उ ॥१५३॥**

**ગાથાર્થઃ**—પર્યાપ્તા મનુષ્યો સંખ્યાત જ હોય છે, અને અપર્યાપ્ત મનુષ્યો તો અધ્રુવ હોવાથી કદાચિત્ સર્વથા પણ ન હોય, અને જો હોય તો ઉત્કૃષ્ટથી શ્રેણિના અસંખ્યાતમા ભાગ જેટલા [ અપર્યાપ્ત (સમ્મૂર્ચ્છિમ) મનુષ્યો ] હોય છે. ॥૧૫૩॥

**ભાવાર્થઃ**—મનુષ્ય ગર્ભજ અને સમ્મૂર્ચ્છિમ એમ બે પ્રકારના છે તેમાં ગર્ભજ મનુષ્યો પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે પ્રકારના હોય છે, અને સમ્મૂર્ચ્છિમ મનુષ્યો તો અપર્યાપ્તાજ હોય છે અને અન્તર્મુહૂર્ત્ત આયુષ્યવાળા હોય છે, તેથી ગાથામાં પર્યાપ્ત મનુષ્ય કહેવાથી ગર્ભજ મનુષ્ય જાણવા, અને અપર્યાપ્ત મનુષ્ય કહેવાથી ગર્ભજ અપર્યાપ્ત મનુષ્ય અને સર્વ સમ્મૂર્ચ્છિમ મનુષ્ય જાણવા. તેમાં ગર્ભજ મનુષ્યો પર્યાપ્તા ધ્રુવ હોવાથી સદાકાળ સંખ્યાતજ વર્તતા હોય છે અને અપર્યાપ્ત સમ્મૂર્ચ્છિમ મનુષ્યો તો અધ્રુવ હોવાથી કદાચિત્ લોકમાં સર્વથા હોતા નથી. તથા પર્યાપ્તા ગર્ભજ મનુષ્ય સંખ્યાત કહ્યા તો કેટલી સંખ્યાવાળા હોય તે દર્શાવે છે–છઠ્ઠા વર્ગને પાંચમા વર્ગ વડે ગુણતા જેટલા આવે તેટલા ગર્ભજ મનુષ્ય હોય છે. તે આ પ્રમાણે–એકનો વર્ગ એકજ હોવાથી ૧ નો આંક વર્ગરહિત ગણાય, જેથી ૨ નો વર્ગ ૪ એ પ્રથમવર્ગ. ૪ નો વર્ગ ૧૬ એ બીજો વર્ગ, ૧૬ નો વર્ગ ૨૫૬ એ ત્રીજો વર્ગ, તેનો ૬૫૫૩૬ એ ચોથો વર્ગ, ૬૫૫૩૬ નો વર્ગ ૪૨૯૪૯૬૭૨૯૬ એ પાંચમો વર્ગ, અને એનો

---

૧ એકેન્દ્રિયોનું સવિસ્તર દ્રવ્યપ્રમાણ ચાલુ અધિકારમાંજ આગળ કહેવાશે.

વર્ગ ૧૮૪૪૬૭૪૪૦૭૩૭૦૯૫૫૧૬૧૬ એ છઠ્ઠો વર્ગ. એને પાંચમા વર્ગ વડે એટલે ૪૨૯૪૯૬૭૨૯૬ વડે ગુણતાં ૭૯૨૨૮૧૬૨૫-૧૪૨૬૪૩૩૭૫૯૩૫૪૩૯૫૦૩૩૬ એ ૨૯ આંકડા જેટલા પર્યાપ્ત ગર્ભજ મનુષ્યો જઘન્યપદે હોય છે. એ પર્યાપ્તગર્ભજ મનુષ્યનો ધ્રુવરાશિ કહ્યો.

તથા ગર્ભજ અપર્યાપ્ત અને સમ્મૂર્ચ્છિમ અપર્યાપ્ત એ બન્ને પ્રકારના અપર્યાપ્ત મનુષ્યો અધ્રુવ હોવાથી લોકમાં કવચિત્ હોય ને કવચિત્ ન પણ હોય, કારણ કે અપર્યાપ્ત ગર્ભજ મનુષ્યોનો ઉત્પત્તિ વિરહકાળ જઘન્યથી ૧ સમય અને ઉત્કૃષ્ટથી ૧૨ મુહૂર્ત્ત, તથા સમ્મૂર્ચ્છિમ મનુષ્યોનો ઉત્પત્તિ વિરહકાળ જઘન્યથી ૧ સમય અને ઉત્કૃષ્ટથી ૨૪ મુહૂર્ત્ત સિદ્ધાન્તમાં કહ્યો છે. [ ગર્ભજ મનુષ્યોનું આયુષ્ય ઘણું દીર્ઘ હોવાથી તેઓનો ધ્રુવરાશિ છે ] જેથી બન્ને પ્રકારના મનુષ્યોમાં પૂર્વે ઉત્પન્ન થયેલા હોય તેઓનું અન્તર્મુ૦ આયુષ્ય પૂર્ણ થતાં સર્વથા નિર્લેપ પણ થાય છે, તેથી બન્ને અપર્યાપ્ત મનુષ્યો અધ્રુવ છે, ત્યારબાદ પુનઃ ઉત્પન્ન થવાથી એ અપર્યાપ્તા અને પૂર્વોક્ત પર્યાપ્તા એ સર્વ મળીને ઉત્કૃષ્ટથી મનુષ્યો એક શ્રેણિના અસંખ્યાતમા ભાગવર્તી આકાશ-પ્રદેશ જેટલા અસંખ્યાત છે. ॥૧૫૩॥

**अवतरणः**—આ ગાથામાં બીજી રીતે ક્ષેત્રથી મનુષ્યરાશિ કેટલો છે તે કહે છે—

**उक्कोसेणं मणुया सेढिं च हरंति रूवपक्खित्ता । अंगुलपढमयतियवग्गमूलसंवग्गपलिभागा ॥१५४॥**

**गाथार्थः**—અંગુલપ્રમાણ શ્રેણિના પહેલા વર્ગમૂળને ત્રીજા વર્ગમૂળ સાથે સંવર્ગિત કરતાં-ગુણતાં જે પલિભાગ-ખંડ આવે તેટલા એકેક ખંડ સાથે એકેક મનુષ્યને અપહરીયે અને તે ઉપરાન્ત એક મનુષ્ય અધિક હોય તો તે પ્રક્ષેપવાથી સમગ્ર શ્રેણિ

---

૧ બીજી રીત એ છે કે ૨-૪-૮-૧૬ એમ ૯૬ વાર દ્વિગુણસંખ્યા કરતાં ૯૬ મો અંક પણ જઘન્ય મનુષ્યરાશિ જેટલો આવે છે.

અપહરાય એટલા અસંખ્યાત મનુષ્યો ઉત્કૃષ્ટપદે છે. ॥૧૫૪॥

**ભાવાર્થ:**—જેટલા સર્વ મનુષ્યો છે તે ઉપરાન્ત જો એકજ મનુષ્ય અધિક હોત તો તે મનુષ્ય સંખ્યા વડે એકેક શ્રેણિખંડને અપહરતાં સમગ્ર શ્રેણિ અપહરાત. તે શ્રેણિખંડનું પ્રમાણ એ છે કે—એક અંગુલ દીર્ઘશ્રેણિના આકાશપ્રદેશોની સંખ્યાનાં ત્રણ વાર વર્ગમૂળ કરી પહેલા સાથે ત્રીજું વર્ગમૂળ ગુણતાં જે સંખ્યા આવે તેટલી સંખ્યાવાળા આકાશપ્રદેશોના એકેક ખંડ વડે એકેક મનુષ્યને સંહરીયે તો સમગ્ર શ્રેણિ સંહરાતાં ૧ ખંડ બાકી રહે, તેથી જો ૧ મનુષ્ય અધિક હોત તો તેવા ખંડોથી મનુષ્ય સંખ્યા વડે સમગ્ર શ્રેણિ સંહરાત. અહિં જેમ ૨૫૬ નાં ત્રણ વર્ગમૂળ ૧૬–૪–૨ થાય તેમાં ૧૬ ને ૨ સાથે ગુણતાં ૩૨ આવે તેથી ૩૨–૩૨ પ્રદેશ જેટલા ખંડો વડે સમગ્ર શ્રેણિના જેટલા ખંડ થાય તેમાંથી ૧ ખંડ ન્યૂન એટલા ઉત્કૃષ્ટ મનુષ્યો છે.

અહિં મનુષ્યગતિમાં સર્વે (૧૪) જીવસમાસ છે, તેમાં મિથ્યાદૃષ્ટિ જીવસમાસમાં સમ્મૂર્છિમ સર્વ મનુષ્યો છે, અને ગર્ભજ મનુષ્યો ઘણા છે, શેષ સાસ્વાદનાદિ જીવસમાસમાં મનુષ્ય સંખ્યાનું પ્રમાણ યથાયોગ્ય સંખ્યાત સંખ્યાત છે તે સ્વતઃ વિચારવું. [કારણ કે જીવસમાસમાં દ્રવ્યપ્રમાણ સામાન્યથી પૂર્વે કહ્યું છે તે ઉપરથી વિચારવું સુગમ છે.] ॥૧૫૪॥

**અવતરણ:**—હવે પંચેન્દ્રિયનો ચાલુ અધિકાર હોવાથીજ આ ગાથામાં દેવગતિમાં ભવનપતિ આદિ દેવોનું દ્રવ્યપ્રમાણ કહે છે—

**सेढीओ असंखेज्जा, भवणे वण जोइसाण पयरस्स । संखेज्जजोयणंगुलदोसयछप्पन्नपलिभागो ॥१५५॥**

**ગાથાર્થ:**—ભવનપતિ દેવો પ્રતરના અસંખ્યાતમા ભાગવર્તી અસંખ્યાત શ્રેણિઓના આકાશ પ્રદેશ જેટલા છે, વ્યન્તરો પ્રતરના સંખ્યાત યોજન પ્રમાણવાળા જેટલા ભાગ થાય તેટલા છે, અને જ્યોતિષીઓ પ્રતરના ૨૫૬ અંગુલપ્રમાણથી જેટલા ભાગ થાય તેટલા છે. ॥૧૫૫॥

**भावार्थः**—संख्यात योजन दीर्घश्रेणि जेवडा एक प्रतरना जेटला भाग थाय तेटला (असंख्यात) व्यन्तर देवो छे, २५६ अंगुल दीर्घश्रेणि जेवडा (दीर्घश्रेणि प्रमाणु) एक प्रतरना जेटला भाग थाय तेटला ज्योतिषीदेवो छे. अने प्रतरना असंख्यातमा भागमां जे असंख्यात श्रेणिओ होय तेना जेटला आकाशप्रदेश तेटला भवनपतिदेवो छे. ए रीते व्यन्तरोथी ज्योतिषदेवो संख्यातगुणा छे, (अने भवनपतिथी व्यन्तरो असंख्यातगुणा छे). ॥१५५॥

**अवतरणः**—भवनपति व्यन्तर ज्योतिषी देवोनुं द्रव्यप्रमाणु कहीने हुवे आ गाथामां सौधर्मकल्पादि देवोनुं द्रव्यप्रमाणु कहे छे—

**सक्कीसाणे सेढीअसंख उवरिं असंखभागो उ। आणय पाणयमाई पल्लस्स असंखभागो उ ॥१५६॥**

**गाथार्थः**—शक्र कल्पना (सौधर्म कल्पना) देवो अने ईशान कल्पना देवो असंख्य श्रेणि जेटला छे, अने ते उपरना सनत्कुमारादि देवो एक श्रेणिनां असंख्यातमा भाग जेटला छे, तथा आनत प्राणुत आदि देवो क्षेत्रपल्योपमना असंख्यातमा भाग जेटला छे. ॥१५६॥

**भावार्थः**—एक प्रतरना असंख्यातमा भागमां जेटली असंख्यात श्रेणिओ होय तेना जेटला आकाशप्रदेश होय तेटला सौधर्म कल्पना देवो छे, अने तेटलाज ईशानदेवलोकना देवो छे, तोपणु सौधर्म देवोथी संख्यातगुणु हीन ईशानदेवो छे, अर्थात् ईशानदेवोथी सौधर्मदेवो संख्यातगुणा छे. ते उपरना सनत् कुमारथी सहस्रार सुधीना ६ कल्पना देवो एकज श्रेणिना असंख्यातमा भागे जेटला आकाशप्रदेश तेटला छे, [तोपणु सहस्रारथी शुक्रदेवो असंख्यगुणु, तेथी लांतकदेवो असंख्यगुणु तेथी ब्रह्मदेवो असंख्यगुणु, तेथी माहेन्द्रदेवो असंख्यगुणु अने तेथी सनत्कुमारदेवो असंख्यगुणु छे] तथा आनतादि ४

કલ્પના દેવો, તથા પહેલા ત્રિકના બીજા ત્રીકના ને ત્રીજા ત્રિકના ગ્રૈવેયકદેવો તથા અનુત્તરદેવો એ પ્રત્યેક ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગે જેટલા આકાશપ્રદેશ તેટલા સર્વકાળ હોય છે, તોપણ અનુત્તરદેવોથી ત્રીજા ત્રિકના દેવો સંખ્યાતગુણ, તેથી બીજા ત્રિકના પહેલા ત્રિકના અચ્યુતના આરણના પ્રાણતના જે આનતના દેવો અનુક્રમે સંખ્યાતગુણ સંખ્યાતગુણ છે. એ રીતે વૈમાનિકદેવોનું દ્રવ્યપ્રમાણ કહ્યું. ॥૧૫૬॥

**અવતરણઃ**—પૂર્વે રત્નપ્રભાપૃથ્વીના નારક અને સૌધર્મ ઈશાનકલ્પના દેવો, અને ભવનપતિદેવોની સંખ્યા સામાન્યથી એક પ્રતરના અસંખ્યાતમા ભાગવર્તી અસંખ્ય શ્રેણિઓ જેટલી કહી, પરન્તુ પ્રતરનો અસંખ્યાતમો ભાગ તો અસંખ્ય કોડાકોડી યોજન જેટલો પણ હોય ને સંખ્ય કોડાકોડી યોજન જેટલો પણ હોય તો કેટલા વિસ્તારવાળો ગણવો? તે કહે છે—

**सेढीसूइपमाणं, भवणे घम्मे तहेव सोहम्मे। अंगुलपढमं विय तिय समणंतरवग्गमूलगुणं ॥१५७॥**

**ગાથાર્થઃ**—અંગુલપ્રમાણ સૂચિશ્રેણિઓની સંખ્યાના પહેલા સમનંતર વર્ગમૂળથી ગુણે તેટલા ભવનપતીદેવો, બીજા સમનંતર વર્ગમૂળે ગુણે તેટલા ઘમ્મા પૃથ્વીના નારક છે, અને ત્રીજા સમનંતર વર્ગમૂળથી ગુણે તેટલા સૌધર્મદેવો છે. ॥૧૫૭॥

**ભાવાર્થઃ**—અંગુલપ્રમાણ દીર્ઘશ્રેણિના જેટલા આકાશપ્રદેશ તેટલી સૂચીશ્રેણિઓની સંખ્યાનું પહેલું બીજું ને ત્રીજું વર્ગમૂળ કરી મૂળ સંખ્યાને સમનન્તર વર્ગમૂળ પહેલા સાથે ગુણતાં જે સંખ્યા આવે તેટલી શ્રેણિના આકાશ પ્રદેશ પ્રમાણ ભવનપતિ-દેવો છે. ધારો કે અંગુણપ્રમાણ ક્ષેત્રમાં ૨૫૬ સૂચીશ્રેણિઓ છે તો પહેલું વર્ગમૂળ ૧૬ બીજું ૪ ત્રીજું ૨ આવે તેને અનુક્રમે સ્થાપતાં ૨૫૬–૧૬–૪–૨ સંખ્યા થઇ. તેમાં ૨૫૬ ને ૧૬ થી ગુણતાં ૪૦૯૬ આવે તેટલા ભવનપતિદેવો છે, ત્યારબાદ ૧૬ ને ૪ વડે ગુણતાં ૬૪ આવે તેટલા ઘર્માપૃથ્વીના (રત્નપ્રભાના) નારક છે, ૪ને ૨વડે ગુણતાં ૮ આવે તેટલી શ્રેણિ પ્રમાણ અસત્

કલ્પનાએ સૌધર્મકલ્પના દેવો છે. એ રીતે ત્રણે વર્ગમૂળના સમનન્તર ગુણુકારોથી ભવનપતિ આદિકની સંખ્યા તાત્વિક રીતે અસંખ્ય અસંખ્ય જાણવી [વૃત્તિકર્તા કહે છે કે આ અલ્પબહુત્વ પ્રજ્ઞાપનાદિકને અનુસરતું નથી]. ॥૧૫૭॥

**અવતરણઃ**—આ ગાથામાં શર્કરાપ્રભાદિ પૃથ્વીના નારકોનું અને સનત્કુમારાદિ દેવોનું કંઇક વિશેષથી દ્રવ્યપ્રમાણુ કહે છે—

**बारस दस अट्ठेव य, मूलाइं छ त्ति दुन्नि नरएसुं। एक्कारस नव सत्त य, पणगचउक्कं च देवेसु ॥१५८॥**

**ગાથાર્થઃ**—નારકપૃથ્વીઓમાં સાતમી પૃથ્વીથી બીજી પૃથ્વી સુધીના નારકો અનુક્રમે એક શ્રેણિના બારમા–દસમા–આઠમા–છઠ્ઠા ત્રીજા ને બીજા વર્ગમૂળ જેટલા છે, અને દેવોમાં ઉલટા ક્રમ પ્રમાણે સનત્૦ માહેન્દ્રથી પ્રારંભીને સહસ્રાર સુધીના દેવો ચોથા પાંચમા સાતમા નવમા ને અગિઆરમા વર્ગમૂળ જેટલા છે. ॥૧૫૮॥

**ભાવાર્થઃ**—એક પ્રદેશ જાડી ને સાત રજ્જુ દીર્ઘ એક આકાશશ્રેણિના પ્રદેશોની સંખ્યાનાં અસંખ્યાતા વર્ગમૂળ થાય છે, પરન્તુ નારક જીવોનું દ્રવ્યપ્રમાણુ વિચારીએ ત્યારે એક શ્રેણિના પ્રદેશોનાં ૧૨ વાર વર્ગમૂળ કરતાં ૧૨મા વર્ગમૂળનો જે અંક આવે તેટલા સાતમી પૃથ્વીના નારક છે, દશવાર વર્ગમૂળ કરતાં દશમા વર્ગમૂળનો જે જવાબ આવે તેટલા છઠ્ઠી પૃથ્વીના નારક છે, એ રીતે ૮ વાર વર્ગમૂળ કરતાં આઠમા વર્ગમૂળ જેટલા પાંચમી પૃથ્વીના નારક છે. છઠ્ઠા વર્ગમૂળ જેટલા ચોથીના નારક અને ત્રીજા વર્ગમૂળ જેટલા ત્રીજીના અને બીજા વર્ગમૂળ જેટલા બીજી પૃથ્વીના નારક છે.

દેવોમાં પણ એ પ્રમાણે ઉલટા ક્રમે વિચારતાં ચોથા વર્ગમૂળ જેટલા સનત્૦ માહેન્દ્ર દેવો છે, પાંચમા વર્ગમૂળ જેટલા બ્રહ્મકલ્પના દેવો છે, સાતમા વર્ગમૂળ જેટલા લાન્તકદેવો છે, નવમા વર્ગમૂળ જેટલા શુક્રદેવો છે, અને અગિઆરમા વર્ગમૂળ જેટલા સહસ્રારદેવો છે. આનતાદિ દેવો તો પૂર્વે કહ્યા પ્રમાણે ક્ષેત્રપલ્યો૦ના અસંખ્યાતમા ભાગ જેટલા કહ્યા છે તે પ્રમાણેજ

જાણવા. [વૃત્તિકર્તા કહે છે કે:—"આ ગાથાનું વ્યાખ્યાન અર્વાચીન આચાર્યોએ એ રીતે કર્યું છે, પરન્તુ એ પ્રકારનું અલ્પબહુત્વ કોઈપણ આગમમાં કહેલું દેખાતું નથી, અને પ્રજ્ઞાપનાજીના મહાદંડક સાથે બંધબેસતું પણ નથી, માટે એ બાબતમાં સત્ય શું છે તે કેવલી વા બહુશ્રુત જાણે.] ॥ इति चतुर्गतिक पंचेन्द्रियाणां द्रव्यप्रमाणम् ॥१५८॥

**अवतरणः**—ચારે ગતિના પંચેન્દ્રિય જીવોનું દ્રવ્યપ્રમાણ કહીને હવે તિર્યંચગતિમાં પૂર્વે નહિ કહેલા બાદરપર્યાપ્ત પૃથ્વીકાય અપ્કાય અને પ્રત્યેક વનસ્પતિકાયનું દ્રવ્યપ્રમાણ કહે છે (તેઉવાયુનું પ્રમાણ ૧૬૦ મી ગાથામાં કહેવાશે)—

**बायरपुढवी आऊ, पत्तेय वणस्सई य पज्जत्ता । ते य पयरमवहरिज्जंसु अंगुलासंखभागेणं ॥१५९॥**

**गाथार्थः**—બાદરપર્યાપ્ત પૃથ્વીકાય, બાદરપર્યાપ્ત અપ્કાય, અને બાદરપર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાય એ ત્રણે દરેક અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા ખંડવડે સમગ્ર એક પ્રતરને અપહરે છે [એ રીતે દરેક અસંખ્ય અસંખ્ય છે]. ॥૧૫૯॥

**भावार्थः**—એક અંગુલ દીર્ઘ એક પ્રદેશ જાડી એક આકાશપ્રદેશ શ્રેણિના અસંખ્યાતમા ભાગવર્તી આકાશપ્રદેશો વડે એક સમગ્ર પ્રતરના પ્રદેશોને ભાગે, અને ભાગતાં જે જવાબ આવે તેટલા બાદરપર્યાપ્ત પૃથ્વીકાય જીવો છે, અથવા એક પ્રતરના અંગુલાસંખ્યાતમા ભાગ પ્રમાણ જેટલા ખંડ થાય તેટલા બા૦૫૦ પૃથ્વી જીવો છે. એટલાજ બા૦૫૦ અપ્કાય જીવો છે, એટલાજ બા૦૫૦ પ્રત્યેક વનસ્પતિ જીવો છે, એ રીતે ત્રણે જીવ સંખ્યા તુલ્ય કહેવા છતાં પણ બા૦પર્યાપ્ત પ્રત્યેક વન૦થી બા૦૫૦ પૃથ્વી અસંખ્યગુણ છે, તેથી બા૦૫૦ અપ્કાય જીવો અસંખ્યગુણ છે [વૃત્તિમાં આ ત્રણ જીવોની વ્યાખ્યા જૂદી રીતે કરી છે પરન્તુ આ કહેલ અર્થ પણ તેને અનુસરીનેજ ઘટતો છે, તાત્વિક ફેરફાર કંઇ પણ નથી. કેવળ કથનભેદ છે, માટે સંખ્યામાં કંઇ ફેરફાર થતો નથી. ॥૧૫૯॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં પર્યાપ્ત બાદર પૃથ્વ્યાદિ ત્રણ કહીને હવે આ ગાથામાં બાદરપર્યાપ્ત અગ્નિકાયની અને બાદરપર્યાપ્ત વાયુકાયની સંખ્યા કહે છે—

**पज्जत्त बायराणल असंखया हुंति आवलियवग्गा। पज्जत्त वायुकाया, भागो लोगस्स संखेज्जो ॥१६०॥**

**गाथार्थः**—આવલિકાના અસંખ્યાત વર્ગ કરે તેટલા બાદરપર્યાપ્ત અગ્નિ છે, અને લોકના સંખ્યાતમા ભાગ જેટલા બાદર પર્યાપ્ત વાયુ જીવો છે.॥૧૬૦॥

**भावार्थः**—એક આવલિકાના જેટલા અસંખ્યાત સમય છે તેના અસંખ્ય વર્ગો કરવા, તે વર્ગોમાં અને આવલિકામાં જેટલા સમયો હોય તેટલા અસંખ્યાતા પર્યાપ્ત બાદર અગ્નિજીવો છે, અને લોકાકાશના સંખ્યાતમા ભાગે અસંખ્ય પ્રતરોના જેટલા આકાશપ્રદેશ હોય તેટલા બાદરપર્યાપ્ત વાયુકાય જીવો છે, એ સામાન્યપ્રમાણ કહ્યું. ॥૧૬૦॥

**अवतरणः**—આવલિકાના અસંખ્ય વર્ગ અને લોકાકાશનો સંખ્યાતમો ભાગ એ બે પ્રમાણ સામાન્ય માત્ર છે માટે તે સંબંધિ વિશેષતઃ પ્રમાણ કહે છે—

**आवलिवग्गा संखा, घणस्स अंतो उ बायरा तेऊ। पज्जत्त बायराणिल हवंति पयरा असंखेज्जा ॥१६१॥**

**गाथार्थ**—આવલિકાના અસંખ્ય વર્ગ કહ્યા તે આવલિકાના ઘનથી અંદર જેટલા જાણવા, તેટલા બાદરઅગ્નિ છે, અને અસંખ્યાત પ્રતરો જેટલા પર્યાપ્ત બાદર વાયુકાય છે, [એ અગ્નિ વાયુનું વિશેષતઃ પ્રમાણ જાણવું.] ॥૧૬૧॥

**भावार्थः**—પૂર્વ ગાથામાં આવલિકાવર્તી સમયોના અસંખ્ય વર્ગ કહ્યા તે અસંખ્ય વર્ગ તો આવલિકાના ઘન જેટલો પણ હોય તેથી ન્યૂન પણ હોય અને તેથી અધિક પણ હોય, તો બાદર અગ્નિના દ્રવ્યપ્રમાણમાં અસંખ્યાત વર્ગ તે કેટલી સંખ્યાના



एकेन्द्रिय जीवोनुं प्रमाण

જવાબવાળો હોય? આવલિકાના ઘન જેટલો? કે ઘનથી પણ અધિક? કે ઘનથી ન્યૂન? એ આશંકાના ઉત્તરમાં અહિં કહે છે કે—આવલિકાના અસંખ્યાત વર્ગ કરવાના કહ્યા તે આવલિકાનો ઘન પૂરાય એટલા વર્ગ નહિ પણ આવલિકાના ઘનથી ન્યૂન જવાબ જેટલા વર્ગ જાણવા. તેમ અસત્ કલ્પના એ ૧૦ સમયની આવલિકાનો ઘન ૧૦૦૦ થાય તો આવલિકાના વર્ગ એટલા કરવા કે જેનો કુલ સર્વાળો ૧૦૦૦ સંપૂર્ણ ન થાય, જેથી ૮–૯ વર્ગ કરીએ તો ૮૦૦ અથવા ૯૦૦ થાય, એટલાજ અસત્કલ્પનાએ બાદરપર્યાપ્ત અગ્નિ છે.

તથા લોકાકાશના સંખ્યાતમા ભાગમાં સંખ્યાત પ્રતરો તો કોઇ રીતે હોયજ નહિ અસંખ્ય પ્રતરોજ હોય માટે બાદર વાયુજીવો લોકના સંખ્યાતમા ભાગવર્તી અસંખ્ય પ્રતરોના જેટલા આકાશપ્રદેશ તેટલા જાણવા. લોકના અસંખ્યાતમા ભાગમાં પણ અસંખ્યાત પ્રતરો હોય છે, પરન્તુ સંખ્યાતમા ભાગમાં રહેલાં અસંખ્ય પ્રતરો ઘણાં હોય છે.

એ પ્રમાણે પાંચે બાદરપર્યાપ્ત એકેન્દ્રિયોનુ દ્રવ્યપ્રમાણ જૂદી જૂદી રીતે કહ્યું, પરન્તુ પરસ્પર અલ્પબહુત્વ વિચારીએ તો બાદરપર્યાપ્ત અગ્નિ સર્વથી અલ્પ, બા૦૫૦ પ્રત્યેક વનસ્પતિ તેથી અસંખ્યગુણ, તેથી બા૦૫૦ પૃથ્વીકાય અસંખ્યગુણ, તેથી બા૦૫૦ અપ્કાય અસંખ્યગુણ, તેથી બા૦૫૦વાયુ અસંખ્યગુણ છે. ॥૧૬૧॥

**अवतरणः**—એ પ્રમાણે બાદરપર્યાપ્ત પાંચે એકેન્દ્રિયનું દ્રવ્યપ્રમાણ કહ્યું, અને હવે અપર્યાપ્ત બાદર પાંચ, સૂક્ષ્મપર્યાપ્ત પૃથ્વી જળ અગ્નિ વાયુ એ ૪, એજ ૪ અપર્યાપ્ત, એ ત્રણ રાશિ પ્રત્યેકશરીરી એકેન્દ્રિયોના કહેવા બાકી છે અને સૂક્ષ્મ બાદર સાધારણ વનસ્પતિ અપર્યાપ્ત પર્યાપ્ત એ ૪ મળી ૭ એકેન્દ્રિય રાશિઓનું પ્રમાણ કહેવું બાકી છે, તે પ્રમાણ જૂદી જૂદી રીતે કહેવાય છે—

**सेसा तिण्णि वि रासी, वीसुं लोया भवे असंखेज्जा। साहारणा उ चउसु वि, वीसुं लोया भवेऽणंता ॥१६२॥**

**गाथार्थः**—પ્રત્યેક શરીરી એકેન્દ્રિયોના શેષ ત્રણ રાશિ( ના ૧૩ જીવભેદ ) દરેક જૂદા જૂદા અસંખ્યાત લોકાકાશ પ્રમાણ છે, અને સાધારણ વનસ્પતિના ચારે રાશિ દરેક જૂદા જૂદા અનન્ત લોકાકાશ પ્રમાણ છે. ॥૧૬૨॥

**भावार्थः**—પ્રત્યેક શરીરી એકેન્દ્રિયના પાંચના ૪ રાશિ છે, તે આ પ્રમાણે–બાદર પર્યાપ્ત, બાદર અપર્યાપ્ત, સૂક્ષ્મ પર્યાપ્ત ને સૂક્ષ્મ અપર્યાપ્ત, તેમાં બાદર પર્યાપ્ત પાંચે એકેન્દ્રિયના એક રાશિનું દ્રવ્યપ્રમાણ કહેવાઈ ગયું છે, જેથી બાકી રહેલા ત્રણ રાશિનું દરેકનું પ્રમાણ અસંખ્ય લોકાકાશ પ્રમાણ છે, અર્થાત્ બાદર અપર્યાપ્ત પૃથ્વી અસંખ્ય લોકાકાશના જેટલા આકાશ-પ્રદેશ તેટલા છે, એ રીતે ત્રણ રાશિના શેષ ૧૨ જીવભેદ પણ દરેક અસંખ્ય અસંખ્ય લોકાકાશ પ્રમાણ છે. એ સમાન પ્રમાણ કહ્યું પરન્તુ અલ્પબહુત્વ વિચારીએ તો બાદર અપર્યાપ્ત પ્રત્યેક શરીરી એકેન્દ્રિયોથી સૂક્ષ્મ અપર્યાપ્ત પ્રત્યેક શરીરી એકેન્દ્રિયો અસંખ્યગુણ છે. તેથી સૂક્ષ્મ પર્યાપ્ત પ્રત્યેક શરીરી એકેન્દ્રિયો સંખ્યાતગુણા છે ( અસંખ્યગુણ નહિં ).

તથા સાધારણ વનસ્પતિના ચારે રાશિ જોકે સામાન્યથી દરેક અનન્ત અનન્ત લોકાકાશના આકાશપ્રદેશ જેટલા છે તો પણ અલ્પબહુત્વ વિચારીએ તો બાદર પર્યાપ્ત સાધારણથી બાદર અપર્યાપ્ત સાધારણ અસંખ્યગુણ, તેથી સૂક્ષ્મ અપર્યાપ્ત સાધારણ સંખ્યગુણ, તેથી સૂક્ષ્મ પર્યાપ્ત સાધારણ સંખ્યગુણ છે.

પુનઃ એ સાતેનું પરસ્પર અલ્પબહુત્વ વિચારીએ તો બા૦અપ૦ પ્રત્યેક એકે૦ સર્વથી અલ્પ, તેથી સૂ૦અપ૦ પ્રત્યેક અસં-ખ્યગુણ, તેથી સૂ૦પર્યાપ્ત પ્રત્યેક સંખ્યાતગુણ, તેથી બા૦પર્યાપ્ત સાધારણ અનન્તગુણ, તેથી બા૦અપર્યાપ્ત સાધારણ અસંખ્યગુણ, તેથી સૂક્ષ્મ અપર્યાપ્ત સાધારણ અસંખ્યગુણ, તેથી સૂક્ષ્મ પર્યાપ્ત સાધારણ સંખ્યાતગુણ એ રીતે ૭ રાશિનું પરસ્પર અલ્પબ-હુત્વ કહ્યું. ॥૧૬૨॥

**अवतरणः**—કેટલાક બાદર પર્યાપ્તવાયુ જીવો વૈક્રિયલબ્ધિવાળા પણ હોય છે તેનું દ્રવ્યપ્રમાણ આ ગાથામાં કહે છે—

**बायर वाउ समग्गा, भणिया अणुसमयमुत्तरसरीरा। पल्लासंखिय भागेणऽवहीरंतित्ति सव्वे वि ॥१६३॥**

**गाथार्थः**—ઉત્તરવૈક્રિય શરીરવાળા સમગ્ર બાદરવાયુ જીવો પ્રતિસમય અપહરતાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા સમયો વડે અપહરાય એટલા તે સર્વે પણ બાદર પર્યાપ્ત ઉત્તરવૈક્રિય વાયુ જીવો કહ્યા છે. ॥૧૬૩॥

**भावार्थः**—સૂક્ષ્મક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગના જેટલા સમય છે [1]તેટલા વૈક્રિયલબ્ધિવંત બાદરપર્યાપ્ત વાયુ છે, વૈક્રિયલબ્ધિ પર્યાપ્તનેજ હોય છે અપર્યાપ્તને નહિં, તેમજ ઉત્તરવૈક્રિય કરેલા જીવો સર્વદા એટલા હોય છે જ. વિશેષ એ કે લબ્ધિવંત વાયુઓ કૃતવૈક્રિયથી પણ ઘણા છે. અહિં કેટલાક આચાર્ય કહે છે કે–"બાદરપર્યાપ્ત વાયુ સર્વે પણ વૈક્રિયવંતજ હોય છે," પરન્તુ એ કથન અસંગત જણાય છે, કારણ કે સર્વ બાદર પર્યાપ્ત વાયુ તો લોકના સંખ્યાતમા ભાગ જેટલા કહ્યા છે, અને વૈક્રિયવંત વાયુ તો ક્ષેત્રપલ્યાસંખ્યભાગ પ્રમાણ છે, તેમજ આગમમાં પણ સર્વ બાદર પર્યાપ્ત વાયુઓને વૈક્રિય શરીર કહ્યું નથી પરન્તુ કેટલાકનેજ કહ્યું છે. ॥૧૬૩॥

**अवतरणः**—પૂર્વે એકેન્દ્રિયના સર્વ ભેદોનું દ્રવ્યપ્રમાણ કહીને હવે આ ગાથામાં દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય ને પંચેન્દ્રિયોનું દ્રવ્યપ્રમાણ કહે છે—

**बेइंदियाइया पुण, पयरं पज्जत्तया अपज्जत्ता। संखेज्जा संखेज्जेणंऽगुलभागेणऽवहरेज्जा ॥१६४॥**

---

૧ ગ્રંથમાં એટલા સમયો વડે અપહાર કહ્યો છે તે પણ આ અર્થનેજ મળતો છે.

**गाथार्थः**—પર્યાપ્ત દ્વીન્દ્રિયાદિ ચાર જીવભેદો અંગુલના સંખ્યાતમા ભાગ વડે સમગ્ર પ્રતર અપહરે એટલા છે, અને અપર્યાપ્તા દ્વીન્દ્રિયાદિ ચાર જીવભેદ પ્રત્યેક અંગુલના અસંખ્યાતમા ભાગ વડે સમગ્ર પ્રતર અપહરે એટલા છે. ॥૧૬૪॥

**भावार्थः**—એક બાજુ એક પર્યાપ્ત દ્વીન્દ્રિય મૂકીએ અને બીજી બાજુ અંગુલશ્રેણિના સંખ્યાતમા ભાગ જેટલા આકાશપ્રદેશોનો એક ખંડ કાઢીને ગોઠવીએ, એ પ્રમાણે કરતાં જ્યારે દ્વીન્દ્રિય પર્યાપ્ત સર્વ જીવ એક બાજૂ ગોઠવાઇ જાય તેજ સમયે સમગ્ર આકાશપ્રતર પણ તેવડા તેવડા ખંડોથી ગોઠવાય છે, અથવા સર્વ પર્યાપ્ત દ્વીન્દ્રિય જીવોને અંગુલના સંખ્યાતમા ભાગ જેટલા પ્રદેશવાળો એકેક ખંડ આપીયે તો સમગ્ર પ્રતર ખંડિત થઈ જાય, એ રીતે અસંખ્યાત પર્યાપ્ત દ્વીન્દ્રિયો છે. એજ પ્રમાણે પર્યાપ્ત ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય ને પંચેન્દ્રિય પણ એટલાજ છે.

તથા અપર્યાપ્ત દ્વીન્દ્રિયને દરેકને અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા આકાશપ્રદેશોનો એકેક ખંડ આપીએ તો સમગ્ર એક આકાશપ્રતર ખંડિત થઇ જાય એટલા અસંખ્ય અપર્યાપ્ત દ્વીન્દ્રિય જીવો છે, એ રીતે અપર્યાપ્ત ત્રીન્દ્રિય ને અપર્યાપ્ત ચતુરિન્દ્રિયો ને અપ૦પંચેન્દ્રિયો પણ એટલાજ છે. એ બેમાં પર્યાપ્ત દ્વીન્દ્રિયાદિથી અપર્યાપ્ત દ્વીન્દ્રિયાદિ અસંખ્યગુણ છે. એ આઠે જીવભેદનું પરસ્પર અલ્પબહુત્વ આ પ્રમાણે—

૧ પર્યાપ્ત ચતુરિન્દ્રિયો અલ્પ
૨ પર્યાપ્ત પંચેન્દ્રિયો વિશેષાધિક
૩ પર્યાપ્ત દ્વીન્દ્રિયો વિશેષાધિક
૪ પર્યાપ્ત ત્રીન્દ્રિયો વિશેષાધિક
૫ અપર્યાપ્ત પંચેન્દ્રિય અસંખ્યાતગુણા
૬ અપર્યાપ્ત ચતુરિન્દ્રિય વિશેષાધિક
૭ અપર્યાપ્ત ત્રીન્દ્રિય વિશેષાધિક
૮ અપર્યાપ્ત દ્વીન્દ્રિય વિશેષાધિક

અહિં પંચેન્દ્રિયોનું પ્રમાણ સામાન્યથી કહ્યું, અને પૂર્વે ચાર ગતિભેદે કહેવાયું છે તેથી પુનરૂક્તિ દોષ નથી. એ ત્રસભેદોનું અલ્પબહુત્વ જાણવું. ॥૧૬૪॥

**અવતરણઃ**—એ પ્રમાણે નારકાદિ જીવદ્રવ્યોનું પ્રાયઃ અવસ્થિત ( સર્વકાળ વર્તતું ) દ્રવ્યપ્રમાણ કહીને હવે જીવદ્રવ્યમાં અનવસ્થિત રાશિઓ કે જે રાશિ કોઇ વખત લોકમાં વિદ્યમાન હોય ને કોઈ વખત સર્વથા ન હોય ( એવી વિરહકાળવાળી ) રાશિઓ કહે છે. ॥૧૬૫॥

**मणुय अपज्जत्ताऽऽहार मिस्सवेउव्वि छेय परिहारा। सुहुमसरागोवसमा, सासण मिस्सा य भयणिज्जा ॥**

**ગાથાર્થઃ**—અપર્યાપ્ત મનુષ્યો–આહારકશરીરી–વૈક્રિયમિશ્રકાયયોગી–છેદોપસ્થાપનીય ચારિત્રી–પરિહાર ચારિત્રી–સૂક્ષ્મસરાગી–ઉપશામક ( ૮–૯–મા ગુણસ્થાની ) અને ઉપશાન્તમોહી–સાસ્વાદની–અને મિશ્રદૃષ્ટિ એ ૧૧ રાશિઓ ભજનીય છે. ॥૧૬૫॥

**ભાવાર્થઃ**—મનુષ્યગતિમાં ગર્ભજ મનુષ્યોનો ઉત્પત્તિ વિરહકાળ જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી ૧૨ મુહૂર્ત્ત છે, અને સમ્મૂર્ચ્છિમ મનુષ્યોનો ઉત્પત્તિવિરહ જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી ૨૪ મુહૂર્ત્ત સિદ્ધાન્તમાં કહ્યો છે, જ્યારે એ વિરહકાળમાં નવા મનુષ્યો ઉત્પન્ન ન થાય, પૂર્વોત્પન્ન ગર્ભજ અપર્યાપ્ત મનુષ્યો કેટલાક મરણ પામે, કેટલાક પર્યાપ્તિઓ રચી રહ્યા હોય તે વખતે, તેમજ પૂર્વોત્પન્ન સમ્મૂર્ચ્છિમ મનુષ્યો તો અન્તર્મુહૂર્ત્ત આયુષ્યવાળા હોવાથી સર્વે મરણ પામી જાય તે વખતે અપર્યાપ્ત મનુષ્યોનો અભાવ હોવાથી અપર્યાપ્ત મનુષ્યોની ભજનીય સત્તા ( અધ્રુવ સત્તા ) સિદ્ધ થાય છે. તથા આહારક શરીરનો ઉત્કૃષ્ટથી ૬ માસ વિરહ કહેલો હોવાથી આહારક મુનિઓની પણ અધ્રુવ સત્તા પ્રાપ્ત થાય છે. ( કારણ કે આહારક શરીરો લોકમાં ઉત્કૃષ્ટથી ૬ માસ સુધી કદાચિત્ નથી હોતાં અને જઘન્યથી ૧ સમય ન હોય, અને જો હોય તો જઘન્યથી ૧–૨–૩

વા ૫ હોય, અને ઉત્કૃષ્ટથી સમકાળે સહસ્રપૃથકત્વ (૯૦૦૦ સુધી) હોય છે. તથા વૈક્રિયમિશ્રકાયયોગી તે અહિં દેવ નારકો જાણવા. દેવ અને નારકનો ૧૨ મુહૂર્ત્ત ઉત્કૃષ્ટ ઉત્પત્તિ વિરહ કહ્યો છે, તેથી જ્યારે એ ૧૨ મુહૂર્ત્ત દરમ્યાનમાં કોઇપણ નવા દેવ કે નારક ઉત્પન્ન ન થાય, અને પૂર્વોત્પન્ન દેવ નારકો અન્તર્મુહૂર્ત્ત બાદ સંપૂર્ણ કાયયોગી થયા હોય તે વખતે વૈક્રિયમિશ્ર-કાયયોગીઓનો અભાવ હોવાથી વૈ૦મિશ્રયોગીઓની અધ્રુવસત્તા પ્રાપ્ત થાય છે. તથા છેદચારિત્રીઓનો વિરહ જઘન્યથી ૬૩૦૦૦ વર્ષ અને ઉત્કૃષ્ટથી ૧૮ કો૦કો૦સાગરોપમ, પરિહારચારિત્રીઓનો વિરહ જઘન્યથી [1]૮૪૦૦૦ વર્ષ અને ઉત્કૃષ્ટથી ૧૮ કો૦કો૦ સાગરોપમ અન્ય શાસ્ત્રોમાં કહેલ છે તેમજ આ ગ્રંથમાં પણ આગળ કહેવાશે. તથા ૮-૯-૧૦મા ગુણસ્થાની જીવો ઉપશમ અને ક્ષપકશ્રેણિવંત એમ બે પ્રકારના છે, અને ઉપશાન્તમોહી તો કેવળ ઉપશમશ્રેણિગતજ હોય છે. ત્યાં ઉપ૦શ્રેણિનો વિરહ ઉત્કૃષ્ટથી વર્ષપૃથકત્વ અને ક્ષપકશ્રેણિનો વિરહ ઉત્કૃષ્ટ ૬ માસનો અન્યત્ર કહ્યો છે ને આ ગ્રંથમાં પણ કહેવાશે. તથા સાસ્વાદન અને મિશ્ર ગુણસ્થાનીઓનો વિરહ જઘન્યથી સમય ને ઉત્કૃષ્ટ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ આ ગ્રંથમાં આગળ કહેવાશે. એ રીતે એ સર્વ રાશિઓ વિરહ કાળવાળા હોવાથી એ સર્વ રાશિઓની અધ્રુવસત્તા સિદ્ધ છે, અને એ અધ્રુવભાવ આ ગ્રંથમાં પણ આગળ પ્રાયઃ સર્વ પ્રગટ કરવામાં આવશે. ॥ इति अध्रुवराशयः ॥१६५॥

**अवतरणः**—એ રીતે દ્રવ્યપ્રમાણદ્વારમાં જીવદ્રવ્યનું પ્રમાણ કહીને તેનો ઉપસંહાર કરે છે—

**एवं जे जे भावा, जहिं जहिं हुंति पंचसु गईसु। ते ते अणुमज्जित्ता, दव्वपमाणं नए धीरा ॥१६६॥**

---

[1] પાંચમા આરાના છેલ્લા દિવસે ચારિત્ર ધર્મનો નાશ થવાથી અને આવતી ઉત્સર્પિણીના ત્રીજા આરાની શરૂઆતમાં ચારિત્ર ધર્મની પ્રવૃત્તિ થતી હોવાથી છેદોપસ્થાપનીય ચારિત્રનો ત્રેસઠ હજાર વિરહકાળ સંભવે છે. પરિહાર વિશુદ્ધિનો અવસ૦ પાંચમા છઠ્ઠા અને ઉત્સર્પિ૦નો પહેલા બીજા આરામાં અભાવ હોવાથી તેનો ચોરાશી હજાર વર્ષનો વિરહકાળ સંભવે છે.

समासः

विरहकाळ-वाळी राशिओ

**ગાથાર્થઃ**—એ પ્રમાણે પાંચ ગતિઓમાં જે જે ગતિમાં જે જે ભાવો હોય તે તે ભાવોનું અનુમાન કરીને ધીર પુરૂષો તે તે ગતિમાં જીવદ્રવ્યોનું પ્રમાણ જાણે. ॥૧૬૬॥

**ભાવાર્થઃ**—સિદ્ધિગતિ સહિત પાંચ ગતિઓમાં મિથ્યાદૃષ્ટિપણું આદિ ભાવો જે જે ગતિમાં જે જે રીતે સંભવતા હોય તે રીતે શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે તેમજ આ ચાલુ ગ્રંથમાં કહ્યા છે તે પ્રમાણે વિચારીને તે તે ગતિમાં તે તે મિથ્યાદૃષ્ટિ આદિ જીવ-સમાસોમાં જીવદ્રવ્યોનું પ્રમાણ બુદ્ધિમાન પુરૂષોએ સ્વતઃ જાણવા યોગ્ય છે. ॥ इति जीवद्रव्यप्रमाणम् ॥૧૬૬॥

## ॥ अथ अजीव द्रव्यप्रमाण द्वारम् ॥

**अवतरणः**—એ પ્રમાણે જીવદ્રવ્યનું પ્રમાણ કહીને અજીવદ્રવ્યનું પ્રમાણ કહે છે—

**तिन्नि खलु एक्कयाइं, अद्धासमया व पोग्गलाऽणंता। दुन्नि असंखेज्जपएसियाणि सेसा भवेऽणंता ॥१६७॥**

**ગાથાર્થઃ**—ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય ને આકાશાસ્તિકાય એ ત્રણ દ્રવ્યો એકેકજ છે, અને કાળદ્રવ્યરૂપ સમયદ્રવ્યો તથા પુદ્ગલદ્રવ્ય અનન્ત છે, પુનઃ ધર્મા૦અધર્મા૦ એ બે દ્રવ્યો અસંખ્યપ્રદેશી છે, અને શેષ ત્રણ દ્રવ્યો અનન્તપ્રદેશી છે. ॥૧૬૭॥

**ભાવાર્થઃ**—અજીવદ્રવ્ય પાંચ છે-૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ કાળ, ૫ પુદ્ગલાસ્તિકાય. એ પાંચ અજીવદ્રવ્યમાં ધર્મા૦ અધર્મા૦ ને આકાશ એ ત્રણ દ્રવ્ય એકેક છે, અર્થાત્ એકેક પૂર્ણસ્કંધરૂપ છે, અને કાળદ્રવ્યરૂપ સમયો તથા પુદ્ગલાસ્તિકાય એ અનન્ત દ્રવ્ય છે, અર્થાત્ સમયો અનંત છે, અને પુદ્ગલો—પરમાણુઓ પણ અનન્ત છે. અહિં સમય તો કોઇપણ સમયે એકજ વર્તમાનકાળ રૂપે વિદ્યમાન હોય છે અને ભૂતકાળવર્તી અનન્ત સમયો વ્યતીત થઇ જવાથી વિદ્યમાન નથી, તેમજ ભવિષ્યકાળના અનન્ત સમયો હજી ઉત્પન્ન થયા નથી માટે અવિદ્યમાન છે તો પણ એ ભૂત ભાવીના

અનન્ત સમયોની કથંચિત્ સત્તા ( કોઇક અપેક્ષાએ સત્તા) માનેલી છે તેથી કાળના અનન્ત સમય કહ્યા છે, અન્યથા વિદ્યમાન તો કોઇપણ વખતે લોકમાં એકજ સમય વર્તતો હોય છે.

હવે એ પાંચે અજીવદ્રવ્યોને પ્રદેશથી વિચારીએ તો ધર્માસ્તિકાયના અસંખ્ય પ્રદેશ છે, અધર્માસ્તિકાયના અસંખ્ય પ્રદેશ છે, કારણ કે એ બન્ને દ્રવ્ય લોકાકાશ માત્રમાં વ્યાપ્ત છે, અને લોકના આકાશપ્રદેશ અસંખ્યજ છે, તથા આકાશદ્રવ્ય લોક ને અલોક બન્ને મળીને [ એક અલોકના પણ ] અનન્તપ્રદેશ છે. તથા પુદ્ગલદ્રવ્યમાં પરમાણુ અનન્ત છે, દ્વિપ્રદેશી સ્કંધો અનન્ત છે યાવત્ અનન્તપ્રદેશી સ્કંધો પણ અનન્ત છે, એ રીતે પુદ્ગલદ્રવ્યો અથવા અનંતપ્રદેશી પુદ્ગલના પ્રદેશો અથવા દ્વિપ્રદેશાદિ વર્ગણાઓના સમુદિત સમુદિત પ્રદેશો અનન્ત અનન્ત હોવાથી પુદ્ગલના પ્રદેશ અનન્ત છે. તથા ભૂત, ભવિષ્ય ને વર્તમાન એ ત્રણે કાળને સામાન્યથી એક કાળદ્રવ્ય ગણતાં કાળદ્રવ્યના સમયો અનન્ત છે. કાળદ્રવ્ય એ પાંચ દ્રવ્યોની વર્તના રૂપ હોવાથી એના પ્રદેશો નથી પરન્તુ પ્રદેશરૂપ અવિભાગ સરખા સમયો છે તે અનન્ત છે. અથવા વિવક્ષિત કોઈપણ એક વર્તમાન સમયે અનન્તદ્રવ્યોમાં દરેકમાં એકેક વર્તમાન સમય દ્રવ્યભેદે ભિન્ન ભિન્ન ગણીએ તો વર્તમાન સમયો પણ અનન્ત કહી શકાય માટે વિદ્યમાન કાળદ્રવ્ય પણ અનન્ત છે. એ પ્રમાણે અજીવ દ્રવ્યપ્રમાણ કહ્યું. इति अजीवद्रव्यप्रमाणम् ॥ समाप्तं च १ जीवाजीवद्रव्यप्रमाणद्वारम् ॥१६७॥

## ॥३॥ अथ जीवाजीवसमासे क्षेत्रद्वारम् ॥

**अवतरणः—**संतपयपरूवणया આદિ ૯ અનુયોગમાં સત્પદ પ્રરૂપણા અનુયોગ તથા દ્રવ્યપ્રમાણાનુયોગ જીવ અજીવ સમાસમાં કહીને હવે જીવાજીવસમાસમાં ત્રીજું ક્ષેત્રદ્વાર કહેવાનો પ્રસંગ છે, તેમાં પ્રથમ ક્ષેત્ર શબ્દનો વ્યુત્પત્યર્થ કહે છે—

**खेत्तं खलु आगासं, तव्विवरीयं च होइ नोखेत्तं। जीवा य पोग्गला वि य, धम्माधम्मत्थिया कालो ॥१६८॥**

**गाथार्थः**—क्षेत्र ते આકાશજ છે, અને તેથી વિપરીત તે નોક્ષેત્ર, અને તે જીવ તથા પુદ્ગલ તથા ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય અને કાળ એ પાંચ નોક્ષેત્ર છે. ॥૧૬૮॥

**भावार्थः**—ઉત્તર પર્યાયની પ્રાપ્તિ થતાં પૂર્વ પર્યાયનો નાશ થવાથી જે દ્રવ્યની અંદર અન્ય પદાર્થો વિલય પામે છે–ક્ષય પામે છે તે દ્રવ્ય "क्षीयन्ते अस्मिन् पदार्था इति क्षेत्रम्" એ વ્યુત્પત્તિથી ક્ષેત્ર કહેવાય છે, અથવા જે દ્રવ્યમાં પ્રાણીઓ પરસ્પર क्षिण्वन्ति–हिंसन्ति=હણાય છે તે ક્ષેત્ર દ્રવ્ય છે, અને તે આકાશજ છે, તેથી એ આકાશ સિવાયનાં સર્વ દ્રવ્યો (ધર્માસ્તિકાયાદિ પાંચે દ્રવ્યો) નોક્ષેત્ર છે. એ પ્રમાણે સર્વ દ્રવ્ય ૬ છે, એથી અન્ય કોઇ વસ્તુ જગતમાં છે જ નહિ. ॥૧૬૮॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં ક્ષેત્ર શબ્દનો અર્થ વા સ્વરૂપ કહ્યું, હવે અહિં સત્પદ પ્રરૂપણા આદિ ૯ અનુયોગ વડે ૧૪ જીવસમાસ [ ૧૪ ગુણસ્થાન અને ૧૪ જીવભેદ ] કહેવાનો ચાલુ અધિકાર છે, અને જીવસમાસ તે નારક આદિ જીવભેદ રૂપ છે માટે તે નારકાદિ જીવો કેટલા ક્ષેત્રમાં રહ્યા છે તે દેહની અવગાહના વડે સમજાય છે માટે નારક આદિ જીવભેદોના શરીરની અવગાહના કહેવાય છે.

**सत्त धणु तिन्नि रयणी, छच्चेव य अंगुलाइं उच्चत्तं। पढमाए पुढवीए, बिउणा बिउणं च सेसासु ॥१६९॥**

**गाथार्थः**—પહેલી પૃથ્વીમાં સાત ધનુષ્ ત્રણ હાથ ને છ અંગુલ (૭ ધ૦ ૩ હાથ ૬ અંગુલ) એટલી શરીરની ઉંચાઇ છે, અને શેષ પૃથ્વીઓમાં તેથી દ્વિગુણ દ્વિગુણ શરીરની ઉંચાઈ છે [ એ નારકજીવનું ક્ષેત્રપ્રમાણ જાણવું ].

**ભાવાર્થ:**—રત્નપ્રભા પૃથ્વીમાં ૧૩ પ્રતરો છે, તેમા પહેલા પ્રતરમાં ઉત્કૃષ્ટ શરીરપ્રમાણ ૩ હાથનું છે, અને ૧૩ મા પ્રતરે ઉત્કૃષ્ટ શરીર ૭॥ ધનુષ ૬ અંગુલ છે, એજ પહેલી પૃથ્વીના નારકનું ઉત્કૃષ્ટશરીર જાણવું, અને બીજી આદિ પૃથ્વીઓમાં અનુક્રમે બમણું બમણું શરીર કહ્યું છે તે દરેક પૃથ્વીના છેલ્લા પ્રતરોનું જાણવું, તે આ પ્રમાણે—

એકેંદ્રિયાદિ જીવોના શરીરનું પ્રમાણ

| | |
|---|---|
| રત્નપ્રભામાં ૭॥ ધ૦ ૬ અં૦ | ધૂમપ્રભામાં ૧૨૫ ધનુષ |
| શર્કરાપ્રભામાં ૧૫॥ ધ૦ ૧૨ અં૦ | તમઃપ્રભામાં ૨૫૦ ધનુષ |
| વાલુકાપ્રભામાં ૩૧ ધ૦ | તમસ્તમઃપ્રભામાં ૫૦૦ ધનુષ |
| પંકપ્રભામાં ૬૨॥ ધ૦ | |

અહિં રત્નપ્રભાના ૧૩ પ્રતર, શર્કરાપ્રભાનાં ૧૧ પ્રતર, વાલુકાનાં ૯ પ્રતર, પંકપ્રભામાં ૭ પ્રતર, ધૂમપ્રભાના ૫ પ્રતર, તમઃપ્રભાનાં ૩ પ્રતર ને તમસ્તમઃપ્રભામાં ૧ પ્રતર છે. એ પૃથ્વીઓમાં ઉપરની પૃથ્વીનું ઉત્કૃષ્ટ શરીરપ્રમાણ તેજ નીચેની પૃથ્વીમાં જઘન્ય શરીરપ્રમાણ જાણવું, અથવા ઉપરની પૃથ્વીના છેલ્લા પ્રતરમાં જે દેહપ્રમાણ તેજ નીચેની પૃથ્વીના પહેલા [1]પ્રતરમાં શરીરપ્રમાણ છે. એ સર્વ ઉત્કૃષ્ટપ્રમાણ ભવધારણીય વૈક્રિય શરીરનું છે, અને ઉત્તરવૈક્રિય શરીર તો સર્વ પૃથ્વીઓમાં સ્વાભાવિક શરીરથી દ્વિગુણ-બમણું બમણું જાણવું. જેમકેઃ—પહેલી પૃથ્વીમાં સ્વાભાવિક શરીર ૭॥ ધ૦ ૬ અં૦ છે તો ઉત્તરવૈક્રિય શરીર ૧૫॥ ધ૦ ૧૨ અં૦ છે, અને એ રીતે સાતમી પૃથ્વીના નારકોનું સ્વાભાવિક શરીર ૫૦૦ ધનુષ (૦। ગાઉ) છે તો તેઓનું ઉત્તરવૈક્રિય શરીર ૧૦૦૦ ધનુષ (૦॥ ગાઉ) હોય છે. પુનઃ સર્વે નારકોનું જઘન્યશરીર જે ઉત્પત્તિ સમયે હોય તે અંગુલના અસંખ્યાતમા ભાગનું સ્વાભાવિક શરીર હોય છે, અને ઉત્તરવૈક્રિય તો પ્રારંભતી વખતે અંગુલના સંખ્યાતમા ભાગ જેટલું હોય

[1] દરેક પૃથ્વીઓના સર્વ પ્રતરમાં શરીરપ્રમાણ જાણવું હોય તો અન્ય ગ્રંથોથી તેની ગણિતની રીતિ મુજબ જાણવું.

છે. ॥ इति नारक शरीर क्षेत्रम् ॥

**अवतरणः**—એ પ્રમાણે નરકગતિના જીવોનું ક્ષેત્રપ્રમાણ કહીને હવે તિર્યંચગતિના જીવોનું ક્ષેત્રપ્રમાણ કહેવાની ઇચ્છાએ પ્રથમ દ્વીન્દ્રિયાદિકનું શરીરપ્રમાણ કહે છે [એકેન્દ્રિયો પ્રથમ કહેવા યોગ્ય છે તોપણ આગળ કહેવાશે]

**बारस य जोयणाइं, तिगाउयं जोयणं च बोद्धव्वं। बेइंदियाइयाणं, हरिएसु सहस्समब्भहियं ॥१७०॥**

**गाथार्थः**—દ્વીન્દ્રિયાદિ ત્રણ વિકલેન્દ્રિયનું શરીરપ્રમાણ ઉત્કૃષ્ટથી અનુક્રમે ૧૨ યોજન ૩ ગાઉ અને ૧ યોજન જાણવું, તથા હરિતકાયનું (વનસ્પતિકાયનું) શરીરપ્રમાણ ૧૦૦૦ (હજાર) યોજનથી કંઇક અધિક જાણવું, ॥૧૭૦॥

**भावार्थः**—દ્વીન્દ્રિયોમાં શંખ વિગેરે ૧૨ યોજન જેવડા હોય છે. તથા ચક્રવર્તિના સૈન્ય વિગેરે નિવાસોની નીચે આસાલિક જાતિનો જીવ ઉત્પન્ન થઇ તરત અન્તર્મુ૦માં ૧૨ યોજન પ્રમાણનો થઇ મરણ પામતાં જમીનમાં મોટો ખાડો પડતાં તે ચક્રવર્તિનું સૈન્યાદિ વિનાશ પામે છે તે [1]આસાલિક જીવ પણ ૧૨ યોજન પ્રમાણનો છે. તથા કાનખજૂરા વિગેરે ત્રીન્દ્રિયજીવોનું ૩ ગાઉ અને ભ્રમર આદિ ચતુરિન્દ્રિય જીવોનું શરીર ૧ યોજનપ્રમાણ હોય છે. તથા વનસ્પતિકાયમાં ઉત્સેધાંગુલથી એક હજાર જોજનના ઉંડા સમુદ્રાદિ મોટા જળાશયોમાં રહેલી લતાઓ વલ્લીઓ ને કમળો વિગેરે વનસ્પતિઓ કંઇક અધિક એક હજાર યોજનપ્રમાણ છે, એવી મોટી વનસ્પતિઓ ઉત્સેધાંગુલ પ્રમાણવાળી ૧૦૦૦ યોજનની ઉંડાઇમાંથી વધતા વધતા પાણી ઉપર તરે છે, તેથી કંઇક અધિક હજાર યોજન ઉંચાઇ કહી છે. તેથી વધારે ઉંડા સમુદ્રાદિમાં વધેલા કમળ આદિ પદ્મદ્રહના કમળોની જેમ પૃથ્વીરૂપ છે પણ વનસ્પતિ રૂપ નથી. એ રીતે એ ચારેનું ઉત્કૃષ્ટ શરીરપ્રમાણ કહ્યું. અને એ ચારેનું જઘન્ય

---

૧ અહિં એ આસાલિક જીવને દ્વીન્દ્રિયમાં ગણ્યો છે, પરન્તુ ઘણા અન્ય ગ્રંથોમાં એને સમ્મુર્છિમ પંચેન્દ્રિય કહેલો છે.

શરીરપ્રમાણ તો ઉત્પન્ન થતી વખતે અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલુંજ હોય છે. પૃથ્વીકાય આદિકનું શરીરપ્રમાણ તો જઘન્યથી અને ઉત્કૃષ્ટથી પણ અંગુલનો અસંખ્યાતમો ભાગ આગળ કહેવાશે. ॥૧૭૦॥

**અવતરણઃ**—આ ૧૭૧થી ૧૭૫ ગાથા સુધીમાં તિર્યંચ પંચેન્દ્રિયના ૨૦ ભેદનું શરીરપ્રમાણ કહે છે—

**जल थल खह सम्मुच्छिम तिरियअपजत्तया विहत्थीओ। जलसम्मुच्छिमपजत्तयाण अह जोयणसहस्सं॥**

**ગાથાર્થ**—સમ્મૂર્ચ્છિમ અપર્યાપ્ત જલચર સ્થલચર ઉરઃ[1]પરિસર્પ ભુજપરિસર્પ અને ખેચર એ પાંચ પ્રકારના તિર્યંચ પંચેન્દ્રિયોનું શરીરપ્રમાણ ૧ વેંત પ્રમાણ હોય છે, અને સમ્મૂર્ચ્છિમ પર્યાપ્ત જળચરો ૧૦૦૦ યોજન દેહપ્રમાણવાળા હોય છે. ॥૧૭૧॥

**ભાવાર્થઃ**—સમ્મૂર્ચ્છિમ અપર્યાપ્ત જલચરાદિ જીવોનું ૧ વેંત પ્રમાણ ઉત્કૃષ્ટશરીર જાણવું, જઘન્યથી તો અંગુલાસંખ્યભાગ પ્રમાણ છે. સમ્મૂર્ચ્છિમ જલચરો નદી તળાવ વિગેરે નાના જળાશયોમાં જઘન્યથી અંગુલાસંખ્યેયભાગ પ્રમાણ ઉત્પન્ન થાય છે અને સ્વયંભૂરમણ સમુદ્રમાં મહાન્ જલચરો ૧૦૦૦ યોજનપ્રમાણના હોય છે [વૃત્તિમાં લઘુ જળાશયોમાં ઉત્પન્ન થયેલાની જઘન્ય અવગાહના અંગુલાસંખ્યેયભાગ લીધી તે સમ્યક્ સમજાય તેવી નથી, કારણકે કોઈપણ ઔદારિકશરીરી જીવ પ્રારંભમાં ઉત્પન્ન થતી વખતે કોઈપણ સ્થાને અંગુલના અસંખ્યાતમા ભાગે ઉત્પન્ન થાય છે, તો લઘુ જળાશયોમાં જળચરનું જઘન્ય શરીર ને સ્વયંભૂરમણમાં ઉત્કૃષ્ટ શરીર હોય તે કઈ રીતે હશે તે સમજવા યોગ્ય છે. પુનઃ આ પ્રકાર કેવળ સમ્મૂ૦ જળચરો માટેજ લખ્યો છે બીજા કોઇ માટે એવી વિલક્ષણતા દર્શાવી નથી માટે સત્ય શું હશે તે શ્રી બહુશ્રુતગમ્ય.] એ પ્રમાણે ૨૦ ભેદમાંથી ૬ ભેદનું શરીર[2]પ્રમાણ કહ્યું ॥૧૭૧॥

---

૧ ગાથામાં ઉરઃપરિસર્પ ને ભુજપરિસર્પ નથી કહ્યા, પરન્તુ વૃત્તિમાં કહ્યા છે.

૨ આ ગાથામાં ૫ અપર્યાપ્તનું વેંત પ્રમાણ શરીર કહ્યું છે તે અપર્યાપ્ત જળચરાદિનું કહ્યું છે, જેથી એ જીવો અપર્યાપ્ત અવસ્થામાં પણ એવા

**उरपरिसप्पा जोयण सहस्सिया गब्भया उ उक्कोसं। संमुच्छिम पज्जत्तय, तेसिं चिय जोयणपुहुत्तं ॥१७२॥**

**गाथार्थः**—ગર્ભજપર્યાપ્ત ઉરઃપરિસર્પ ઉત્કૃષ્ટથી એક હજાર યોજન અવગાહના (શરીરપ્રમાણ) વાળા હોય છે, અને એજ સમ્મુચ્છિંમપર્યાપ્તા તેઓની યોજન પૃથકત્વજ અવગાહના છે. ॥૧૭૨॥

**भावार्थः**—સર્પ અજગર ઇત્યાદિ ઉરપરિસર્પ પર્યાપ્તાનું જઘન્ય દેહપ્રમાણ ઉત્પન્ન થતી વખતે અંગુલનો અસંખ્યાતમો ભાગ છે, અને ઉત્કૃષ્ટ દેહપ્રમાણ હજાર યોજનપ્રમાણ છે, તે અઢીદ્વીપથી બહારના દ્વીપસમુદ્રોમાં ઉત્પન્ન થયેલાઓનુંજ જાણવું. પુનઃ એજ સમ્મૂર્ચ્છિમ ઉરઃસર્પો જઘન્યથી અંગુલાસંખ્યેયભાગ દેહવાળા છે ને ઉત્કૃષ્ટ યોજન પૃથકત્વ [ ૨ થી ૯ યોજન સુધીના ] દેહપ્રમાણવાળા છે [ તે પણ બહારના દ્વીપસમુદ્રોમાં સંભવે ] ॥૧૭૨॥

**भुयपरिसप्पा गाउयपुहुत्तिणो गब्भया व उक्कोसं। संमुच्छिमपज्जत्तय, तेसिं चिय धणुपुहुत्तं च ॥१७३॥**

**गाथार्थः**—ગર્ભજપર્યાપ્ત ભુજપરિસર્પો ઉત્કૃષ્ટથી ગાઉ પૃથકત્વ [૨ થી ૯ ગાઉ સુધીના] દેહ પ્રમાણવાળા છે, અને એજ સમ્મૂર્ચ્છિંમ પર્યાપ્તાઓની દેહાવગાહના ધનુષ્યપૃથકત્વ પ્રમાણ છે. ॥૧૭૩॥

**भावार्थः**—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ કે એવી મોટી કાયાવાળા એ બન્ને જીવો પણ અઢીદ્વીપથી બહારના દ્વીપસમુદ્રોમાં ઉત્પન્ન થયેલા જાણવા. ॥૧૭૩॥

---

મોટા શરીરવાળા હશે એમ સમજાય છે જેમ પર્યાપ્ત આસાલિક અન્તર્મુ૦માં ૧૨ યોજન પ્રમાણનો થાય છે. તેમ અપર્યાપ્ત જીવો પણ અન્તર્મુ૦માં એવી મોટી અવગાહનાવાળા થતા હોય તો સંભવિત છે પરન્તુ આ પ્રકારની અપર્યાપ્તની અવગાહના અન્ય કોઇ ગ્રંથોમાં દેખાતી નથી માટે તત્વ શ્રી બહુશ્રુતગમ્ય.

एकेंद्रियादि जीवोना शरीरनुं प्रमाण

**जलथलगब्भऽपजत्ता, खहथलसमुंच्छिमा य पज्जत्ता । खहगब्भया उ उभए, उक्कोसेणं धणुपुहुत्तं ।१७४।**

**गाथार्थः**—ગર્ભજ જલચર અપર્યાપ્ત, ગર્ભજ સ્થલચર અપર્યાપ્ત, સમ્મૂર્ચ્છિમ ખેચર પર્યાપ્ત અને સમ્મૂર્ચ્છિમ સ્થલચર પર્યાપ્ત તથા ગર્ભજખેચરના બન્ને ભેદ એ છ જીવભેદની અવગાહના ઉત્કૃષ્ટથી ધનુષ પૃથકત્વ પ્રમાણ છે ॥૧૭૪॥

**भावार्थः**—ગર્ભજ જલચર અપર્યાપ્તનું દેહપ્રમાણ ધનુષ પૃથકત્વ, ગર્ભજસ્થલચર અપર્યાપ્તનું એટલે ગર્ભજચતુષ્પદ અપર્યાપ્ત ગર્ભજ ઉરઃસર્પઅપર્યાપ્ત અને ગર્ભજ ભુજ પરિસર્પ અપર્યાપ્ત એ ત્રણે પ્રકારના સ્થલચરોનું, તથા સમ્મૂર્ચ્છિમખેચર પર્યાપ્તનું સમ્મૂર્ચ્છિમ સ્થલચર પર્યાપ્ત એટલે સમ્મૂ૦ચતુષ્પદ પર્યાપ્તનું (ઉરઃસર્પનું અને ભુજપરિસર્પનું દેહપ્રમાણ કહેવાઇ ગયું છે), તથા બન્ને પ્રકારના ગર્ભજખેચરનું એટલે ગર્ભજખેચર અપર્યાપ્તનું અને ગર્ભજખેચર પર્યાપ્તનું એ ૮ તિર્યચપંચેન્દ્રિયોનું ઉત્કૃષ્ટ દેહપ્રમાણ ધનુષ પૃથકત્વ પ્રમાણ છે (આ ગાથામાં ૮ તિ૦ પંચે૦ કહેવાયા છે). જઘન્ય શરીર પ્રમાણ તો સર્વભેદોમાં અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું જ છે. ॥૧૭૪॥

**जलगब्भयपज्जत्ता उक्कोसं हुंति जोयणसहस्सं । थलगब्भयपज्जत्ता छग्गाउक्कोसगुव्वेहा ॥१७५॥**

**गाथार्थः**—ગર્ભજ જળચર પર્યાપ્તાનું ઉત્કૃષ્ટ શરીર એક હજાર યોજનનું છે, અને ગર્ભજ સ્થલચર પર્યાપ્તાની ઉત્કૃષ્ટ શરીરની ઉંચાઈ ૬ ગાઉ છે ॥૧૭૫॥

**भावार्थः**—ગર્ભજ જલચરો સ્વયંભૂરમણ સમુદ્રમાં ૧૦૦૦ (હજાર) યોજન જેવડા મહાન્ કાયાવાળા છે, અને ગર્ભજ સ્થળચરો એટલે હસ્તિ આદિ ચતુષ્પદો ઉત્કૃષ્ટથી ૬ ગાઉ કાયાવાળા છે તે અઢી દ્વીપમાં દેવકુરૂ ઉત્તરકુરૂ ક્ષેત્રમાં પણ છે. એ બન્નેનું જઘન્ય શરીર તો અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલુંજ છે. એ પ્રમાણે ૧૭૧ થી ૧૭૫ સુધીની ૫ ગાથાઓમાં

તિર્યંચપંચેન્દ્રિયના સર્વ ૨૦ ભેદનું [1]દેહપ્રમાણ કહ્યું. ॥૧૭૫॥

**અવતરણ**—તિર્યંચ પંચેન્દ્રિયના ૨૦ ભેદની અવગાહના કહી તથા તે પહેલાં વિકલેન્દ્રિયયોની અવગાહના સાથે પ્રત્યેક અને સાધારણ વનસ્પતિની પણ અવગાહના કહી, જેથી એકેન્દ્રિયોમાં હવે પૃથ્વીકાયાદિકની અવગાહના કહેવી બાકી છે તે અને મનુષ્યગતિની અવગાહના કહે છે.

**अंगुलअसंखभागो, बायरसुहुमा य सेसया काया। सव्वेसिं च जहण्णं, मणुयाण तिगाउ उक्कोसं।१७६।**

**ગાથાર્થ:**—પૂર્વે કહેલ સ્થાવરકાયોથી શેષ રહેલા બાદર સ્થાવરકાયો અને સૂક્ષ્મ સ્થાવરકાયોનું [બા૦ સૂ૦ પૃથ્વીકાયાદિકનું] શરીર પ્રમાણ જઘન્યથી ને ઉત્કૃષ્ટથી બન્ને પ્રકારે અને પૂર્વે કહેલા સર્વ જીવભેદોનું જઘન્ય શરીરપ્રમાણ તે અંગુલનો

---

૧ આ ૨૦ ભેદમાં ૧૦ પર્યાપ્ત અને અને ૧૦ અપર્યાપ્ત છે, તેમાં ઘણા ભેદોના શરીરપ્રમાણનો શ્રીપ્રજ્ઞાપના આદિ સિદ્ધાન્તો સાથે વિસંવાદ છે તે આ પ્રમાણે-૧૭૧ મી ગાથામાં ૫ સમ્મૂ૦ અપર્યાપ્તનું ઉત્કૃષ્ટશરીરપ્રમાણ ૧ વેંત કહ્યું છે અને ૧૭૪ મી ગાથામાં ગર્ભજ અપર્યાપ્ત તિર્યંચોનું દેહપ્રમાણ ઉત્કૃષ્ટથી ધનુષ્ પૃથક્ત્વ કહ્યું છે તે બાબતમાં તત્વ શું છે તે શ્રીબહુશ્રુત જાણે, કારણ કે પર્યાપ્ત અવસ્થામાં જે જીવો હજાર યોજન પ્રમાણના હોય છે તે જીવો પણ અપર્યાપ્ત અવસ્થામાં તો ઉત્કૃષ્ટથી અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલાજ શરીરવાળા છે, એમ શ્રીપ્રજ્ઞાપના આદિકમાં કહ્યું છે. તથા खहगब्भया उ उभए એ ૧૭૪ મી ગાથામાં ગર્ભજપર્યાપ્ત ખેચરોની માફક અપર્યાપ્ત ગર્ભજખેચરોની પણ ઉત્કૃષ્ટથી ધનુષ્ પૃથક્ત્વ અવગાહના કહી છે, તે પણ પૃથક્ત્વ શબ્દ બહુ પ્રકારનો હોવાથી વાસ્તવિક કેટલી અવગાહના તે બરાબર સમજી શકાતી નથી (બે ધનુષ્ પ્રમાણ તો જઘન્યથી પણ લેવા યોગ્ય હોઇ શકે), વળી બીજી વાત એ છે કે-સમ્મૂર્ચ્છિમ પર્યાપ્ત ચતુષ્પદોની અવગાહના શ્રીપ્રજ્ઞાપનાદિકમાં ગાઉ-પૃથક્ત્વ કહી છે અને આ ગ્રન્થની ૧૭૪ મી ગાથામાં ધનુષ્ પૃથક્ત્વ કહી છે માટે એ બાબતમાં પણ તત્ત્વ શું છે તે શ્રી અતિશયજ્ઞાનીઓ જાણે. (એ રીતે આ ગ્રન્થમાં અવગાહના સંબન્ધિ વિસંવાદ શ્રીવૃત્તિકર્તાએ સ્પષ્ટ દર્શાવ્યો છે.).

અસંખ્યાતમો ભાગ છે, અને મનુષ્યોનું ઉત્કૃષ્ટ દેહપ્રમાણ ત્રણ ગાઉનું છે ॥૧૭૬॥

**ભાવાર્થઃ—**પૂર્વે સ્થાવરોમાં વનસ્પતિનું દેહપ્રમાણ કહેવાઇ ગયું છે, તેથી હવે બાકી રહેલા પૃથ્વીકાય અપ્કાય અગ્નિકાય ને વાયુકાય એ ચારે બાદરનું તથા ચારે સૂક્ષ્મનું જઘન્ય અને ઉત્કૃષ્ટ દેહપ્રમાણ અંગુલનો અસંખ્યાતમો ભાગ છે. તેમજ પૂર્વોક્ત દ્વીન્દ્રિયાદિ સર્વ જીવભેદોનું ઉત્કૃષ્ટ દેહમાન કહ્યું છે પરન્તુ મૂળગાથાઓમાં જઘન્ય દેહમાન કહ્યું નથી તો તે સર્વ ભેદોનું જઘન્ય દેહમાન પણ અંગુલનો અસંખ્યાતમો ભાગ છે. તેમજ મનુષ્યોનું જઘન્ય દેહમાન આગળ કહેવાશે નહિં તે પણ અંગુલનો અસંખ્યાતમો ભાગ છે, અને તેઓનું [ગર્ભજ મનુષ્યનું-યુગલિક મનુષ્યનું] ઉત્કૃષ્ટ દેહપ્રમાણ ૩ ગાઉનું કહ્યું છે. ॥૧૭૬॥

**અવતરણઃ—**આ ગાથામાં દેવોનું શરીરપ્રમાણ કહેવાય છે—

**भवणवइवाणमंतर जोइसवासी य सत्त रयणीया। सक्काइसत्तरयणी, एक्केक्का हाणि जावेक्का।१७७।**

**ગાથાર્થઃ—**ભવનપતિ વાણવ્યન્તર અને જ્યોતિષવાસી (જ્યોતિષિઓ) એ ત્રણ નિકાયના દેવોનું સર્વનું શરીરપ્રમાણ સાત રત્નિકા [સાત હાથ] છે, તથા વૈમાનિક નિકાયમાં શક્ર (સૌધર્મ) આદિકનું [સૌ૦ ઇશાનનું] શરીર ૭ હાથ પ્રમાણ છે, ત્યાંથી ઉપરના દેવોનું શરીરપ્રમાણ એકેક હાથ હીન-ન્યૂન કરતાં યાવત્ ૧ હાથ સુધી છે. ॥૧૭૭॥

**ભાવાર્થઃ—**ભવનપતિ વ્યન્તર અને જ્યોતિષી એ ત્રણ નિકાયના સર્વ દેવોનું પર્યાપ્તનું શરીર સાત હાથ પ્રમાણ હોય છે, ઉત્પન્ન થતી વખતે અંગુલના અસંખ્યાતમા ભાગની અવગાહનાવડે ઉત્પન્ન થઇ અપર્યાપ્ત અવસ્થા પૂર્ણ થતાં અન્તર્મુ૦ માત્રમાં સાત હાથનું શરીર થાય છે. તથા વૈમાનિક દેવોમાં સૌધર્મ ઇશાન એ બે કલ્પના દેવોનું જઘ૦ શરીર અંગુલના

અસંખ્યાતમા ભાગનું અને ઉત્કૃષ્ટ ૭ હાથનું છે, તેથી ઉપરના સનત્કુમાર અને માહેન્દ્ર એ બે દેવોનું જઘન્ય આયુષ્યવાળાનું ઉત્કૃષ્ટ સાત હાથ અને ઉત્કૃષ્ટ આયુષ્યવાળાનું ઉત્કૃષ્ટથી ૬ હાથનું શરીર છે, તેથી ઉપરના બ્રહ્મ અને લાન્તક દેવોમાં જઘન્ય આયુષ્યવાળાનું શરીર ૬ હાથનું અને ઉત્કૃષ્ટ આયુષ્યવાળાનું ૫ હાથનું શરીર છે, તેથી ઉપરના શુક્ર અને સહસ્રાર દેવોમાં જઘન્ય આયુવાળાનું ૫ હાથ ને ઉત્કૃષ્ટ આયુવાળાનું ૪ હાથ જેટલું શરીર છે, તેથી ઉપરના આનતથી અચ્યુત સુધીના ૪ કલ્પના દેવોમાં જઘન્ય આયુવાળા આનત દેવોનું શરીર ૪ હાથનું છે, અને ઉત્કૃષ્ટ આયુવાળા અચ્યુત કલ્પના દેવોનું શરીર ૩ હાથનું છે, તેથી ઉપરના નવ ગ્રૈવેયકમાં પહેલા ગ્રૈવેયકના જઘન્ય આયુવાળા દેવોનું શરીર ૩ હાથનું છે, અને ઉત્કૃષ્ટ આયુવાળા નવમા ગ્રૈવેયક દેવોનું શરીર બે હાથનું છે. તેથી ઉપરના ૫ અનુત્તરમાં જઘન્ય આયુવાળા વિજયાદિ દેવોનું શરીર બે હાથનું છે અને ઉત્કૃષ્ટ આયુવાળા સર્વાર્થ દેવોનું સર્વનું શરીર ૧ હાથ છે. આ સર્વ શરીર પ્રમાણ ભવધારણીય શરીરનું (મૂળ વૈક્રિયનું) જાણવું, અને ૧૨ મા કલ્પ સુધીમાં ચારે નિકાયના દેવોનું ઉત્કૃષ્ટ ઉત્તર વૈક્રિયશરીર ૧ લાખ યોજન છે, અને એજ ઉત્તરવૈક્રિયનું જઘન્યપ્રમાણ પ્રારંભ વખતે અંગુલનો સંખ્યાતમો ભાગ હોય છે. ગ્રૈવેયક અને અનુત્તર દેવોને ઉત્તરવૈક્રિય કરવાની લબ્ધિ હોય પરન્તુ સ્વભાવથી જ તેઓ ઉત્તરવૈક્રિય રચતા નથી. પુનઃ આ શરીરપ્રમાણ એકેક સાગરોપમની આયુવૃદ્ધિને અનુસારે [1]ભિન્ન કહ્યું છે તે અન્ય ગ્રન્થોથી જાણવા યોગ્ય છે ॥ इति जीवभेदरूप जीवसमासेषु क्षेत्रप्रमाणम् ॥१७७॥

## ॥ अथ १४ गुणस्थानजीवसमासमां क्षेत्रप्रमाणम् ॥

**अवतरणः—**એ પ્રમાણે ૧૪ જીવભેદરૂપ ૧૪ જીવસમાસનું ક્ષેત્રપ્રમાણ કહીને હવે ૧૪ ગુણસ્થાનરૂપ ૧૪ જીવસમાસમાં ક્ષેત્ર-પ્રમાણ દ્વાર કહે છે—

---

૧ બે સાગરોપમથી ૩૩ સાગરોપમ સુધીના આયુષ્યમાં ૩૧ શરીરપ્રમાણ જૂદા જૂદા કહ્યા છે.

**मिच्छा य सव्वलोए, असंखभागे य सेसया हुंति। केवलि असंखभागे, भागेसु व सव्वलोए वा ॥१७८॥**

**गाथार्थः**—મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનવાળા જીવો સર્વ લોકાકાશમાં વ્યાપ્ત છે, અને શેષ ૧૩ ગુણસ્થાનવર્તી જીવો લોકના અસંખ્યાતમા ભાગે છે. એમાં પણ કેવલી ભગવંતો (૧૩મા ગુણસ્થાનવાળા) લોકના અસંખ્યાતમા ભાગમાં અસંખ્યાત ભાગોમાં અને સર્વલોકમાં પણ હોય છે. ॥૧૭૮॥

मिथ्यादृष्टि आदि जीवोना क्षेत्रनुं प्रमाण

**भावार्थः**—મિથ્યાદૃષ્ટિઓમાં સૂક્ષ્મ એકેન્દ્રિયો સર્વે મિથ્યાદૃષ્ટિ હોય છે, અને તે જીવો સર્વ લોકાકાશમાં સંપૂર્ણપણે વ્યાપ્ત છે માટે મિથ્યાદૃષ્ટિઓ સર્વલોકમાં છે. શેષ દ્વીન્દ્રિયાદિ ત્રસજીવો તો લોકના અસંખ્યાતમા ભાગમાંજ હોવાથી સર્વલોકમાં નથી. અને સાસ્વાદનાદિ ૧૩ ગુણસ્થાનવર્તી જીવો પ્રાયઃ ત્રસ હોય છે (કેટલાક બાદરપર્યાપ્ત એકેન્દ્રિયો પણ સાસ્વાદની છે) તે કારણથી શેષ ૧૩ ગુણસ્થાનવર્તી જીવો લોકના અસંખ્યાતમા ભાગે ગણાય. પુનઃ એ ૧૩ ગુણ૦ની વ્યાપ્તિમાં એટલો અપવાદ છે કે ૧૩ મા ગુણસ્થાનવર્તી સયોગીકેવલી કેવલિ સમુદ્‌ઘાત કરે છે ત્યારે સમુદ્‌ઘાતના પહેલા બીજા સમયે દંડકપાટ અવસ્થા વખતે લોકના અસંખ્યાતમા ભાગમાં વર્તે છે, મન્થાન કરતી વખતે ત્રીજા સમયે અસંખ્યાત ભાગોમાં હોય છે, અને ચોથે સમયે અન્તર પૂર્તિ વખતે સમગ્ર લોકવ્યાપ્ત થાય છે. ॥૧૭૮॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં મિથ્યાદૃષ્ટિઓને સર્વલોકવ્યાપ્ત કહ્યા તે તો એકેન્દ્રિય આદિ ઘણા પ્રકારના હોય છે તો શું તે સર્વે પ્રકારના જીવભેદવાળા મિથ્યાદૃષ્ટિઓ જાણવા? કે અમુક મિથ્યાદૃષ્ટિઓ સર્વલોકવ્યાપ્ત છે? તે આ ગાથામાં કહે છે—



**तिरि एगिंदिय सुहुमा, सव्वे तह बायरा अपज्जत्ता। सव्वेवि सव्वलोए, सेसा उ असंखभागंमि ॥१७९॥**

**ગાથાર્થઃ**—તિર્યંચ ગતિનાજ અને તે સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ પાંચે કાયના પર્યાપ્ત અને અપર્યાપ્ત સર્વે, તથા સર્વ બાદરઅપર્યાપ્ત એકેન્દ્રિયો એ જીવો સર્વલોકમાં વ્યાપ્ત છે, અને શેષ સર્વ જીવભેદો લોકના અસંખ્યાતમા ભાગમાં છે. ॥૧૭૯॥

**ભાવાર્થઃ**—ચાર ગતિની અપેક્ષાએ તિર્યંચગતિના જીવો સર્વલોક વ્યાપ્ત છે. પુનઃ તિર્યંચગતિમાં પણ સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ પાંચ નિકાયના અપર્યાપ્ત ને પર્યાપ્ત મળી ૧૦ જીવભેદ અને બાદરએકેન્દ્રિય અપર્યાપ્ત પાંચે નિકાયના ગણતાં ૧૫ પ્રકારના એકેન્દ્રિયો સર્વલોક વ્યાપી છે. અહિં વનસ્પતિના સાધારણ અને પ્રત્યેક ભેદ ગણીને ૨૨ એકેન્દ્રિય ગણીએ તોપણ અપર્યાપ્ત પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિ સર્વલોકમાં વ્યાપ્ત ન હોવાથી એકેન્દ્રિયના ૧૫ ભેદ સર્વત્ર વ્યાપ્ત છે. બાદરપર્યાપ્ત પાંચ એકેન્દ્રિયો નિયતસ્થાનવર્તી હોવાથી લોકના અસંખ્યાતમા ભાગે વ્યાપ્ત છે.

**પ્રશ્નઃ**—સિદ્ધાન્તમાં સૂક્ષ્મ એકેન્દ્રિયો વિના કોઇપણ જીવભેદને સર્વલોકવ્યાપી કહ્યા નથી તો આ ગાથામાં બાદરઅપર્યાપ્ત એકેન્દ્રિયોને સર્વલોકવ્યાપી કઇ રીતે કહ્યા ?

**ઉત્તરઃ**—એ વાત સત્ય છે, પરન્તુ જીવભેદોનું લોકવ્યાપીપણું ત્રણ રીતે છેઃ-૧ સ્વસ્થાનથી, ૨ ઉપપાતથી, ૩ સમુદ્ઘાતથી, ત્યાં સૂક્ષ્મ એકેન્દ્રિયો સ્વસ્થાનાદિ ત્રણે રીતે સર્વલોકવ્યાપી છે, અને બાદર એકેન્દ્રિયો તો ઉપપાતથી અને સમુદ્ઘાતથી સર્વ-લોકવ્યાપી છે, અને સ્વસ્થાનથી લોકના અસંખ્યાતમા ભાગમાં વ્યાપ્ત છે. એમાં ઉપપાત તે ભવાન્તરમાં જતા જીવો આશ્રયી જાણવો, સમુદ્ઘાત તે મરણસમુદ્ઘાત અને સ્વસ્થાન તે ઉત્પત્તિસ્થાન જાણવું. જેથી ભવાન્તરમાં જતાં વિગ્રહગતિએ વર્તતા બાદર અપર્યાપ્ત એકેન્દ્રિયો સર્વલોકવ્યાપી છે, અને મરણસમુદ્ઘાતમાં વર્તતા બાદર અપર્યાપ્ત એકેન્દ્રિયો પણ વક્રદંડવર્તી હોવાથી સર્વલોકવ્યાપી છે, અન્યથા સ્વસ્થાન આશ્રયી તો જ્યાં બાદરપર્યાપ્ત એકેન્દ્રિયો છે ત્યાંજ બાદર અપર્યાપ્ત એકેન્દ્રિયો છે જેથી બાદર પર્યાપ્ત અને બાદર અપર્યાપ્ત એકેન્દ્રિયો સ્વસ્થાન આશ્રયી તુલ્ય છે. અને તેઓના રત્નપ્રભા પૃથ્વી આદિક તથા

મિથ્યાદૃષ્ટિ આદિ જીવોના ક્ષેત્રનું પ્રમાણ

વિમાનો દ્વીપો એ સર્વ સ્વસ્થાનો છે. અહિં બાદર અપર્યાપ્તા અગ્નિકાય તો કેવળ સમુદ્ઘાતથીજ સર્વવ્યાપી છે પરન્તુ ઉપપાતથી નહિં. એ બાબતનો વિસ્તાર શ્રી પ્રજ્ઞાપનાજી સૂત્રોથી જાણવા યોગ્ય છે. એ સિવાયના શેષ મિથ્યાદૃષ્ટિ એકેન્દ્રિયો બાદર પર્યાપ્ત વાયુ અને બાદરપર્યાપ્ત વનસ્પતિ વર્જીને શેષ ત્રણ સ્થાવરો ઉપપાત અને સમુદ્ઘાત બન્ને વડે પણ (અર્થાત્ ત્રણે રીતે) લોકાસંખ્યેય ભાગવર્તી છે. બાદરપર્યાપ્ત વનસ્પતિનો વિચાર બાદરપર્યાપ્ત પૃથ્વી આદિવત્ જાણવો. એ રીતે એકેન્દ્રિયોની લોકવ્યાપ્તિ કહી [બાદરપર્યાપ્ત વાયુકાયની લોકવ્યાપ્તિ કહેવી બાકી છે તે આગળની ગાથામાં કહેવાશે]. ॥૧૭૯॥

**અવતરણઃ**—બાદરપર્યાપ્ત ચાર એકેન્દ્રિયોની લોકવ્યાપ્તિ પૂર્વગાથાની વૃત્તિમાં કહી અને બા૦પ૦ વાયુકાયની લોકવ્યાપ્તિ કહેવી બાકી હતી તે આ ગાથામાં કહે છે—

**पज्जत्त बायराणिल सट्ठाणे लोगऽसंखभागेसु । उववायसमुग्घाएण सव्वलोगम्मि होज्ज ण्हु ॥१८०॥**

**ગાથાર્થઃ**—પર્યાપ્ત બાદરવાયુ જીવો સ્વસ્થાનથી લોકના અસંખ્યાત ભાગોમાં છે, અને ઉપપાતથી તથા સમુદ્ઘાતથી સર્વ લોકમાં વ્યાપ્ત હોય છે. ॥૧૮૦॥

**ભાવાર્થઃ**—પર્યાપ્ત બાદરવાયુ સ્વસ્થાનથી–ઘનવાયુ અને તનવાયુ આદિને આશ્રયી લોકના અસંખ્ય ભાગોમાં વર્તે છે. લોકનો જે કંઈ પોલાણનો ભાગ છે તે સર્વમાં બાદર વાયુ સંચરે છે. ફક્ત મેરૂપર્વત જેવા અતિ ઘન પર્વત આદિ સ્થાનોમાં નથી, અને તે લોકનો એકજ અસંખ્યાતમો ભાગ હોવાથી શેષ સર્વ અસંખ્યભાગોમાં બાદરવાયુ વ્યાપ્ત છે. પૂર્વે બાદરપર્યાપ્ત વાયુજીવો જે લોકના [1]સંખ્યાતમા ભાગપ્રમાણ કહ્યા હતા તે તો બાદરપર્યાપ્ત વાયુની સંખ્યાને અંગેજ કહ્યા હતા,

૧ એકેન્દ્રિયોના દ્રવ્યપ્રમાણ દ્વારમાં બાદરપર્યાપ્ત વાયુજીવોની સંખ્યા ક્ષેત્રથી માપમી વખતે "पज्जत्त वायुकाया भागो लोगस्स संखेज्जो=પર્યાપ્તવાયુ (બા૦પ૦વાયુ)લોકના સંખ્યાતમા ભાગના જેટલા આકાશપ્રદેશ તેટલા છે." એમ ૧૬૦મી ગાથામાં કહેલ છે.

અને અહિં તો સ્વઅવગાહ ક્ષેત્રઆશ્રયી લોકના અસંખ્યભાગ કહેલ છે માટે એમાં પૂર્વાપર વિરોધ કંઇજ નથી. તથા ઉપપાત અને સમુદ્દ્ઘાત આશ્રયી સર્વલોક વ્યાપ્ત છે. ॥૧૮૦॥ इति जीवसमासे क्षेत्रप्रमाणम् ॥

**अवतरणः**—એ પ્રમાણે જીવદ્રવ્યોનું [જીવસમાસમાં] ક્ષેત્રપ્રમાણ દ્વાર કહીને હવે અજીવસમાસમાં ક્ષેત્રપ્રમાણ કહેવાનો પ્રસંગ છે તોપણ સૂત્રની ગતિ વિચિત્ર હોવાથી અજીવસમાસમાં ક્ષેત્રપ્રમાણ કહેવાનું બાકી રાખીને તે પહેલાં આગળ કહેવાતા સ્પર્શનાદ્વાર સાથે ક્ષેત્રદ્વારનો જે તફાવત–વિશેષતા છે [અર્થભેદ છે] તેજ આ ગાથામાં કહેવાય છે—

**सट्ठाण समुग्घाएणुववाएणं च जे जहिं भावा। संपइकाले खेत्तं तु फासणा होइ समईए ॥१८१॥**

**गाथार्थः**—સ્વસ્થાન વડે સમુદ્દ્ઘાત વડે અને ઉપપાત વડે જે ભાવો વર્તમાનકાળે જ્યાં જ્યાં વર્તતા હોય તે તે સ્થાન ક્ષેત્ર કહેવાય, અને સ્પર્શના તો સમતીતકાળે (ભૂતકાળે) વર્ત્યા હોય તે પણ કહેવાય. [વર્તમાનાવગાહ તે ક્ષેત્ર અને અતીતાવગાહ સહિત ક્ષેત્ર તે સ્પર્શના]. ॥૧૮૧॥

**भावार्थः**—વસ્તુઓનું ક્ષેત્ર ત્રણ પ્રકારે છે. સ્વસ્થાનક્ષેત્ર, સમુદ્દ્ઘાતક્ષેત્ર, ને ઉપપાતક્ષેત્ર. એ ત્રણ રીતે પદાર્થોનો જ્યાં–જેટલા સ્થાનમાં સંભવ હોય તેટલા સ્થાનનું નામ ક્ષેત્ર, ત્યાં સ્વસ્થાન એટલે વસ્તુનું ઉત્પત્તિસ્થાન, અર્થાત્ વિવક્ષિત વસ્તુની ઉત્પત્તિ જેટલા ક્ષેત્રમાં હોય તેટલા ક્ષેત્રનું નામ स्वस्थान क्षेत्र, ઉત્પત્તિસ્થાનથી મરણસમુદ્દ્ઘાત વડે અન્યત્ર જતાં જેટલું ક્ષેત્ર ઉપયોગી થાય તેટલા ક્ષેત્રનું નામ समुद्घात स्थान, આ સ્થાનની વિશેષ વિવક્ષા જીવાસ્તિકાયને અંગે છે, કારણ કે વિવક્ષિત જીવ મરણ-સમુદ્દ્ઘાતાદિ સમુદ્ઘાત વડે જે દીર્ઘાદિ ક્ષેત્ર વ્યાપ્ત કરે છે તે દીર્ઘાદિ આકારવાળું ક્ષેત્ર समुद्घात स्थान છે. તથા સમુદ્દ્ઘાત રહિત મરણમાં વિગ્રહગતિએ બે ભવ વચ્ચે જે દીર્ઘ ક્ષેત્ર વ્યાપ્ત કરે તેટલું ક્ષેત્ર उपपात स्थान કહેવાય. અહિં જીવસમાસમાં

क्षेत्र अने स्पर्शनानो तफावत

એ સ્થાનોનો અધિકાર હોવાથી જીવાસ્તિકાયના ક્ષેત્રરૂપેજ એ ત્રણે સ્થાન કોઈપણ વખતે વર્તમાનકાળ આશ્રયી જાણવાં. અજીવાસ્તિકાયમાં પુદ્‌ગલાસ્તિકાયના સ્થાનોની વિવક્ષા જૂદી રીતે થઈ શકે છે માટે એ ત્રણ સ્થાનો અજીવસમાસને અંગે નથી. તથા પૂર્વકાળમાં પણ જે ક્ષેત્ર વિગ્રહ ગતિ વડે સ્પર્શાયું હોય તેને પણ લક્ષમાં લઈએ તો તેવા સ્થાનને સ્પર્શના કહેવાય. જેમ દેશવિરત જીવનું સ્વસ્થાન તિર્યગ્લોકમાંજ હોય છે, પરંતુ દેશવિરતિ જીવ મરણ સમુદ્‌ઘાત વડે બારમા અચ્યુતલોક પર્યન્ત દીર્ઘ દંડાકાર થઈ શકે છે તેથી સમુદ્‌ઘાત ક્ષેત્ર ×૬ રજ્જુ ગણાય છે, અને મરણ પામતાં વિગ્રહગતિએ પણ તેવો દીર્ઘ દંડાકાર થવાથી ૬ રજ્જુ ઉપપાત ક્ષેત્ર ગણાય, તથા ઉત્પન્ન થયા બાદ પણ તદ્દન નજીકના ભૂતકાળમાંજ ૭ રાજ સ્પર્શેલા હોવાથી ૬ રજ્જુની સ્પર્શનાવાળો ગણાય.

અહિં પૂર્વબદ્ધ નરકાયુ જીવ સર્વવિરતિ પામે છે માટે તેવા સર્વવિરત શ્રુતજ્ઞાનીની છઠ્ઠી નરકે પણ ઉત્પત્તિ હોવાથી ત્યાં સુધીના ૫ રજ્જુ અને ઉર્ધ્વ દેવલોકમાં અનુત્તરે પણ ઉત્પન્ન થતા હોવાથી ૭ રજ્જુ મળી ૧૨ રજ્જુ સ્પર્શના ક્ષેત્ર છે.

**अवतरणः**—આ ગાથામાં અજીવસમાસમાં ક્ષેત્ર કહે છે—

**लोए धम्माऽधम्मा लोयाऽलोए य होइ आगासं । कालो माणुसलोए, उ पोग्गला सव्वलोयम्मि ॥१८२॥**

**गाथार्थः**—ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય સંપૂર્ણલોકમાં છે, આકાશાસ્તિકાય લોકમાં અને અલોકમાં છે, કાળ મનુષ્ય-

---

× ઘણા ગ્રંથોમાં અચ્યુતદેવલોક રત્નપ્રભાથી ૫ રજ્જુ દૂર કહ્યો છે, અને આ ગ્રંથમાં ગાથાની વૃત્તિમાં દેશવિરતિને અચ્યુત સુધી જવામાં ૬ રજ્જુ સ્પર્શના કહી છે તે મતાન્તર રૂપે સંભવે.

લોકમાં છે, અને પુદ્ગલો સર્વલોકમાં છે. ॥૧૮૨॥

**ભાવાર્થઃ**—ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય લોકાકાશમાં સર્વત્ર વ્યાપ્ત છે. જેથી લોકાકાશનો એક પણ પ્રદેશ એવો નથી કે જેમાં ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનો એકેક પ્રદેશ ન હોય, એ પ્રમાણે ત્રણ વસ્તુઓ ( ધર્મા૦ અધર્મા૦લોકાકાશ ) એક સરખા આકારવાળી પરસ્પર અનુગત, અને સમાન ક્ષેત્રવાળી છે, માટે લોકાકાશના દરેક પ્રદેશમાં એક પ્રદેશ ધર્મા૦નો એક પ્રદેશ અધર્મા૦નો રહ્યો છે, અને તેથી જેટલા પ્રદેશ લોકાકાશના તેટલાજ તુલ્ય સંખ્યાવાળા ધર્મા૦ના પ્રદેશ છે, અને તેટલાજ તુલ્ય અધર્મા૦ના પ્રદેશ છે. તથા જે વૈશાખ સંસ્થાન લોકાકાશનું છે તેજ વૈશાખ સંસ્થાન ધર્મા૦નું તથા અધર્મા૦નું છે.

તથા આકાશાસ્તિકાય લોકાકાશમાં અને લોકાકાશની બહાર પણ છે, ત્યાં લોકાકાશનું અને લોકબહારનું આકાશ ભિન્ન નથી, પરન્તુ જેટલા આકાશમાં ધર્મા૦ અધર્મા૦ વ્યાપ્ત છે તેટલાજ આકાશનું નામ લોકાકાશ ને શેષ સર્વ અલોકાકાશ ગણાય. જેથી લોકબહાર અલોક અનન્તાનન્ત યોજન અને અપાર છે, અને લોકાકાશ તો ૧૪ રજ્જુ પ્રમાણ પરિમિત છે.

તથા કાળદ્રવ્ય અઢી દ્વીપ જેટલા [ ૪૫૦૦૦૦૦–પીસ્તાલીસ લાખ યોજન પ્રમાણ ] મનુષ્ય ક્ષેત્રમાંજ કહ્યું તેનું કારણ કે સમય આવલિકા મુહુર્ત્ત દિવસ માસ વર્ષ આદિ વ્યવહારકાળ સૂર્ય ચંદ્રની ગતિના આધારે છે, અને સૂર્ય ચંદ્રની ગતિ માત્ર મનુષ્યક્ષેત્રમાંજ છે. અન્યથા દ્રવ્યની વર્તના રૂપ નિશ્ચયકાળ ( વાસ્તવિક કાળ ) તો લોકાલોકમાં સર્વત્ર છે.

તથા પુદ્ગલાસ્તિકાયમાં પરમાણુ દ્વિપ્રદેશીથી અનન્તપ્રદેશી સુધીના દરેક પ્રકારના સ્કંધો એ દરેક સંપૂર્ણ લોકાકાશમાં છે માટે પુદ્ગલનું ક્ષેત્ર સર્વલોક છે. ॥૧૮૨॥ इत्यजीवसमासस्य ( अजीव द्रव्याणां ) क्षेत्रद्वारम् ॥समाप्तं च क्षेत्रद्वारम् ॥

**અવતરણઃ**—એ પ્રમાણે संतपयपरूवणया ઈત્યાદિ પ્રસ્તુત દ્વારોમાં ત્રીજું ક્ષેત્રદ્વાર કહીને હવે स्पर्शना द्वार ( ૪થું દ્વાર ) કહે છે—

**आगासं च अणंतं, तस्स य बहुमज्झदेसभागम्मि । सुपइट्ठियसंठाणो, लोगो कहिओ जिणवरेहिं ॥१८३॥**

**गाथार्थः**—આકાશ અનન્ત છે, અને તેના અતિ મધ્ય દેશભાગે સુપ્રતિષ્ઠ સંસ્થાનવાળો લોક શ્રી જિનવરોએ કહ્યો છે.॥૧૮૩॥

**भावार्थः**—અનન્ત યોજનાત્મક આકાશના અત્યંત મધ્યભાગમાં ધર્માસ્તિકાયાદિ પંચદ્રવ્યાત્મક લોક રહેલો છે, અને તે સુપ્રતિષ્ઠ અથવા આસ્ખલક આકારવાળો છે, આ=સર્વ બાજુએ પડતા ભાજનાદિકને स्खलक=સ્ખલના કરનાર, અટકાવનાર અર્થાત ભાજનાદિકને નહિ પડવા દેનાર તે આસ્ખલક, અને જેમાં ભાજન આદિ સુ=સારી રીતે प्रतिष्ट=રહી શકે છે તે સુપ્રતિષ્ઠ એ કોઇ એવા આકારનો આધાર પદાર્થ છે કે જે આધારવસ્તુ નીચેથી વધુ વિસ્તારવાળી ત્યારબાદ ઉપરથી અનુક્રમે સાંકડી, જેમ ઉંધુ વાળેલું કુંડુ વા શરાવલું, પુનઃ તે ઉપર બીજા ચત્તા સરાવલા જેવો આકાર એ બે મળીને સુપ્રતિષ્ઠ કહેવાય, એવા આકારવાળો લોક છે, અહિં સુપ્રતિષ્ઠ આકારવાળો લોક કહ્યો તેમાં સુપ્રતિષ્ઠ એ ઉપલક્ષણ છે જેથી પુનઃ તે ઉપર ઉંધા સરાવલાનો આકાર પણ ગ્રહણ કરવો. જેથી નીચે ઉંધુ સરાવ ને ઉપર સરાવનું સંપુટ ગોઠવતાં જે આકાર થાય તેવો સુપ્રતિષ્ઠ આકાર લોકનો છે, પરન્તુ કેવળ સુપ્રતિષ્ઠ સરખો નહિં, કારણ કે લોકમાં સુપ્રતિષ્ઠ આકાર પાંચમા બ્રહ્મકલ્પ સુધી છે, માટે ત્યાંથી સિદ્ધિક્ષેત્ર સુધીનો આકાર અધિક ગ્રહણ કરવો. ॥૧૮૩॥

**अवतरणः**—સુપ્રતિષ્ઠ આકારવાળો લોક અધોલોક મધ્યલોક ને ઉર્ધ્વલોક એ પ્રમાણે ૩ વિભાગવાળો છે, માટે તે ત્રણ લોકના જૂદા જૂદા આકાર કહે છે—

**हेट्ठा मज्झे उवरिं वेत्तासण झल्लरी मुइंगनिभो । मज्झिमवित्थाराहिय-चोद्दसगुणमायओ लोओ ॥१८४॥**



धर्मास्ति कायादिनी स्पर्शनानुं प्रमाण

**ગાથાર્થઃ**—હેઠેનો અધોલોક વેત્રાસન આકારનો, મધ્યમાં રહેલો મધ્યલોક ઝલ્લરી–વાજીંત્ર વિશેષ સરખો, અને ઉપરનો ઉર્ધ્વલોક મૃદંગના આકાર સરખો કહ્યો છે, તથા મધ્યમ વિસ્તારાધિકથી ચૌદ ગુણો દીર્ઘલોક જે. ॥૧૮૪॥

**ભાવાર્થઃ**—નેતરનું ગુંથેલ ગોળ આકારનું બેસવા જેવું આસન વિશેષ તે વેત્રાસન કહેવાય, કે જે નીચેથી અધિક વિસ્તારવાળો અને ઉપરથી અનુક્રમે સાંકડું હોય છે તેના સરખો અધોલોક છે. કારણ કે નીચે ૭ રજ્જુ વિસ્તાર ને ઉપર ૧ રજ્જુ વિસ્તાર છે. તથા બન્ને બાજુનાં મુખ અતિ વિસ્તારવાળાં હોય એવું ગોળ આકારનું વાજીંત્ર વિશેષ તે ઝલ્લરી અથવા ઝાલર કહેવાય, કે જે બન્ને બાજુએ દાંડીથી વા હાથથી સરખી રીતે વગાડી શકાય છે, તે ઝાલર સરખા આકારવાળો મધ્યલોક એટલે તીર્ચ્છાલોક છે, કારણ કે તીર્ચ્છાલોકનો ઉપરનો ભાગ પણ સાધિક ૧ રજ્જુ વિસ્તારવાળો તથા નીચેનો ભાગ પણ સાધિક ૧ રજ્જુ વિસ્તારવાળો છે, અને મધ્યભાગ ૧૮૦૦ ( અઢારસો ) યોજન ઉંચો છે. તથા મૃદંગ એ પણ એક વાજીંત્ર વિશેષ છે કે જે મધ્યભાગમાં અધિક વિસ્તારવાળું અને ઉપર નીચે અનુક્રમ હીન હીન વિસ્તારવાળું છે, એ પ્રમાણે ઉર્ધ્વલોક પણ તીર્ચ્છાલોની ઉપરથી અનુક્રમે અધિકાધિક વિસ્તારવાળો થતાં પાંચમા બ્રહ્મકલ્પના સ્થાને પાંચ રજ્જુ વિસ્તારવાળો થઇ પુનઃ ત્યાંથી હીન હીન વિસ્તારવાળો થતાં પર્યન્તે સિદ્ધિક્ષેત્રસ્થાને ૧ રજ્જુ વિસ્તારવાળો થયો છે.

તથા મધ્યમ વિસ્તાર જે ૧ રજ્જુ પ્રમાણુથી કિંચિત્ અધિક છે, તેથી ચૌદ ગુણા એટલે કંઇક અધિક ૧૪ રજ્જુ જેટલી લંબાઈ અથવા ઉંચાઇ છે. ગુણમાયઓમાં મ અલાક્ષણિક હોવાથી गुणं आयओ=“ગુણુ દીર્ઘ” એ અર્થ થાય છે. ૧૪ રજ્જુ ઉંચાઇ આ પ્રમાણે–રત્નપ્રભાના વિસ્તારના અતિ મધ્યભાગે મેરૂના અતિ મધ્યભાગમાં ૮ રૂચક પ્રદેશ છે, તેમાં ઉપરના ૪ રૂચક પ્રદેશથી તિર્યગ્ વિસ્તારવાળું પરિપૂર્ણ ૧ રજ્જુ પ્રમાણુનું ઉર્ધ્વપ્રતર અને નીચેના ૪ રૂચકપ્રદેશથી નિકળેલું તેવડુંજ પરિપૂર્ણ ૧ રજ્જુવાળું પરિપૂર્ણ અધોપ્રતર છે, એ પ્રમાણે તીર્ચ્છાલોમાં ઉંચાઇના ( ૧૮૦૦ યોજનના ) અતિ મધ્યભાગમાં તીર્ચ્છા સંપૂર્ણ ૧ રજ્જુ

વિસ્તારવાળાં બે પ્રતરો તે મધ્યમ બે પ્રતરો છે. તે મધ્યવર્તી બે પ્રતરના પરિપૂર્ણ રજ્જુમાં કિંચિત્ અધિક પ્રમાણ ઉમેરી ૧૪ ગુણ કરતાં કંઇક અધિક ૧૪ રજ્જુ થાય તેટલી લોકની ઉંચાઈ વા લંબાઇ છે. [ અહિં લોકની ઉંચાઇ સાધિક ૧૪ રજ્જુ કહી અને અન્યત્ર સર્વ સ્થાને સંપૂર્ણ ૧૪ રજ્જુપ્રમાણ કહી છે, માટે એ બે બાબતના વિસંવાદમાં તત્ત્વ શ્રી સર્વજ્ઞ જાણે. ઇતિ વૃત્તિઃ ] ॥૧૮૪॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં કહ્યા પ્રમાણે લોક જે ત્રણ વિભાગમાં વહેંચાયેલો છે તે મધ્યલોક કયા કયા પદાર્થો વડે સ્પૃષ્ટ-વ્યાપ્ત છે તે આ ગાથાથી પ્રારંભીને દર્શાવે છે—

**मज्झे य मज्झलोयस्स, जंबुद्दीवो य वट्टसंठाणो। जोयणसयसाहस्सो, विच्छिण्णो मेरुनाभीओ ॥१८५॥**

**भावार्थः**—મધ્યલોકના અતિ મધ્યભાગમાં વૃત્ત આકારવાળો લાખ યોજનના વિસ્તારવાળો અને મેરુ નાભિવાળો [ જેના નાભિસ્થાને(=અતિ મધ્યભાગે) મેરુ પર્વત છે ] એવો પહેલો જંબૂદ્વીપ નામનો દ્વીપ છે. ॥૧૮૫॥

**भावार्थः**—તિર્યગ્ લોકમાં અસંખ્યાત દ્વીપ સમુદ્ર છે. તેમાં સર્વથી પહેલો જંબૂદ્વીપ નામનો દ્વીપ સર્વ દ્વીપ સમુદ્રોની અભ્યન્તર ભાગે સર્વ દ્વીપ સમુદ્રોથી વીંટાયલો છે. એના ઉત્તરકુરુ ક્ષેત્રમાં શાશ્વત જંબૂવૃક્ષ છે તે ઉપર આ દ્વીપના અધિપતિ અનાદૃત દેવનું સ્થાન છે, તે અધિપતિ દેવના નિવાસવૃક્ષ ઉપરથી આ દ્વીપ પણ જંબૂદ્વીપ એ નામે ઓળખાય છે, અથવા "જંબૂ" એ નામ શાશ્વત છે. તે સમવૃત્ત આકારે [ થાળીના આકારે ] ગોળ છે. તેનો વ્યાસ ૧ લાખ યોજન છે, અને એ જંબૂદ્વીપના અતિ મધ્યભાગમાં મૂળથી ૧ લાખ યોજન ઉંચો મેરુ પર્વત નામનો પર્વત છે. પુનઃ એ જંબૂદ્વીપ મોટાં ૭ ક્ષેત્ર અને ૬ મોટા કુલગિરિ પર્વતોવાળો છે, શેષ નાના પર્વતો ક્ષેત્રો નદીઓ વિગેરે ઘણા શાશ્વતપદાર્થો તો અન્યગ્રંથથી જાણવા

યોગ્ય છે. ॥૧૮૫॥

**अवतरणः**—એ જંબૂદ્વીપને વીંટાઇને જે લવણ સમુદ્રાદિ સમુદ્રો અને દ્વીપો રહ્યા છે તે દ્વીપ સમુદ્રોનાં નામ દર્શાવે છે—

**तं पुण लवणो दुगुणेण, वित्थडो सव्वओ परिक्खिवइ । तं पुण धायइसंडो, तद्दुगुणो तं च कालोओ ॥१८६॥**

**गाथार्थः**—તે જંબૂદ્વીપને પુનઃ લવણસમુદ્ર નામનો સમુદ્ર બમણા વિસ્તાર વડે સર્વ બાજુથી વીંટાઈ રહ્યો છે, અને તે લવ-ણસમુદ્રને પુનઃ ધાતકીખંડ નામનો દ્વીપ વીંટાયલો છે તે પણ દ્વિગુણ વિસ્તારવાળો છે, અને તે ધાતકીખંડને કાલોદ સમુદ્ર વીંટાઈ રહ્યો છે તે પણ ધાતકીથી બમણા વિસ્તારવાળો છે. ॥૧૮૭॥

**भावार्थः**—લવણ એટલે લૂણ સરખા ખારા જળવાળો સમુદ્ર તે લવણસમુદ્ર જંબૂદ્વીપથી બમણા વિસ્તારવાળો હોવાથી બે લાખ યોજનના ચક્રવાલ વિષ્કંભવાળો છે, તે જંબૂદ્વીપની આસપાસ ફરતો વલયાકારે વીંટાઇ રહ્યો છે, એનો વૃત્તવ્યાસ જંબૂ૦ સહિત પાંચ લાખ યોજન છે, એને એક બાજુનો વલયવ્યાસ બે લાખ યોજન છે, પુનઃ એ લવણસમુદ્રને તેથી બમણા વિસ્તા-રવાળો એટલે ૪ લાખ વલયવિષ્કંભવાળો [ પરન્તુ વૃત્તવ્યાસ ૧૩ લાખ યોજનવાળો ] ધાતકીખંડ નામનો દ્વીપ સર્વ બાજુએ વલયાકારે વીંટાઇ રહ્યો છે, એ દ્વીપના ઉત્તરકુરૂક્ષેત્રમાં ધાતકી ( ધાવડી ) નામનું શાશ્વતવૃક્ષ છે તેથી વૃક્ષના નામે એ દ્વીપનું ધાતકીખંડ નામ છે, અથવા એ નામ શાશ્વત છે. પુનઃ તે ધાતકીખંડને [ વૃત્તવ્યાસ ૨૯ લાખ યોજન પરન્તુ ] ૮ લાખ વલયવ્યાસવાળો પાણી સરખા સ્વાદયુક્ત જળવાળો કાલોદ નામનો સમુદ્ર વીંટાઈ રહ્યો છે. ।.૧૮૬॥

**तं पुण पुक्खरदीवो, तम्मज्झे माणुसोत्तरो सेलो । एतावं नरलोओ, बाहिं तिरिया य देवा य ॥१७७॥**

**गाथार्थः**—તે કાલોદ સમુદ્રને પુનઃ પુષ્કરદ્વીપ નામનો દ્વીપ વીંટાઇ રહ્યો છે, તેના મધ્યભાગમાં માનુષોત્તર પર્વત છે, એટલોજ મનુષ્યલોક છે, અને તેથી બહારના દ્વીપ સમુદ્રોમાં ફક્ત તિર્યંચો અને દેવોજ છે (મનુષ્યો નથી). ૧૮૭॥

**भावार्थः**—રત્નમય શાશ્વત પુષ્કરો-કમળો વડે શોભીત હોવાથી પુષ્કરદ્વીપ નામના દ્વીપ વડે તે કાલોદ સમુદ્ર વીંટાયેલો છે. એ પુષ્કરદ્વીપનો વલયવ્યાસ ૧૬ લાખ યોજન છે, અને વૃત્તવ્યાસ ૬૧ લાખ યોજન છે, ત્યાં ૧૬ લાખ યોજનના વલયવ્યાસમાં અતિ મધ્યભાગે માનુષોત્તર પર્વત નામનો પર્વત છે, ત્યાં સુધીજ મનુષ્યક્ષેત્રની મર્યાદા છે, તેથી અર્ધપુષ્કર દ્વીપનો વલયવ્યાસ ૮ લાખ યોજન અને વૃત્તવ્યાસ ૪૫ લાખ યોજન છે, એટલુંજ મનુષ્યક્ષેત્ર છે. કારણ કે મનુષ્યોની સદા સ્થિતિ જન્મ ને મરણ એ ત્રણે એટલા ૪૫ લાખ યોજન ક્ષેત્રમાંજ થાય છે, ત્યાંથી બહાર કોઇ દેવાદિક નજીક પ્રસૂતિકાળવાળી સ્રીને લઈ જાય તોપણ કોઈ ઉપાયે (અન્ય દેવાદિકના સંહરણથી) તે સ્રી પુનઃ મનુષ્યક્ષેત્રમાંજ શીઘ્ર આવે અને પ્રસૂતિ થાય. એ રીતે મૃત્યુ અતિ નજીક આવેલું હોય એવા મનુષ્યને કોઇ દેવાદિક સંહરી મનુષ્યક્ષેત્ર બહાર મૂકે તો પુનઃ એજ દેવની બુદ્ધિ ફરતાં અથવા બીજા દેવાદિકના પ્રયોગે પણ તે મનુષ્ય અંદર આવીનેજ મરણ પામે. તથા વિદ્યાધરો સ્રી સહિત આઠમા નંદીશ્વર દ્વીપ સુધી જાય છે, ત્યાં સ્રી સાથે વિષયક્રીડા કરે તોપણ ગર્ભ ન રહે, એ રીતે મનુષ્યનું જન્મ મરણ ને સદા અવસ્થિતિ માનુષોત્તર પર્વતની અંદરના ક્ષેત્રોમાંજ હોવાથી એટલું ૪૫ લાખ યોજનવાળું ક્ષેત્રજ મનુષ્યક્ષેત્ર છે, એ મનુષ્યક્ષેત્રથી બહારના અસંખ્ય દ્વીપ સમુદ્રોમાં ચતુષ્પદાદિ તિર્યંચો અને વ્યન્તરાદિ દેવોજ રહે છે. તેમાં કેટલાક દેવોનાં ભવનાદિ હોય અને કેટલાક મહર્ધિક દેવોની તો રાજધાની-નગરીઓ પણ છે કે જેમાં તેઓનો જન્મ ચ્યવનાદિ સર્વ ત્યાંજ હોય છે. ॥૧૮૭॥

**एवं दीवसमुद्दा, दुगुणदुगुणवित्थरा असंखेज्जा। एवं तु तिरियलोगो, सयंभुरमणोदहिं जाव ॥१८८॥**



असंख्य द्वीपसमुद्रादिनुं वर्णन

**ગાથાર્થ:**—એ પ્રમાણે દ્વિગુણ દ્વિગુણ વિસ્તારવાળા દ્વીપસમુદ્રો અસંખ્યાત છે, અને એ રીતે પર્યન્તવર્તી સ્વયંભૂરમણ સમુદ્ર સુધી તીર્ચ્છાલોક જાણવો. ॥૧૮૮॥

**ભાવાર્થ:**—પુષ્કરદ્વીપ જે ત્રીજો દ્વીપ કહ્યો તેને વીટાઇને બીજા અસંખ્ય દ્વીપસમુદ્રો પણ એ રીતેજ લવણ ધાતકી આદિવત્ રહ્યા છે તે અનુક્રમે આ પ્રમાણે—

૩ પુષ્કરદ્વીપને વીંટીને પુષ્કરસમુદ્ર, તેને વીંટીને ૪ વરૂણવરદ્વીપ, તેને વીંટીને વરૂણસમુદ્ર, તેને વીંટીને ૫ ક્ષીરવરદ્વીપ, તેને વીંટીને ક્ષીરવરસમુદ્ર, તેને વીંટીને ૬ ઘૃતવરદ્વીપ, તેને વીંટીને ઘૃતવરસમુદ્ર, તેને વીંટીને ૭ ઇક્ષુવરદ્વીપ, તેને વીંટીને ઇક્ષુવરસમુદ્ર તેને વીંટીને ૮ નંદીશ્વરદ્વીપ, તેને વીંટીને નંદીશ્વરસમુદ્ર, તેને વીંટીને ૯ અરૂણવરદ્વીપ, તેને વીંટીને અરૂણવરસમુદ્ર, તેને વીંટીને ૧૦ અરૂણાવાસ(અરૂણોપપાત)દ્વીપ, તેને વીંટીને અરૂણાવાસસમુદ્ર, તેને વીંટીને ૧૧ કુંડલવરદ્વીપ, તેને વીંટીને કુંડલવરસમુદ્ર, તેને વીંટીને ૧૨ શંખવરદ્વીપ, તેને વીંટીને શંખવરસમુદ્ર, તેને વીંટીને ૧૩ રૂચકવરદ્વીપ, તેને વીંટીને રૂચકવરસમુદ્ર, એ પ્રમાણે અનુયોગદ્વાર ચૂર્ણિ પ્રમાણે રૂચકવરદ્વીપ ૧૩મો છે, પરન્તુ સૂત્રમાં (અનુયોગદ્વાર સૂત્રમાં) અરૂણાવાસ ને શંખવરદ્વીપ લખેલા દેખાતા નથી તેથી રૂચકવરદ્વીપ ૧૧ મો આવે છે માટે તત્વ શ્રીસર્વજ્ઞ જાણે.

એ ૧૩મા રૂચકદ્વીપને રૂચકસમુદ્ર બાદ રહેલા અસંખ્ય દ્વીપ સમુદ્રનાં સર્વનાં નામ કહી શકાય નહિં, તેથી હવે અહિંથી અસંખ્ય અસંખ્ય દ્વીપ સમુદ્રો ઉલ્લંઘન કરતાં કરતાં વચ્ચે વચ્ચે જે એકેક અસંખ્યાતમો દ્વીપ સમુદ્ર આવે છે તેનાં નામ આ પ્રમાણે—પ્રથમ અસંખ્યાતમો ભુજગવરદ્વીપ ભુજગવરસમુદ્ર, ત્યાંથી અસંખ્ય ઉલ્લંઘીને અસંખ્યાતમો બીજો કુશવરદ્વીપ કુશવરસમુદ્ર, ત્યાંથી અસંખ્ય દ્વીપ સમુદ્ર બાદ ત્રીજો અસંખ્યાતમો કૌંચવરદ્વીપ કૌંચવરસમુદ્ર, એ પ્રમાણે અસંખ્ય અસંખ્ય દ્વીપ સમુદ્રોને ઉલ્લંઘી ઉલ્લંઘીને જે જે નામવાળા એકેક દ્વીપ સમુદ્ર આવે છે તે દર્શાવે છે—જેટલાં આભરણોનાં નામ, વસ્ત્રનાં નામ, ગંધનાં

નામ, કમળનાં નામ, તિલક આદિ વૃક્ષનાં નામ, પૃથ્વીઓ નિધિઓ રત્નો વર્ષધરો નદીઓ પર્વતો વિજયો વક્ષસ્કાર કલ્પ દેવલોક ઇન્દ્રો કુરૂક્ષેત્ર મેરૂ આવાસ કૂટ નક્ષત્ર ચંદ્રાદિ એ સર્વનાં જેટલાં નામ છે તે સર્વ પ્રશસ્ત વસ્તુનાં નામોવાળા દ્વીપ સમુદ્રો વચ્ચે વચ્ચે રહેલા છે ત્યારબાદ પુનઃ અસંખ્ય દ્વીપ સમુદ્રો વીત્યા બાદ દેવદ્વીપ દેવસમુદ્ર, નાગદ્વીપ નાગસમુદ્ર, યક્ષદ્વીપ યક્ષ-સમુદ્ર, ભૂતદ્વીપ ભૂતસમુદ્ર અને પર્યન્તે સ્વયંભૂરમણદ્વીપ ને સ્વયંભૂરમણસમુદ્ર. એ પાંચે પણ અસંખ્ય અસંખ્ય દ્વીપ સમુદ્રોને અંતરે અંતરે રહ્યા છે. એ સર્વ મળીને પણ અસંખ્ય દ્વીપસમુદ્ર જાણવા, અને સર્વથી અન્તે સ્વયંભૂરમણદ્વીપ ને ત્યારબાદ તેને વીંટીને સ્વયંભૂરમણસમુદ્ર રહ્યો છે, તે સ્વયંભૂરમણસમુદ્રની પર્યન્તવર્તી વેદિકાથી–જગતીથી ૧૨ યોજન દૂર અલોક છે, અને એ ૧૨ યોજનમાં ઘનોદધ્યાદિ ત્રણ વલયોના અન્ત આવેલા છે.

પ્રશ્નઃ—આભરણ આદિ નામવાળા દ્વીપ સમુદ્રો જો કે અસંખ્ય અસંખ્યને અન્તરે એકેક રહેલ છે તે તો ઠીક પરન્તુ અન્તર-વર્તી અસંખ્ય દ્વીપસમુદ્રો કયા નામવાળા છે?

ઉત્તરઃ—પ્રત્યેક અન્તરમાં રહેલા અસંખ્ય દ્વીપસમુદ્રો લોકમાં જેટલી પ્રશસ્ત વસ્તુઓ શંખ ધ્વજ આદિ છે તે નામવાળા છે. સિદ્ધાન્તમાં કહ્યું છે કે–ગોયમા! जावइया लोए सुभा नामा सुभा रूवा सुभा गंधा सुभा रसा सुभा फासा एवइया णं दीवसमुद्दा नामधेज्जेहिं पण्णत्ता[=હે ભગવન! દ્વીપસમુદ્રો કયા નામવાળા કહ્યા છે? હે ગૌતમ! લોકમાં જેટલાં શુભ નામો શુભ રૂપો શુભ ગંધો શુભ રસો શુભ સ્પર્શો છે તેટલા નામોવાળા [1]દ્વીપસમુદ્રો છે.

---

૧ આ ગ્રંથમાં દ્વીપ સમુદ્રોના નામની વક્તવ્યતા કંઇક જૂદા પ્રકારની છે, કારણકે સિદ્ધાન્તોમાં ભુજગ કુશ ક્રૌંચ ને રૂચક સુધી નિરન્તર ગણાવેલા છે, અને ત્યારબાદ દ્વીપસમુદ્રો "આભરણ વત્થ ગંધ" ઇત્યાદિ નામોવાળા છે એમ કહ્યું છે, પણ સાન્તર કે નિરન્તર તે સ્પષ્ટ નથી કહેલ તોપણ નિરન્તર ગણત્રીના પ્રસંગમાં કહેલ હોવાથી તે પણ ક્રૌંચદ્વીપસમુદ્રથી પછીના છે, અને આ ગ્રંથમાં વૃત્તિમાં નિરન્તર સાન્તરના ભેદે કહ્યા છે માટે

॥ इति ¹तिर्यग्लोकस्पर्शना ॥१८८॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં મધ્યલોકે સ્પર્શાયેલી વસ્તુઓ કહીને હવે અધોલોક કયા કયા જીવાદિ પદાર્થોવડે સ્પર્શાયેલો છે? તે જાણવા માટે અધોલોક સ્પર્શના કહે છે–ત્યાં અધોલોક સાત પૃથ્વીઓવડે સ્પૃષ્ટ–યુક્ત છે તે સાત પૃથ્વીઓના વિસ્તાર અન્તર વિગેરે સ્વરૂપ આ ગાથાથી પ્રારંભીને કહેવાય છે—

**तिरियं लोगायामं, पमाणहेट्ठा उ सव्वपुढवीणं। आगासंतरिया उ, विच्छिन्नयरा उ हेट्ठेट्ठा ॥१८९॥**

**गाथार्थः**—અધોલોકમાં સર્વ પૃથ્વીઓનો તીર્છો વિસ્તાર–તીર્છુ પ્રમાણ તે તે સ્થાનવર્તી લોકાકાશની તીર્છી લંબાઇ પહોળાઈ પ્રમાણ છે, પુંનઃ એ સાતે પૃથ્વીઓ વચ્ચે વચ્ચે લોકાકાશ વડે અન્તરિત છે, અને નીચે નીચે અધિક અધિક વિસ્તારવાળી છે. ॥૧૮૯॥

**भावार्थः**—તીર્છાલોકની (મધ્યલોકની) નીચે રત્નપ્રભા આદિ નામવાળી સાત નરક પૃથ્વીઓ છે, તે દરેકનો વિસ્તાર તે તે સ્થાને જેટલો લોકાકાશનો વિસ્તાર તેટલા વિસ્તારવાળી છે. જેમકે–મધ્યલોકનો અતિમધ્યભાગ રત્નપ્રભા પૃથ્વીના ઉપરના તળીયે છે, તેથી મધ્યલોકના વિસ્તાર પ્રમાણે રત્નપ્રભા પૃથ્વીનો ઉપરનો તીર્છો વિસ્તાર પણ સંપૂર્ણ ૧ રજ્જુપ્રમાણ છે. અર્થાત રત્નપ્રભાની લંબાઇ પહોળાઇ પૂર્વથી પશ્ચિમ અથવા ઉત્તરથી દક્ષિણ ૧ રજ્જુપ્રમાણ છે. બીજી શર્કરાપ્રભા પૃથ્વી ઉપરના તળીયે લગભગ ૨ રજ્જુ વિસ્તારવાળી છે, એ પ્રમાણે યાવત્ સાતમી પૃથ્વી ઉપરના તળીયે દેશોન ૭ રજ્જુ વિસ્તારવાળી છે, અને

---

તત્ત્વ જે હોય તે સત્ય.

૧ એનું બીજું નામ મધ્યલોક છે. મધ્યમ પરિણામવાળો હોવાથી એ મધ્યમલોક કહેવાય એ પણ અન્વર્થ છે.

तेनी नीचे रहेलो लोकाकाशनो अन्त लगभग ७ रज्जु विस्तारवाळो छे, जेथी रत्नप्रभानुं सर्वोपरितल भूमितल एक रज्जु अने सातमी पृथ्वी नीचेनुं सर्वान्तिम आकाशप्रतर लगभग ७ रज्जु विस्तृत छे, शेष पांच पृथ्वीओ अने तेना आकाश विगेरे प्रदेश हानि वृद्धिने अनुसरता विस्तारवाळा छे.

तथा रत्नप्रभा पृथ्वीनी भूमिनी जाडाई एक लाख एंसी हजार योजन छे, तेनी नीचे भूमिना आधाररूप घनोदध्यादि ३ वलयो छे, ने तेनी नीचे असंख्य हजार योजन प्रमाण आकाश छे, त्यारबाद बीजी पृथ्वीनो पिंड आवे छे, ए रीते बीजी त्रीजी वच्चे यावत् छट्ठी सातमी वच्चे पण असंख्य हजार योजन आकाश होवाथी ए सात पृथ्वीओना ६ आंतरामां ६ लोकाकाशना खंड छे, अने ७मो आकाशखंड सातमी पृथ्वीनी नीचे छे. तथा ए पृथ्वीओ नीचे नीचे अधोलोकनी प्रदेशवृद्धि प्रमाणे अनुक्रमे अधिक अधिक तीर्च्छी विस्तारवाळी छे, ए वात प्रथम कही छे. ए प्रमाणे अधोलोकनुं सामान्य स्वरूप कह्युं. ॥१८९॥ इति अधोलोकस्य [1]स्पर्शना ॥

**अवतरणः**—अधोलोकनी स्पर्शना कहीने हवे ऊर्ध्वलोकनी स्पर्शना (ऊर्ध्वलोक कया कया जीवादि पदार्थो वडे स्पृष्ट छे ते) कहे छे—

**उड्ढं पएसवुड्ढी, निद्दिट्ठा जाव बंभलोगोत्ति। अध्धुट्ठा खलु रज्जू, तेण परं होइ परिहाणी ॥१९०॥**

**गाथार्थः**—ऊर्ध्वलोकमां ऊर्ध्व प्रदेशवृद्धि ज्यां सुधी पांचमो ब्रह्मदेवलोक साडात्रण रज्जु विस्तारवाळो थाय त्यांसुधी कहेवी, अने त्यारबाद अनुक्रमे प्रदेशहानि कहेवी (ते यावत लोकनो अन्त आवे त्यांसुधी कहेवी). ॥१९०॥



१ ए स्पर्शना अत्यंत संक्षिप्त कही छे, विशेष विस्तार ग्रन्थान्तरथी जाणवो.

**ભાવાર્થઃ**—પૂર્વે કહેલ સંપૂર્ણ ૧ રજ્જુ વિસ્તારવાળાં એ અતિમધ્ય પ્રતરોમાં જે ઉર્ધ્વ પ્રતર છે ત્યાંથી ઉર્ધ્વમુખી લોકવૃદ્ધિ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી ઉંચાઇ સુધીમાં અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી થાય છે, એ રીતે વધતાં પાંચમા બ્રહ્મદેવલોક સુધીમાં ૩॥ રજ્જુ વિસ્તાર થાય છે અર્થાત્ ૧ રજ્જુ વિસ્તાર મૂળથી છે બીજો ૨॥ રજ્જુ વિસ્તાર વધે છે. ત્યાંથી ઉપર જતાં પુનઃ એજ ક્રમે તીર્છો વિસ્તાર ઘટતાં ઘટતાં ૩॥ રજ્જુ પર્યન્તે લગભગ ૧ રજ્જુ વિસ્તાર રહે છે. એ રીતે મધ્યવર્તી ક્ષુલ્લક પ્રતરથી ૭ રજ્જુ ઉંચા ઉર્ધ્વલોકમાં ૩॥ રજ્જુ વૃદ્ધિવાળા અને ૩॥ રજ્જુ હાનિવાળા છે, જેથી જીવાજીવાદિ પદાર્થોએ ઉર્ધ્વલોક ૭ રજ્જુપ્રમાણ સ્પર્શ્યો છે, અથવા ૭ રજ્જુપ્રમાણ ઉંચા અને અનિયત વિસ્તારવાળા ઉર્ધ્વલોકે એટલું ક્ષેત્ર જીવાજીવાદિવડે સ્પર્શાયું છે. ॥૧૯૦॥ इति उर्ध्वलोक स्पर्शना ॥

**અવતરણઃ**—એ પ્રમાણે ૭ રજ્જુ પ્રમાણ ઉર્ધ્વલોક જેટલા આકાશને જીવાજીવાદિ પદાર્થો સ્પર્શ્યા છે એ સામાન્યથી કહ્યું, પરન્તુ સૌધર્માદિ સુધીના ભિન્ન ભિન્ન આકાશખંડોએ કેટલું કેટલું ક્ષેત્ર અને તે ક્ષેત્રમાં રહેલા જીવાદિ પદાર્થો સ્પર્શ્યા છે? તે કહે છે—

**ईसाणंमि दिवड्ढा, अड्ढाइज्जा य रज्जु माहिंदे। पंचेव सहस्सारे, छ अच्चुए सत्त लोगंते ॥१९१॥**

**ગાથાર્થઃ**—ઇશાન દેવલોક સુધીના આકાશખંડે ૧॥ રજ્જુ ( દોઢ રજ્જુ ) ઉર્ધ્વક્ષેત્ર સ્પર્શ્યું છે, માહેન્દ્ર સુધીમાં ૨॥ રજ્જુ ક્ષેત્ર સ્પર્શના છે, સહસાર સુધીમાં ૫ રજ્જુ સ્પર્શના છે. અચ્યુત સુધીમાં × ૬ રજ્જુ અને લોકાન્ત સુધીમાં ૭ રજ્જુ

× આ વક્તવ્ય ભિન્ન છે. અન્ય ઘણા ગ્રંથોમાં તો સૌધર્મે ૧, માહેન્દ્રે ૨, લાંતકે ૩, સહસારે ૪, અચ્યુતે ૫, ગ્રૈવેયકાંતે ૬ ને લોકાંતે ૭ રજ્જુ કહ્યા છે.

ક્ષેત્ર સ્પર્શના છે. ॥૧૯૧॥

**ભાવાર્થ:**—પૂર્વોક્ત ઉર્ધ્વ ક્ષુલ્લક પ્રતરથી અર્થાત્ લોકના મધ્યભાગથી સૌધર્મ ઈશાન દેવલોક સુધીમાં જીવાદિ પદાર્થોએ ૧॥ રજ્જુ ઉર્ધ્વક્ષેત્ર સ્પર્શ્યું છે. ત્યાંથી એક રજ્જુ ઉપર જતાં સનત્કુમાર માહેન્દ્ર એ બે દેવલોક સુધીમાં જીવાદિ પદાર્થોએ મધ્ય-લોકથી ૨॥ રજ્જુ પ્રમાણ ઉર્ધ્વક્ષેત્ર સ્પર્શ્યું છે. ત્યાંથી ૨॥ રજ્જુ ઉંચે જતાં વચ્ચે વચ્ચે બ્રહ્મ લાન્તક શુક્ર એ ત્રણ દેવલોક વીત્યા બાદ પર્યન્તે સહસાર દેવલોક છે, તે સહસાર સુધીમાં ૫ રજ્જુ ક્ષેત્રસ્પર્શના છે, ત્યાંથી ઉપર ૧ રજ્જુ ઉંચે જતાં વચ્ચે આનત પ્રાણત એ બે કલ્પ આવ્યા બાદ પર્યન્તે આરણ ને અચ્યુત એ બે કલ્પ છે, અચ્યુત કલ્પ સુધીમાં જીવાદિ પદાર્થોએ મધ્યલોકથી પ્રારંભીને ૬ રજ્જુ સ્પર્શ્યા છે. અને ત્યાર બાદ ૧ રજ્જુ ઉંચે જતાં વચ્ચે ૯ ગ્રૈવેયક ૫ અનુત્તર સિદ્ધશિલા પૃથ્વી આવીને પર્યન્તે સિદ્ધક્ષેત્ર અથવા લોકનો અન્ત આવેલો છે એટલે એ લોકાન્ત સુધી ૭ રજ્જુ ઉર્ધ્વક્ષેત્ર સ્પર્શના છે. [ અહિં માહેન્દ્રથી ઉપરના ૨॥ રજ્જુમાં બ્રહ્મદેવલોક આદિ ૩ કલ્પ કેટલે કેટલે દૂર છે? તે તથા ૫ થી ૬ અને ૬ થી ૭ મી રજ્જુની વચ્ચે વચ્ચે આનતાદિ તથા ગ્રૈવેયકાદિ સ્થાનો કેટલે કેટલે દૂર છે? તે આ ગ્રંથમાં સ્પષ્ટ કહેલ નથી તેમજ એ સ્થાનોનું નામ પણ અહિં કહ્યું નથી, માટે તે સંબંધિ સવિસ્તર સ્પષ્ટતા અન્ય ગ્રંથોથી જાણવી. ॥ इति लोकत्रयस्पर्शना ॥૧૯૧॥

**અવતરણ:**—જીવાદિ પદાર્થોએ પૂર્વ ગાથામાં કહ્યા પ્રમાણે ત્રણ લોક સ્પર્શ્યા છે તે વાત તો ઠીક, પરન્તુ આગળ કહેવાશે તે પ્રમાણે મિથ્યાદષ્ટિ આદિ જીવસમાસોએ જે જે ક્ષેત્ર સ્પર્શેલ છે તે મિથ્યાદષ્ટિ જીવો સ્વરૂપે રહ્યા છતાજ સ્પર્શે છે કે કોઈ અન્ય અવસ્થા વિશેષવાળા થઈને અધોલોકાદિ ક્ષેત્ર સ્પર્શે છે? ઉત્તર-સ્વરૂપે પણ સ્પર્શે છે અને અવસ્થાવિશેષે પણ સ્પર્શે છે. હવે જો સ્પરૂપે સ્પર્શતા હોય તો તે સહજે સમજી શકાય તેમ છે, પરન્તુ અવસ્થાવિશેષે સ્પર્શતા હોય તો કઈ અવસ્થા વિશેષે સ્પર્શે છે? એ બાબતના સમાધાનમાં ઉત્તર એ છે કે-સાત સમુદ્ઘાત રૂપ અવસ્થાવિશેષ વડે સ્પર્શે છે. તો તે સાત



અધોલોકાદિ લોકની સ્પર્શનાનુ પ્રમાણ

સમુદ્ઘાત કયા કયા છે તે આ ગાથામાં દર્શાવે છે—

**वेयण कसाय मरणे, वेउव्विय तेयए य आहारे। केवलियसमुग्घाए, सत्त य मणुएसु नायव्वा ॥१९२॥**

**गाथार्थः**—વેદના સમુદ્ઘાત, કષાય સમુદ્ઘાત, મરણસમુદ્ઘાત, વૈક્રિય સમુદ્ઘાત, તૈજસ સમુદ્ઘાત, આહારક સમુદ્ઘાત અને કેવલિ સમુદ્ઘાત એ સાત સમુદ્ઘાત મનુષ્યોને વિષે [ ગર્ભજપર્યાપ્ત સંખ્યાતાયુવાળા મનુષ્યને ] હોય છે. ॥૧૯૨॥

## ॥ સ્પર્શના પ્રસંગમાં ૭ સમુદ્ઘાત ॥

**भावार्थः**—सम्=એકીભાવે उत्=પ્રબલપણે घात=વેદનીય આદિ કર્મપ્રદેશોનો ઘાત-નાશ જેમાં થાય તે સમુદ્ઘાત. એમાં વેદનીયાદિ કર્મના અનુભવજ્ઞાન વડે જીવ એકરૂપ થાય છે, એટલે એ સિવાય બીજા જ્ઞાનનો અનુભવ થતો નથી તેથી જીવ અને વેદનીયાદિનું અનુભવજ્ઞાન એ બે ( વેદનીયાદિ સમુદ્ઘાત વખતે ) એકરૂપ થઈ જાય છે માટે એ રીતે અહિં એકીભાવ જાણવો. પુનઃ એવા એકીભાવ પૂર્વક વેદનીયાદિ કર્મોનો ઘણો નાશ થાય છે માટે જીવના એવા પ્રકારના પ્રયત્નવિશેષને સમુદ્ઘાત કહ્યો છે તે આ પ્રમાણે-

**१ वेदना समुद्घात**—અશાતા વેદનીયથી ઉત્પન્ન થયેલી પીડા વડે વ્યાકુળ થયેલો જીવ અનન્તાનન્ત કર્મસ્કંધો વડે વ્યાપ્ત એવા પોતાના આત્મપ્રદેશોને શરીરથી બહાર પણ ફેંકે છે, અને તે બહાર કાઢેલા જીવપ્રદેશો વડે ઉદર મુખ બાહુ આદિ પોલાણ ભાગોને તથા સ્કંધાદિકના ( ખભા વિગેરેના ) આંતરાઓને પૂરી લંબાઈમાં ને પહોળાઈમાં શરીર માત્ર ક્ષેત્રને વ્યાપીને ( અર્થાત્ શરીર ક્ષેત્રપ્રમાણ ઘન દંડાકાર થઈને ) એવી અવસ્થામાં અન્તર્મુહૂર્ત્ત સુધી રહે છે, અને એ અન્તર્મુ૦ કાળમાં અશાતા વેદનીયના ઘણા કર્મપ્રદેશોને ( ઉદીરણા વડે ઉદયમાં લાવી ) નિર્જરે છે, અને ત્યારબાદ સમુદ્ઘાતથી નિવૃત્ત થઈને

સ્વરૂપસ્થ થાય છે.

૨ કષાય સમુદ્ઘાત—ક્રોધાદિ તીવ્ર કષાયથી વ્યાકુળ થયેલો જીવ વેદનીય સમુદ્ઘાતવત્ ઘન દંડાકાર થઈને અન્તર્મુ૦ માત્ર રહીને તેટલા કાળમાં કષાય મોહનીયના ઘણા કર્મપ્રદેશોને નિર્જરી સ્વરૂપસ્થ થાય છે. આ વખતે ક્લિષ્ટ પરિણામવાળો થવાથી ઘણા કષાય મોહનીયકર્મને બાંધે છે.

૩ મરણ સમુદ્ઘાત—મરણનું અન્તર્મુ૦ બાકી રહે તે વખતે જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટથી અસંખ્ય યોજન સુધી આત્મપ્રદેશોનો દીર્ઘ દંડ રચી અગ્રભવમાં જે સ્થાને ઉત્પન્ન થવાનું છે તે સ્થાને તે દંડાકારને પ્રક્ષેપે છે, અને તે ઉત્પત્તિસ્થાનને ઋજુગતિ વડે એક સમયે જ સ્પર્શે છે, અને વક્રગતિ વડે ઉત્કૃષ્ટથી ચોથે સમયે સ્પર્શે છે. અને એવી અવસ્થામાં અન્તર્મુહૂર્ત્ત માત્ર રહી તેટલા કાળમાં આયુષ્ય કર્મના ઘણા પુદ્ગલો નિર્જરે છે [ કોઈ જીવ પહેલા એ મરણ સમુદ્ઘાતથી નિવૃત્ત થઇ સ્થસ્થાને આવી સ્વરૂપસ્થ થઇ પુનઃ સમુદ્ઘાત રચી ઉત્પત્તિસ્થાને દીર્ઘ દંડાકારે પહોંચી અન્તર્મુ૦ તેવી અવસ્થાવાળો રહી ત્યારબાદ પૂર્વભવના શરીરમાંથી આત્મપ્રદેશો આકર્ષી લઈને મરણ પામી ત્યાં પરભવમાં ઉત્પન્ન થાય છે. એ રીતે બીજા સમુદ્ઘાતમાં મરણ પામે છે. એ બીજો સમુદ્ઘાત શ્રીભગવતીજીમાં કહેલ છે, એ રીતે આયુષ્યના ઘણા કર્મપ્રદેશોની નિર્જરા થાય છે]

૪ વૈક્રિય સમુદ્ઘાત—વૈક્રિય શરીર રચવાની લબ્ધિવાળો દેવ વા મનુષ્ય વા તિર્યચ વૈક્રિય શરીર રચતી વખતે જઘન્યથી અંગુલનો સંખ્યાતમો ભાગ દીર્ઘ અને ઉત્કૃષ્ટથી સંખ્યાત યોજન દીર્ઘ દંડાકાર શરીરથી બહાર કાઢીને વૈક્રિયશરીર નામકર્મના યથા બાદર પુદ્ગલોને નિર્જરવા પૂર્વક વૈક્રિયશરીર રચે છે, અને અન્તર્મુ૦ એવી અવસ્થામાં રહ્યા બાદ સમુદ્ઘાતથી નિવૃત્ત થઈ

સ્વરૂપસ્થ થાય છે [અહિં સ્વરૂપસ્થ થવું એટલે વૈક્રિયનો ઉપસંહાર કરી મૂળ દેહસ્થ થવું એમ નહિં, પરન્તુ રચાયલા વૈક્રિય-શરીરમાંજ રહીને સમુદ્‌ઘાતથી નિવૃત્ત થવું એ અર્થ જાણવો.]

૫ तैजस समुद्‌घात—તેજોલેશ્યાની લબ્ધિવાળો સાધુ આદિ કોઇ અન્ય ઉપર ક્રોધ પામ્યો હોય તો સાત આઠ પગલાં પાછો ખસીને જઘન્યથી અંગુલના સંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટથી સંખ્યાત યોજનપ્રમાણ દીર્ઘ આત્મપ્રદેશોનો દંડાકાર શરીરથી બહાર રચીને જેના પર ક્રોધ થયો હોય તેવા મનુષ્યાદિકને બાળી મુકે છે, એ પણ અન્તમુ૦પ્રમાણ છે, અને તેટલા કાળમાં તૈજસ નામકર્મના ઘણા કર્મપ્રદેશોને નિર્જરે છે, ત્યારબાદ સ્વરૂપસ્થ થાય છે.

૬ आहारक समुद्‌घात—આહારક શરીર રચવાની લબ્ધિવાળા કોઇક ચૌદ પૂર્વધર મુનિ આહારક શરીર રચતી વખતે જઘન્યથી અંગુલનો સંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટથી સંખ્યાત યોજનપ્રમાણ દીર્ઘદંડ શરીરથી બહાર રચીને પૂર્વબદ્ધ આહારકશરીર નામકર્મના પ્રદેશોને નિર્જરવા પૂર્વક આહારક શરીર રચે. એ અવસ્થામાં અન્તમુ૦ રહી સમુદ્‌ઘાતથી નિવૃત્ત થઇ સ્વરૂપસ્થ [આહારક શરીરમાંજ સ્વરૂપસ્થ] થાય [ત્યારબાદ આહારક શરીરથી પણ નિવૃત્ત થઈને ઔદારિકસ્થ થાય.]

૭ केवलि समुद्‌घात—કેવલી ભગવાન્ કેવલીસમુદ્‌ઘાત કરતી વખતે પ્રથમ પ્રશસ્ત યોગરૂપ આવર્જીકરણ અન્તમુ૦ પ્રમાણનું કરે તે વખતે પણ ઉદીરણાકરણ વડે ઘણા કર્મપ્રદેશોને ઉદયદ્વારા નિર્જરે છે, ત્યારબાદ સમુદ્‌ઘાત કરે તેમાં પ્રથમ સમયે અધો લોકાન્તથી ઉર્ધ્વલોકાન્ત સુધીનો શરીર વિષ્કંભપ્રમાણ સ્થૂલ દીર્ઘદંડાકાર રચે, બીજે સમયે એજ દંડાકારમાંથી પૂર્વ પશ્ચિમ લોકાન્ત સુધી આત્મપ્રદેશોને તીર્છો વિસ્તારી કપાટ સરખો આકાર રચે, ત્રીજે સમયે તેમાંથીજ ઉત્તરદક્ષિણ લોકાન્ત સુધી વિસ્તારીને મન્થાન આકાર રચે, આ વખતે લોક ઘણો પૂરાયલો હોય છે, અને મન્થાનના આંતરા માત્ર પૂરવાના બાકી હોય છે. ત્યારબાદ ચોથે સમયે આંતરા પૂરીને અને તે સાથે લોકના નિષ્કુટો પણ સર્વ પૂરાઇ જવાથી કેવલી ભગવાન સમગ્ર લોકા-

કાશમાં સર્વવ્યાપી થાય છે, તદનન્તર પાંચમે સમયે આંતરા સંહરી, છઠ્ઠે સમયે મંથાન સંહરી, સાતમે સમયે કપાટ સંહરી આઠમે સમયે દંડ સંહરી ઔદારિક શરીરમાં સ્વરૂપસ્થ-દેહસ્થ થાય છે. એ આઠ સમયમાં ઘણા વેદનીય ગોત્ર અને નામ-કર્મના પ્રદેશોને નિર્જરે છે.

પ્રશ્નઃ—લોકના મધ્યભાગે રહેલા કેવલી ભગવંત ત્રીજા સમયમાં પણ સમગ્ર લોકવ્યાપી થઈ શકે છે તો ચોથા સમયેજ આંતરા પૂરવાનું કેમ કહ્યું ?

ઉત્તરઃ—લોકનો મધ્યભાગ મેરૂપર્વતના મધ્યભાગે છે, તે સ્થાને કેવલીનો પ્રાયઃ અસંભવજ છે માટે અમધ્યભાગે રહેલા કેવલી ત્રીજે સમયે સમગ્ર લોકવ્યાપી થતા નથી તે કારણથી ચોથે સમયે આંતરા પૂરીને સર્વ લોકવ્યાપી થવાનું કહ્યું છે તેજ યુક્ત છે. ॥૧૯૨॥

**अवतरणः**—પૂર્વગાથામાં મનુષ્યને ૭ સમુદ્ઘાત કહ્યા તો શેષ જીવોને કેટલા હોય? તે આ ગાથામાં કહે છે—

**पज्जत्तबायरानिल, नेरइएसु य हवंति चत्तारि । पंच सुरतिरियपंचिंदिएसु सेसेसु तिगमेव ॥१९३॥**

**गाथार्थः**—પર્યાપ્ત બાદરવાયુ અને નારક એ બેને ચાર ચાર સમુદ્ઘાત હોય છે, દેવ અને તિર્યંચ પંચેન્દ્રિયોમાં પાંચ સમુદ્ઘાત અને શેષ સર્વ જીવોમાં ત્રણજ સમુદ્ઘાત હોય છે. ॥૧૯૩॥

**भावार्थः**—પર્યાપ્ત બાદરવાયુમાં કેટલાક વાયુજીવો વૈક્રિય લબ્ધિવાળા હોય છે, તેથી તે જીવોને વેદના કષાય મરણ ને વૈક્રિય એ ૪ સમુદ્ઘાત છે, અને નારકોને તો ભવપ્રત્યયથીજ વૈક્રિયલબ્ધિ હોવાથી તેઓને પણ એજ ૪ સમુદ્ઘાત છે. તથા દેવોને અને તિર્યંચ પંચેન્દ્રિયોને આહારક તથા કેવલી સમુદ્ઘાત વિના શેષ પાંચ સમુદ્ઘાત છે, જેથી નારકોના સમુદ્ઘાતની અપેક્ષાએ

દેવને અને ગર્ભજ તિર્યંચોને તૈજસલબ્ધિ અધિક છે. એ સિવાયના શેષ જીવો તે વાયુ સિવાયના એકેન્દ્રિયો વિકલેન્દ્રિયો ને અસંજ્ઞિ પંચેન્દ્રિયો એ સર્વને વેદના કષાય ને મરણ એ ૩ સમુદ્ઘાત હોય છે. ॥૧૯૩॥

**અવતરણઃ**—પૂર્વ ગાથામાં સાત સમુદ્ઘાત અને કયા જીવોને કયા સમુદ્ઘાત હોય તે કહીને આ ગાથામાં સાત સમુદ્ઘાતનો કાળ કહે છે—

**दंड कवाडे रुयए, लोए चउरो य पडिनियत्तंते। केवलिय अट्ठसमए, भिन्नमुहुत्तं भवे सेसा ॥१९४॥**

**ગાથાર્થઃ**—કેવલિ સમુદ્ઘાતમાં દંડ કપાટ રૂચક (મંથાન) ને લોકપૂર્તિ એ ચારનો એકેક સમય મળી ૪ સમય અને પુનઃ નિવૃત્ત થતાં પણ પશ્ચાનુપૂર્વીએ ૪ સમય મળી કેવલી સમુદ્ઘાત ૮ સમયનો છે, અને શેષ છએ સમુદ્ઘાત અન્તર્મુ૦ અન્તર્મુ૦ના છે. ॥૧૯૪॥

**ભાવાર્થઃ**—ગાથાર્થવત્ સુગમ છે. ॥૧૯૪॥

**અવતરણઃ**—પૂર્વે ૧૪ રજ્જુ સ્પર્શવા યોગ્ય ક્ષેત્ર કહીને ત્યારબાદ તે ક્ષેત્રને સ્પર્શનારા જીવોની અવસ્થાવિશેષ રૂપ ૭ સમુદ્ઘાત કહ્યા, કે જે અવસ્થાવિશેષ વડે ક્ષેત્રને સ્પર્શે છે. ત્યારબાદ હવે એ ક્ષેત્રને સ્પર્શનારા જે મિથ્યાદષ્ટિ આદિ ૧૪ જીવસમાસ છે તે જીવસમાસોમાં કયો જીવભેદ (કયા ગુણસ્થાનવાળા જીવ) કયા ક્ષેત્રને અથવા કેટલા રજ્જુક્ષેત્રને સ્પર્શે છે તે સ્પર્શના આ ગાથાથી પ્રારંભીને કહે છે—

**मिच्छेहिं सव्वलोओ, सासणमिस्सेहिं अजयदेसेहिं। पुट्ठा चउदसभागा, बारस अट्ठट्ठ छ चेव ॥१९५॥**

**ગાથાર્થઃ**—મિથ્યાદષ્ટિઓએ સર્વ લોક સ્પર્શ્યો છે, સાસ્વાદન મિશ્ર અવિરત ને દેશવિરત એ ચાર જીવભેદોએ લોકના ૧૪

ગુણસ્થાનના ભેદે જીવો-ની સ્પર્શના

ભાગમાંથી બારભાગ આઠભાગ આઠભાગ અને છજ ભાગ અનુક્રમે સ્પર્શ્યા છે. ॥૧૯॥

**ભાવાર્થઃ**—અહિં સ્પર્શના એક જીવઆશ્રયી નહિં પરન્તુ અનેક જીવઆશ્રયી ગણવી, જેથી અનેક સૂક્ષ્મ એકેન્દ્રિય આદિ મિથ્યાદૃષ્ટિ જીવોએ સ્વરૂપે અને અવસ્થાવિશેષે એટલે મરણસમુદ્‌ઘાત વડે એમ બન્ને રીતે સંપૂર્ણ લોક સ્પર્શેલો છે; અને સર્વકાળ સુધી સ્પર્શેલો છે. અહિં લોકની લંબાઈ-ઉંચાઇના ૧૪ ભાગ કરીએ તેવા એક ભાગને ૧ રજ્જુ ગણવો, જેથી મિથ્યાદૃષ્ટિઓએ લોકના ચૌદે ભાગ સર્વદા સંપૂર્ણ સ્પર્શ્યા છે.

સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિઓ લોકના ચૌદીયા બાર ભાગ સ્પર્શે છે, તે આ પ્રમાણે-છઠ્ઠી પૃથ્વીનો સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ નારક તીર્ચ્છાલોકમાં મરણ સમુદ્‌ઘાતવડે ઉત્પન્ન થાય તેને છઠ્ઠીથી તિર્યગ્લોક સુધીમાં પાંચ રજ્જુ સ્પર્શના છે, અને તિર્યગ્લોક-માંનો તિર્યંચ વા મનુષ્ય સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ જીવ ઉર્ધ્વલોકમાં સિદ્ધશિલા પૃથ્વીમાં ઉત્પન્ન થાય તેને ૭ રજ્જુની સ્પર્શના છે, એ પ્રમાણે એ બે જીવની અપેક્ષાએ સાસ્વાદનની સ્પર્શના સમકાળે ૧૨ રજ્જુ પ્રમાણ પ્રાપ્ત થાય છે. (એક જીવની અપેક્ષાએ તો સાસ્વાદનની ૭ રજ્જુ જ સ્પર્શના હોય).

**પ્રશ્નઃ**—તિર્યગ્લોકવર્તી જીવ સાસ્વાદન સહિત તમસ્તમા પૃથ્વીમાં પૃથ્વીકાયપણે ઉપજે, તો અધોલોકમાં ૬ રજ્જુની સ્પર્શના, અને તેવોજ બીજો જીવ સિદ્ધશિલામાં ઉપજે તો ૭ રજ્જુની સ્પર્શના હોય, તો એ બે જીવની બે સ્પર્શનાઓ મળીને ૧૩ રજ્જુની સ્પર્શના પણ સંભવે તો તેટલી સ્પર્શના કેમ ન કહી ?

**ઉત્તરઃ**—સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિની પરભવોત્પત્તિ અધોમુખી નથી પરન્તુ પ્રાયઃ ઉર્ધ્વમુખી છે, તે કારણથી ૧૩ રજ્જુની સ્પર્શના ઘટતી નથી.

**પ્રશ્નઃ**—સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિઓ સાતમી પૃથ્વીમાં પણ છે તો છઠ્ઠી પૃથ્વીના નારક કેમ કહ્યા ?

ઉત્તરઃ—સાતમી પૃથ્વીના સાસ્વાદની નારકો સાસ્વાદન ભાવમાં વર્તતા મરણ પામતા નથી, પરન્તુ સાસ્વાદન ભાવ તજીનેજ મરણ પામે છે માટે અહિં સાતમી પૃથ્વીના સાસ્વાદનીને અંગે સ્પર્શના ઘટતી નથી.

મિશ્રદૃષ્ટિની સ્પર્શના ૮ રજ્જુપ્રમાણ છે તે આ પ્રમાણેઃ-મિશ્ર ગુણસ્થાનમાં મરણ થતું નથી માટે મરણસમુદ્ઘાતની અપેક્ષાએ મિશ્રની સ્પર્શના ઘટતી નથી, જેથી અહિં વૈક્રિયસમુદ્ઘાતની અપેક્ષાએ મિશ્રની સ્પર્શના ઘટે છે તે આ રીતે–બારમા અચ્યુત સ્વર્ગનો દેવ પૂર્વ સંગતિવાળા (પૂર્વભવના સંબંધવાળા) ભવનપત્યાદિ મિત્ર દેવને અચ્યુત દેવલોકમાં લઈ જાય ત્યારે રત્નપ્રભાથી અચ્યુત સુધીના ૬ રજ્જુની સ્પર્શના, અને સહસ્રાર સુધીના મિશ્રદૃષ્ટિ દેવો પૂર્વસંગતિક મિત્ર નારકની વેદના ઉપશમાવવાને અથવા પૂર્વવૈરી નારકને વિશેષ વેદના ઉપજાવવા માટે ત્રીજી પૃથ્વી સુધી જાય ત્યારે રત્નપ્રભાથી વાલુકાપ્રભા સુધીના બે રજ્જુ અધિક મળી મિશ્રદૃષ્ટિને ૮ રજ્જુની સ્પર્શના ગણવી. અથવા બીજી રીતે વિચારીએ તો મિશ્રદૃષ્ટિવાળો સહસાર દેવ પૂર્વસંગતિક મિત્ર નારકની વેદના ઉપશમાવવાને અથવા પૂર્વવૈરી નારકને વિશેષ વેદના ઉપજાવવા માટે ત્રીજી પૃથ્વીએ જાય તો ૭ રજ્જુ સ્પર્શના, અને સહસારાદિ નીચેનો મિશ્રદૃષ્ટિ દેવ અચ્યુતના મિત્રદેવની સાથે અચ્યુત સ્વર્ગે જાય ત્યારે સહસારથી અચ્યુત સુધીની ૧ રજ્જુ મળી ૮ રજ્જુની સ્પર્શના મિશ્રગુણસ્થાનની જાણવી.

પ્રશ્નઃ—અચ્યુત દેવલોકનો મિશ્રદૃષ્ટિ દેવ પૂર્વવૈરી વા પૂર્વમિત્ર નારકને વેદના વધારવા વા ઘટાડવા ત્રીજી પૃથ્વીએ જાય તો એ રીતે એકજ જીવની અપેક્ષાએ પણ ૮ રજ્જુની સ્પર્શના મિશ્રદૃષ્ટિને કેમ નહિં? તથા ત્રીજી પૃથ્વી સુધીજ દેવનું ગમન કેમ? એથી નીચે કેમ નહિં?

ઉત્તરઃ—સહસારથી ઉપરના દેવો અલ્પ સ્નેહ અને અલ્પ વૈરવાળા હોવાથી પૂર્વભવના મિત્ર વા શત્રુ નારકને અનુગ્રહાદિ કરવાના પ્રયોજનવાળા નથી, [પરન્તુ દેવભવમાં વર્તમાન મિત્રની સાથે સ્નેહવાળા છે, જેથી ભવનપત્યાદિ દેવને પોતાના દેવ-

લોકમાં લાવે છે.] તથા નરકપૃથ્વીઓમાં દેવોનું ગમનાગમન ત્રીજી પૃથ્વી સુધીજ વિશેષ છે (કવચિત્ કોઇ દેવ ચોથી પૃથ્વીમાં પણ પૂર્વોક્ત કારણે સીતેન્દ્રવત્ જાય છે પરન્તુ તે અતિ અલ્પ હોવાથી અહિં તેની વિવક્ષા નથી.) એ રીતે મિશ્રદૃષ્ટિની સ્પર્શના બે રીતે કહી.

અવિરત સમ્યગ્દૃષ્ટિની પણ ૮ રજ્જુ સ્પર્શના છે અને તે પણ મિશ્રદૃષ્ટિની સ્પર્શનાવત્ જાણવી. અહિં સમ્યગ્દૃષ્ટિની સ્પર્શના પંચસંગ્રહ મૂળટીકામાં કહી છે તે આ પ્રમાણેઃ-"જો કે અવિરત સમ્યગ્દૃષ્ટિનું મરણ હોય છે, તોપણ સમ્યગ્દર્શન સહિત ત્રીજી પૃથ્વીથી નીચેની પૃથ્વીઓમાં ઉપજતો નથી તેમ ત્યાંથી સમ્યક્ત્વ સહિત આવતો પણ નથી, તેમ સહસ્રારથી ઉપર જતો પણ નથી તે કારણથી અવિરતની પણ મિશ્રદૃષ્ટિવત્ સ્પર્શના કહી છે. વળી જો (સિદ્ધાન્ત મતે) સાસ્વાદનીની માફક છઠ્ઠી પૃથ્વીથી સમ્યક્ત્વ સહિત મરણ પામી તિર્યગ્લોકમાં ઉત્પન્ન થાય તો (૫ રજ્જુ, અને તિર્યગ્લોકમાં સમ્યક્ત્વ સહિત અનુત્તરવાસી [1]આવે તો એ ૭ રજ્જુ મળી) ૧૨ રજ્જુની સ્પર્શના પણ (સિદ્ધાન્ત પ્રમાણે) સંભવી શકે છેજ. પુનઃ અનુત્તરથી તિર્યગ્લોક અને ત્રીજી પૃથ્વી એમ બે મળીને ૯ રજ્જુ સ્પર્શના પણ સંભવે છે. કારણ કે અનુત્તર સમ્યગ્દૃષ્ટિ દેવો તિર્યગ્લોકમાં મરણસમુદ્ઘાતથી વા ઇલિકા ગતિએ ઉપજે, અને તિર્યગ્લોકાદિવર્તી ક્ષાયિકસમ્યગ્દૃષ્ટિ ત્રીજી પૃથ્વીમાં જાય તો એ રીતે ૯ રજ્જુ અવિરતની સ્પર્શના થાય છે." [ઇતિ પંચસંગ્રહ મૂળટીકા]. એ પ્રમાણે જૂદી જૂદી રીતે અવિરત સમ્યગ્દૃષ્ટિની સ્પર્શના કહી.

દેશવિરત તિર્યંચ અને મનુષ્ય હોય છે, તેમાં તિર્યંચની ગતિ સહસ્રાર સુધીજ છે તેથી દેશવિરત તિર્યંચને ૫ રજ્જુ સ્પર્શના હોય છે, પરન્તુ દેશવિરત મનુષ્ય અચ્યુત કલ્પ સુધી ઉત્પન્ન થાય છે તે કારણથી ૬ રજ્જુ સ્પર્શના મનુષ્યઆશ્રયી હોય છે.

१ અવિરત સમ્યગ્દૃષ્ટિની તિર્યગ્લોકમાંથી અનુત્તરે ઉત્પત્ત થવારૂપ ૭ રજ્જુ સ્પર્શના ઘટી શકતી નથી, કારણ કે અનુત્તરમાં જનારા તો સર્વવિરતજ હોય છે. માટે અનુત્તરથી મનુષ્યગતિમાં આવતા તિર્યગ્લોકની ૭ રજ્જુ સ્પર્શના અવિરત સમ્યગ્દૃષ્ટિની હોય છે.

**પ્રશ્ન:**—દેવ તો અવિરતિ સમ્યગ્દૃષ્ટિ હોય છે, તેથી દેવમાં ઉત્પન્ન થતી વખતે દેશવિરતિપણાની સ્પર્શના કેમ ગણાય?

**ઉત્તર:**—દેશવિરત આદિક જે ભાવ કેવળ મનુષ્યગતિમાં મરણાન્ત સમય સુધી વર્તે છે, તે ભાવોની સ્પર્શના દેવાદિકમાં ગણાય છે તે ઋજુગતિએ ઉત્પન્ન થતા સમયની અપેક્ષાએ છે, કારણ કે દેશવિરત જીવ મરણના અન્ત્ય સમયે ઋજુગતિએ ઇલિકાગતિ વડે ઉત્પત્તિસ્થાને વર્તે છે, ને તદનંતર સમયે પૂર્વભવના દેહનો સર્વત્યાગ કરી દેવાયુ ને દેવગતિપણું પ્રાપ્ત કરે છે, માટે તે ઉત્પત્તિસ્થાન સુધી ઇલિકાગતિ વડે જતા દીર્ઘ આકારવાળો તે જીવ તે સમયે દેશવિરત હોવાથી ત્યાં સુધી દેશવિરત ભાવની સ્પર્શના સ્પષ્ટ સમજાય છે. ॥૧૯૫॥

**અવતરણ:**—પૂર્વે મિથ્યાદૃષ્ટિથી દેશવિરત ગુણસ્થાન સુધીની સ્પર્શના કહીને હવે પ્રમત્તાદિકની (૬ ઠ્ઠા ગુણસ્થાનાદિકની) સ્પર્શના કહે છે—

**सेसेहऽसंखभागो, फुसिओ लोगो सजोगिकेवलिहिं। एगाईओ भागो, बीयाइसु णरगपुढवीसु ॥१९६॥**

**ગાથાર્થ:**—શેષ ગુણસ્થાનોએ (૬–૭–૮–૯–૧૦–૧૧–૧૨–૧૪ એ ૮ ગુણસ્થાનોએ) લોકનો અસંખ્યાતમો ભાગ સ્પર્શેલો હોય છે, તથા દ્વિતીયાદિ નરક પૃથ્વીઓમાં જતા વા ઉત્પન્ન થતા જીવની એકાદિ (૧–૨–૩–૪–૫–૬) ભાગ-રજ્જુ સ્પર્શના હોય છે. ॥૧૯૬॥

**ભાવાર્થ:**—પ્રમત્ત અપ્રમત્ત ને અપૂર્વકરણ આદિ ગુણસ્થાનવાળા જીવોએ લોકનો અસંખ્યાતમો ભાગ સ્પર્શેલો હોય છે, કારણ કે ભવાન્તરાલમાં વર્તતા જીવો સર્વવિરત્યાદિ ભાવ ત્યજીને અવિરતિપણામાં વર્તતા હોય છે, તે કારણથી પ્રમત્તાદિ ગુણસ્થાનવંત જીવો (ભરતાદિ ક્ષેત્રમાં) તીર્ચ્છાલોકના જેટલા ભાગમાં સ્વસ્થાને વર્તતા હોય તેટલુંજ ક્ષેત્ર પ્રમત્તાદિકની સ્પર્શનાવાળું

જાણવું, અને તે ક્ષેત્ર લોકનો અસંખ્યાતમો ભાગજ છે.

પ્રશ્નઃ—દેશવિરતિવત્ ઋજુગતિ વડે ઇલિકાગતિથી અનુત્તર સુધી જતા પ્રમત્તાદિની સ્પર્શના ૭ રજ્જુની કેમ નહિં? કારણ કે પ્રમત્તાદિ જીવો અનુત્તરવિમાનમાં ઉત્પન્ન થાય છે.

ઉત્તરઃ—સૂત્રની ગતિ વિચિત્ર હોવાથી ૭ રજ્જુની સ્પર્શનાનો પ્રકાર હોવા છતાં અહિં તેની વિવક્ષા કરી નથી. એ પ્રકાર પંચસંગ્રહમાં સગ સેસા ફુસંતિ એ વચનથી વિવક્ષ્યો છે માટે વિવક્ષાભેદે અહિં સ્વસ્થાન ક્ષેત્રજ કહ્યું તેમાં કંઈ દોષ નથી.

સયોગીકેવલી સમુદ્ઘાતના ચોથા સમયે સમગ્ર લોક સ્પર્શે છે માટે સયોગીની સ્પર્શના સમગ્ર લોકપ્રમાણ છે. [સ્વસ્થાનથી તો સયોગીકેવલીઓ પણ લોકના અસંખ્યાતમા ભાગે છે].

તથા રત્નપ્રભાથી બીજી શર્કરાપ્રભા પૃથ્વી ૧ રજ્જુ દૂર નીચે છે, તેથી ૧ રજ્જુ નીચે ત્રીજી પૃથ્વી છે, એમ યાવત્ સાતે પૃથ્વીઓ અનુક્રમે ૧-૧ રજ્જુ નીચે નીચે હોવાથી અને તીર્છાલોક પહેલી પૃથ્વીએ હોવાથી તિર્યગ્લોકમાંથી બીજી પૃથ્વીમાં જનાર અથવા બીજી પૃથ્વીમાંથી તિર્યગ્લોકમાં આવનાર એ બન્નેને ૧ રજ્જુ સ્પર્શના હોય છે, તેમજ ત્રીજી પૃથ્વીએ જતા આવતાને ૨ રજ્જુ યાવત સાતમીએ જતા આવતાને ૬ રજ્જુ સ્પર્શના છે, જેથી એકેક અધિક રજ્જુ સ્પર્શના સાતમી પૃથ્વી સુધી જાણવી. [અહિં પૃથ્વી એટલે ભૂમિભાગ જાણવો, અને તેવો સાતમી પૃથ્વીનો ભૂમિભાગ ૬ રજ્જુ નીચે છે, ત્યાંથી નીચે ૧ રજ્જુ સુધીમાં તો બાદરવાયુ અને સૂક્ષ્મ એકેન્દ્રિયો છે જેથી અધોલોકાન્ત સુધી જતા આવતાને ૭ રજ્જુ સ્પર્શના જાણવી]. ॥૧૯૬॥

**अवतरणः**—એ પ્રમાણે ગુણસ્થાનરૂપ ૧૪ જીવસમાસમાં ક્ષેત્રસ્પર્શના કહીને હવે ગત્યાદિ ભેદે ક્ષેત્રસ્પર્શના કહેવાના પ્રસંગમાં તિર્યંચ મનુષ્યગતિની સમાન વક્તવ્યતાને અંગે એ બેની સ્પર્શના કહેવાની બાકી રાખી પ્રથમ દેવગતિમાં ક્ષેત્રસ્પર્શના કહે છે—

**ईसाणंता मिच्छा, सासण नव मिस्स अविरया अट्ठ । अट्ठ सहस्सारंतिय, छलच्चुयाऽसंखभागुप्पिं ॥१९७॥**

**गाथार्थः**—ભવનપતિથી ઇશાન સુધીના મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદની દેવો નવ રજ્જુ સ્પર્શે છે, મિશ્રદૃષ્ટિ અને અવિરતસમ્યગ્દૃષ્ટિઓ આઠ રજ્જુ સ્પર્શે છે, સનત્‌૦થી સહસ્રાર સુધીના દેવો ૮ રજ્જુ સ્પર્શે છે, અચ્યુતદેવો ૬ રજ્જુ સ્પર્શે છે અને ઉપરના (ગ્રૈવેયક તથા અનુત્તર) દેવો લોકના અસંખ્યાતમા ભાગને સ્પર્શે છે. ॥૧૯૭॥

**भावार्थः**—ભવનપતિ વ્યન્તર અને જ્યોતિષી દેવો પૂર્વોક્ત કારણથી (મિત્ર નારકોની પીડા ઉપશમાવવા અને શત્રુ નારકને પીડા વધારવા) નીચે ત્રીજી પૃથ્વી સુધી જાય છે (અસુરકુમારના પરમાધામી દેવો નારકને પીડવા ત્રીજી પૃથ્વી સુધી જાય છે તે પ્રસિદ્ધ છે) જેથી ૨ રજ્જુની સ્પર્શના થઇ, અને એજ દેવો સિદ્ધશિલા પૃથ્વીમાં બાદરપૃથ્વીકાયપણે ઉત્પન્ન થવાથી ૭ રજ્જુની ઉર્ધ્વસ્પર્શના થઇ, જેથી એ બે મળીને ત્રણ નિકાયના દેવોની ૯ રજ્જુ ક્ષેત્રસ્પર્શના હોય છે. એ રીતે ૯ રજ્જુ સ્પર્શના મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદની દેવોની જાણવી. તથા સૌધર્મ ઇશાન કલ્પના મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદની દેવો નીચે ત્રીજી પૃથ્વી સુધી પૂર્વોક્ત કારણે આવે તો ૩॥ રજ્જુ અધોસ્પર્શના. અને સિદ્ધશિલામાં પૃથ્વીકાયપણે ઉત્પન્ન થતાં ૫॥ રજ્જુ ઉર્ધ્વસ્પર્શના મળી ૯ રજ્જુ ક્ષેત્રસ્પર્શના સૌ૦ઈ૦ના મિથ્યાદૃષ્ટિ સાસ્વાદની દેવોને હોય છે.

એજ ઇશાન સુધીના મિશ્રદૃષ્ટિ અને સમ્યગ્દૃષ્ટિ દેવો નીચે ત્રીજી પૃથ્વી સુધી મિત્ર વા વૈરી નારકના પ્રયોજને જાય, અને પૂર્વસંગતિક દેવ સાથે બારમા સ્વર્ગે જાય તો [૨+૬=૮, ૩॥+૪॥=૮ એ બે રીતે] ૮ રજ્જુની ક્ષેત્રસ્પર્શના હોય.

સનત્‌કુમારથી સહસ્રાર સુધીના મિથ્યાદૃષ્ટ્યાદિ ચારે ગુણસ્થાનવાળા દેવો નીચે ત્રીજી પૃથ્વી સુધી અને ઉપર અચ્યુત સુધી જતાં પૂર્વોક્ત રીતે ૮ રજ્જુ સ્પર્શના થાય છે.

અચ્યુત કલ્પના દેવો [ઉપલક્ષણથી આનત પ્રાણુત આરણુના પણ દેવો] સ્વસ્થાની તિર્યંગ્લોકમાં શ્રીજિનવંદનાદિ પ્રયોજને આવે છે તેથી ૬ રજ્જુ સ્પર્શના છે.

પ્રશ્નઃ—આનતાદિ દેવો ત્રીજી પૃથ્વીએ જાય તો તેઓને પણ ૮ રજ્જુ સ્પર્શના કેમ ન હોય? બારમા દેવલોકનો ઇન્દ્ર સીતેન્દ્ર લક્ષ્મણુની વેદના શમાવવા માટે ચોથી પૃથ્વી સુધી ગયેલ છે એમ શાસ્ત્રમાં સંભળાય છે. તો એ રીતે ૯ રજ્જુની સ્પર્શના પણ સંભવે છે.

ઉત્તરઃ—સહસારથી ઉપરના આનતાદિ ચાર કલ્પના દેવો અલ્પ સ્નેહવાળા ને અલ્પ વૈરવાળા હોવાથી પૂર્વભવના મિત્ર નારકની વેદના શમાવવા તથા વૈરી નારકની વેદના વધારવા માટે નરકપૃથ્વીઓમાં જતા નથી, તે કારણથી તીર્છાલોક સુધી-નીજ ૬ રજ્જુ સ્પર્શના કહી છે. તથા જેઓના મતે સીતેન્દ્ર ચોથી નરકે ગયા છે તેઓના મતે ૬ રજ્જુથી અધિક સ્પર્શના પણ સંભવે. વળી શ્રી ભગવતીજી આદિકના અભિપ્રાયે તો વૈમાનિક દેવોનું અધોગમન સાતમી નરકપૃથ્વીના પિંડથી નીચે પણ છે, કહ્યું છે કેઃ—

“હે ભગવન્! આ રત્નપ્રભા પૃથ્વીની નીચે ઉદાર (મોટા) મેઘો ઉત્પન્ન થાય? હા, ઉત્પન્ન થાય. તેવા મેઘોને અસુરો કરે કે નાગદેવો કરે કે દેવો (વૈમાનિકો) કરે? અસુર પણ કરે. નાગ પણ કરે દેવ પણ કરે” એ આલાપક બીજી પૃથ્વી સુધી કહેવો, અને ત્રીજી પૃથ્વી નીચે અસુર અને દેવ એ બેજ મેઘ વિકુર્વે નાગકુમાર નહિં, કારણ કે નાગકુમારદેવો ત્રીજી પૃથ્વીની નીચે જઈ શકતા નથી, “નીચેની ૪ પૃથ્વીઓની નીચે મેઘોની વિકુર્વણા કેવળ દેવજ કરે” કારણ કે ચોથી પૃથ્વીની નીચે અસુરો પણ જઈ શકતા નથી. એ પ્રમાણે વૈમાનિક દેવોનું ગમન સાતે પૃથ્વીઓની નીચે કહ્યું છે, અને આ ગ્રંથમાં તો ત્રીજી પૃથ્વી સુધીજ વૈમાનિકોનું ગમન [નાગકુમારવત્] કહ્યું છે, માટે એ બાબતમાં તત્વ શ્રી સર્વજ્ઞ જાણે.

અચ્યુત સ્વર્ગથી ઉપરના ગ્રૈવેયક અને અનુત્તર દેવોનું સ્પર્શનાક્ષેત્ર લોકનો અસંખ્યાતમો ભાગ છે તે સ્વસ્થાન આશ્રયી જાણવું, કારણ કે એ દેવોનું ગમનાગમન ક્યાંય નથી, આ સ્થાને મરણ પામતા ગ્રૈવેયકાદિ દેવની ૭ રજ્જુ પ્રમાણ (તિર્યગ્લોક સુધી) અધોસ્પર્શના છે, તોપણ તેની વિવક્ષા કરી નથી. ॥ इति देव नरकगति स्पर्शनाक्षेत्र ॥१९७॥

**अवतरण**—પૂર્વ ગાથામાં દેવગતિ નરકગતિનું સ્પર્શનાક્ષેત્ર કહીને હવે આ ગાથામાં તિર્યંચગતિનું અને મનુષ્યગતિનું સ્પર્શના ક્ષેત્ર કહે છે—

**नरतिरिएहि य लोगो, सत्तासाणेहि छऽजयगिहीहिं। मिस्सेहऽसंखभागो, विगलिंदीहिं तु सव्वजगं ॥१९८॥**

**गाथार्थः**—મનુષ્યોવડે તેમજ તિર્યંચોવડે સર્વલોક સ્પર્શાયલો છે, સાસ્વાદનવર્તી તિર્યંચ મનુષ્યોએ સાત રજ્જુ સ્પર્શ્યા છે, અવિરત અને દેશવિરત તિર્યંચ મનુષ્યોએ ૬ રજ્જુ સ્પર્શ્યા છે, મિશ્રદષ્ટિ તિ૦મ૦એ લોકનો અસંખ્યાતમો ભાગ સ્પર્શ્યો છે, અને વિકલેન્દ્રિયોએ સર્વ જગત્ સ્પર્શ્યું છે. ॥૧૯૮॥

**भावार्थः**—કેવલીસમુદ્ઘાતમાં ચોથે સમયે કેવલી ભગવાન્ સર્વલોક વ્યાપ્ત થવાથી મનુષ્યગતિની સ્પર્શના સર્વલોક કહી છે. કેટલાક આચાર્યો "મિથ્યાદષ્ટિ મનુષ્યો ત્રણે લોકમાં ઉપજે છે, અને ત્રણે લોકમાંથી આવીને નારક દેવાદિ જીવો મનુષ્યમાં ઉત્પન્ન પણ થાય છે, માટે એ રીતે ત્રણ લોકમાં ગતિ આગતિની અપેક્ષાએ મિથ્યાદષ્ટિ મનુષ્યો વેદનાસમુદ્ઘાત અને મારણાંતિકસમુદ્ઘાત વડે સર્વલોકમાં વ્યાપ્ત છે." એમ કહે છે, પરન્તુ એ વ્યાખ્યાન ઘટતું નથી. કારણ કે મનુષ્યો માત્ર અઢીદ્વીપ જેટલા અતિ અલ્પ ક્ષેત્રમાં છે, તેમજ સંખ્યામાં પણ અતિ અલ્પ છે, તેથી તેઓ બીજા જીવોમાં ઉપજતાં અને બીજેથી મનુષ્યક્ષેત્રમાં મનુષ્યપણે ઉપજતાં તેમાં વેદના અને મરણ સમુદ્ઘાતની પણ વિવક્ષા કરીએ તોપણ સર્વલોકમાં વ્યાપીપણું

સંભવે નહિં. શ્રી પ્રજ્ઞાપનાજીમાં પણ "સર્વ પંચેન્દ્રિય જીવો ઉપપાતથી સ્વસ્થાનથી અને સમુદ્ઘાતથી એમ ત્રણે રીતે લોકના અસંખ્યાતમા ભાગમાં છે" એમ કહ્યું છે. માટે કેવલી સમુદ્ઘાત વિના મનુષ્યો કોઈ પણ રીતે સર્વલોક વ્યાપી નથી. [ ઈતિ વૃત્તિ ભાવાર્થઃ ]. અને તિર્યંચોએ તો મિથ્યાદૃષ્ટિ સૂક્ષ્મ એકેન્દ્રિયાદિ જીવોની અપેક્ષાએ સર્વલોક સ્પર્શ્યો છે એ સ્પષ્ટપણે સમજાય છેજ.

સાસ્વાદની તિર્યંચ ને મનુષ્યો ૭ રજ્જુની સ્પર્શનાવાળા છે, કારણ કે સિદ્ધશિલામાં બાદરપૃથ્વીપણે ઉપજે છે. પુનઃ સાસ્વાદની જીવોની મરણગતિ પ્રાયઃ ઉર્ધ્વ હોય છે માટે સિદ્ધશિલાની અપેક્ષાએ ૭ રજ્જુ કહ્યા, નહિતર નીચે સાતમી પૃથ્વીમાં પૃથ્વીકાયપણે ઉપજતાં ૭ ઉર્ધ્વ ને ૬ અધો મળી ૧૩ રજ્જુની પણ સ્પર્શના ગણાય, પરન્તુ તેમ ગણી નથી. તથા છઠ્ઠી નરકથી સાસ્વાદની નારક તિર્યગ્લોકમાં જોકે ઉપજે છે, પરન્તુ બે ભવની વચ્ચે વર્તતો હોય ત્યારે તે અગ્રભવના આયુષ્યના ઉદયવાળો છે તોપણ અગ્રભવનું શરીર જ્યાંસુધી પામ્યો નથી ત્યાંસુધી તે નારક તરીકેજ ગણાવાથી તે સ્પર્શના અહિં સ્વીકારી નથી, જો એ સ્પર્શના સ્વીકારાય તો સાસ્વાદન તિર્યંચમનુષ્યની ૧૨ રજ્જુ સ્પર્શના પણ થાય.

અવિરત સમ્યગ્દૃષ્ટિ તથા દેશવિરતની ઉત્કૃષ્ટ ઉત્પત્તિ બારમા દેવલોક સુધી હોવાથી એ બે ગુણસ્થાનવાળા મનુષ્યોની સ્પર્શના ૬ રજ્જુ પ્રમાણ છે. તિર્યંચો તો સહસ્રારથી ઉપર ઉપજતા નથી માટે એ બે ગુણસ્થાનાવાળા તિર્યંચની સ્પર્શના ૫ રજ્જુ છે.

મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનવાળા તિર્યંચ મનુષ્યો મરણ પામવાના અભાવે સ્વસ્થાનવર્તીજ ગણતાં તેઓની સ્પર્શના લોકનો અસંખ્યાતમો ભાગ છે.

વિકલેન્દ્રિયો ઉપપાત અને સમુદ્ઘાત વડે સર્વલોકવ્યાપ્ત છે, સ્વસ્થાનથી તો પ્રાયઃ તીર્ચ્છાલોકમાંજ હોવાથી કંઈક અધિક



गतिओमां गुणस्थान भेदे जीवोनी स्पर्शना

તિર્યગ્લોકમાત્ર (લોકનો અસંખ્યાતમો ભાગ) સ્પર્શે છે, એ પ્રમાણે આ ગ્રંથનો અભિપ્રાય છે, પરન્તુ શ્રી પ્રજ્ઞાપનાજીમાં તો ઉત્પાદ, સમુદ્ઘાત અને સ્વસ્થાન એ ત્રણેવડે લોકાસંખ્યભાગ કહ્યા છે અને તેજ સંગત સમજાય છે, કારણકે વિકલેન્દ્રિયો અલ્પ છે માટે, એ બાબતમાં તત્વ શ્રી સર્વજ્ઞ [1]જાણે [મનુષ્યને સર્વવ્યાપીજ આ ગ્રંથમાં કહ્યા છે]. ॥૧૯૮॥

**અવતરણઃ**—પૂર્વોક્ત જીવોમાં સવિશેષપણે બાદરપર્યાપ્ત વિગેરેની સ્પર્શના કહે છે—

**बायरपज्जत्ताविय, सयला वियला य समुह उववाए। सव्वं फोसंति जगं, अह एवं फोसणाणुगमो ॥१९९॥**

**ગાથાર્થઃ**—બાદરપર્યાપ્ત એકેન્દ્રિયો, સકલેન્દ્રિય (પંચેન્દ્રિય) તિર્યંચો, અને વિકલેન્દ્રિયો સમુદ્ઘાતવડે અને ઉપપાતવડે સર્વ જગતને સ્પર્શે છે. એ પ્રમાણે સ્પર્શનાનુગમ (ચોથું સ્પર્શનાદ્વાર) કહ્યું. ॥૧૯૯॥

**ભાવાર્થઃ**—બાદરપર્યાપ્ત એકેન્દ્રિયો ઉપપાત ને સમુદ્ઘાતવડે સર્વ જગતને સ્પર્શે છે. અહિં ઉપપાત તે વિગ્રહગતિવડે પરભવમાં ઉપજવા રૂપ જાણવો, પંચેન્દ્રિય તિર્યંચો તેમજ વિકલેન્દ્રિયો પણ એ રીતે સર્વ જગતને સ્પર્શે છે, એ આ ગ્રંથનો અભિપ્રાય છે. પ્રજ્ઞાપનામાં તો પંચેન્દ્રિય તિર્યંચો, બાદરપર્યાપ્ત પૃથ્વી પાણી ને અગ્નિ તથા સામાન્યથી પંચેન્દ્રિયો અને વિકલેન્દ્રિયો એ સર્વે અલ્પ હોવાથી ઉત્પાદ સમુદ્ઘાત ને સ્વસ્થાન એ ત્રણે રીતે એ દરેક લોકના અસંખ્યાતમા અસંખ્યાતમા ભાગનેજ સ્પર્શે છે એમ કહ્યું છે. આ ગાથામાં સૂક્ષ્મ એકેન્દ્રિયો કહ્યા નથી તેનું કારણ કે તેઓની સર્વલોક સ્પર્શના પ્રથમ કહેવાઈ ગઇ છે. વળી અપર્યાપ્ત બા૦એકેન્દ્રિયો તો આ ગ્રંથના અભિપ્રાયથી સ્વસ્થાનવડે પણ સર્વલોકવ્યાપી છે તે પણ અહિં કહ્યા નથી. પ્રજ્ઞાપનાજીના

---

૧ આ ગ્રંથકર્તાએ વિકલેન્દ્રિયોથી પણ અલ્પ સંખ્યાવાળા મનુષ્યોને પણ જો સર્વલોકવ્યાપી કહ્યા છે તો વિકલેન્દ્રિયો જે મનુષ્યથી ઘણા છે તેને સર્વલોકવ્યાપી કહે તે યુક્ત છે પરન્તુ યુક્તિ બંધબેસતી નથી.

अभिप्राये तो बा०अप० एकेन्द्रियो उपपात ने समुद्घातवडेज सर्वलोकव्यापी छे, परन्तु स्वस्थानवडे नहि. कारणके तेओ बादर-पर्याप्तनी निश्राए उत्पन्न थाय छे. ए प्रमाणे स्पर्शनानुगम कह्यो. ॥१९९॥ इति जीवसमासे स्पर्शनानुयोगः ॥

**अवतरणः**—पूर्वे जीवसमासमां स्पर्शनाद्वार कहीने [ संतपयपरूवणया इत्यादि ९ अनुयोगमांनो ४थो स्पर्शनानुयोग कहीने] हवे अजीवसमासमां स्पर्शनानुयोग कहे छे—

**आइदुगं लोगफुडं, गयणमणागाढमेव सव्वगयं । कालो नरलोगफुडो, पोग्गल पुण सव्वलोगफुडा ॥२००॥**

**गाथार्थः**—धर्मास्तिकाय ने अधर्मास्तिकाय ए पहेलाना बे अजीवो सर्वलोकमां स्पर्शेला छे, गगन अनवगाढज छे (आकाश कोइपण द्रव्यमां रह्युं नथी), अने सर्वव्यापी छे, काळद्रव्य मनुष्यक्षेत्रने स्पर्शेल छे, अने पुद्गलो तो सर्वलोकने स्पर्शेला छे.

**भावार्थः**—धर्मास्तिकाय ने अधर्मास्तिकायनो एकेक प्रदेश एकेक आकाशप्रदेशमां अवगाहीने सर्व लोकाकाशमां संपूर्ण अवगाही रहेल छे तेथी सर्वलोकमां व्याप्त छे. तथा धर्मादि द्रव्यो आकाशमां रहेल होवाथी धर्मादि द्रव्यो जेम आधेय छे तेम आकाशद्रव्य आधेय नथी कारण के आकाशद्रव्य कोई अन्य द्रव्यना आधारे रह्युं नथी तेथी आकाशने स्पर्शना नथी. पुनः ए आकाशद्रव्य लोकमां अने अलोकमां सर्वव्याप्त छे. तथा काळद्रव्य मनुष्यक्षेत्र व्यापी छे तेनुं कारण के समय आवलि दिवस वर्ष आदि व्यवहारकाळ चंद्र सूर्यनी गतिना आधारे छे, अने चंद्र सूर्यनी गति मात्र मनुष्यलोकमांज छे, अन्यथा द्रव्यनी वर्तनारूप निश्चयकाळ तो आकाशवत् सर्वव्यापी छे. तथा पुद्गलोमां सर्व प्रकारना पुद्गलो [परमाणु–द्विप्रदेशी–त्रिप्रदेशी यावत

१ चौद जीवसमासमां घणा जीवसमासमां स्पर्शनानुयोग कह्यो छे, ते उपरथी केटलाक शेष जीवभेदोमां बाकी रहेल स्पर्शनानुयोग पण यथा-संभव विचारीने कहेवो.



धर्मास्ति-कायादिनी स्पर्शनानुं प्रमाण

અનંતપ્રદેશી સુધીની સર્વ વર્ગણાઓ] પ્રાયઃ દરેકે દરેક સર્વલોકવ્યાપ્ત છે. કોઈ આકાશપ્રદેશ એવો નથી કે જેમાં અમુક વર્ગણા ન હોય. [અચિત્ત મહાસ્કંધાદિ કેટલીક વર્ગણાઓ એવી પણ છે કે જે સર્વલોકવ્યાપી નથી]. ॥૨૦૦॥ इति अजीवसमास स्पर्शनानुयोगः समाप्त ॥ इति स्पर्शनानुयोगः समाप्तः ॥

## ॥ अथ जीवाजीवसमासे ५ मः कालानुयोगः ॥

**अवतरणः**—संतपयपरूवणया ઇત્યાદિ ૯ અનુયોગમાં જીવાજીવસમાસમાં ૪ અનુયોગ કહીને હવે પાંચમો કાલાનુયોગ કહે છે—

**कालो भवाउकायट्ठिई य तह गुणविभागकालं च। वोच्छामि एक्कजीवं, नाणाजीवे पडुच्चा य ॥२०१॥**

**ગાથાર્થઃ**—ભવાયુકાળ, કાયસ્થિતિકાળ અને ગુણવિભાગકાળ એ ત્રણ પ્રકારના કાળ એક જીવ આશ્રયી ને અનેક જીવઆશ્રયી કહીશ. ॥૨૦૧॥

**ભાવાર્થઃ**—એક ભવમાં જીવ જેટલો કાળ રહી મરણ પામે તેટલો કાળ ભવાયુકાળ, એનું બીજું નામ આયુષ્ય પણ કહેવાય, જેમ દેવનારકનો ૧૦૦૦૦ વર્ષ જઘન્ય અને ૩૩ સાગરોપમ ઉત્કૃષ્ટ એ ભવાયુકાળ. તથા વિવક્ષિત એક જાતિવાળા જીવભેદમાં અનેક ભવ કરતાં તે સર્વ ભવનો સમગ્રકાળ તે કાયસ્થિતિકાળ, જેમ પૃથ્વીકાયમાં ને પૃથ્વીકાયમાંજ વારંવાર જન્મ મરણ કરે તો અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી સુધી કરે ત્યારબાદ અવશ્ય કાયપરાવર્તન થાયજ, જેથી એ અસંખ્યકાળ તે પૃથ્વીકાયનો કાયસ્થિતિકાળ કહેવાય, તથા ૧૪ ગુણસ્થાનોનો દરેકનો કાળ તે ગુણવિભાગકાળ. એ પ્રમાણે ત્રણે પ્રકારનો કાળ એકજીવઆશ્રયી તથા અનેક જીવઆશ્રયી જેટલો સંભવે તેટલો આ પાંચમા કાળાનુયોગમાં કહેવાનો છે. ॥૨૦૧॥

**અવતરણઃ**—પાંચમો કાળાનુયોગ કહેવાના પ્રસંગમાં પ્રથમ સાતે નરક પૃથ્વીઓમાં એકેક જીવઆશ્રયી ભવાયુકાળ કેટલો?

તે આ ગાથામાં કહે છે—

**एगं च तिन्नि सत्त य, दस सत्तरसेव हुंति बावीसा। तेत्तीस उयहिनामा, पुढवीसु ठिई कमुक्कोसा ॥२०२॥**

**गाथार्थः**—૧-૩-૭-૧૦-૧૭-૨૨-૩૩ એટલા ઉદધિ નામવાળો ઉત્કૃષ્ટ કાળ (એટલા સાગરોપમનો કાળ) અનુક્રમે સાતે પૃથ્વીઓમાં જાણવો. ॥૨૦૨॥

**भावार्थः**—રત્નપ્રભામાં નારકોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૧ સાગરોપમ, શર્કરાપ્રભામાં ૩ સાગરોપમ, ત્રીજી પૃથ્વીમાં ૭ સા૦, ચોથી પૃથ્વીમાં ૧૦ સા૦, પાંચમી પૃથ્વીમાં ૧૭ સા૦, છઠ્ઠી પૃથ્વીમાં ૨૨ સા૦, સાતમી પૃથ્વીમાં ૩૩ સા૦ ઉત્કૃષ્ટ આયુષ્ય છે.

**अवतरणः**—પૂર્વ ગાથામાં સાતે પૃથ્વીઓમાં ઉત્કૃષ્ટ આયુષ્ય કહીને હવે આ ગાથામાં સાતે પૃથ્વીઓમાં જઘન્ય આયુષ્ય કહે છે—

**पढमादि जमुक्कोसं, बीयादिसु सा जहन्निया होइ। घम्माए भवणवंतर वाससहस्सा दस जहन्ना ॥२०३॥**

**गाथार्थः**—પહેલી આદિ પૃથ્વીઓમાં જે ઉત્કૃષ્ટ આયુષ્ય છે તેજ બીજી આદિ પૃથ્વીઓનું જઘન્ય આયુષ્ય છે. અને પહેલી ઘર્મા પૃથ્વીમાં તથા દેવોમાં ભવનપતિ અને વ્યન્તર નિકાયના દેવોનું જઘન્ય આયુષ્ય દસહજાર (૧૦૦૦૦) વર્ષનું છે. ॥૨૦૩॥

**भावार्थः**—પહેલી પૃથ્વીના નારકોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૧ સાગરોપમ છે, તેજ બીજી પૃથ્વીના નારકોનું જઘન્ય આયુષ્ય (૧સા૦) છે. બીજીનું ઉત્કૃષ્ટ ૩ સાગરો૦ છે, ત્યારે ત્રીજીનું જઘન્ય ૩ સાગરો૦ છે. એ પ્રમાણે ચોથી પૃથ્વીમાં ૭ સા૦, પાંચમી પૃથ્વીમાં ૧૦ સા૦, છઠ્ઠીમાં ૧૭ સા૦, ને સાતમીમાં ૨૨ સાગરોપમ જઘન્ય આયુષ્ય છે. એમાં પહેલી પૃથ્વીનું જઘન્ય આયુષ્ય કહેવાયું નથી તે ૧૦હજાર વર્ષનું છે, તેમજ ચાર દેવનિકાયમાં ભવનપતિ અને વ્યન્તર એ બે દેવનિકાયમાં પણ જઘન્ય આયુષ્ય ૧૦



कालानु-योगमां आयुनुं प्रमाण

હજાર વર્ષનું છે, જે પહેલી પૃથ્વીના જઘન્ય આયુ કહેવાના પ્રસંગે કહ્યું. ॥૨૦૩॥

**अवतरणः**—આ ગાથામાં ભવનપતિ આદિક દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય કહે છે—

**असुरेसु सारमहियं, सड्ढं पल्लं दुवे य देसूणा । नागाईणुक्कोसा, पल्लो पुण वंतरसुराणं ॥२०४॥**

**गाथार्थः**—દક્ષિણ અસુરકુમાર દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૧ સાગરોપમ ને ઉત્તરવર્તી દેવોનું તેથી કંઇક અધિક છે, નાગકુમાર આદિ નવ નિકાયના ભવનપતિઓમાં દક્ષિણનિકાય દેવોનું દોઢ પલ્યોપમ ને ઉત્તરનિકાય દેવોનું કંઇક ન્યૂન બે પલ્યોપમ છે, અને વ્યન્તર દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય એક પલ્યોપમ પૂર્ણ છે. ॥૨૦૪॥

**भावार्थः**—અસુર કુમારાદિ દશે ભવનપતિ મેરૂની નીચે દક્ષિણ દિશામાં ને ઉત્તર દિશામાં એ બે વિભાગે વ્હેંચાયેલા હોવાથી દક્ષિણ અસુર કુમારાદિ ને ઉત્તર અસુર કુમારાદિ નિકાયવાળા કહેવાય છે, તેમાં પહેલા દક્ષિણવર્તી અસુર કુમારોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૧ સાગરોપમ પૂર્ણ છે, અને ઉત્તરવર્તી અસુરોનું એક સાગરો૦થી કંઇક અધિક ( પલ્યોમના અસંખ્યાતમા ભાગ જેટલું અધિક ) છે. શેષ ૯ નિકાયોમાં દક્ષિણવર્તીઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૧॥ ( દોઢ ) પલ્યોપમ છે, અને ઉત્તરવર્તી દેવોનું ઉ૦આયુષ્ય બે પલ્યોપમથી કંઇક ન્યૂન ( પલ્યો૦નો અસંખ્યાતમો ભાગ ન્યૂન ) છે. તથા [1]વ્યન્તરનિકાયના દેવો પણ દક્ષિણનિકાય ને ઉત્તરનિકાય છે, પરન્તુ તે બન્ને નિકાયના દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય પરિપૂર્ણ ૧ પલ્યોપમ પ્રમાણ છે. દેવીઓનું આયુષ્ય વિચારીએ તો દક્ષિણ અસુરકુમારના ઇન્દ્ર ચમરેન્દ્રની દેવીઓનું ૩॥ પલ્યોપમ, ને ઉત્તર અસુરકુ૦ના ઇન્દ્ર બલીન્દ્રની દેવીઓનું ૪॥ પલ્યોપમ છે, શેષ ૯ નિકાયમાં દક્ષિણ દેવીઓનું અર્ધ પલ્યોપમ અને ઉત્તર દેવીઓનું એક પલ્યોપમમાં કંઇક ન્યૂન આયુષ્ય છે, વ્યન્તર

---

૧ અહિં વાણવ્યન્તરનિકાય જૂદી નથી કહી તેથી વ્યન્તરવત્ વાણવ્યન્તરનો પણ તુલ્ય ભવસ્થિતિકાળ જાણવો.

દેવીઓમાં તો આઠે નિકાયની બન્ને દિશાઓની દેવીઓનું ઉત્કૃષ્ટ આયુ અર્ધ પલ્યોપમ છે, અને એ ૩૬ નિકાયમાં ( અથવા વાણવ્યન્તરની ૧૬ નિકાય મળી ૫૨ નિકાયમાં ) જઘન્ય આયુષ્ય તો દશહજાર વર્ષ છે. ॥૨૦૪॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં ભવનપતિ ને વ્યન્તર એ બે દેવનિકાયમાં ભવસ્થિતિકાળ કહીને હવે જ્યોતિષી દેવોનો ભવસ્થિતિકાળ કહે છે—

**पलट्ठ भाग पल्लं च साहियं जोइसे जहन्नियरं । हेट्ठिल्लुक्कोसठिई, सक्काईणं जहण्णा सा ॥२०५॥**

**गाथार्थः**—પલ્યોપમનો આઠમો ભાગ, જ્યોતિષીનું જઘન્ય આયુષ્ય છે, અને ઇતર ઉત્કૃષ્ટ આયુષ્ય પલ્યોપમથી કંઈક અધિક છે, તથા શક્ર આદિ દેવોની જે નીચેના કલ્પની ઉત્કૃષ્ટસ્થિતિ તેજ ઉપરના કલ્પની જઘન્યસ્થિતિ જાણવી. ॥૨૦૫॥



**भावार्थः**—ગાથામાં સામાન્યપણે જ્યોતિષીઓનું આયુષ્ય કહ્યું છે, પરન્તુ પાંચે જ્યોતિષીઓનું તથા દેવીઓનું ભિન્ન ભિન્ન કહ્યું નથી તે આ પ્રમાણે—ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારા, એ પાંચ દેવો ને તેની દેવીઓ મળી ૧૦ પ્રકારના જ્યોતિષીઓ છે, તે દરેકનું જઘન્ય ઉત્કૃષ્ટ આયુષ્ય આ પ્રમાણે—

| | જ૦પલ્યોપમ | ઉ૦પલ્યો૦ | | જ૦પલ્યોપમ | ઉ૦પલ્યો૦ |
|---|---|---|---|---|---|
| ચંદ્રદેવનું | ૦। | ૧–૧૦૦૦૦૦ વર્ષ. | ગ્રહદેવીનું | ૦। | ૦॥ |
| ચંદ્રદેવીનું | ૦। | ૦॥–૫૦૦૦૦ ,, | નક્ષત્રદેવનું | ૦। | ૦॥ |
| સૂર્યદેવનું | ૦। | ૧–૧૦૦૦ ,, | નક્ષત્રદેવીનું | ૦। | ૦। સાધિક. |
| સૂર્યદેવીનું | ૦। | ૦॥–૫૦૦ ,, | તારાદેવનું | ૧/૮ | ૦। |
| ગ્રહદેવનું | ૦। | ૧ | તારાદેવીનું | ૧/૮ | ૧/૮ સાધિક. |

એ પ્રમાણે જ્યોતિષીના ૧૦ ભેદનું દરેકનું ઉત્કૃષ્ટ જઘન્ય આયુષ્ય જાણવું. તથા સૌધર્મ આદિ કલ્પમાં અને કલ્પાતીતમાં (વૈમાનિકનિકાયમાં) જે નીચેનું ઉત્કૃષ્ટ આયુષ્ય તે ઉપરનું જઘન્ય આયુષ્ય એ સામાન્યથી કહ્યું, પરન્તુ કેટલું આયુષ્ય છે તે હવે કહેવાશે. ॥૨૦૫॥

**अवतरण**—હવે આ ગાથામાં વૈમાનિક દેવોનું જઘન્ય ને ઉત્કૃષ્ટ આયુષ્ય કહે છે—

**दो साहि सत्त साहिय, दस चउदस सत्तरेव अट्ठारा। एक्काहिया य एत्तो, सक्काइसु सागरूवमाणा ॥**

**गाथार्थः**—બે, બેથી અધિક, સાત, સાતથી અધિક, ૧૦-૧૪-૧૭-૧૮ અને અહિંથી આગળ એકેક સાગરોપમ અધિક એટલા સાગરોપમની સ્થિતિ શક્રાદિ દેવોની (સૌધર્મકલ્પાદિ દેવોની) કહી છે. ॥૨૦૬॥

**भावार्थः**—સૌધર્મ કલ્પની ૨ સાગરોપમ. ઈશાન કલ્પની ૨ સાગરો૦થી કંઈક અધિક, સનત્કુમારની ૭ સાગરો૦, માહેન્દ્રની ૭ થી અધિક, બ્રહ્મ દેવલોકની ૧૦, લાંતકની ૧૪, શુક્રની ૧૭ અને સહસ્રારની ૧૮ સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છે, ત્યારબાદ ઉપરના દેવલોકની આનત આદિકની એકેક સાગરો૦ અધિક સ્થિતિ હોવાથી આનતની ૧૯, પ્રાણતની ૨૦, આરણની ૨૧, અચ્યુતની ૨૨, પહેલા ગ્રૈવેયકની ૨૩ બીજા ગ્રૈ૦ની ૨૪, ત્રીજાની ૨૫, ચોથાની ૨૬, પાંચમાની ૨૭, છઠ્ઠાની ૨૮, સાતમાની ૨૯ આઠમાની ૩૦, નવમાની ૩૧, પાંચ અનુત્તરની ૩૩ સાગરોપમ સ્થિતિ છે. અહિં ગ્રંથમાં જો કે આનતથી એકેક સાગરોપમ વૃદ્ધિ કહેલી હોવાથી પાંચ અનુત્તરની ૩૨ સાગરોપમ સ્થિતિ થવી જોઈએ, પરન્તુ व्याख्यानतो विशेष प्रतिपत्तिः એ ન્યાયે અનુત્તરની ૩૩ સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છે. એ પ્રમાણે વૈમાનિકોનો ઉ૦ભવસ્થિતિકાળ જાણવો.

હવે વૈમાનિક દેવોનો જઘન્ય સ્થિતિકાળ પૂર્વ ગાથામાં કહ્યા પ્રમાણે આ રીતે છે—સૌધર્મ દેવોની જઘન્યસ્થિતિ ૧ પલ્યોપમ

ઈશાનની ૧ પલ્યોપમથી કંઈક અધિક, સનત્કુમારની ૨ સાગરો૦, માહેન્દ્રની ૨ સાગરો૦થી કંઈક અધિક, બ્રહ્મની ૭ સા૦, લાંતકની ૧૦, શુક્રની ૧૪, સહસ્રારની ૧૭, આનતની ૧૮ પ્રાણુતની ૧૯, આરણુની ૨૦, અચ્યુતની ૨૧, પહેલા ગ્રૈવેયકની ૨૨ યાવત્ નવમા ગ્રૈવેયકની ૩૦ સા૦, વિજયાદિ ૪ અનુત્તરમાં ૩૧ સાગરોપમ જઘન્યસ્થિતિ છે. સર્વાર્થસિદ્ધ નામના પાંચમા અનુત્તરમાં જઘન્યસ્થિતિ નથી.

### ॥ देवोना ज० उ० आयुष्यनो संक्षिप्त संग्रह ॥

| | જ૦ | ઉ૦ |
|---|---|---|
| ભવન૦ | ૧૦ હજાર વર્ષ | સાધિક ૧ સા૦ |
| વ્યન્તર | ,, | ૧ પલ્ય |
| જ્યોતિષ | ,, | ૧ પલ્ય ૧ લાખવર્ષ. |
| સૌધર્મ | ૧ પલ્ય | ૨ સાગરો૦ |
| ઈશાન | સાધિક ૧ પલ્ય | સાધિક ૨ સા૦ |
| સનત્૦ | ૨ સા૦ | ૭ સા૦ |
| માહેંદ્ર | સાધિક ૨ સા૦ | સાધિક ૭ સા૦ |
| બ્રહ્મ | ૭ સા૦ | ૧૦ સા૦ |
| લાંતક | ૧૦ સા૦ | ૧૪ સા૦ |
| શુક્ર | ૧૪ સા૦ | ૧૭ સા૦ |
| સહસ્રાર | ૧૭ સા૦ | ૧૮ સા૦ |
| આનત | ૧૮ સા૦ | ૧૯ સા૦ |
| પ્રાણુત | ૧૯ સા૦ | ૨૦ સા૦ |
| આરણુ | ૨૦ સા૦ | ૨૧ સા૦ |
| અચ્યુત | ૨૧ સા૦ | ૨૨ સા૦ |
| ૧લા ગ્રૈવે૦ | ૨૨ સા૦ | ૨૩ સા૦ |
| ૨જા ગ્રૈવે૦ | ૨૩ સા૦ | ૨૪ સા૦ |
| ૩જા ગ્રૈવે૦ | ૨૪ સા૦ | ૨૫ સા૦ |
| ૪થા ગ્રૈવે૦ | ૨૫ સા૦ | ૨૬ સા૦ |
| ૫મા ગ્રૈવે૦ | ૨૬ સા૦ | ૨૭ સા૦ |
| ૬ઠ્ઠા ગ્રૈવે૦ | ૨૭ સા૦ | ૨૮ સા૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭મા ગ્રૈવે૦ | ૨૮ સા૦ | ૨૯ સા૦ | ૪ અનુત્તરે | ૩૧ સા૦ | ૩૩ સા૦ |
| ૮મા ગ્રૈવે૦ | ૨૯ સા૦ | ૩૦ સા૦ | સર્વાર્થે | — | × ૩૩ સા૦ |
| ૯મા ગ્રૈવે૦ | ૩૦ સા૦ | ૩૧ સા૦ | | | |

**अवतरणः**—આ ગાથામાં એકેન્દ્રિયોનો ઉત્કૃષ્ટ ભવસ્થિતિકાળ કહેવાય છે—

**बावीस सत्त तिन्नि य, वाससहस्साणि दस य उक्कोसा । पुढविदगानिलपत्तेयतरुसु तेऊ तिरायं च ॥२०७॥**

**गाथार्थः**—પૃથ્વીકાયની ૨૨૦૦૦ વર્ષ, અપ્કાયની ૭૦૦૦ વર્ષ, વાયુકાયની ૩૦૦૦ વર્ષ, અને પ્રત્યેક વનસ્પતિની ૧૦૦૦૦ વર્ષ ઉત્કૃષ્ટ ભવસ્થિતિ છે, અને અગ્નિકાયની ઉ૦ સ્થિતિ ૩ અહોરાત્ર છે. એ પ્રમાણે એકેન્દ્રિયોની ભવસ્થિતિ જાણવી.

**भावार्थः**—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ કે એ ભવસ્થિતિ બાદર એકેન્દ્રિયોની જાણવી, અને સૂક્ષ્મ એકેન્દ્રિયોનો ૨૧૧ મી ગાથામાં અન્તર્મુ૦પ્રમાણ કહેવાશે. ॥૨૦૭॥

**अवतरणः**—આ ગાથામાં વિકલેન્દ્રિય તિર્યંચ પંચે૦ અને મનુષ્યનું આયુષ્ય કહે છે.

**बारस अउणप्पन्नं, छप्पिय वासाणि दिवस मासा य । बेइंदियाइयाणं, नरतिरियाणं तिपल्लं च ॥२०८॥**

**गाथार्थः**—દ્વીન્દ્રિયોનું ૧૨ વર્ષ, ત્રીન્દ્રિયોનું ૪૯ દિવસ, ચતુરિન્દ્રિયોનું ૬ માસ એ પ્રમાણે દ્વીન્દ્રિયાદિકોનું ઉત્કૃષ્ટ આયુષ્ય છે, તથા ગર્ભજ મનુષ્ય અને ગર્ભજ તિર્યંચોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૩ પલ્યોપમ છે. ॥૨૦૮॥

× વૈમાનિક દેવોમાં ૬૨ પ્રતરોમાં દરેકમાં પણ ભિન્ન ભિન્ન આયુષ્ય છે તે ગ્રન્થાન્તરથી જાણવું.

**भावार्थः**—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે તિર્યંચગતિના જીવભેદોના ભવસ્થિતિ કાળ કહેવાના ચાલુ અધિકારમાં મનુષ્યનું આયુષ્ય કહ્યું તે આયુષ્યની સમાનતા હોવાથી લાઘવપણા માટે છે. ॥૨૦૮॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં પંચેન્દ્રિયતિર્યંચનું આયુષ્ય સામાન્યથી કહ્યું છે, જેથી હવે આ ગાથામાં તેના પ્રતિભેદોમાં સવિશેષપણે કહેવાય છે—

**जल थल खह सम्मुच्छिमपज्जत्तुक्कोस पुव्वकोडीओ। वरिसाणं चुलसीई, बिसत्तरी चेव य सहस्सा॥**

**गाथार्थः**—પર્યાપ્ત સમ્મૂર્ચ્છિમ જલચર સ્થલચર ને ખેચર એ ત્રણનું ઉત્કૃષ્ટ આયુષ્ય અનુક્રમે પૂર્વક્રોડ વર્ષ, ૮૪૦૦૦ વર્ષ, ને ૭૨૦૦૦ વર્ષ છે. ॥૨૦૯॥

**भावार्थः**—ગાથાર્થવત્ સુગમ છે. પરન્તુ વિશેષ એ છે કે-સ્થલચરનું જે પૂર્વક્રોડ આયુષ્ય કહ્યું તે સ્થલચરના ૩ ભેદમાં ચતુષ્પદોનું જાણવું, અને ઉરઃસર્પનું ૫૩૦૦૦ વર્ષ તથા ભુજસર્પનું તો ૪૨૦૦૦ વર્ષ કહેલું છે. ॥૨૦૯॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં સમ્મૂર્ચ્છિમ જલચરાદિકનું કહીને હવે આ ગાથામાં ગર્ભજ પર્યાપ્ત જલચરાદિ ત્રણનું ઉત્કૃષ્ટ આયુષ્ય કહે છે—

**तेसिं तु गब्भयाणं, उक्कोसं होइ पुव्वकोडीओ। तिन्नि य पल्ला भणिया, पल्लस्स असंखभागो उ ॥२१०॥**

**गाथार्थः**—એજ ત્રણ ગર્ભજોનું ઉત્કૃષ્ટ આયુષ્ય અનુક્રમે પૂર્વક્રોડ વર્ષ, ત્રણ પલ્યોપમ, અને પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ કહ્યો છે. ॥૨૧૦॥

**भावार्थः**—ગર્ભજપર્યાપ્ત જલચરનું પૂર્વક્રોડ વર્ષ, ગ૦પ૦સ્થલચરનું [ અહિં પણ સ્થલચર શબ્દથી ચતુષ્પદ ગર્ભજનું] ૩ પલ્યોપમ

આયુષ્ય, અને ગ૦પ૦ખેચરનું પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ આયુષ્ય છે. એમાં ગર્ભજ ચતુષ્પદ અને ગર્ભજ ખેચર એ બે અસંખ્ય વર્ષના આયુવાળા કહ્યા તે યુગલિક ચતુષ્પદો દેવકુરૂ ઉત્તરકુરૂ ક્ષેત્રના હસ્તિ વિગેરે જાણવા, અને પક્ષીઓ અન્તર્દ્વીપાદિના જાણવા, તથા ગર્ભજ સ્થલચરના ત્રણ ભેદમાં ચતુષ્પદોનું આયુષ્ય કહ્યું, અને ઉરઃસર્પ તથા ભુજસર્પનું ઉત્કૃષ્ટ આયુષ્ય [ ગ૦પર્યાપ્તનું ] પૂર્વક્રોડ વર્ષ છે. કારણ કે પૂર્વક્રોડ વર્ષાયુવાળા એ જલચર ઉરઃસર્પ ને ભુજસર્પ યુગલિક હોતા નથી, કારણ કે યુગલિકનું આયુષ્ય પૂર્વક્રોડ વર્ષથી સમયાદિ અધિક હોય છે, ન્યૂન ન હોય. ॥૨૧૦॥

**अवतरणः**—પૂર્વોક્ત એકેન્દ્રિયાદિ જીવભેદોનો જઘન્ય ભવસ્થિતિ કાળ કહે છે—

**एएसिं च जहन्नं, उभयं साहार सव्व सुहुमाणं। अंतोमुहुत्तमाउ, सव्वापज्जत्तयाणं च ॥२११॥**

**गाथार्थः**—એ પૂર્વોક્ત બાદરપૃથ્વ્યાદિનું જઘન્ય આયુષ્ય, તથા સાધારણ વનસ્પતિ અને સર્વ સૂક્ષ્મ એકેન્દ્રિયોનું બન્ને પ્રકારનું ( જઘન્ય ને ઉત્કૃષ્ટ ) આયુષ્ય તેમ સર્વે અપર્યાપ્ત જીવોનું જઘ૦ઉ૦ આયુષ્ય અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે. ॥૨૧૧॥

**भावार्थः**—બાદરપર્યાપ્ત પૃથ્વી જળ અગ્નિ વાયુ ને પ્રત્યેક વનસ્પતિ એ પાંચ એકેન્દ્રિયનું વિકલે૦નું તથા પર્યાપ્ત સમ્મૂ૦ ને પર્યાપ્ત ગર્ભજ જલચર સ્થલચર ખેચરોનું એ પૂર્વે[1] ઉત્કૃષ્ટ આયુષ્યમાં કહેવાયેલા જીવભેદોનું જઘન્ય આયુષ્ય અન્તર્મુહૂર્ત્ત છે, તથા નહિં કહેવાયેલા સાધારણ વનસ્પતિ જીવોનું સર્વસૂક્ષ્મ એકેન્દ્રિયોનું અને સર્વે અપર્યાપ્તાઓનું જઘન્ય અને ઉત્કૃષ્ટ આયુષ્ય અન્તર્મુ૦ પ્રમાણ છે. જેઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય અન્તર્મુ૦ [સૂ૦પૃથ્વ્યાદિકનું] કહ્યું છે, તેઓનું જઘન્ય આયુષ્ય પણ અન્તર્મુ૦ કહ્યું છે તે જઘન્યપદની અન્તર્મુ૦થી ઉત્કૃષ્ટપદનું અન્તર્મુ૦ મોટું જાણવું. એ પ્રમાણે એકેક જીવ આશ્રયી ભવસ્થિતિ કાળ કહ્યો. ॥૨૧૧॥

---

૧ પર્યાપ્ત દ્વીન્દ્રિયાદિ પણ ઉત્કૃષ્ટ આયુષ્યમાં કહેવાઇ ગયા છે. તો પણ વૃત્તિમાં ગણ્યા નથી.

**અવતરણઃ**—પૂર્વે એકેક જીવાશ્રિત ભવસ્થિતિ કાળ કહીને હવે આ ગાથામાં અનેક જીવ આશ્રયી સમુદાયપણે ભવસ્થિતિ કાળ કહેવાય છે—

**एक्कग जीवा उ ठिई, एसा बहुजीविया उ सव्वद्धं। मणुय अपज्जत्ताणं, असंखभागो उ पल्लस्स ॥२१२॥**

કાલાનુયોગમાં આયુનું પ્રમાણ

**ગાથાર્થઃ**—એ પૂર્વોક્ત આયુઃસ્થિતિ એક જીવ આશ્રયી જાણવી, અને ઘણા જીવો આશ્રયી વિચારીએ તો તે પૃથ્વ્યાદિ જીવો સર્વકાળ પામીએ, પરન્તુ અપર્યાપ્ત મનુષ્યો તો ઘણા જીવ આશ્રયી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ સુધીજ હોય. ॥૨૧૨॥

**ભાવાર્થઃ**—પૂર્વે જે અન્તર્મુહૂર્ત્તાદિ ભવસ્થિતિ કહી તે એકેક જીવ આશ્રયી આ રીતે—અસંખ્ય સૂક્ષ્મ અપર્યાપ્ત પૃથ્વીકાયમાંના એક જીવનો અન્તર્મુ૦કાળ, બાદરઅપર્યાપ્ત એક પૃથ્વી જીવનો ઉત્કૃષ્ટ અન્તર્મુ૦કાળ, એક સૂ૦પર્યાપ્તનો અન્તર્મુ૦ કાળ, એક બા૦પર્યાપ્ત પૃથ્વી જીવનો ૨૨૦૦૦ વર્ષનો કાળ, એક પર્યાપ્ત દ્વીન્દ્રિયનો ૧૨ વર્ષ કાળ, એક ગ૦પ૦મનુષ્યનો ૩ પલ્યોપમ કાળ એ રીતે તે તે જીવરાશિમાંના એકેક જીવનો કાળ કહ્યો પરન્તુ ચૌદ જીવભેદમાંના કોઈપણ એક જીવભેદ રૂપ સમગ્ર જીવ રાશિ તો અનાદિકાળથી અનંતકાળ છે. જેથી ચૌદે પ્રકારના જીવરાશિઓ તો જગતમાં અનાદિકાળથી છે ને અનન્તકાળ સુધી રહેવાના છે, એવો કોઈ કાળ નહિ આવે કે જે કાળે એ ચૌદ જીવભેદમાંનો કોઇ જીવભેદ ચાર ગતિમાંની કોઈ ગતિ કે પાંચ જાતિમાંની કોઇ જાતિ વિદ્યમાન નહિં હોય, માટે તે તે જીવરાશિના સર્વ જીવોની અપેક્ષાએ સર્વ જીવરાશિઓ ધ્રુવકાળ છે, પરન્તુ અપર્યાપ્ત મનુષ્ય એજ એક એવો જીવરાશિ છે કે જે જગતમાં વિશેષમાં વિશેષ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ સુધી કાયમ રહીને ત્યારબાદ અવશ્ય શૂન્ય થાય, અને તે રાશિનો અભાવકાળ પણ ઉત્કૃષ્ટથી ૧૨ મુહૂર્ત્ત સુધી હોય છે, અને તેટલો કાળ મનુષ્યોમાં કેવળ પર્યાપ્ત ગર્ભજ મનુષ્યોજ વર્તતા હોય પરંતુ એકપણ અપર્યાપ્ત મનુષ્ય ન હોય. સિદ્ધાન્તમાં મનુષ્યગતિમાં

જન્મમરણનો વિરહકાળ ૧૨ મુહૂર્ત્ત કહ્યો છે, તે કારણથી અપર્યાપ્ત મનુષ્યો એટલા કાળ સુધી મનુષ્યક્ષેત્રમાં વર્તતા ન હોય. તથા દેવ નારક આદિ ગતિમાં અને વિકલેન્દ્રિયોમાં કેટલાક વિશેષ ભેદરૂપ જીવરાશિઓનો વિરહકાળ જો કે કહ્યો છે તો પણ અહિં મૂળ જીવરાશિની અપેક્ષાએ તેનો અભાવ ગણ્યો નથી. ॥ इति भवस्थिति कालः ॥ ॥૨૧૨॥

॥ कायस्थिति कालः ॥

**अवतरणः**—પાંચમા કાળ અનુયોગના ત્રણ વિભાગમાં પ્રથમ ભવસ્થિતિકાળ કહીને હવે જીવસમાસમાં કાયસ્થિતિકાળ આ ગાથાથી પ્રારંભીને કહેવાય છે—

**एक्केक्कभवं सुरनारयाओ तिरिया अणंतभवकालं। पंचिंदिय तिरियनरा, सत्तट्ठ भवा भवग्गहणे ॥**

**गाथार्थः**—ભવગ્રહણની અપેક્ષાએ ( ભવની ગણત્રી ગણીએ તો ) દેવ અને નારકનો કાયસ્થિતિકાળ એકેક ભવપ્રમાણ છે, તિર્યંચગતિનો કાયસ્થિતિકાળ અનંતભવપ્રમાણ છે, તથા પંચેન્દ્રિય તિર્યંચ ને મનુષ્યનો કાયસ્થિતિકાળ સાત આઠ ભવ પ્રમાણ છે. ॥

**भावार्थः**—અહિં કાય એટલે નિકાય અથવા તજ્જાતીય સમુદાય, જેમ પૃથ્વીકાય આદિ અથવા દેવનિકાય આદિ. તે એકજ નિકાયમાં વારંવાર ઉપજવાનો કાળ તે કાયસ્થિતિકાળ કહેવાય. ત્યાં દેવ મરણ પામીને પુનઃ તરતજ બીજા ભવમાં દેવ ન થાય અને નારક તરતજ બીજા ભવમાં નારક ન થાય જેથી દેવના ને નારકના બે ભવ લગોલગ થતા નથી પરન્તુ એકજ ભવ પામીને દેવ તથા નારક બીજા ભવે તિર્યંચ વા મનુષ્ય મનુષ્ય થાય છે માટે દેવ નારકનો કાયસ્થિતિકાળ ૧ ભવ જેટલો છે. અથવા દેવ નારકનો ભવસ્થિતિકાળ છે પણ કાયસ્થિતિકાળ નથી એમ કહીએ તો ચાલે, અથવા દેવ નારકનો જે ભવસ્થિતિકાળ તેજ તેનો કાયસ્થિતિકાળ છે એમ કહીએ તોપણ ચાલે. તથા તિર્યંચમાં એકેન્દ્રિય જીવો અનન્ત અવસર્પિણી ઉત્સર્પિણી કાળ

સુધીમાં નિરન્તર એકેન્દ્રિયપણે અનન્ત ભવ કરે છે, માટે તિર્યંચનો કાયસ્થિતિકાળ ભવની ગણત્રીએ અનન્ત છે, તેમજ તે અનંત ભવનો સર્વસંકલિતકાળ પણ અનન્ત છે. સામાન્ય પણ તિર્યંચ ગતિનો કાયસ્થિતિકાળ આવલિકાના અસંખ્યાતમા ભાગ જેટલા પુદ્ગલપરાવર્ત પ્રમાણ છે. તથા તિર્યંચ પંચેન્દ્રિય તિર્યંચ પંચે૦માં ને મનુષ્ય મનુષ્યમાં નિરન્તરપણે સાત આઠ કરે છે, અર્થાત્ મનુષ્ય કે તિર્યંચ મરીને પુનઃ પુનઃ મનુષ્ય કે તિર્યંચ થાય તો સાત વા આઠ ભવ સુધી થાય છે ત્યારબાદ નવમા ભવે અવશ્ય અન્ય ગતિ (દેવગતિ) પામે છે, માટે તિર્યંચ પંચે૦નો ને મનુષ્યનો કાયસ્થિતિકાળે ૭-૮ ભવ છે, અહિં સાત ભવ સંખ્યાત વર્ષાયુવાળા ને આઠમો ભવ થાય તો યુગલિકનો જ (અસંખ્યાતાયુવાળોજ) થાય એવો નિયમ છે, અને યુગલિકો મરીને દેવગતિમાંજ જતા હોવાથી નવમો ભવ દેવનો હોય છે, માટે સાત ને આઠ એમ બે ભવ કહ્યા છે. અહિં જો સતત કાળની વિવક્ષા કરીએ તો સંખ્યાતવર્ષાયુ એટલે પૂર્વક્રોડ વર્ષાયુવાળા સાત ભવ ને આઠમો ભવ ૩ પલ્યોપમનો હોવાથી ૩ પલ્યો૦ ૭ પૂર્વક્રોડ વર્ષ એટલો પંચે૦તિ૦મનુ૦નો કાયસ્થિતિકાળ છે, અને દેવ નારકનો ૩૩ સાગરોપમ છે, એ રીતે શેષ જીવભેદોમાં પણ ભવગ્રહણ તથા સતતકાળ વિચારવો. ॥૨૧૩॥

**અવતરણઃ**—હવે તિર્યંચોમાં એકેન્દ્રિયનો કાયસ્થિતિકાળ કહેવાય છે—

**एगिंदिय हरियंति य पोग्गलपरियट्टया असंखेज्जा । अड्ढाइज्ज निओया, असंखलोया पुढविमाई ॥२१४॥**

**ગાથાર્થઃ**—વનસ્પતિ સુધીના પાંચે એકેન્દ્રિયોમાં એકેન્દ્રિયપણાનો કાયસ્થિતિકાળ અસંખ્યાત પુદ્ગલપરાવર્ત જેટલો અનંત છે, નિગોદ-સાધારણ વનસ્પતિનો અઢી પુદ્ગલપરાવર્ત પ્રમાણ અનન્ત કાળ છે, અને પૃથ્વીકાય આદિ પાંચે પ્રત્યેક શરીરીઓનો દરેકનો જૂદો જૂદો કાયસ્થિતિકાળ અસંખ્યાત લોકાકાશના આકાશપ્રદેશ જેટલો અસંખ્ય છે. ॥૨૧૪॥

**भावार्थः**—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ કે-પૃથ્વીકાય પૃથ્વીકાયપણે નિરન્તર અસંખ્ય ભવ કરે છે, તે સર્વ ભવનો સંકલિતકાળ ક્ષેત્રથી અસંખ્ય લોકાકાશના જેટલા પ્રદેશ તેટલા સમયપ્રમાણ, અને કાળથી અસંખ્ય કાળચક્ર પ્રમાણ છે. એ પ્રમાણે અપ્કાયથી પ્રત્યેક વનસ્પતિ સુધીના પાંચે એકેન્દ્રિયનો કાળ જાણવો. સામાન્યથી એકેન્દ્રિયપણે નિરન્તર ઉપજે તો ક્ષેત્રથી અનન્ત લોકાકાશના આકાશપ્રદેશ તુલ્ય સમયો સુધી અને કાળથી અનન્ત કાળચક્ર સુધી ઉત્પન્ન થાય છે, અને કેવળ નિગોદ (સાધારણ વનસ્પતિ) નિગોદપણે ઉપજે તો નિરન્તર ક્ષેત્રથી અઢી પુદ્ગલપરાવર્ત પ્રમાણ અને કાળથી અનન્ત કાળચક્ર સુધી ઉપજે, ને ત્યારબાદ અવશ્ય અન્ય નિકાયમાંજ ઉપજે. ॥૨૧૪॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં પૃથ્વીકાય આદિ સ્થાવરકાયની કાયસ્થિતિ કહીને હવે તે દરેકનો બાદરાદિ ભેદથી કાયસ્થિતિકાળ કહેવાય છે—

**कम्मठिई बायराणं, सुहुमा अस्संखया भवे लोगो। अंगुलअसंखभागो, बायरएगिंदियतरूणं ॥२१५॥**

**गाथार्थः**—બાદરપૃથ્વીકાય આદિકની પ્રત્યેકની કાયસ્થિતિ કર્મસ્થિતિ તુલ્ય (૭૦ કો૦કો૦સા૦) છે, સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ પ્રત્યેકની અસંખ્ય લોકપ્રમાણ છે, અને બાદર એકેન્દ્રિયની તથા વનસ્પતિકાયની કાયસ્થિતિ દરેકની અંગુલના અસંખ્યાતમા ભાગના આકાશપ્રદેશ તુલ્ય સમયો જેટલી (અસંખ્ય કાળચક્ર જેટલી) છે. ॥૨૧૫॥

**भावार्थः**—પર્યાપ્ત અને અપર્યાપ્ત ભેદની વિવક્ષા વિના સામાન્યથી બાદર પૃથ્વીકાય આદિ ચાર નિકાયની દરેકની કાયસ્થિતિ મોહનીયકર્મની સ્થિતિ જેટલી છે એટલે મિથ્યા૦ મોહનીયની ૭૦ કોડાકોડી સાગરો૦ જેટલી છે. તથા પર્યાપ્ત અપર્યાપ્ત ભેદની વિવક્ષા વિના સૂક્ષ્મ પૃથ્વીકાયની કાયસ્થિત્તિ અસંખ્ય લોકના આકાશપ્રદેશ તુલ્ય સમયો જેટલી એટલે અસંખ્ય કાળચક્ર

જેટલી છે, તથા પૃથ્વીકાયાદિ પાંચે બાદરમાં સામાન્યપણે ગણવાથી બાદર એકેન્દ્રિયની કાયસ્થિતિ અંગુલના અસંખ્યાતમા આકાશપ્રદેશ તુલ્ય સમયે। જેટલી તે પણ કાળથી અસંખ્ય કાળચક્ર જેટલી છે, અર્થાત કોઇ જીવ બાદર એકેન્દ્રિયમાંજ વારંવાર જન્મ મરણ કરે તો એટલા કાળ સુધી કરે, તેમજ બાદર વનસ્પતિમાં પણ એટલીજ કાયસ્થિતિ છે. ॥૨૧૫॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં બાદર અને સૂક્ષ્મ એકેન્દ્રિયોની કાયસ્થિતિ પર્યાપ્ત અપર્યાપ્ત ભેદ વિના સામાન્યથી કહી, જેથી હવે આ ગાથામાં પર્યાપ્ત અપર્યાપ્તના વિશેષભેદથી કહે છે—

**बायरपज्जत्ताणं, वियल सपज्जत्त इंदियाणं च। उक्कोसा कायठिई, वाससहस्सा उ संखेज्जा ॥२१६॥**

**गाथार्थः**—બાદરપર્યાપ્ત જીવોની વિકલેન્દ્રિયોની અને સપર્યાપ્તેન્દ્રિયોની (પંચેન્દ્રિયોની) ઉત્કૃષ્ટ કાયસ્થિતિ સંખ્યાત હજારવર્ષ તથા સંખ્યાતવર્ષાદિ અનુક્રમે છે. ॥૨૧૬॥

**भावार्थः**—એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીમાં કોઇપણ જીવભેદની પરાવૃત્તિ પૂર્વક જીવ જો વારંવાર બાદરપર્યાપ્તપણેજ ઉત્પન્ન થયા કરે તો શતપૃથક્ત્વ સાગરો० સુધી ઉત્પન્ન થાય એ કાયસ્થિતિ બાદરપર્યાપ્તપણાની સામાન્યથી છે. પરન્તુ જો વિશેષભેદે વિચારીએ તો બાદરપર્યાપ્ત પૃથ્વીકાયની કાયસ્થિતિ સંખ્યાત હજાર વર્ષની છે, એ પૃથ્વીકાયરૂપ વિશેષભેદની અપેક્ષાએજ ગાથામાં બાદરપર્યાપ્તની કાયસ્થિતિ કહી છે, તથા બા०પ० અપ્કાયની, બા०પ० વાયુની અને બા०પ० પ્રત્યેક વનસ્પતિની કાયસ્થિતિ પણ સંખ્યાત હજાર વર્ષ છે, પરન્તુ બાદરપર્યાપ્ત અગ્નિકાયની કાયસ્થિતિ તો સંખ્યાત દિવસ માત્ર છે, અને બા०પ० નિગોદની કાયસ્થિતિ તો માત્ર અન્તર્મું० પ્રમાણજ છે.

પર્યાપ્ત દ્વીન્દ્રિયની સંખ્યાત વર્ષ, અને પર્યાપ્ત ત્રીન્દ્રિયની સંખ્યાત દિવસ, ને પર્યાપ્ત ચતુરિન્દ્રિયની કાયસ્થિતિ સંખ્યાત માસની

છે. ગાથામાં કહેલો **सहस्सा** શબ્દ વિકલેન્દ્રિયોની કાયસ્થિતિ કહેવામાં ન જોડવો. તથા '**सपज्जत्त=**સપર્યાપ્ત=સપરિપૂર્ણ **इन्दियाणं=** ઇન્દ્રિયોની એટલે (પરિપૂર્ણ ઇન્દ્રિયવાળા) પંચેન્દ્રિયોની (પર્યાપ્ત પંચેન્દ્રિયની) કાયસ્થિતિ શતપૃથક્ત્વ સાગરોપમથી કંઇક અધિક છે, તેથી સંખ્યાત હજાર વર્ષનો શબ્દ તથા અર્થ પંચેન્દ્રિય માટે ન જોડતાં તદ્દન જૂદોજ અર્થ કહેવો. આ ગાથામાં પદોને અનુસરીને વિચારતાં કાયસ્થિતિ વિસંવાદવાળી છે માટે સિદ્ધાન્તને અનુસારે જે સંભવે તેજ કાયસ્થિતિ કહેવી. ॥૨૧૬॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં સામાન્યપણે પંચેન્દ્રિયની કાયસ્થિતિ કહીને હવે સંખ્યાતાયુ પંચેન્દ્રિય તિર્યંગ્ નરોની સંખ્યાતા-સંખ્યાતાયુવાળા પંચે૦ તિર્યંગ્ નરોમાં ઉપજવારૂપ કાયસ્થિતિ કહે છે—

**तिन्नि य पल्ला भणिया, कोडिपुहुत्तं च होइ पुव्वाणं । पंचेंदियतिरि नराणमेव उक्कोस कायठिई ॥२१७॥**

**गाथार्थः**—ત્રણ પલ્યોપમ અને પૃથક્ત્વ પૂર્વક્રોડ વર્ષ એ પ્રમાણે (એટલી) ઉત્કૃષ્ટ કાયસ્થિતિ પંચેન્દ્રિય તિર્યંચ મનુષ્યોની (સંખ્યાતવર્ષાયુષ્કની) છે. ॥૨૧૭॥

**भावार्थः**—સંખ્યાતવર્ષના આયુષ્યવાળો (એટલે પૂર્વક્રોડ વર્ષ સુધીના આયુષ્યવાળો) ગર્ભજ તિર્યંચ વા ગર્ભજ મનુષ્ય સંખ્યાતવર્ષાયુવાળાજ ભવ કરે તો ઉત્કૃષ્ટથી સાત ભવ કરે અને આઠમો ભવ કરે તો અવશ્ય અસંખ્યવર્ષાયુવાળો (યુગલિકનોજ) ભવ કરે, ત્યાર બાદ નવમે ભવે દેવજ થાય તે કારણથી સંખ્યાતાયુ પંચેન્દ્રિય તિર્યંચની કાયસ્થિતિ (પંચે૦તિ૦માં)

---

૧ सपज्जत्त પદનો સંબંધ वियल પદના વિશેષણરૂપે ગણી "वियलसपज्जत्तइंदियाणं=સપર્યાપ્ત (પર્યાપ્ત) વિકલેન્દ્રિયોનો" એ અર્થ કરીએ, અને संखेज्जा પદનો સંબંધ વિકલે૦ માટે વર્ષાદિ કોઇપણ કાળના વિશેષણવાળો વિચારીએ, અને એકેન્દ્રિયના પ્રસંગમાં वाससहस्सा પદ સાથે પણ જોડીએ તો સર્વ અર્થ સંગત થઇ શકે છે.

૩ પલ્યોપમ ને ૭ પૂર્વક્રોડ વર્ષ છે, તેવીજ રીતે મનુષ્ય પંચેન્દ્રિયની કાયસ્થિતિ પણ ૩ પલ્યો૦ ૭ પૂ૦ક્રો૦વર્ષ છે, એ રીતે સંખ્યાતાયુ નર તિર્યંચની કાયસ્થિતિ કહી. ॥૨૧૭॥

**अवतरणः**—હવે પર્યાપ્ત વિગેરેની કાયસ્થિતિ કહેવાય છે—

**पज्जत्तयसयलिंदिय–सहस्समब्भहियमुयहिनामाणं। दुगुणं च तसत्ति भवे,सेसविभागो मुहुत्तंतो ॥२१८॥**

**गाथार्थः**—પર્યાપ્તની ને પંચેન્દ્રિયની કાયસ્થિતિ શતપૃથક્ત્વ તથા હજાર સાગરોપમ છે. તથા ત્રસકાયના ભવની તેથી દ્વિગુણ (બમણી) કાયસ્થિતિ છે. એ સર્વ જીવભેદોમાં શેષવિભાગ[–જઘન્ય કાયસ્થિતિ] અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે. ॥૨૧૮॥

**भावार्थः**—પર્યાપ્ત જીવ વારંવાર પર્યાપ્ત થાય તો કંઈક અધિક શતપૃથક્ત્વ સાગરોપમ સુધી થાય, અને પંચેન્દ્રિય જીવ વારંવાર પંચેન્દ્રિયપણે ઉપજે તો કંઈક અધિક એક હજાર સાગરોપમ સુધી ઉત્પન્ન થાય. તથા ત્રસ જીવ વારંવાર ત્રસના ભવમાં ઉપજે તો તેથી દ્વિગુણ [બમણા] કાળ સુધી એટલે સાધિક બે હજાર સાગરોપમ સુધી (સંખ્યાતવર્ષ અધિક ૨૦૦૦ સા૦ સુધી) ઉપજે. ૨૧૬મી ગાથામાં પંચેન્દ્રિયની કાયસ્થિતિ કહી છે તો અહિં પુનઃ કેમ કહી? તેનો ઉત્તર એજ કે–ત્યાં પર્યાપ્તવિશેષણ પૂર્વક (પર્યાપ્ત પંચેન્દ્રિયની) કાયસ્થિતિ કહી અને અહિં તો કેવળ પંચેન્દ્રિયની [પર્યાપ્તાપર્યાપ્ત સહિત પંચેન્દ્રિયની અથવા પર્યાપ્તપર્યાપ્તા ભેદની વિવક્ષા વિના સામાન્યથી પંચેન્દ્રિયની] કાયસ્થિતિ કહી છે. (અહિં ગાથાનો પદપૂર્વક અર્થ કરીએ તો પર્યાપ્તની કાયસ્થિતિ ૧૦૦૦ સાગરો૦સાધિક પ્રાપ્ત થાય છે, પરન્તુ સિદ્ધાન્તને અનુસારે તો સાગરો૦શતપૃથક્ત્વ જ કાયસ્થિતિ છે. જેથી "સાધિક ૧૦૦૦ સાગરો૦" એ અર્થ પંચેન્દ્રિય પદ સાથે વાસ્તવિક સંબંધવાળો છે),

પુનઃ બીજા આચાર્યો આ ગાથાનો અર્થ "પર્યાપ્ત પંચેન્દ્રિયની કાયસ્થિતિ ૧૦૦૦ સાગરો૦સાધિક" એ પ્રમાણે કરે છે



कालानु-योगमां काय-स्थितिनुं प्रमाण

પરન્તુ એ અર્થ સિદ્ધાન્તાનુસારી નથી. કારણ કે સિદ્ધાન્તમાં તો પર્યાપ્તપંચે૦ની કાયસ્થિતિ સાધિક શતપૃથક્ત્વ સાગરો૦ કહી છે, (ને પંચે૦નીજ કાયસ્થિતિ સાધિક ૧૦૦૦ સાગરો૦ કહી છે). એ રીતે આ ગાથાનો પદાર્થ વિસંવાદી થાય છે. તથા ત્રસની ૨૦૦૦ સા૦થી અધિક કાયસ્થિતિ અને સર્વની જઘન્ય કાયસ્થિતિ અન્તર્મુ૦ છે એ વાત તો સિદ્ધાન્તને અનુસરતીજ છે.

એ પ્રમાણે એકેક જીવાશ્રિત કાયસ્થિતિ કહીને નાનાજીવાશ્રિત કાયસ્થિતિ કહેવા યોગ્ય છે, પરન્તુ નાનાજીવાશ્રિત કાયસ્થિતિ તો અનાદિ અનન્તકાળ સર્વની તુલ્યજ હોવાથી તેની ભિન્ન પ્રરૂપણા નથી. ॥ इति एकैक जीवाश्रितोऽनेकजीवाश्रितश्च कायस्थितिकालः ॥ तत्समाप्तौ च समाप्तौ भवस्थितिकालकायस्थितिकालौ ॥२१८॥

**अवतरणः**—પૂર્વે ભવસ્થિતિકાળ અને કાયસ્થિતિકાળ એકાનેક જીવાશ્રિત કહીને હવે ત્રીજો गुणविभागकाल (૧૪ ગુણસ્થાનોનો કાળ) કહે છે—

**मिच्छा अविरयसम्मा, देसविरया पमत्त इयरे य। नाणाजीवपडुच्च उ, सव्वे कालं सजोगी य ॥२१९॥**

**गाथार्थः**—મિથ્યાદૃષ્ટિ, અવિરત સમ્યગ્દૃષ્ટિ, દેશવિરત, પ્રમત્ત ને અપ્રમત્ત જીવો અનેક જીવની અપેક્ષાએ સર્વકાળ છે, તેમ સયોગી કેવલી પણ સર્વકાળ છે. ॥૨૧૯॥

**भावार्थः**—મિથ્યાત્વાદિ ગુણો જીવોમાં હોય છે પરન્તુ નિરાધાર હોતા નથી, તેથી તે ગુણોના આશ્રયવાળા મિથ્યાદૃષ્ટિ આદિ જીવોનો કાળ કહેવાય છે—ત્યાં મિથ્યાદૃષ્ટિઓ અનેક જીવોની અપેક્ષાએ સદાકાળ અને સંખ્યામાં અનંત હોય છે, (સાધારણ વનસ્પતિ અનંત હોવાથી). તથા અવિરત સમ્યગ્દૃષ્ટિઓ અને દેશવિરતિઓ સર્વદા ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા હોય છે. પ્રમત્તસંયતો હજારક્રોડ પૃથક્ત્વ સર્વદા હોય છે, અને અપ્રમત્ત મુનિઓ પણ સર્વદા સંખ્યાત હોય છે. સયોગી કેવલીઓ

સર્વદા ક્રોડપૃથકત્વ પ્રમાણુ જગતમાં નિરન્તર વર્તતા હોય છે. એ રીતે છ ગુણસ્થાનો જઘન્યથી ને ઉત્કૃષ્ટથી પૂર્વોક્ત સંખ્યા જેટલા હોય છેજ, માટે સર્વકાળ વિદ્યમાન છે. અહિં સાસ્વાદન મિશ્રગુણસ્થાનનો કાળ કહ્યો નથી તે આગળની ગાથામાં કહેવાશે. એ બેને જૂદા પાડવાનું કારણ કે એ બેનો જઘન્યકાળ અલ્પ છે [ સમય તથા અન્તર્મુ૦ છે ]. ॥૨૧૯॥

**અવતરણઃ**—આ ગાથામાં સાસ્વાદન અને મિશ્રગુણસ્થાનનો કાળ કહે છે—

**पल्लासंखियभागो, सासणमिस्सा य हुंति उक्कोसं। अविरहिया य जहन्नेण एक्क समयं मुहुत्तंतो ॥२२०॥**

**ગાથાર્થઃ**—સાસ્વાદન અને મિશ્રગુણસ્થાનવાળા જીવો અનુક્રમે જઘન્યથી એક સમય અને અન્તર્મુહૂર્ત્ત હોય છે, અને ઉત્કૃષ્ટથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગના કાળ સુધી નિરન્તર હોય છે. ॥૨૨૦॥

**ભાવાર્થઃ**—સાસ્વાદન ગુણસ્થાન જગતમાં સર્વદા વિદ્યમાન નથી, કોઈ કોઈ વખતે સાસ્વાદનનો સર્વથા અભાવ ( વિરહકાળ ) પણ હોય છે. તેમજ મિશ્રગુણસ્થાન પણ અભાવ કાળવાળું છે. ત્યાં સાસ્વાદન ગુણનો કાળ જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી ૬ આવલિકા, અને મિશ્રનો જઘ૦કાળ ને ઉત્કૃષ્ટકાળ પણ અન્તર્મુ૦પ્રમાણનો એક જીવ આશ્રયી છે. એટલે એ બે ગુણસ્થાનનો વિરહકાળ પૂર્ણ થતાં એક વા બે આદિ જીવને જ્યારે એ ગુણસ્થાનો ૧ સમય તથા અન્તર્મુ૦માત્ર રહીને પુનઃ એ બેનો વિરહ ઉત્પન્ન થાય તો તે અપેક્ષાએ બે ગુણસ્થાનનો જઘન્ય સતતકાળ સાસ્વાદનનો ૧ સમય ને મિશ્રનો અન્તર્મુ૦ અનેક જીવનો અપેક્ષાએ પણ પ્રાપ્ત થાય છે. અને ઉત્કૃષ્ટથી તો એ બન્ને ગુણસ્થાનો ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગના કાળ સુધી નિરન્તર વર્તતા હોય છે, જેથી એટલો કાળ પૂર્ણ થયા બાદ તો એ બેનો વિરહકાળ અવશ્ય ઉત્પન્ન થાય છે. ॥૨૨૦॥

**અવતરણઃ**—પૂર્વ ગાથામાં અનેક જીવઆશ્રયી પૂર્વોક્ત ૮ ગુણસ્થાનો નિરન્તરકાળ કહીને હવે એજ ગુણસ્થાનોનો એકેક

समासः

कालानु-योगमां गुण० काळनुं प्रमाण

જીવાશ્રિતકાળ કહે છે—

**सासायणेगुजीविय, एक्कगसमयाइ जाव छावलिया। सम्मामिच्छद्दिट्ठी, अवरुक्कोसं मुहुत्तंतो ॥२२१॥**

**ગાથાર્થઃ**—સાસ્વાદન ગુણસ્થાનનો એક જીવઆશ્રયી કાળ એક સમયથી પ્રારંભીને છ આવલિકા સુધીનો છે, અને મિશ્રદૃષ્ટિ ગુણ૦નો કાળ જઘન્ય અને ઉત્કૃષ્ટ બન્ને કાળ અન્તર્મુ૦પ્રમાણ છે [ એ બે ગુણનો એક જીવાશ્રિત જ૦ઉ૦કાળ કહ્યો ]. ॥૨૨૧॥

**ભાવાર્થઃ**—સાસ્વાદન ગુણસ્થાનમાં કોઈ જીવ એકજ સમય રહી મિથ્યાદૃષ્ટિ થાય, કોઈ જીવ બે સમય રહે, કોઈ ત્રણ સમય રહે યાવત્ કોઈ જીવ ઉત્કૃષ્ટથી ૬ આવલિકા સુધી રહીને મિથ્યાદૃષ્ટિ થાય, તે કારણથી સાસ્વાદનો એક જીવાશ્રિતકાળ જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી ૬ આવલિકા છે. [ સાસ્વાદનથી અવશ્ય મિથ્યાદૃષ્ટિ જ થાય છે માટે સમયાદિ કાળ સ્થિર રહ્યા બાદ અવશ્ય મિથ્યાત્વ પામે.] તથા મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનમાં કોઈ એક જીવ લઘુ અન્તર્મુ૦ રહે કોઈ જીવ તેથી સમય અધિક રહે એમ યાવત્ ઉત્કૃષ્ટથી પણ કિંચિત્ મોટા અન્તર્મુ૦ સુધી રહીને ત્યારબાદ કોઈ મિથ્યાદૃષ્ટિ થાય, અથવા કોઈ સમ્યગ્દૃષ્ટિ પણ થાય. ॥૨૨૧॥

**અવતરણઃ**—આ ગાથામાં મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનનો કાળ એક જીવાશ્રિત કહે છે—

**मिच्छत्तमणाईयं, अपज्जवसियं सपज्जवसियं च। साइयसपज्जवसियं, मुहुत्तपरियट्टमद्धूणं ॥२२२॥**

**ગાથાર્થઃ**—મિથ્યાત્વ ગુણસ્થાનનો એક જીવાશ્રિતકાળ અનાદિ અપર્યવસિત, અનાદિ સપર્યવસિત ને સાદિ સપર્યવસિત એમ ત્રણ પ્રકારનો છે, ત્યાં સાદિ સપર્યવસિત કાળ જઘન્યથી અન્તર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટથી કંઇક ન્યૂન અર્ધ પુદ્ગલપરાવર્ત છે. ॥૨૨૨॥

**ભાવાર્થઃ**—મિથ્યાત્વનો કાળ કહેવાને પ્રથમ કાળની ચતુર્ભંગી દર્શાવાય છે તે આ પ્રમાણે—જે ભાવ ભૂતકાળમાં અનાદિકાળથી

પ્રવર્તતો હતો, વર્તમાનમાં પ્રવર્તે છે ને ભવિષ્યમાં તેનો અન્ત આવવાનોજ નથી તે અનાદિ અનન્ત કાળ, તથા જે ભાવ અનાદિ કાળથી પ્રવર્તે છે, પરન્તુ ભવિષ્યમાં કોઈપણ કાળે તેનો અંત આવશે તો તે ભાવનો તે કાળ અનાદિ સાન્ત કાળ કહેવાય. તથા જે ભાવનો આરંભ હોય પરન્તુ અન્ત ન હોય એવો ભાવ વા તેનો કાળ સાદિ અનન્ત કહેવાય, અને જેનો આરંભ ને અન્ત બન્ને હોય તેનો કાળ સાદિ સાન્ત કહેવાય. કાળના એ ચાર ભાગમાં ( ચાર પ્રકારમાં ) મિથ્યાત્વ સાદિ અનન્ત સિવાયના ૩ ભાંગે છે તે આ પ્રમાણે:—અભવ્યજીવને મિથ્યાત્વ અનાદિકાળથી છે ને ભવિષ્યમાં કોઈપણ કાળે તેનો અંત થવાનો નથી માટે અભવ્ય જીવઆશ્રયી મિથ્યાત્વ અનાદિ અનન્ત છે. તથા હજી સુધી કદી પણ સમ્યકત્વ નહિં પામેલા ભવ્યજીવને મિથ્યાત્વ અનાદિકાળથી છે, પરન્તુ ભવિષ્યમાં ભવ્યજીવના મિથ્યાત્વનો અન્ત અવશ્ય થશેજ તે કારણથી અનાદિ મિથ્યાદૃષ્ટિ ભવ્યજીવ આશ્રયી મિથ્યાત્વનો કાળ અનાદિ સાન્ત છે. તથા એજ અનાદિ મિથ્યાદૃષ્ટિ ભવ્યજીવ સમ્યકત્વ પામીને સમ્યકત્વથી પતિત થઈ પુનઃ મિથ્યાત્વ પામે ત્યારે મિથ્યાત્વની સાદિ અને પુનઃ પણ એ મિથ્યાત્વનો ભવિષ્યમાં જઘન્યથી અન્તર્મુહૂર્ત્ત બાદ અને ઉત્કૃષ્ટથી દેશોન [1]અર્ધ પુદ્ગલપરાવર્ત જેટલો અનન્ત સંસાર ભમ્યા બાદ પણ તેના મિથ્યાત્વનો અન્ત અવશ્ય થશે તે કારણથી સાદિ મિથ્યાદૃષ્ટિ ભવ્ય જીવઆશ્રયી મિથ્યાત્વનો કાળ સાદિ સાન્ત છે. અને તે સાદિ સાન્તકાળ જઘ૦થી અન્તર્મું૦ ને ઉત્કૃષ્ટથી દેશોન અર્ધ પુદ્ગલપરાર્ત જેટલો ઉપર કહ્યા પ્રમાણે છે. એ પ્રમાણે અભવ્યઆશ્રયી એક ને ભવ્યઆશ્રયી બે મળી મિથ્યાત્વનો કાળ ૩ ભાંગે છે. અહિં સાદિ અનન્તરૂપ ૪થો ભંગ સર્વથા નથી. કારણ જે ભવ્ય એકવાર સમ્યકત્વ પામ્યો તે અનંત સંસાર ભમીને પણ મોક્ષે અવશ્ય જવાનોજ છે. એ પ્રમાણે મિથ્યાત્વાદિ ૭ ને સયોગી ૧ મળી ૮ ગુણસ્થાનમાં અનેક જીવાશ્રિત ને

૧ અતિ અલ્પ સંક્લેશે મિથ્યાત્વ પામ્યો હોય તો અન્તર્મુ૦ બાદ પુનઃ સમ્યકત્વ પામે, અને તીવ્ર સંક્લેશે મિથ્યાત્વ પામી પરંપરાએ તીર્થંકરાદિકની ઉત્કૃષ્ટ આશાતના કરીને જીવ અનંત સંસાર ભ્રમણ કર્યો બાદ પુનઃ શુભ અધ્યવસાયથી અવશ્ય સમ્યકત્વ પામે.

મિથ્યાત્વાદિ ત્રણનો એક જીવાશ્રિત તથા અનેક જીવાશ્રિત કાળ કહ્યો. ॥૨૨૨॥

**અવતરણઃ**—આ ગાથામાં અવિરતિ સમ્યગ્દૃષ્ટિ દેશવિરત ને સયોગી એ ત્રણ ગુણસ્થાનનો [ ૪-૫-૧૩ એ ત્રણનો ] એક જીવાશ્રિતકાળ કહે છે—

**तेत्तीस उयही नामा, साहीया हुंति अजयसम्माणं। देसजइसजोगीण य, पुव्वाणं कोडिदेसूणा ॥२२३॥**

**ગાથાર્થઃ**—અવિરતસમ્યગ્દૃષ્ટિનો (એક જીવાશ્રિત) ઉત્કૃષ્ટકાળ સાધિક ૩૩ સાગરોપમ પ્રમાણ છે, અને દેશવિરતનો તથા સયોગીકેવલીનો દેશોન પૂર્વક્રોડ વર્ષ છે. ॥૨૨૩॥

**ભાવાર્થઃ**—કોઇક મુનિ સંયમ અવસ્થામાં કાળ કરી અનુત્તરવિમાને ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમ આયુષ્યવાળો દેવ થાય તો ત્યાં સમ્યગ્દૃષ્ટિજ હોય છે, ને ત્યારબાદ ત્યાંથી ચ્યવી સમ્યક્ત્વ સહિતજ મનુષ્ય થઈ જ્યાં સુધી ચારિત્ર ન પામે ત્યાં સુધી અપતિત સમ્યગ્દૃષ્ટિપણામાં કેવળ સમ્યક્ત્વજ હોય છે, તેથી અનુત્તર દેવના પ્રથમ સમયથી પ્રારંભીને મનુષ્યમાં ચારિત્ર ન પામે ત્યાં સુધીનો સમ્યક્ત્વ ગુણ૦નો કાળ સાધિક ૩૩ સાગર હોય છે. અનુત્તરથી પૂર્વના ભવમાં સંયમી મુનિને જો કે સમ્યક્ત્વ તો છેજ, તેમજ પછીના મનુષ્યભવમાં સંયમ પામે તોપણ સમ્યક્ત્વ તો હોયજ પરન્તુ તે સમ્યક્ત્વ ચોથા ગુણસ્થાનના કાળમાં ન ગણાય, કારણ કે તે વખતે ગુણસ્થાન ૬-૭મું છે, ને અહિં તો ૪થા ગુણ૦નો કાળ કહેવાનો છે માટે સંયમ રહિત કેવળ સમ્યક્ત્વનોજ કાળ ગણવો યોગ્ય છે. અહિં ૩૩ સાગરો૦ ઉપરાન્ત સાધિક કાળ કહ્યો તે બીજા મનુષ્યભવમાં સંયમપ્રાપ્તિ સુધીનો સમ્યક્ત્વકાળ અધિક છે તેથી.

તથા દેશવિરત ને સયોગીકેવલીપણું જન્મ બાદ સાધિક ૮ વર્ષની વયે થાય છે. તથા એ બે ગુણસ્થાન ઉત્કૃષ્ટથી પૂર્વક્રોડ

વર્ષના આયુષ્યવાળાને હોય છે, માટે પૂર્વક્રોડ વર્ષમાં સાધિક ૮ વર્ષ ન્યૂન કરે તેટલો (દેશોન પૂર્વક્રોડ વર્ષ) કાળ દેશવિરતિ તથા સયોગિકેવલીનો કહ્યો છે.

**પ્રશ્નઃ**—અનુત્તરથી આવી મનુષ્ય થઈ સંયમપ્રાપ્તિ વિનાજ જે સમ્યક્ત્વભાવ ચાલુ છે તેના તેજ સમ્યક્ત્વભાવે અચ્યુતદેવલોકમાં ૨૨ સાગરના આયુષ્યે ઉત્પન્ન થાય તો સમ્યક્ત્વ ગુણ૦નો કાળ સાધિક પંચાવન સાગરોપમ કેમ ન હોય?

**ઉત્તરઃ**—એવા ક્રમવાળું નિરન્તર સમ્યગ્દૃષ્ટિપણું નહિ હોય અથવા એમાં બીજું કંઇ કારણ હશે તે તો બહુશ્રુતો જાણે. તથા આ બાબતમાં સિદ્ધાન્તમાં પણ ચોથા ગુણસ્થાનનો કાળ એટલોજ [1]કહ્યો છે. [ઇતિવૃત્તિ ભાવાર્થઃ]

**અવતરણઃ**—એજ ૪–૫–૧૩મા ગુણસ્થાનનો જઘન્યકાળ કહે છે—

**एएसिं च जहन्नं, खवगाण अजोगि खीणमोहाणं। नाणाजीवे एगं, परापरठिइ मुहुत्तंतो ॥२२४॥**

**ગાથાર્થઃ**—એ ૪–૫–૧૩મા ગુણસ્થાનોનો તથા ક્ષપકોનો (૮–૯–૧૦મા ગુણ૦નો) ક્ષીણમોહનો ને અયોગીનો પરને અપર કાળ (ઉત્કૃષ્ટ ને જઘ૦કાળ) અનેક જીવઆશ્રયી તથા એક જીવઆશ્રયી પણ અન્તર્મુહૂર્ત્તપ્રમાણ છે. ॥૨૨૪॥

---

૧ શ્રી પંચસંગ્રહ મૂળવૃત્તિમાં આજ પ્રસંગવાળી ગાથાના અર્થમા કહ્યું છે કે–"જે વેદાય તે વેદક, અર્થાત્ પ્રથમ સ્થિતિગત મિથ્યાત્વના ક્ષયથી અને દ્વિતીયસ્થિતિગત મિથ્યાત્વના ઉપશમથી ઉત્પન્ન થયેલ તે ક્ષયોપશમ સમ્યક્ત્વ અને તેજ વેદક વા ક્ષાયોપશમિક સમ્યક્ત્વ અવિરતિ ગુણસ્થાન યુક્ત ઉત્કૃષ્ટથી ૬૬ સાગરો૦ સુધી હોય છે. તે સર્વાર્થ વિમાનાદિકમાં, અને મનુષ્યભવનાં કેટલાં વર્ષ અધિક, અને જઘન્યથી તો અન્તર્મું૦ માત્ર હોય છે, કારણ કે અવિરત ભાવ સહિત ક્ષયોપ૦ સમ્યક્ત્વ અન્તર્મું૦ કાળ રહીને ત્યારબાદ મિશ્ર અથવા મિથ્યાત્વ પ્રાપ્ત થાય છે, અથવા દેશવિરતિ કે સર્વવિરતિ ચારિત્ર પ્રાપ્ત થાય છે." એ ઉપરથી સિદ્ધ થાય છે કે ક્ષયોપ૦સમ્યક્ત્વ મનુ૦ભવમાં કેટલાંક વર્ષો સુધી રહીને દેશવિરતિ વા સર્વવિરતિ પામીને અચ્યુત દેવલોકે જાય જેથી ૫૫ સાગરો૦કાળ ચોથા ગુણ૦નો બની શકતો નથી.

**ભાવાર્થઃ**—પૂર્વ ગાથામાં અવિરતિ સમ્યગ્દૃષ્ટિ દેશવિરતિ ને સયોગીકેવલી એ ત્રણ ગુણસ્થાનનો ઉત્કૃષ્ટકાળ કહીને હવે આ ગાથામાં એ ત્રણેનો જઘન્યકાળ કહે છે, તે અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે. તે આ પ્રમાણેઃ—અનાદિ મિથ્યાદૃષ્ટિ કોઇક જીવ અવિરતિ સમ્યક્ત્વભાવ પામીને અન્તર્મું૦ બાદ તરત મિથ્યાત્વ પામે અથવા દેશવિરતિ આદિ પામે તોપણ ગુણસ્થાનનો ભેદ થવાથી અન્તર્મું૦કાળ ગણાય. તેમજ કોઇક અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જીવ અન્તર્મુહૂર્ત્ત માત્ર દેશવિરતિપણું પામીને ત્યારબાદ અવિરતિપણું પામે અથવા સર્વવિરતિ પામે તો ગુણસ્થાનભેદ થવાથી દેશવિરતિ ગુણસ્થાનનો જઘન્યકાળ અન્તર્મું૦ ગણાય. તથા અન્તકૃત્ કેવલીઓ અન્તર્મુહૂર્ત્ત માત્ર કેવલી થઇ તરત અયોગીપણું પામી સિદ્ધ થાય છે તેથી સયોગીકેવલી ગુણસ્થાનનો જઘન્યકાળ અન્તર્મુહૂર્ત્ત છે.એ રીતે મિથ્યાદૃષ્ટિ આદિ પાંચ ને સયોગી મળી છ ગુણસ્થાનોનો એક જીવાશ્રિત પણ જઘન્ય ઉત્કૃષ્ટ કાળ કહ્યો. પ્રમત્તાપ્રમત્તનો કાળ હજી આગળ કહેવાશે. પરન્તુ તે પહેલાં ક્ષપકોનો એટલે ક્ષપકશ્રેણિગત આઠમા નવમા તથા દશમા ગુણસ્થાનનો કાળ, અનેક જીવ-આશ્રયી તેમજ એક જીવઆશ્રયી વિચારીએ તોપણ અન્તર્મું૦પ્રમાણ છે. તેમજ અયોગીનો કાળ પણ અન્તર્મું૦ છે, અને તે પંચહ્રસ્વાક્ષરના ઉચ્ચારકાળ જેટલો ( અ ઇ ઉ ઋ લૃ અથવા ઙ ઞ ણ ન મ એ પાંચ હ્રસ્વ અક્ષરોને અતિ શીઘ્ર નહિ તેમ અતિ વિલંબે નહિ એવી રીતે ઉચ્ચારતાં જેટલો કાળ લાગે તેટલો ) છે. અહિં ક્ષપકનાં ગુણસ્થાનોનો કાળ અન્તર્મું૦ કહ્યો તે દરેકનો ભિન્ન ભિન્ન પણ અન્તર્મું૦ અને ક્ષપકશ્રેણિનો સમુદિત કાળ પણ ઉત્કૃષ્ટથી અન્તર્મું૦ એક જીવઆશ્રયી છે. તેમજ અનેક જીવોની અપેક્ષાએ પણ અઢી દ્વીપમાં સર્વની ક્ષપકશ્રેણિઓનો નિરન્તરકાળ અન્તર્મું૦થી ઉપરાન્ત ન પ્રવર્તે. અન્તર્મું૦ ઉપરાન્ત મનુષ્યક્ષેત્રમાં ક્ષપકશ્રેણિનું અન્તર અવશ્ય પડે. એ રીતે ક્ષપકોના ગુણસ્થાનનો [ ગુણવિભાગ કાળ ] જાણવો. ક્ષીણમોહ ગુણ-સ્થાનકનો પણ એક જીવ આશ્રયી અને અનેક જીવ આશ્રયી જઘન્ય કે ઉત્કૃષ્ટ અન્તર્મુહૂર્ત્ત કાળ છે ॥૨૨૪॥

**અવતરણઃ**—હવે પ્રમત્ત ને અપ્રમત્ત ગુણસ્થાનનો એક જીવાશ્રિત કાળ ને ઉપશમક તથા ઉપશાન્તનો એક જીવાશ્રિત ને

અનેક જીવાશ્રિત કાળ કહેવો બાકી છે તે કહે છે—

**एगं पमत्त इयरे, उभए उवसामगा य उवसंता। एगं समयं जहन्नं, भिन्नमुहुत्तं च उक्कोसं ॥२२५॥**

**ગાથાર્થઃ**—પ્રમત્ત ને અપ્રમત્ત એ બે ગુણસ્થાનનો એક જીવાશ્રિત જઘન્ય કાળ એક સમય છે. તથા ઉપશમકનો (૮-૯-૧૦ મા ગુણસ્થાનનો) અને ઉપશાન્તનો (૧૧માનો) ઉભય રીતે [એક જીવાશ્રિત ને અનેક જીવાશ્રિત] કાળ જઘન્યથી ૧ સમય છે, અને એ સર્વનો ઉત્કૃષ્ટ કાળ અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે. ॥૨૨૫॥

प्रमत्त आदिनो जघन्य उत्कृष्ट काळ

**ભાવાર્થઃ**—છઠ્ઠા પ્રમત્ત ગુણસ્થાનનો તથા સાતમા અપ્રમત્ત ગુણસ્થાનનો જઘન્ય કાળ ૧ સમય છે, કારણકે પ્રમત્ત વા અપ્રમત્ત ભાવમાં એકજ સમય રહીને જો મરણ પામે તો ૧ સમય જઘન્યકાળ પ્રાપ્ત થાય છે, જો મરણ ન પામે તો જઘન્યથી અને ઉત્કૃષ્ટથી પણ એ બેનો કાળ અન્તર્મુ૦ હોય છે, અને અન્તર્મુ૦ બાદ તો મરણ પામવાથી અથવા પ્રમત્તકાળ પૂર્ણ થતાં અપ્રમત્ત જવાથી અથવા દેશવિરતિ આદિ હીન ગુણ પામવાથી પ્રમત્તપણાનો અભાવ થાય છે, અને એજ રીતે અપ્રમત્ત ભાવમાં પણ ઉત્કૃષ્ટથી અન્તર્મુ૦ રહી મરણ પામવાથી અથવા પ્રમત્તપણું પામવાથી અથવા અપૂર્વકરણ પામવાથી અપ્રમત્તપણાનો અભાવ થાય છે. તથા અપૂર્વકરણ અનિવૃત્તિકરણ અને સૂક્ષ્મસંપરાય એ ત્રણ ગુણસ્થાનો ઉપશમશ્રેણિવંતની અપેક્ષાએ ઉપશામક કહેવાય, કારણકે અપૂર્વકરણમાં સર્વ મોહનીયને ઉપશાન્ત કરવાની યોગ્યતા મેળવાય છે, ને અનિવૃત્તિમાં સર્વ મોહનીય પ્રકૃતિઓ ઉપશાન્ત થાય છે, ફક્ત એક સંજ્વલનલોભજ ઉપશમવો બાકી રહે છે તે દશમા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાને ઉપશાન્ત થાય છે. એ રીતે મોહનીયકર્મની સર્વ ૨૮ પ્રકૃતિઓ ઉપશાન્ત થઈ જવાથી એ ઉપશાન્ત અવસ્થા જે અન્તર્મુ૦ કાળ સુધી અવસ્થિત—કાયમ રહે છે તે ૧૧મું ઉપશાન્તમોહ ગુણસ્થાન છે. એ પ્રમાણે એ ચારે ગુણસ્થાનોમાં પ્રત્યેકમાં એક જીવ જઘન્યથી ૧ સમય

રહી મરણ પામે તો અનુત્તર દેવપણામાં અવિરતિગુણ૦ પામે છે તેથી મરણના કારણથી એક સમયકાળ છે, અને જો મરણ ન પામે તો ઉત્કૃષ્ટથી અન્તર્મુ૦ સુધી અપૂર્વ૦માં રહી અનિવૃત્તિમાં જાય, ત્યાં પણ અન્તર્મુ૦ રહી અનિવૃત્તિમાંથી સૂ૦ સંપરાયમાં જાય; ત્યાં પણ અન્તર્મુ૦ રહી ઉપશાન્તમોહ ૧૧મા ગુણ૦માં જાય, અને ત્યાં પણ અન્તર્મુ૦ રહી પુનઃ પતિત થઈ ૧૦મે આવી અન્તર્મુ૦ રહી ૯મે આવી, ત્યાં પણ અન્તર્મુ૦ રહી આઠમે આવી, ત્યાં પણ અન્તર્મુ૦ રહી સાતમે આવી ત્યાં પણ અન્તર્મુ૦ રહી છઠ્ઠે આવી છઠ્ઠા સાતમામાં સેંકડો વાર ગત્યાગતિ કરે છે. એ પ્રમાણે એ ચાર ગુણસ્થાનોનો ઉ૦ અન્તર્મુ૦કાળ ચઢતાં ને ઉતરતાં હોય છે, એ ચઢવા ઉતરવામાં તો એ ચારેનો પ્રત્યેકનો અન્તર્મુ૦કાળજ હોય છે, પરન્તુ ન્યૂન કાળ હોય નહિં. ચઢતાં વા ઉતરતાં એ ચારનો ૧ સમય વા બે સમય ઇત્યાદિ કાળ હોય તો મરણ પામવાથીજ હોય છે. એ એક જીવાશ્રિત કાળ કહ્યો. અને અનેક જીવાશ્રિત વિચારીએ તોપણ ઉપશમશ્રેણિનો સમગ્ર કાળ એક જીવઆશ્રયી તેમજ અઢી દ્વીપમાં અનેક જીવોએ કરેલી અનેક ઉપશમશ્રેણિઓનો સમુદિત-સમગ્ર નિરન્તરકાળ પણ અન્તર્મુ૦થી અધિક નથી, માટે અનેક જીવાશ્રિત કાળ પણ અન્તર્મુ૦ છે. તથા અનેક જીવો સમકાળે ઉપ૦શ્રેણિ પ્રારંભીને ૧ જ સમય બાદ સર્વ સમકાળે મરણ પામે તો અનેક જીવઆશ્રયી પણ એ પ્રત્યેક ગુણસ્થાનમાં જઘન્ય સમય કાળ છે. ॥૨૨૫॥

**અવતરણઃ**—એ પ્રમાણે ૧૪ ગુણસ્થાનોનો એક જીવાશ્રિત તથા અનેક જીવાશ્રિત જઘન્ય ઉત્કૃષ્ટ કાળ કહીને હવે નરકાદિ ગતિઓમાં સંભવતાં ગુણસ્થાનોનો કાળ જે કંઇ વિશેષતાવાળો છે તે કહેવાય છે—

**मिच्छा भवट्ठिईया, सम्मं देसूणमेव उक्कोसं। अंतोमुहुत्तमवरा, नरएसु समा य देवेसु ॥२२६॥**

**ગાથાર્થઃ**—નરકગતિમાં મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ તેની ભવસ્થિતિ જેટલી છે, અને સમ્યકત્વની ઉત્કૃષ્ટસ્થિતિ ભવસ્થિતિથી

नरकगति अने देवगतिमां गुणस्थानोनो काळ

કંઇક ન્યૂન છે. અને દેવગતિમાં મિથ્યાત્વની તથા સમ્યકત્વની પણ ઉત્કૃષ્ટસ્થિતિ ભવસ્થિતિ સમાન-તુલ્ય છે. ॥૨૨૬॥

**भावार्थः**—સર્વ નરકપૃથ્વીઓમાં એક જીવને મિથ્યાત્વ હોય તો સંપૂર્ણ ભવ પર્યન્ત હોઇ શકે છે, કારણ કે મનુષ્યગતિમાંથી વા તિર્યંચગતિમાંથી મિથ્યાત્વ સહિત નરકપૃથ્વીઓમાં નારકપણે ઉપજે, અને ભવાન્ત સુધી સમ્યકત્વ ન પામે તો તેવા જીવો આશ્રયી જઘન્યથી ૧૦હજાર વર્ષથી ૨૨ સાગરોપમ, ને ઉત્કૃષ્ટથી ૧ સાગરોપમથી પ્રારંભીને ૩૩ સાગરોપમ સુધીની મિથ્યાત્વસ્થિતિ ( સાત પૃથ્વીઓની અપેક્ષાએ ) હોય છે. તથા સમ્યકત્વ ( ક્ષયોપશમ સમ્યકત્વ ) દેશોન ભવસ્થિતિ સુધી હોય છે, કારણકે-સાતે પૃથ્વીઓમાં ઉપજતી વખતે અન્તર્મુહૂર્ત્ત સુધી અપર્યાપ્ત અવસ્થામાં મિથ્યાત્વ સહિત હોય છે. અપર્યાપ્તાવસ્થામાં સમ્યકત્વની પ્રાપ્તિ હોય નહિં, તેથી પર્યાપ્ત અવસ્થામાં ક્ષયોપ૦સમ્યકત્વ પામે તે સંપૂર્ણ ભવ પર્યન્ત રહે તે અપેક્ષાએ અપર્યાપ્તાવસ્થા સંબંધિ અન્તર્મુ૦ન્યૂન ઉત્કૃષ્ટ ભવસ્થિતિપ્રમાણ સમ્યકત્વની ઉત્કૃષ્ટસ્થિતિ નારકને જાણવી, અહિં વિશેષ એ છે કે-સાતમી પૃથ્વીના નારકને અપર્યાપ્તાવસ્થામાં મિથ્યાત્વજ હોય એટલું નહિં પરન્તુ ભવાન્તે મરણ વખતે પણ અન્તર્મુહૂર્ત્ત શેષ રહેતાં મિથ્યાત્વસહિતજ મરણ પામે છે, કારણકે સાતમી પૃથ્વીનો નારક મનુષ્યમાં ન જતાં તિર્યંચગતિમાં જ ઉપજે છે, અને તિર્યંચગતિમાં નરકભવથી આવેલું સમ્યકત્વ હોય નહિં તેથી ૩૩ સાગરોપમમાંથી બે અન્તર્મુહૂર્ત્ત ન્યૂન એટલો સમ્યકત્વકાળ સાતમી પૃથ્વીના નારકની અપેક્ષાએ છે. તથા ક્ષાયિકસમ્યકત્વની અપેક્ષાએ પ્રથમની ત્રણ પૃથ્વીઓમાં સંપૂર્ણ ભવસ્થિતિ તુલ્ય સમ્યકત્વકાળ જાણવો. કારણકે ક્ષાયિકસમ્યગ્દૃષ્ટિ મનુષ્ય પહેલી ત્રણ પૃથ્વી સુધી જાય છે, તે ઉપરાન્ત ૪-૫-૬-૭ નરકપૃથ્વીમાં મિથ્યાદૃષ્ટિજ જાય. તથા મરણ પામતી વખતે પહેલી ૬ પૃથ્વીના નારકસમ્યકત્વ સહિત પણ મરણ પામે, ને સાતમી પૃથ્વીનો નરક મિથ્યાદૃષ્ટિ થઇનેજ મરણ પામે-એ પ્રાયઃ કર્મગ્રંથનો અભિપ્રાય છે. પરન્તુ સિદ્ધાન્તમાં તો કહ્યું છે કે પહેલી ૬ નરકપૃથ્વીઓમાં જીવ ક્ષયોપ૦સમ્ય૦સહિત આવી શકે છે, સાતમી પૃથ્વી માટે તો સિદ્ધાન્ત ને કર્મગ્રંથ

બન્નેનો એકસરખો અભિપ્રાય છે.

તથા સર્વ પૃથ્વીઓમાં મિથ્યાત્વની ને સમ્યક્ત્વની જઘન્યસ્થિતિ અન્તર્મુહૂર્ત્ત છે, તે આ પ્રમાણે–કોઇ સમ્યગ્દૃષ્ટિ નારક મિથ્યાત્વ પામીને મિથ્યાત્વમાં અન્તર્મુહૂર્ત્ત માત્ર રહીને પુનઃ સમ્યક્ત્વ પામે તો મિથ્યાત્વની જઘન્યસ્થિતિ અન્તર્મુ૦ થાય, તેમજ કોઇ જીવ પૂર્વભવમાંથી મિથ્યાત્વ સહિત નરકે ઉત્પન્ન થઇ અન્તર્મુહૂર્ત્ત બાદ (અપર્યાપ્ત અવસ્થા વીત્યા બાદ) સમ્યક્ત્વ પામે તો તેવા જીવની અપેક્ષાએ પણ નારકના મિથ્યાત્વની જઘ૦સ્થિતિ અન્તર્મુ૦ છે, એમ બે રીતે જઘન્યસ્થિતિ જાણવી. તથા કોઇ મિથ્યાદૃષ્ટિ નારક સમ્યક્ત્વ પામીને અન્તર્મુહૂર્ત્ત માત્રમાં પુનઃ મિથ્યાત્વ પામે તો તેવા નારકની અપેક્ષાએ સમ્યક્ત્વની જઘન્યસ્થિતિ અન્તર્મુહૂર્ત્ત છે. ॥ इति नरकगतौ प्रथमचतुर्थगुणस्थानयोर्जघन्योत्कृष्टः कालः ॥

હવે દેવગતિમાં મિથ્યાત્વ સમ્યક્ત્વનો જઘન્ય ઉત્કૃષ્ટકાળ કહેવાય છે–ભવનપતિથી પ્રારંભીને નવમ ગ્રૈવેયક સુધીના દેવો ઉત્પત્તિ સમયથી મરણ પર્યન્ત મિથ્યાદૃષ્ટિ હોઇ શકે છે, તે કારણથી જે દેવની જે ઉત્કૃષ્ટ ભવસ્થિતિ હોય તેટલીજ મિથ્યાત્વની પણ સ્થિતિ (ભવસ્થિતિ તુલ્ય) જાણવી, જેથી સમુદાયપણે સામાન્યથી વિચારીએ તો ઉત્કૃષ્ટથી ૧૦ હજાર વર્ષથી પ્રારંભીને ૩૧ સાગરોપમ જેટલી મિથ્યાત્વસ્થિતિ જાણવી. પાંચ અનુત્તર વિમાનોમાં તો કોઇપણ દેવ મિથ્યાદૃષ્ટિ નથી, તથા ભવનપતિથી ગ્રૈવેયક સુધીના દેવોમાં કેટલાક દેવ ઉત્પત્તિ સમયથી મરણ પર્યન્ત સમ્યગ્દૃષ્ટિ હોય છે તેથી દેવની સમ્યક્ત્વસ્થિતિ પણ ૧૦ હજાર વર્ષથી પ્રારંભીને ૩૩ સાગરોપમ સુધીની જાણવી.

પ્રશ્નઃ—સમ્યક્ત્વ સહિત તિર્યંચ મનુષ્ય જો દેવમાં ઉત્પન્ન થાય તો વૈમાનિક દેવમાં ઉત્પન્ન થાય છે તેથી વૈમાનિક દેવમાં સમ્યક્ત્વની સ્થિતિ ઉત્પત્તિથી ભવ પર્યન્તની કહી શકાય, પરન્તુ ભવનપતિ વ્યન્તર ને જ્યોતિષમાં સમ્યક્ત્વની સ્થિતિ ભવસ્થિતિ તુલ્ય કેવી રીતે હોય? કારણ કે પૂર્વભવના સમ્યક્ત્વ સહિતની એ દેવોમાં ઉત્પત્તિ નથી. કહ્યું છે કે–"सम्मद्दिट्ठी जीओ

विमाणवज्जं न बंधए आउं=સમ્યગ્દૃષ્ટિ જીવ વૈમાનિક વર્જીને બીજું કોઇ આયુષ્ય ન બાંધે." એવું શાસ્ત્ર વચન છે. તથા તદ્ભવ સમ્યક્ત્વની પણ એ સ્થિતિ ન હોય, કારણ કે કોઇપણ જીવ અપર્યાપ્ત અવસ્થામાં નવું સમ્યક્ત્વ પામતો નથી, માટે વૈમાનિક સિવાયના ત્રણે નિકાયના દેવોમાં સમ્યક્ત્વની સ્થિતિ ભવસ્થિતિથી કિંચિત્ ન્યૂન કહેવી જોઇએ પરન્તુ સમાન કઇ રીતે કહેવાય?

उत्तरः—એ વાત સત્ય છે, પરન્તુ કર્મગ્રંથના અભિપ્રાયેજ સમ્યગ્દૃષ્ટિ જીવ વૈમાનિક સિવાય અન્યત્ર ન ઉપજે, પરન્તુ સિદ્ધાન્તના અભિપ્રાયે તો વિરાધિત સંયમવાળા વિગેરે જીવો કોઇ સમ્યક્ત્વ સહિત પણ ભવનપત્યાદિ ત્રણ નિકાયમાં ઉત્પન્ન થાય છે તે કારણથી ચારે નિકાયના દેવોમાં સમ્યક્ત્વનો કાળ ભવસ્થિતિ તુલ્ય કહ્યો છે તે યુક્ત છે. એ પ્રમાણે દેવોમાં મિથ્યાત્વ તથા સમ્યક્ત્વનો કાળ કહ્યો.

અહિં દેવ નારકને સાસ્વાદન તથા મિશ્ર ગુણસ્થાન પણ હોય છે, પરન્તુ તેનો કાળ ગ્રંથકર્તાએ ગાથામાં કહ્યો નથી તેનું કારણ કે એ બે ગુણ૦ના કાળ ૬ આવલિકા ને અન્તર્મુ૦ છે તે ચારે ગતિમાં તુલ્ય છે. માત્ર એ બે ગુણ૦ના કાળમાં મનુષ્યગતિ આશ્રયી કંઇ વિશેષતા છે તે આગળ ૨૨૮મી ગાથામાં કહેવાશે. ॥૨૨૬॥

**अवतरणः**—પૂર્વગાથામાં નરકગતિ ને દેવગતિમાં મિથ્યાત્વનો તથા સમ્યક્ત્વનો કાળ કહીને હવે આ ગાથામાં તિર્યંચગતિમાં ને મનુષ્યગતિમાં મિથ્યાત્વનો તથા સમ્યક્ત્વનો કાળ કહે છે—

**मिच्छाणं कायट्ठिई, उक्कोसभवट्ठिई य सम्माणं। तिरियनरेगिंदियमाइएसु एवं विभइयव्वा ॥२२७॥**

**गाथार्थः**—તિર્યંચગતિમાં ને મનુષ્યગતિમાં મિથ્યાત્વનો કાળ પોતપોતાની કાયસ્થિતિ તુલ્ય છે, અને સમ્યક્ત્વનો કાળ સંપૂર્ણ ભવસ્થિતિતુલ્ય છે. તથા એકેન્દ્રિય આદિ જીવભેદોમાં પણ એ પ્રમાણે મિથ્યાત્વાદિ સંભવિત ગુણસ્થાનોના કાળ એ રીતેજ વિભજવા—યથાસંભવ વ્હેંચવા—વિચારવા. ॥૨૨૭॥

**ભાવાર્થ:**—તિર્યંચગતિની કાયસ્થિતિ અસંખ્યાત પુદ્‍ગલપરાવર્ત પ્રમાણ આ ગ્રંથમાંજ જીવોની કાયસ્થિતિ પ્રસંગે કહી છે તે કાયસ્થિતિ જેટલોજ મિથ્યાત્વનો કાળ (અસંખ્ય પુદ્‍ગલપરા૦ જેટલો અનન્તકાળ) તિર્યંચગતિમાં કહ્યો છે. તથા મનુષ્યગતિની કાયસ્થિતિ પૂર્વે સાત પૂર્વક્રોડ વર્ષાધિક ૩ પલ્યોપમ પ્રમાણ કહી છે, માટે મનુષ્યગતિમાં મિથ્યાત્વનો કાળ પણ ૭ પૂર્વક્રોડ વર્ષાધિક ૩ પલ્યોપમ છે. તથા તિર્યંચગતિની ને મનુષ્યગતિની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ ૩ પલ્યોપમ છે માટે એ બે ગતિમાં સમ્યક્ત્વનો કાળ ૩ પલ્યોપમ છે, તે આ પ્રમાણે–પ્રથમ દેવકુરૂ ઉત્તરકુરૂ ક્ષેત્રના યુગલિક તિર્યંચ વા મનુષ્યનું ૩ પલ્યોપમ આયુષ્ય બાંધીને ત્યારબાદ ક્ષાયિક સમ્યક્ત્વ પામે તો તે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ દેવકુરૂ ઉત્તરકુરૂમાં ૩ પલ્યોપમના ઉત્કૃષ્ટ આયુષ્યવાળો યુગલિક થાય તે અપેક્ષાએ સમ્યક્ત્વનો કાળ એ બે ગતિમાં ૩ પલ્યોપમ પ્રમાણ છે, પરન્તુ ક્ષયોપશમ સમ્યક્ત્વની અપેક્ષાએ એટલો કાળ નથી, કારણ કે ક્ષયોપશમ સમ્યક્ત્વ સહિત તો વૈમાનિકમાંજ ઉત્પન્ન થાય છે, અને તદ્‍ભવ સંબંધિ ક્ષયોપ૦ સમ્યક્ત્વ તો પર્યાપ્ત અવસ્થામાંજ ઉત્પન્ન થાય છે, પરન્તુ અપર્યાપ્ત અવસ્થામાં થતું નથી, અને એ પ્રમાણે યુગલિકોને જો ક્ષયોપ૦સમ્યક્ત્વનો કાળ ગણીએ તો અપર્યાપ્ત અવસ્થા બાદ કરતાં દેશોન ૩ પલ્યોપમ પ્રમાણ થાય છે, પરન્તુ પૂર્ણ ૩ પલ્યો૦પ્રમાણ થતો નથી. તે કારણથી સંપૂર્ણ ૩ પલ્યોપમકાળ ક્ષાયિક સમ્યક્ત્વની અપેક્ષાએજ હોય છે. [તાત્પર્ય એ આવ્યું કે–યુગલિકમાં ઉત્પન્ન થતો જીવ ક્ષાયિક સમ્યક્ત્વ સહિત ઉત્પન્ન થાય, અથવા મિથ્યાત્વ સહિત ઉત્પન્ન થાય પરન્તુ ક્ષયોપશમાદિ સમ્યક્ત્વ સહિત ઉત્પન્ન ન થાય ]

**પ્રશ્ન:**—તિર્યંચો ક્ષપકશ્રેણિ આરંભતા નથી તેથી તદ્‍ભવ ક્ષાયિક સમ્યક્ત્વના અભાવે પારભવિક સમ્યક્ત્વનો સ્થિતિકાળ ભવસ્થિતિ તુલ્ય હોય છે તે બરાબર છે, પરન્તુ મનુષ્યગતિમાં તો કર્મભૂમિ મનુષ્ય વડે ક્ષપકશ્રેણિ પ્રારંભાય છે ને ક્ષાયિકસમ્યક્ત્વ પામી અકર્મભૂમિના મનુષ્યગતિમાં પણ ઉત્પન્ન થાય એમ તમોએ કહ્યું છે તો કર્મભૂમિ મનુષ્યભવમાં તદ્‍ભવ ક્ષાયિકસમ્યક્ત્વ

પામી પુનઃ અન્ય મનુષ્યભવમાં–૩ પલ્યવાળા યુગલિકમાં ઉત્પન્ન થતાં એ ભવ સંબંધિ મનુષ્યગતિનો કાળ એકત્ર કરતાં સમ્યક્ત્વનો ૩ પલ્યોપમથી અધિક કાળ મનુષ્યગતિમાં કેમ ન ગણાય?

ઉત્તરઃ—એ વાત જો કે સત્ય છે પરન્તુ અલ્પકાળ વિગેરે કારણથી ગ્રંથકર્તાએ સાધિક કાળની વિવક્ષા કરી ન હોય. ઉપલક્ષણથી સાધિક કાળ કહેવામાં કંઇ દોષ સંભવતો નથી.

તથા એ બન્ને ગતિમાં મિથ્યાત્વનો ને સમ્યકત્વનો જઘન્યકાળ તો દેવનારકવત્ અન્તર્મુહૂર્ત્તપ્રમાણ સ્વતઃ વિચારવો. તથા એકેન્દ્રિયાદિ વિશેષભેદોમાં પણ સંભવતા મિથ્યાત્વ સમ્યકત્વનો કાળ તિર્યંચગતિવત્ ભવસ્થિતિતુલ્ય આદિ યથાસંભવ વિચારવો જેમ એકેન્દ્રિયમાં મિથ્યાત્વકાળ એક જીવાશ્રિત ૨૨૦૦૦ વર્ષ પુદ્ગલ પરાવર્ત્તને અનેક જીવાશ્રિત સ્વકાયસ્થિતિપ્રમાણ (અસંખ્ય પ્રમાણ) છે ઇત્યાદિ રીતે યથાસંભવ વિચારવો. અહિં ગ્રંથવિસ્તારના ભયથી સાક્ષાત્ કહ્યો નથી. ॥ इति गतिचतुष्के मिथ्यात्व सम्यक्त्वयोः कालः ॥२२७॥

**अवतरणः**—પૂર્વે ચાર ગતિમાં મિથ્યાત્વનો તથા સમ્યકત્વનો કાળ કહીને હવે મનુષ્યગતિમાંજ સાસ્વાદન અને મિશ્ર ગુણ૦નો અનેકજીવઆશ્રયી કાળ કહે છે—

**सासायणमिस्साणं, नाणाजीवे पडुच्च मणुएसु। अंतोमुहुत्तमुक्कोसकालमवरं जहुद्दिट्ठं ॥२२८॥**

**गाथार्थः**—મનુષ્યગતિમાં અનેક જીવોની અપેક્ષાએ સાસ્વાદન અને મિશ્ર ગુણસ્થાનનો ઉત્કૃષ્ટકાળ અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે, અને જઘન્યકાળ પૂર્વે કહ્યો તે પ્રમાણે છે. ॥૨૨૮॥

**भावार्थः**—મનુષ્યોમાં અનેક જીવો સાસ્વાદન તથા મિશ્રભાવમાં વર્ત્તતા હોય તો નિરન્તરપણે અન્તર્મુહૂર્ત્તકાળ સુધી વર્ત્તીને



तिर्यंचगति अने मनुष्य गतिमां गुणस्थानोनो काळ

ત્યારબાદ કોઈપણ મનુષ્ય સાસ્વાદન તથા મિશ્ર ગુણ૦વાળો ન હોય, અર્થાત્ એ બે ગુણસ્થાન અન્તર્મુ૦કાળ સુધી મનુષ્યગતિમાં નિરન્તર વર્ત્યાબાદ અવશ્ય અન્તર પડે (વિરહકાળ પ્રાપ્ત થાય).

સાસ્વાદન મિશ્રનો એ નાનાજીવાશ્રિત ઉત્કૃષ્ટકાળ મનુષ્યગતિ અપેક્ષાએ કહ્યો, જેથી મનુષ્યગતિમાં જઘન્ય સતતકાળ પણ એથી લઘુ અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ હોય તે સમજવું સુગમ છે. પુનઃ એ બન્ને ગુણસ્થાનનો ચારે ગતિના જીવો આશ્રયી ઉત્કૃષ્ટ સતતકાળ તો પૂર્વે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો દર્શાવેલોજ છે, તથા સાસ્વાદનનો કાળ અનેકજીવઆશ્રયિ જઘન્યથી ૧ સમય ને મિશ્રનો જઘન્યથી અન્તર્મુહૂર્ત્ત સતતકાળ, અને એક જીવઆશ્રયી સાસ્વાદનનો જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી ૬ આવલિકા. તેમજ મિશ્રનો જઘન્ય ને ઉત્કૃષ્ટ પણ અન્તર્મુ૦ સતતકાળ તે પણ પૂર્વે કહેવાઇ ગયો છે. એ પ્રમાણે મિથ્યાત્વાદિ ગુણસ્થાનોનું સતતકાળનું (અવસ્થિતિકાળનું) માર્ગણાદ્વારોમાં ગતિદ્વારને વિષે દિગ્દર્શનમાત્ર કરાવ્યું. એ રીતિને અનુસરીને ઇન્દ્રિયાદિ શેષ દ્વારોમાં પણ સ્વતઃ વિચારીને કહેવું. ॥૨૨૮॥

**अवतरणः**—ચાલુ પ્રકરણ ગુણવિભાગકાળનું છે તેથી ૧૪ ગુણસ્થાનરૂપ ગુણોનો અવસ્થિતકાળ કહીને હવે ગુણનો પ્રસંગ હોવાથી શેષ યોગ વેદ સંજ્ઞીત્વ આદિ ગુણોમાં પણ એક જીવાશ્રિતકાળ કહેવાય છે—

**काओगऽणंतकालं, वाससहस्सा उराल बावीसं। समयतिगं कम्मइओ, सेसा जोगा मुहुत्तंतो ॥२२९॥**

**गाथार्थः**—કાયયોગનો સતતકાળ અનન્ત છે, ઔદારિક કાયયોગનો સતતકાળ ૨૨હજારવર્ષ, કાર્મણયોગનો ૩ સમય,ને શેષ સર્વયોગોનો સતતકાળ અન્તર્મુહૂર્ત્ત છે. ॥૨૨૯॥

**भावार्थः**—મનયોગ વચનયોગ ને કાયયોગ એ ત્રણ યોગમાંથી કેવળ કાયયોગ એકેન્દ્રિયને હોય છે, ને દ્વીન્દ્રિયાદિકને વચ-

योगनो काळ

નાદિયોગ પણ હોય છે. તથા એકેન્દ્રિયની એક જીવાશ્રિત કાયસ્થિતિ પૂર્વે કહ્યા પ્રમાણે અસંખ્યાત પુદ્ગલપરાવર્ત છે, માટે કાયયોગનો કાળ પણ અસંખ્ય પુદ્ગલપરાવર્ત્ત પ્રમાણ અનન્તકાળ છે, ત્યારબાદ તો દ્વીન્દ્રિયાદિમાં ઉત્પન્ન થવાથી વચનયોગી કે મનયોગી થાય છે, જેથી ત્રસકાયમાં કાયયોગ અન્તર્મુ૦ કાળ પ્રમાણ હોય છે, કારણ કે અન્તર્મુહૂર્ત્તે અન્તર્મુહૂર્ત્તે ત્રસકાયમાં યોગપરાવૃત્તિ હોય છે.

પુનઃ એ કાયયોગમાં વિશેષભેદે ઔદારિક કાયયોગનો સતતકાળ ૨૨૦૦૦ વર્ષ છે, કારણ કે પૃથ્વીકાયના એક જીવનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૨૨૦૦૦ વર્ષ છે, **તેથી** ઉ૦સતતકાળ પણ એટલોજ છે.

**प्रश्नः**—ઔદારિક યોગનો એ સતતકાળ એક ભવની અપેક્ષાએ તમે કહ્યો, પરન્તુ ઋજુગતિએ અનેકવાર પૃથ્વીકાયાદિ એકેન્દ્રિયપણે ઉપજતાં અનેકભવઆશ્રયી અસંખ્ય કાળચક્ર જેટલો પણ ઔ૦યોગનો કાળ સંભવે છે તો તે કેમ ન કહ્યો?

**उत्तरः**—ઋજુગતિવાળા એકેન્દ્રિયોના અનેક ભવ કરવાથી ઔદારિકયોગનો કાળ જો કે અસંખ્ય છેજ, પરન્તુ અહિં ગ્રંથકર્તાની વિવક્ષા એક ભવઆશ્રયી છે.

**प्रश्नः**—જો એક ભવ આશ્રયી છે તો ત્રણ પલ્યોપમ આયુષ્યવાળા તિર્યંચ મનુષ્યને આશ્રયી ઔદારિકયોગનો કાળ ૩ પલ્યોપમ કેમ નહિ?

**उत्तरः**—ત્રણ પલ્યોપમવાળા યુગલિકોને કેવળ કાયયોગ નથી, પરન્તુ મનયોગ ને વચનયોગ પણ છે, જેથી ત્રણ યોગની પરાવૃત્તિના કારણથી ઔદા૦યોગનો ઘણો સતતકાળ પ્રાપ્ત થતો નથી. અન્તર્મુ૦અન્તર્મુહૂર્ત્તે ત્રણે યોગ પરાવર્તન પામે છે માટે તે આશ્રયી કાળનો વિચાર અહિં પ્રસ્તુત નથી, માત્ર કાયયોગિનો કાળ કહેવાનો હોવાથી અને તે એકેન્દ્રિયને હોવાથી બાવીસ હજાર વરસનો કહ્યો છે.

તથા કાર્મણ કાયયોગનો સતતકાળ ત્રણ સમય છે તે ચાર સમયવાળી વિગ્રહગતિની અપેક્ષાએ છે, જો કે પાંચ સમયવાળી વિગ્રહગતિમાં ચાર સમયને કાર્મણયોગ છે તોપણ તેવો યોગ અલ્પ હોવાથી અહિં વિવક્ષા કરી નથી. એ સિવાયના શેષ મનયોગ વચનયોગ વૈક્રિય કાયયોગ વૈક્રિય મિશ્રયોગ આહારકયોગ આહારક મિશ્રયોગ ને ઔદારિક મિશ્રયોગ એ સર્વે અન્તર્મું૦ કાળવાળા છે. એમાં વૈક્રિયયોગવાળા દેવ નારકો જો કે ઘણા આયુષ્યવાળા છે, પરન્તુ તેઓ ત્રણે યોગવાળા હોવાથી અહિં વૈક્રિય કાયયોગને કાળ દેવનારક આશ્રયી કહ્યો નથી, પરન્તુ માત્ર વૈક્રિય લબ્ધિવાળા વાયુકાયની અપેક્ષાએજ વૈક્રિયયોગનો ઉત્કૃષ્ટકાળ અન્તર્મું૦ સંભવે છે. તથા આહારકયોગ તો ચૌદ પૂર્વધરને હોય છે તે પણ અન્તર્મું૦થી અધિક કાળવાળો નથી. અને મિશ્રયોગ તો અપર્યાપ્તાવસ્થામાંજ હોય છે માટે અન્તર્મું૦પ્રમાણ છે. [અહિં ગ્રંથમાં તથા વૃત્તિમાં મિશ્રયોગના સતતકાળ કહ્યા નથી તે સર્વના અન્તર્મું૦કાળ સમજવા સુગમ હોવાથી ન કહ્યા હોય તે સંભવિત છે.] ।।૨૨૯।।

**अवतरणः**—આ ગાથામાં વેદ અને સંજ્ઞીપણાનો ઉત્કૃષ્ટ સતતકાળ કહે છે—

## देवी पणपन्नाउ, इत्थित्तं पल्लसयपुहुत्तं तु । पुरिसत्तं सन्नित्तं, च सयपुहुत्तं च उयहीणं ॥२३०॥

**गाथार्थः**—દેવીનું ૫૫(પંચાવન) પલ્યોપમ આયુષ્ય છે, સ્ત્રીવેદનો સતતકાળ શતપૃથક્ત્વ પલ્યોપમ છે, તથા પુરૂષવેદ ને સંજ્ઞીપણાનો શતપૃથક્ત્વ સાગરોપમ છે. ।।૨૩૦।।

**भावार्थः**—અહિં વેદની એક ભવાશ્રિત ને નાના ભવાશ્રિત સ્થિતિ કહેવાય છે. ત્યાં એક ભવાશ્રિતસ્થિતિ ૫૫ પલ્યોપમની છે, કારણ કે ઇશાન દેવલોકમાં અપરિગ્રહિતા દેવીનું ઉત્કૃષ્ટ આયુષ્ય પંચાવન પલ્યોપમ છે, એથી અધિક કોઇ સ્ત્રીનું આયુષ્ય નથી. અને નાના ભવાશ્રિત સ્ત્રીવેદનો સતતકાળ વિચારીએ તો પૂર્વક્રોડ પૃથક્ત્વાધિક સો પલ્યોપમ છે, કારણ કે સૌધર્મ દેવલોકની

અપરિગ્રહિતા દેવીનું ઉત્કૃષ્ટ આયુષ્ય પચાસ પલ્યોપમ છે તેમાં બે વાર ઉત્પન્ન થાય, અને કંઇક ભવ મનુષ્ય સ્ત્રીના પૂર્વક્રોડ વર્ષના થાય, તે આ પ્રમાણે:-પ્રથમ પૂર્વક્રોડ આયુષ્યવાળી મનુષ્યસ્ત્રી બે ત્રણ ભવ કરી પચાસ પલ્યોપમે સૌધર્મમાં અપરિગ્રહિતા દેવીપણે ઉત્પન્ન થઇ પુનઃ પૂર્વક્રોડ વર્ષાયુવાળી સ્ત્રી થાય, પુનઃ સૌધર્મમાં પચાસ પલ્યોપમે અપરિગ્રહિતા દેવી થાય, ત્યારબાદ અવશ્ય કોઇ બીજા વેદમાંજ ઉત્પન્ન થાય, જેથી પૃથકત્વ પૂર્વક્રોડવર્ષાધિક ૧૦૦ પલ્યોપમ સ્ત્રીવેદનો ઉત્કૃષ્ટ સતતકાળ છે. અહિં સ્ત્રીવેદની કાયસ્થિતિ સંબંધમાં પાંચ આદેશ છે તે આ પ્રમાણે—



૧ મનુષ્યસ્ત્રી વા તિર્યંચસ્ત્રીના પૂર્વક્રોડવર્ષાયુવાળા કેટલાક ભવ કરી ઇશાન દેવલોકની અપરિગ્રહિતા દેવીપણે ૫૫ પલ્યોપમના આયુષ્યે બે વાર ઉત્પન્ન થાય તો પૂર્વક્રો૦પૃથકત્વાધિક ૧૧૦ પલ્યોપમ સ્ત્રીવેદની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ થાય છે.

૨ ઉપરની રીતિ પ્રમાણે ઇશાનકલ્પમાં ૯ પલ્યોપમના આયુષ્યવાળી પરિગ્રહિતા દેવીપણે બે વાર ઉત્પન્ન થાય તો પૂર્વક્રોડ પૃથકત્વાધિક ૧૮ પલ્યોપમ.

૩ ઉપરની રીતિ પ્રમાણે સૌધર્મકલ્પમાં ૭ પલ્યોપમના આયુષ્યવાળી પરિગ્રહિતા દેવીપણે બે વાર ઉત્પન્ન થાય તો પૂર્વક્રોડ પૃથકત્વાધિક ૧૪ પલ્યોપમ.

૪ ઉપરની રીતિ પ્રમાણે સૌધર્મકલ્પની અપરિગ્રહિતા દેવીપણે ૫૦ પલ્યોપમના આયુષ્યે બે વાર ઉત્પન્ન થાય તો પૂર્વક્રોડ પૃથકત્વાધિક ૧૦૦ પલ્યોપમ.

૫ ઉપરની રીતિ પ્રમાણે ત્રણ પલ્યોપમના આયુષ્યવાળી યુગલિકસ્ત્રી બે વાર થાય તો પૂર્વક્રોડ પૃથકત્વાધિક પલ્યોપમ પૃથકત્વ [સાધિક ૬ પલ્યોપમ].



એ પાંચે આદેશ છદ્મસ્થોને પ્રમાણ છે, શ્રી સર્વજ્ઞને તો પોતે સર્વજ્ઞ હોવાથી એ પાંચમાંનો કોઇ એકજ આદેશ પ્રમાણરૂપ

હોય. આ ગ્રંથકર્તાએ ગ્રંથવિસ્તારના ભયથી પાંચે આદેશ ન કહેતાં ગાથામાં એક ચોથોજ આદેશ કહ્યો છે.

તથા પુરુષવેદનો કાળ નિરન્તરપણે શતપૃથક્ત્વ સાગરોપમ છે. અને જઘન્યથી અન્તર્મુહૂર્ત્ત છે, ત્યારબાદ અવેદક થાય અથવા અન્યવેદ પામે. સ્ત્રીવેદના જઘન્યકાળવત્ ૧ સમય નથી, કારણ કે ઉપશાંત મોહેથી પડી સમય માત્ર પુરૂષવેદને અનુભવી મરણ પામી અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થાય ત્યાં પણ પુરૂષવેદજ પામે છે, માટે પુરૂષવેદિમાં અન્તર્મુ૦ જીવીને ત્યારબાદ મરણ પામી અન્ય વેદમાં ઉત્પન્ન થાય તો જઘન્યકાળ અન્તર્મુ૦ હોય છે.

તથા નપુંસક વેદની સ્થિતિ ગ્રંથકર્તાએ કહી નથી તોપણ જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયો જેટલા અસંખ્યાત પુદ્ગલપરાવર્તપ્રમાણ છે. એ ઉત્કૃષ્ટ કાળ એકેન્દ્રિયનો કાયસ્થિતિને અનુસરીને હોય છે, ત્રણ વેદને સર્વથા ઉપશમાવી ત્યાંથી પડતાં પુનઃ નપુંસકવેદને એક સમયમાત્ર અનુભવી કાળ કરે તો અનુત્તરદેવમાં પુરૂષવેદપણે ઉપજે છે એ રીતે જઘન્યસ્થિતિ ૧ સમય છે.

તથા સંજ્ઞીપણું જઘન્યથી અન્તર્મુહૂર્ત્ત ને ઉત્કૃષ્ટથી સાધિક સાગરોપમ શતપૃથક્ત્વ સુધી હોય છે તે પુરૂષવેદવત વિચારવું, અને અસંજ્ઞીપણું જઘન્યથી અન્તર્મુહૂર્ત્ત તથા ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયો જેટલા અસંખ્ય પુદ્ગલ-પરાવર્તપ્રમાણ તે નપુંસકવેદવત્ વિચારવું, એ રીતે ત્રણ વેદનો સતતકાળ તથા સંજ્ઞી અસંજ્ઞીનો સતતકાળ કહ્યો. ॥૨૩૦॥

**अवतरणः**—આ ગાથામાં યોગ અને ઉપયોગનો સતતકાળ કહેવાય છે—

**अंतमुहुत्तं तु परा, जोगुवओगा कसाय लेसा य। सुरनारएसु य पुणो, भवट्ठिई होइ लेसाणं॥२३१॥**

**गाथार्थः**—યોગોપયોગ કષાય અને લેશ્યાઓની ઉત્કૃષ્ટસ્થિતિ અન્તર્મુહૂર્ત્ત છે, પરન્તુ દેવનારકમાં લેશ્યાઓની સ્થિતિ ભવ-સ્થિતિ તુલ્ય છે. ॥૨૩૧॥

**ભાવાર્થઃ**—કાયયોગાદિ યોગમાં ઉપયોગવાળો એટલે કાયયોગ વિગેરે યોગમાં જ્ઞાનોપયોગવાળો જીવ તે કાયયોગોપયોગી, વચનયોગમાં ઉપયોગવાળો તે વચનયોગોપયોગી, અને મનોયોગમાં ઉપયોગવાળો તે મનોયોગોપયોગી જીવ કહેવાય. ત્યાં જે યોગમાં જીવ ઉપયોગવાળો હોય તે યોગ પ્રધાન કહેવાય, અને બીજા યોગ વર્તતા હોય તો પણ તે ગૌણ ગણાય તેથી તેનો વ્યપદેશ ન હોય. જેમ વાત પીત્ત ને કફ એ ત્રણ ધાતુમાં જે ધાતુ વિશેષ પ્રબલ હોય તે વખતે તે ધાતુ મુખ્ય ગણાય, જેમ વાયુના પ્રકોપ વખતે પિત્ત અને કફ એ બે ધાતુ શરીરમાં વર્તે છે તો પણ મુખ્ય વાયુ ગણાય, તેમ જ્ઞાનોપયોગ પૂર્વક દોડવું ઉઠવું બેસવું ઇત્યાદિ કાયચેષ્ટામાં જીવ વર્તતો હોય ત્યારે કાયયોગી, ઉપયોગપૂર્વક વચનોચ્ચાર કરતી વખતે (કાયયોગ હોવા છતાં) વચનયોગી, અને કાયા વચનયોગ સામાન્ય હોવા છતાં કોઇ વસ્તુના ચિંતવનમાં મન તલ્લીન થાય ત્યારે જીવ મનોયોગી ગણાય. અથવા કાયાનો વ્યાપાર તથા વચનોચ્ચાર બંધ રાખી કેવળ ચિંતવન તે પણ અહિં મનોયોગોપયોગ કહેવાય. એ રીતે કાયાને નિશ્ચેષ્ટ કરીને કેવળ વચનોચ્ચાર કરવો તે વચનયોગોપયોગ. એ પ્રમાણેના ત્રણ યોગમાંના કોઇપણ એક યોગનો કાળ અન્તર્મુહૂર્ત્ત સુધીજ હોય છે, અન્તર્મુ૦ બાદ અન્ય ઉપયોગનો સદ્ભાવ હોય છે. એમાં એક મુખ્યયોગ વખતે કોઇને બીજો એકજ યોગ તો કોઇને બીજા બે યોગ પણ ગૌણ (અન્તર્ગત) હોય છે. તે આ પ્રમાણે--કેવલી ભગવંતને વચનયોગ ઉત્કટ હોય છે તે વખતે કાયયોગ પણ છે પરંતુ તે ગૌણ છે. અને આપણાસરખાને મન અને કાયા એ બે યોગ પણ ગૌણપણે વર્તતા હોય છે, તથા કેવલીને કાયયોગ નિરોધનાકાળે કેવળ કાયયોગ એકજ હોય છે. અહિં તાત્પર્ય એ છે કે જે યોગમાં આત્મા ઉપયોગવાળો હોય તે મુખ્ય છે, તેની ગણના થાય છે, બીજા હોવા છતા ગૌણ છે.

કષાય ચારમાં ક્રોધ માન માયા એ ત્રણનો જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિકાળ અન્તર્મુહૂર્ત્ત છે, અને લોભનો જઘન્ય ૧ સમય ને ઉત્કૃષ્ટ અન્તર્મુહૂર્ત્ત છે. એ પણ ઉપયોગઆશ્રયી વા ઉદયઆશ્રયી જાણવું, સત્તાએ તો ચારે કષાય રહેલા હોય છે. ત્યાં

ઉપશાન્તમોહથી પતિત થઈ ૧ સમય માત્ર સં૦લોભનો વિપાકોદય પ્રવર્તી તરત કાળ કરી દેવલોકે જતાં ચારે કષાયોનો પ્રદેશોદય શરૂ થઈ જવાથી ચારે કષાયનો ઉદય શરૂ થઈ જાય છે. કંઇ કેવળ લોભનોજ ઉદય છે એમ નથી. આ પ્રમાણે લોભનો ઉદય જઘન્યથી એક સમય હોય છે અને ક્રોધાદિ કષાયોની જેમ ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત્ત હોય છે.

પ્રશ્ન:—જો વિપાકોદયરૂપ એકજ ઉદયની અપેક્ષાએ લોભનો એકજ સમય જઘન્યસ્થિતિકાળ કહો છો, અને સમય બાદ ચારે કષાયોનો પ્રદેશોદય થવાથી ચારે કષાયનો ઉદય શરૂ થવાનું કહો છો તો ક્રોધાદિકનો પણ એ રીતે જઘ૦કાળ ૧ સમય કેમ નહિં ?

ઉત્તર:—શ્રેણિથી પડતાં જે સમયે સં૦ક્રોધને ઉદય થવાનો પ્રસંગ આવે છે તેજ સમયે ચારે કષાયોનો પ્રદેશોદય શરૂ છે તેથી લોભની જેમ ક્રોધાદિકનો જઘન્યકાળ ૧ સમય પ્રાપ્ત થતો નથી.

પ્રશ્ન:—ક્રોધાદિ એક કષાયનો વિપાકોદય પ્રવર્તતાં શેષ ત્રણ કષાયનોજ પ્રદેશોદય હોઈ શકે છે, તો તમો ચારે કષાયોનો પ્રદેશોદય શી રીતે કહો છો ?

ઉત્તર:—અનંતાનુબંધી આદિ ચાર ચાર ભેદે ક્રોધાદિકષાય ગણતાં ૧૬ કષાય છે, તેમાં સં૦લોભનો વિપાકોદય વર્તે ત્યારે શેષ ૧૫ કષાયોનો પ્રદેશોદય પ્રવર્તે છે, જેથી સં૦લોભનો કેવળ વિપાકોદય ૧ સમય અનુભવી બીજેજ સમયે દેવગતિમાં ૧૫ નો પ્રદેશોદય શરૂ થતાં ૧૬ કષાયોનો ઉદય ચાલુ થઇ જાય છે. તેવીજ રીતે શ્રેણિથી પડતાં દશમા ગુણસ્થાને પ્રથમ સં૦ લોભનો વિપાકોદય ત્યારબાદ અન્તર્મુ૦ વીત્યે નવમા ગુણસ્થાને સં૦લોભનો વિપાકોદય બંધ થઇ સં૦માયાનો વિપાકોદય, ત્યારબાદ અન્તર્મુહૂર્ત્તે સં૦માયાનો વિપાકોદય બંધ થઇ સં૦માનનો વિપાકોદય અને સં૦માનનો વિપાકોદય અન્તર્મુહૂર્ત્તે બંધ થઇ સં૦ક્રોધનો વિપાકોદય (૯મા ગુણસ્થાને) શરૂ થતાં એકજ સમય તેવી સ્થિતિએ રહી બીજે સમયે કાળ કરી દેવ-

योगकषाय अने लेश्याओनी स्थिति

ગતિમાં પણ સં૦ક્રોધનોજ વિપાકોદય ચાલુ રહેવામાં કંઈ વિરોધ નથી, અને શેષ ૧૫ કષાયના પ્રદેશોદય તો પ્રથમથીજ શરૂ થયેલા હોય છે જ જેથી શ્રેણિથી પડતાં સં૦ક્રોધના ઉદય સમયે સં૦ક્રોધનો વિપાકોદય ને શેષ ૧૫નો પ્રદેશોદય હોવાથી સમકાળે ૧૬ કષાયનો ઉદય પ્રવર્તે છે જેથી સં૦ક્રોધનો જઘ૦કાળ ૧ સમય બની શકતો નથી, અને ઉપશાન્તમોહથી પતિત થઈ ૧૦મા ગુણ૦માં ૧ સમય લોભનો વિપાકોદય અનુભવી બીજે સમયે કાળ કરતા દેવગતિમાં તો ૧૬ કષાયનો ઉદય ચાલુ છે. પરન્તુ દશમાના પ્રથમ સમયમાં તો સં૦લોભનો કેવળ વિપાકોદય છે ને બીજા કષાયેનો પ્રદેશોદય છે જ નહિં તે કારણથી સં૦લોભનો જઘ૦કાળ ૧ સમય બની શકે છે. શ્રેણિમાં ને શ્રેણિમાં તો પડતાં પડતાં જ્યાં જેના વિપાકોદય ને પ્રદેશોદય બંધ થયા છે ત્યાંથીજ તેના પુનઃ શરૂ થાય છે માટે શેષ ૧૫ કષાયોના પ્રદેશોદય સૂક્ષ્મસંપરાયમાં પ્રથમ સમયથી શરૂ થતા નથી, તે કારણથી ૧ સમય સ્થિતિકાળ ફક્ત સં૦લોભનોજ છે.

તથા લેશ્યાઓનો જઘન્ય વા ઉત્કૃષ્ટકાળ મનુષ્ય તિર્યંચગતિમાં અન્તર્મુ૦નો છે, અને દેવનારકોને સ્વઆયુષ્ય જેટલો છે, કારણકે મનુ૦તિર્યંચમાં ભાવલેશ્યા અને દ્રવ્યલેશ્યા બન્ને અન્તર્મુ૦અન્તર્મુહૂર્ત્તે બદલાયા કરે છે, અને દેવનારકમાં ભાવલેશ્યા બદલાતી રહે પરન્તુ દ્રવ્યલેશ્યા તો સંપૂર્ણ ભવ પર્યન્ત કાયમ રહે છે, એટલુંજ નહિં પરન્તુ અન્તર્મુ૦ પહેલાં પૂર્વભવમાં મરણ વખતે પણ એજ દ્રવ્યલેશ્યા, અને મરણ પામી પરભવમાં જાય ત્યાં પણ અન્તર્મુ૦ સુધી એજ દ્રવ્યલેશ્યા હોવાથી દેવનારકની દ્રવ્યલેશ્યાનો કાળ સ્વઆયુષ્ય ઉપરાન્ત બે અન્તર્મુ૦ અધિક છે. એ પ્રમાણે દેવનારકની દ્રવ્યલેશ્યામાં કૃષ્ણ નીલ ને કાપોતની ભવન૦વ્યન્તરનિકાયના દેવની અપેક્ષાએ જઘન્યસ્થિતિ ૧૦ હજાર વર્ષ અને ઉત્કૃષ્ટસ્થિતિ સાધિક સાગરોપમ છે. અહિં ઉત્કૃષ્ટ સ્થિતિ અસુરકુમારના આયુષ્યની અપેક્ષાએ છે. અને નારકની અપેક્ષાએ દશહજાર વર્ષની જઘન્યસ્થિતિ પહેલી પૃથ્વીની અપેક્ષાએ કાપોતલેશ્યાની છે, ને ઉત્કૃષ્ટસ્થિતિ ૩૩ સાગર તે સાતમી પૃથ્વીની અપેક્ષાએ કૃષ્ણલેશ્યાની છે. નીલલેશ્યાની ઉત્કૃષ્ટસ્થિતિ પાંચમી

॥१३८॥

પૃથ્વીના પહેલા પ્રતરની અપેક્ષાએ પલ્યાસંખ્યભાગાધિક ૧૦ સાગરો૦ છે, અને કાપોતની ઉત્કૃષ્ટસ્થિતિ ત્રીજી પૃથ્વીના પહેલા પ્રતરની અપેક્ષાએ પલ્યાસંખ્યભાગાધિક ૩ સાગરો૦ છે. તેજસાદિ લેશ્યાઓ નરકપૃથ્વીમાં છેજ નહિં, જેથી તેજસાદિલેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ વૈમાનિક દેવોની અપેક્ષાએ છે, તે આ પ્રમાણે:-તેજોલેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ ઇશાનકલ્પની અપેક્ષાએ સાધિક બે સાગરોપમ છે, પદ્મલેશ્યાની ઉત્કૃષ્ટસ્થિતિ પાંચમા દેવલોકની અપેક્ષાએ ૧૦ સાગરોપમ છે. અને શુકલલેશ્યાની ઉ૦સ્થિતિ અનુત્તરની અપેક્ષાએ ૩૩ સાગરોપમ છે. એમાં સર્વત્ર (પૂર્વભવને પરભવ સંબંધિ) બે અન્તર્મુ૦ અધિક અધિક સ્થિતિ પણ જાણવી. ॥૨૩૧॥

**અવતરણ**:—આ ગાથામાં જ્ઞાન અને ચારિત્રગુણનો ગુણવિભાગ કહે છે—

**छावट्ठिउयहिनामा, साहिया मइसुओहि नाणाणं। ऊणा य पुव्वकोडी, मणसमइय छेयपरिहारे ॥२३२॥**

**ગાથાર્થ**:—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન એ ત્રણ જ્ઞાનનો ઉત્કૃષ્ટ સ્થિતિકાળ સાધિક ૬૬ સાગરોગમ છે, તથા મનઃપર્યવજ્ઞાન સામાયિક ચારિત્ર છેદોપસ્થાપન ચારિત્ર ને પરિહાર ચારિત્ર એ ચારનો ઉત્કૃષ્ટ સ્થિતિકાળ દેશોન પૂર્વક્રોડ વર્ષ પ્રમાણ છે. ॥૨૩૨॥

**ભાવાર્થ**:—મનુષ્યભવમાં સમ્યકત્વ પામવાથી મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન ઉપાર્જી કોઈક મનુષ્ય સર્વવિરતિ પાલન કરી અનુત્તરમાં ૩૩ સાગરોપમના આયુષ્યવાળો દેવ થઈ ત્યાંથી ચ્યવી એ ત્રણે જ્ઞાન સહિત મનુષ્યભવમાં આવી પૂર્વક્રોડ વર્ષ આયુષ્ય પૂર્ણ કરી પુનઃ અનુત્તરદેવમાં ૩૩ સાગર આયુષ્યે ઉત્પન્ન થઈ પુનઃ પૂર્વક્રોડ વર્ષાયુવાળા મનુષ્યભવમાં એ ત્રણે જ્ઞાન કાયમ રહીને ત્યારબાદ અવશ્ય [સમ્યકત્વના અભાવ આદિ કારણથી] મતિ અજ્ઞાનાદિ ભાવ પામે. એ ઉત્કૃષ્ટકાળ કહ્યો, ને જઘન્યકાળ તો મતિ-

૧ અથવા ૨૨ સાગરો૦ના આયુષ્યે ત્રણવાર અચ્યુત કલ્પમાં ઉત્પન્ન થાય તો મનુષ્યના ચાર ભવના ૪ પૂર્વક્રોડ વર્ષ અધિક ૬૬

मति आदि ज्ञान अने चारित्रोनी स्थिति

જ્ઞાન શ્રુતજ્ઞાનનો અન્તર્મુહૂર્ત્ત છે, ને અવધિજ્ઞાનનો ૧ સમય છે, તે આ પ્રમાણે-કોઈક વિભંગજ્ઞાની તિર્યંચ વા મનુષ્ય સમ્યક્ત્વ પ્રાપ્ત કરે, સમ્યક્ત્વના પ્રભાવથી તેનું તે વિભંગજ્ઞાન અવધિ સ્વરૂપને પ્રાપ્ત કરે છે. તે અવધિજ્ઞાન એક સમય માત્ર રહી અવધિ જ્ઞાનાવરણના ઉદયથી જ્યારે નષ્ટ થાય ત્યારે જઘન્યથી તેનો એક સમયકાળ પ્રાપ્ત થાય છે. અને સમ્યક્ત્વનો જઘન્યકાળ અન્તર્મું૦ પ્રવર્તે ત્યાં સુધી મતિ અજ્ઞાન ને શ્રુત અજ્ઞાન તે સમ્યક્ત્વ પ્રભાવે મતિજ્ઞાન શ્રુતજ્ઞાન રૂપે પરિણમવાથી એ બે જ્ઞાનનો જઘન્યકાળ અન્તર્મુહૂર્ત્ત છે. અહિં તાત્પર્ય એ કે સમ્યક્ત્વના પ્રભાવે અજ્ઞાન તે જ્ઞાન સ્વરૂપ બને છે, માટે એ ત્રણ જ્ઞાનનો કાળ સમ્યક્ત્વના કાળને આધીન છે. તથા મનઃપર્યવજ્ઞાન ચારિત્રીનેજ હોય, અને ચારિત્ર પૂર્વક્રોડ વર્ષના આયુષ્યવાળાને દેશોન નવ વર્ષની ઉમ્મરે પ્રાપ્ત થાય છે, અને એ જ્ઞાન પરભવમાં સાથે જતું નથી તેથી મનઃપર્યવનો કાળ દેશોન નવ વર્ષ ન્યૂન પૂર્વક્રોડ વર્ષ પ્રમાણ છે, તથા જઘન્યથી ૧ સમય કાળ તે અપ્રમત્તપણામાં ઉત્પન્ન થઈ ૧ સમય બાદ કાળ કરી દેવગતિમાં જતાં મનઃપર્યવનો અભાવ થાય છે તે કારણથી છે.

તથા સામાયિકચારિત્ર અને છેદોપસ્થાપનચારિત્ર પણ મનઃપર્યવવત્ દેશોન પૂર્વક્રોડ વર્ષ પ્રમાણ છે અને જઘન્ય ૧ સમયમાત્ર છે. તથા પરિહારવિશુદ્ધિના પરિણામ પણ ૧ સમય પ્રાપ્ત થઈ બીજે સમયે કાળ કરવાથી જઘન્ય ૧ સમયમાત્ર છે, ને ઉત્કૃષ્ટથી દેશોન ઓગણત્રીશ વર્ષ ન્યૂન પૂર્વક્રોડવર્ષ પ્રમાણ છે. કારણ કે પરિહારચારિત્ર જઘન્યથી પણ નવમા પૂર્વની ત્રીજી આચારવસ્તુ ભણ્યા બાદ થાય છે, તેથી કોઈક મનુષ્ય દેશોન ૯ વર્ષની ઉમ્મરે ચારિત્ર લઈ વીસ વર્ષનો ચારિત્રપર્યાય થતાં દ્રષ્ટિવાદની અનુજ્ઞા પામે, એટલા પર્યાય પહેલાં દ્રષ્ટિવાદની અનુજ્ઞાનો સિદ્ધાન્તમાં નિષેધ કરેલો છે. તે કારણથી દેશોન ૨૯ વર્ષની ઉમ્મરે દ્રષ્ટિવાદાન્તર્ગત

---

સાગરોપમ કાળ બીજી રીતે પણ થાય છે. ક્ષયોપશમ સમ્યક્ત્વનો કાળ જે રીતે ૬૬ સાગર સાધિક છે તેજ રીતે એ ત્રણ જ્ઞાનનો કાળ પણ ૬૬ સાગર સાધિક છે.

નવમા પૂર્વનો ત્રીજી આચારવસ્તુની અનુજ્ઞા પ્રાપ્ર કરી પૂર્વક્રોડ વર્ષાયુ પૂર્ણ કરે તે અપેક્ષાએ પરિહારનો ઉત્કૃષ્ટકાળ દેશોન ૨૯ વર્ષ ન્યૂન પૂર્વક્રોડવર્ષપ્રમાણ છે. અહિં પરિહારચારિત્રની ચર્યા જો કે ૧૮ માસના નિરન્તર કાળવાળી છે, તોપણ પરિહાર ચારિત્રના અવિચ્છિન્ન પરિણામ હોવાને લીધે એટલે કે પરિહાર ચારિત્રવાન જીવને તે ચારિત્રના પરિણામ દેશોન પૂર્વક્રોડ પર્યંત ટકવાને કારણે તેણે પોતાના જીવનપર્યંત તે ચારિત્રનું પાલન કર્યું ગણાય તેથી તેની ઉત્કૃષ્ટ સ્થિતિ દેશોન ૨૯ વર્ષ ન્યૂન પૂર્વક્રોડવર્ષ-પ્રમાણ થાય છે.

સૂક્ષ્મસંપરાયચારિત્ર સૂક્ષ્મસંપરાય નામના ૧૦મા ગુણસ્થાનરૂપ છે તેનો કાળ મરણની અપેક્ષાએ જઘન્યથી ૧ સમય છે, અને ઉત્કૃષ્ટકાળ તે ગુણ૦ના કાળની અપેક્ષાએ અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે. તદનંતર અવશ્ય ૧૧મા ઉપશાન્તમોહ ગુણસ્થાને જાય છે, અથવા પડે તો નવમા ગુણસ્થાને આવે છે, આ રીતે ચઢવા પડવાની અપેક્ષાએ અન્તર્મુ૦થી ન્યુનકાળ હોય નહિ.

યથાખ્યાતચારિત્ર ૧૧-૧૨-૧૩-૧૪મા ગુણસ્થાનરૂપ છે. ત્યાં ૧૧ મા ગુણસ્થાને ૧ સમય રહી કાળ કરી અનુત્તરદેવ થાય તો (ચોથું ગુણસ્થાન પામવાથી) ૧ સમય જઘન્યકાળ છે, અને દેશોન ૯ વર્ષે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી પૂર્વક્રોડ વર્ષનું આયુષ પૂર્ણ થતા સુધી કેવલીપણે વિચરે તો તે રીતે યથાખ્યાત ચારિત્રનો ઉત્કૃષ્ટકાળ ૧૩મા ગુણસ્થાનવત્ અથવા દેશવિરતિ ગુણસ્થાનવત્ દેશોન પૂર્વક્રોડવર્ષ પ્રમાણ છે.

કેવલજ્ઞાનનો સતતકાળ સાદિ અનન્ત છે, કારણ કે ૧૩મા ગુણસ્થાને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા બાદ સિદ્ધ અવસ્થામાં પણ અનન્તકાળ સુધી અપ્રતિપાતી છે, અહિં ગાથામાં કેવળજ્ઞાનનો સૂક્ષ્મસંપરાયચારિત્રનો ને યથાખ્યાત ચારિત્રનો કાળ કહ્યો નથી કેમકે એ ત્રણેનો કાળ પૂર્વે ગુણસ્થાનાદિ પ્રસંગે કહેવાઈ ગયો છે. ॥૨૩૨॥

**અવતરણઃ**—આ ગાથામાં વિભંગજ્ઞાન અને ચક્ષુ અચક્ષુદર્શનનો કાળ કહે છે—

**विब्भंगस्स भवठिइ चक्खुस्सुदहीण बे सहस्साइं । णाइं अपज्जवसिओ, सपज्जवसिओत्ति य अचक्खु ॥**



**વિભંગજ્ઞાન અને ચક્ષુ-આદિ દર્શનોનો કાળ**

**ગાથાર્થ—**વિભંગજ્ઞાનનો કાળ એ ભવસ્થિતિ જેટલો છે, ચક્ષુદર્શનનો કાળ બે હજાર સાગરોપમ, અને અચક્ષુદર્શનનો કાળ અનાદિ અપર્યવસિત તથા અનાદિ સપર્યવસિત [અભવ્યની અપેક્ષાએ અનાદિઅપ૦ ભવ્યાપેક્ષાએ અનાદિસપ૦] છે. ॥૨૩૩॥

**ભાવાર્થઃ—**પૂર્વે મતિજ્ઞાન આદિ જ્ઞાનનો કાળ કહીને હવે તેના પ્રતિપક્ષી ત્રણ અજ્ઞાનનો કાળ કહેવાય છે, તેમાં વિભંગજ્ઞાનનો કાળ એ ભવસ્થિતિ જેટલો છે, તે આ પ્રમાણે-પૂર્વક્રોડ વર્ષાયુવાળા મનુષ્ય વા તિર્યંચને કંઈક વ્યક્ત અવસ્થા થયા બાદ ગુણાભાસ વડે [ મિથ્યાત્વયુક્ત શુભ અધ્યવસાયવડે ] વિભંગજ્ઞાન ઉત્પન્ન થઈ કાળ કરી સાતમી પૃથ્વીમાં ઉત્કૃષ્ટ આયુષ્યે ઉત્પન્ન થઈ પૂર્ણ ભવપર્યન્ત વિભંગજ્ઞાન રહે છે, ત્યારબાદ ત્યાંથી કાળ કરતી વખતે વિભંગજ્ઞાન નષ્ટ થાય છે, જેથી દેશોન પૂર્વક્રોડ વર્ષાધિક ૩૩ સાગરોપમ જેટલો વિભંગનો કાળ છે. તથા મિથ્યાદૃષ્ટિને વિશુદ્ધિ વધતાં વિભંગજ્ઞાન જે સમયે ઉત્પન્ન થયું તેનાજ બીજા સમયે અધિક વિશુદ્ધિવડે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય તો તે વિભંગજ્ઞાન અવધિજ્ઞાનરૂપે પરિણમે છે, એ રીતે વિભંગજ્ઞાનનો જઘન્યકાળ ૧ સમય છે. ગાથામાં મતિશ્રુત અજ્ઞાનનો કાળ કહ્યો નથી તે અભવ્યની અપેક્ષાએ અનાદિ અનન્ત અને ભવ્યની અપેક્ષાએ અનાદિ સાન્ત તથા સાદિ સાન્ત છે. તેમાં સાદિ સાન્ત કાળ જઘન્યથી અન્તર્મુ૦ ને ઉત્કૃષ્ટ દેશોન અર્ધ પુદ્ગલપરાવર્ત તે સમ્યગ્દૃષ્ટિ જીવ સમ્યક્ત્વથી પતિત થઈ પુનઃ એટલા કાળે સમ્યક્ત્વ પામવાથી સમ્યક્ત્વના અન્તરકાળ તુલ્ય જાણવો. એ રીતે ૫ જ્ઞાન ૩ અજ્ઞાનનો જઘન્ય ઉત્કૃષ્ટકાળ કહ્યો.

તથા લબ્ધિરૂપ ચક્ષુદર્શનનો ઉત્કૃષ્ટકાળ બેહજાર (૨૦૦૦) સાગરોપમ છે. આ કાળ સિદ્ધાન્ત સાથે વિરોધવાળો છે, કારણકે સિદ્ધાન્તમાં ચતુરિન્દ્રિય પંચેન્દ્રિયપણાનો એકત્ર સતતકાળ ૧૦૦૦ સાગરોપમ કહ્યો છે એટલુંજ નહિં પરન્તુ આ ગ્રન્થકર્તાએ પૂર્વે પણ ચતુરિન્દ્રિયનો

સતતકાળ સંખ્યાતવર્ષ અને પંચેન્દ્રિયનો સાધિક હજાર સાગરો૦ કહ્યો છે, ને ચતુરિન્દ્રિય પંચેન્દ્રિયવિના અન્યને ચક્ષુલબ્ધિ નથી તો સાધિક ૨૦૦૦ સાગરોપમ ચક્ષુલબ્ધિનો કાળ કેમ સંભવે ? માટે સિદ્ધાન્તમાં કહેલો સાધિક ૧ હજાર સાગરોપમ કાળ યથાર્થ સંભવે છે [ એ પ્રમાણે આ ગ્રંથની વૃત્તિકર્તાએ વૃત્તિમાં સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે].

તથા અચક્ષુદર્શન લબ્ધિનો ઉત્કૃષ્ટ કાળ અભવ્યની અપેક્ષાએ અનાદિ અનન્ત ને ભવ્યની અપેક્ષાએ અનાદિસાન્ત છે, કારણકે ભવ્યજીવને કેવળજ્ઞાન કેવળદર્શનની પ્રાપ્તિ ભવિષ્યમાં થશે તે વખતે અચક્ષુલબ્ધિનો અન્ત થવાનો છે. અચક્ષુલબ્ધિને સાદિસાન્તપણું નથી, કારણ કે કેવળજ્ઞાન અપ્રતિપાતી છે, તેથી કેવળજ્ઞાનથી પતિત થઈને પુનઃ અચક્ષુલબ્ધિ ઉત્પન્ન થાય એમ બનતું નથી. अवधिदर्शन અને केवलदर्शनનો કાળ ગ્રંથકર્તાએ કહ્યો નથી. કારણ કે અવધિજ્ઞાનાદિના કાળ ઉપરથી સ્વયં વિચારી શકાય છે, ત્યાં અવધિદર્શનનો જઘન્યકાળ ૧ સમય, ને ઉત્કૃષ્ટ બે છાસઠ સાગરોપમ ( ૧૩૨ સાગરો૦ ) સાધિક છે, તે આ પ્રમાણે-કોઈક વિભંગજ્ઞાની તિર્યંચ વા મનુષ્ય સાતમી પૃથ્વીમાં ૩૩ સાગરોપમે ઉત્પન્ન થઇ ભવપર્યન્તે સમ્યક્ત્વ પામી ( અવધિજ્ઞાની થઈ ) પુનઃ સમ્યક્ત્વથી પતિત થઈ વિભંગજ્ઞાન પામી એજ વિભંગ સહિત પૂર્વક્રોડવર્ષાયુવાળા તિર્યંચમાં અવિગ્રહગતિએ ઉત્પન્ન થાય ત્યાં સ્વભવપર્યન્તે અપતિત વિભંગજ્ઞાન સહિત પુનઃ સાતમી પૃથ્વીમાં ૩૩ સાગરોપમ આયુષ્યે ઉત્પન્ન થાય, પુનઃ ભવપર્યન્તે સમ્યક્ત્વ પામી ( અવધિજ્ઞાની થઈ ) સમ્યક્ત્વથી પતિત થઈ એજ વિભંગ સહિત પૂર્વક્રોડવર્ષના આયુષ્યવાળા તિર્યંચમાં ઋજુગતિએ ઉત્પન્ન થાય, ત્યાં ભવપર્યન્ત વિભંગજ્ઞાની રહે તેથી બે પૂર્વક્રોડવર્ષ સાધિક ૧ છાસઠ સાગરોપમ તિર્યંચ–નરકગતિ મળીને થયા. ત્યાર બાદ એજ તિર્યંચ વિભંગસહિત મનુષ્યગતિમાં ( પૂર્વક્રોડ વર્ષાયુષ્યે ) ઉત્પન્ન થઇ સમ્યક્ત્વ સહિત અવધિજ્ઞાન પામીને અવધિજ્ઞાનના કહેલા કાળ પ્રમાણે બે વાર વિજયાદિમાં અથવા ત્રણ વાર અચ્યુતમાં ઉત્પન્ન થઇ બીજા છાસઠ સાગરોપમ પૂર્ણ કરે અને ત્યારબાદ તો એ જીવ મુક્તિપદ પામે. એ પ્રમાણે બે પૂર્વક્રોડવર્ષ અધિક ૧ છાસઠ સાગરોપમ વિભંગજ્ઞાનના કાળમાં અને બીજા

ત્રણ વા ચાર પૂર્વક્રોડવર્ષાધિક અવધિજ્ઞાનના કાળમાં અવધિદર્શન હોવાથી અવધિદર્શનનો કાળ ૫ વા ૬ પૂર્વક્રોડવર્ષાધિક એ છાસઠ સાગરોપમ છે.

અહિં વિભંગજ્ઞાનનો કાળ દેશોન ૩૩ સાગરોપમ જેટલો પૂર્વે કહ્યો છે તે સાતમી પૃથ્વીનો નારક ભવપર્યન્તે સમ્યક્ત્વ પામે ત્યારે જ બની શકે છે માટે ભવપર્યન્તે સમ્યક્ત્વની પ્રાપ્તિ અવશ્ય કહી છે. તેમજ અવધિદર્શનનો એ કાળ વિભંગ ને અવધિ બે મળીને કહ્યો છે તે સિદ્ધાન્તની અપેક્ષાએ છે, કારણ કે સિદ્ધાન્તમાં વિભંગજ્ઞાનીને અવધિદર્શન કહ્યું છે [કર્મગ્રંથમાં વિભંગજ્ઞાનીને અવધિદર્શનનો અભાવ કહ્યો છે]. તથા વિભંગજ્ઞાનીઓ તિર્યંચ મનુષ્યમાં ઋજુગતિએ જ ઉત્પન્ન થાય છે, પરન્તુ વક્રગતિએ ઉત્પન્ન થતા નથી તે કારણથી અહિં વિભંગજ્ઞાનીની તિર્યંચમાં વા મનુષ્યમાં ઉત્પત્તિ ઋજુગતિએ કહી છે. તથા કેટલાક આચાર્યો તો "અવધિદર્શનનો કાળ સામાન્યથી તિર્યંચાદિગતિમાં કોઈપણ હીનાધિક આયુષ્યે ભ્રમણ કરતાં પૂર્ણ કરે, પરન્તુ સાતમી પૃથ્વી, ઉત્કૃષ્ટ આયુષ્ય ઈત્યાદિ નિયમિત વક્તવ્યતાનું કંઈ પ્રયોજન નથી" એમ કહે છે. તથા કેવળદર્શનનો સાદિ અનન્તકાળ છે તે કેવળજ્ઞાનના સાદિ અનન્તકાળવત્ સમજવો સુગમ છે. ॥૨૩૩॥

**अवतरणः**—આ ગાથામાં ભવ્યત્વ આદિ ગુણોનો કાળ કહે છે—

**भव्वो अणाइसंतो, अणाइऽणंतो भवे अभव्वो य । सिध्धो य साइऽणंतो, असंखभागंगुलाहारो ॥२३४॥**

**गाथार्थः**—ભવ્યપણાનો કાળ અનાદિ સાન્ત છે, અને અભવ્યનો કાળ અનાદિ અનન્ત છે. સિદ્ધ સાદિ અનંત છે, આહારકનો કાળ અંગુલના અસંખ્યાતમાભાગવર્તી આકાશપ્રદેશતુલ્ય સમયો જેટલો છે, ( અનાહારી કાળ સાદિ અનન્ત છે ). ॥૨૩૪॥

**भावार्थः**—ભવ્યત્વ એ જીવનો અનાદિ પરિણામી મૂળ સ્વભાવ છે, અને તે સિદ્ધપણું પ્રાપ્ત કરવાની યોગ્યતારૂપ છે, તેથી

જ્યાંસુધી સિદ્ધત્વ પ્રાપ્ત થયું નથી ત્યાં સુધી અનાદિ ને સિદ્ધત્વ પ્રાપ્ત થયા બાદ ભવ્યત્વનો અન્ત થયો ગણાય તેથી અનાદિ સાન્ત કાળ છે. અહિં ભવ્ય પણાનો અન્ત થવાથી અભવ્યપણું ઉત્પન્ન થાય છે એમ નથી, કારણ કે અભવ્યપણું તો સિદ્ધત્વ ન પ્રાપ્ત થવાની યોગ્યતારૂપ છે તેથી તેવું અભવ્યત્વ સાક્ષાત્ સિદ્ધ થયેલા જીવને કેમ હોય ? માટે જીવને સિદ્ધ અવસ્થામાં નથી ભવ્યપણું કે નથી અભવ્યપણું, જેથી સિદ્ધપરમાત્મા નોભવ્ય નોઅભવ્ય કહેવાય છે.

તથા અભવ્યત્વ એ પણ જીવનો સિદ્ધત્વ પ્રાપ્ત નહિ થવાની યોગ્યતા રૂપ અનાદિ પરિણામ છે, અને તેને લીધે સિદ્ધપણું કદી પણ પ્રાપ્ત થવાનું નથી તેથી અનંત પણ છે, માટે અભવ્યનો કાળ અનાદિ અનન્ત છે. એ રીતે બે ભવ્યગુણનો કાળ કહ્યો.

તથા સિદ્ધપણાનો કાળ સાદિ અનન્ત છે, કારણ કે સંસારી ભવ્ય જીવ સિદ્ધ થાય તે વખતે સાદિ, અને સિદ્ધ થયા બાદ પુનઃ કોઈપણ કાળે સંસારી થવાનો નથી માટે અનન્ત.

તથા આહારીપણાનો કાળ અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ કાળ છે. તે આ પ્રમાણે—સંસારી જીવ વક્રગતિએ પરભવમાં જતો હોય તો એ ભવની વચ્ચે વધારેમાં વધારે ૩ સમય અનાહારી હોય, અથવા કેવલી સમુદ્ઘાત અવસ્થામાં ત્રીજે ચોથે પાંચમે સમયે અનાહારી હોય અથવા અયોગીપણામાં અન્તર્મું૦ અનાહારી હોય અને સિદ્ધ અવસ્થામાં સાદિ અનન્તકાળ અનાહારી હોય છે. એ સિવાયના કાળમાં સર્વદા આહારીજ હોય છે. માટે ૨૫૬ આવલિકા પ્રમાણ ક્ષુલ્લકભવ જેટલા જઘન્ય આયુષ્યવાળા તિર્યંચના વા મનુષ્યના ભવમાં જીવ પાંચ સમયની વક્રગતિએ ઉત્પન્ન થવા જાય તો માર્ગમાં ત્રણ સમય અનાહારી થઈને ઉત્પન્ન થાય, ને ત્યાં ઉત્પન્ન થઈ ત્રણ સમય ન્યૂન ક્ષુલ્લકભવ જેટલો જઘન્યકાળ આહારી રહીને પુનઃ અન્ય ભવમાં વક્રગતિએ ઉત્પન્ન થાય તો એ બે વક્રગતિની વચ્ચેનો આહારી પણાનો જઘન્યકાળ ત્રણ સમય ન્યુન ક્ષુલ્લકભવ પ્રમાણ છે. અને જીવ નિરન્તરપણે અવક્રગતિએ ઉપજે તો અસંખ્ય કાળચક્ર સુધી ઉપજે છે, તે કારણથી એટલો કાળ વક્રગતિના અભાવે સતત આહારીજ હોય છે.

અને એ અસંખ્ય કાળચક્રના સમયો અંગુલના અસંખ્યાતમા ભાગના આકાશપ્રદેશો જેટલાજ હોય છે તે કારણથી આહારીનો ઉત્કૃષ્ટ સતતકાળ ગ્રંથકર્તાએ અંગુલના અસંખ્યાતમા ભાગનો ક્ષેત્ર અપેક્ષાએ કહ્યો છે. ॥૨૩૪॥

**અવતરણઃ**— આ ગાથામાં કાયયોગ આદિ ગુણોનો જઘન્ય સતતકાળ કહે છે ( પૂર્વે કાયયોગાદિ જે જે ગુણોનો જઘન્યકાળ કહ્યો નથી તેનો તેનો જઘન્યકાળ અહિં કહે છે).

**काओगी नरनाणी, मिच्छं मिस्सा य चक्खुसण्णी य । आहारकसायी वि य, जहण्णमंतोमुहुत्तंतो ॥२३५॥**

**ગાથાર્થઃ**— કાયયોગી મનુષ્યગતિ જ્ઞાન મિથ્યાત્વ મિશ્ર ચક્ષુદર્શન સંજ્ઞી આહારી કષાયી એ સર્વ ગુણોનો ( વા ગુણીઓનો ) જઘન્યકાળ અન્તર્મુહૂર્ત છે ॥૨૩૬॥

**ભાવાર્થઃ**— કાયયોગનો ઉત્કૃષ્ટ સતત કાળ પૂર્વે અનન્તકાળ કહ્યો છે, અને જઘન્યકાળ અન્તર્મુહૂર્ત પ્રમાણ છે. કારણ કે ત્રસ જીવ જઘન્ય આયુષ્યે સ્થાવરમાં ઉપજી અન્તર્મુ૦ ( ક્ષુલ્લક ભવપ્રમાણ) જીવી ત્યાં કેવળ કાયયોગી થઈ પુનઃ ત્રસમાં ઉત્પન્ન થાય ત્યારે વચનયોગી પણ થાય તે અપેક્ષાએ જઘન્યકાળ અન્તર્મુહૂર્ત છે. અથવા કાયયોગનિરોધ વખતે કેવલી ભગવંત કેવળ કાયયોગી જ હોય છે માટે, અથવા ત્રણે યોગની લબ્ધિવાળો સંજ્ઞી પર્યાપ્ત જીવ ત્રણે યોગના ઉપયોગમાં અન્તર્મુ૦ અન્તર્મુહૂર્ત પરાવૃત્તિ કરે છે તે અપેક્ષાએ પણ કાયયોગનો જઘન્યકાળ અન્તર્મુહૂર્ત છે.

તથા નર એટલે પુરૂષવેદ વા મનુષ્યત્વ એ બન્નેનો પણ જઘન્યકાળ અન્તર્મુ૦ છે, ત્યાં પુરૂષવેદનો જઘન્યકાળ પૂર્વે સ્ત્રીવેદાદિના સતતકાળ પ્રસંગે કહ્યો છે, અને મનુષ્યપણાનો જઘન્યકાળ તો મનુષ્યના અન્તર્મુહૂર્ત આયુની અપેક્ષાએ છે. કારણ કે તિર્યંચગતિનો જીવ લબ્ધિઅપર્યાપ્ત મનુષ્યપણે ઉત્પન્ન થઈ અન્તર્મુ૦ ( ક્ષુલ્લકભવ ) માત્ર જીવી પુનઃ તિર્યંગમાં ઉત્પન્ન થાય તે અપે-

अन्तर्मुहूर्त्त कालवाला भावो

ક્ષાએ છે. અહિં દેવ વા નારક જઘન્ય આયુષ્યવાળા મનુષ્યમાં ઉપજે નહિં તેમજ જઘન્યાયુવાળો મનુષ્ય દેવ નારકમાં પણ ઉપજે નહિ તે અપેક્ષાએ અહિં તિર્યંચનાજ ગતિઆગતિ ગ્રહણ કરી છે.

તથા કોઈ જીવ અન્તર્મું૦ માત્ર સમ્યગ્દષ્ટિ થઈને તેટલો કાળ જ્ઞાનીપણે રહી પુનઃ મિથ્યાદષ્ટિ થાય તે અપેક્ષાએ જ્ઞાન વા જ્ઞાનીનો જઘન્યકાળ અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે. (ઉત્કૃષ્ટકાળ તો કેવલીની અપેક્ષાએ સાદિઅનન્તકાળ પૂર્વે કહ્યો છે).

તથા સમ્યગ્દષ્ટિ અન્તર્મુહૂર્ત્ત માત્ર મિથ્યાત્વ પામી પુનઃ સમ્યગ્દષ્ટિ થાય તે અપેક્ષાએ મિથ્યાત્વનો જઘન્યકાળ અન્તર્મું૦ છે. જઘન્યથી પણ મિથ્યાત્વે અન્તર્મું૦ સુધી અવશ્ય રહીનેજ ત્યારબાદ સમ્યક્ત્વ પામી શકે પરન્તુ તે પહેલાં નહિં. (અહિં મિથ્યાત્વનો ઉત્કૃષ્ટકાળ તો અનાદિઅનન્ત અભવ્યની અપેક્ષાએ પૂર્વે કહ્યો છે)

મિશ્રનો જઘન્ય અન્તર્મું૦કાળ છે એટલુંજ નહિં પરન્તુ ઉત્કૃષ્ટકાળ પણ અન્તર્મુહૂર્ત્ત છે.

ચક્ષુદર્શનનો જઘન્ય અન્તર્મું૦કાળ ચતુરિન્દ્રિયાદિના જઘન્ય આયુની અપેક્ષાએ છે.

સંજ્ઞીનો જ૦ અન્તર્મુહૂર્ત્ત કાળ ગર્ભજના જઘન્ય અન્તર્મું૦ આયુની અપેક્ષાએ છે. (અને ઉત્કૃષ્ટ કાળ તો પૂર્વે શતપૃથક્ત્વ સાગરોપમ કહ્યો છે).

આહારીનો જઘ૦કાળ અન્તર્મુહૂર્ત્ત છે તે આહારીના ઉત્કૃષ્ટકાળ કહેવાના પ્રસંગમાંજ ત્રણ સમય ન્યૂન ક્ષુલ્લકભવ પ્રમાણ કહ્યો છે. [ઉત્કૃષ્ટકાળ તો અંગુલના અસંખ્યાતમા ભાગના આકાશપ્રદેશ જેટલા સમયો તુલ્ય, એટલે અસંખ્ય કાળચક્ર પ્રમાણ પૂર્વે કહ્યો છે].

કષાયનો કાળ અભવ્યની અપેક્ષાએ અનાદિ અનંત, ભવ્યની અપેક્ષાએ અનાદિ સાન્ત અને સાદિ સાન્ત છે. એમાં સાદિ સાન્ત કાળ જઘન્યથી અન્તર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી દેશોન અર્ધ પુદ્ગલપરાવર્ત જેટલો અનન્તકાળ છે. ત્યાં ઉપશાન્તમોહ ગુણસ્થાને અકષાયી થઈ પુનઃ પતિત થઈને સકષાયી થાય અને ૬-૭ મે ગુણસ્થાને આવી અન્તર્મું૦માં પુનઃ ઉપશમશ્રેણિ પ્રારંભી

૧૧ મે જઈ અકષાયી થાય તો એ રીતે અન્તર્મુહૂર્તને અન્તરે બે વાર ઉપશમશ્રેણિવંતને કષાયનો જઘન્યકાળ અન્તર્મુહૂર્ત પ્રાપ્ત થાય છે, અને એકજ વાર ૧૧ મે અકષાયી થઈ શ્રેણિથી પડી પુનઃ દેશોન અર્ધ પુદ્ગલ પરાવર્ત સુધી ભવ ભ્રમણ કરીને તો અવશ્ય ઉપશમ વા ક્ષપક શ્રેણિ પ્રારંભે જ, જેથી એટલા અન્તરે પુનઃ શ્રેણિવંતને અકષાયીપણું પ્રાપ્ત થતાં કષાયનો ઉત્કૃષ્ટ કાળ દેશોન અર્ધ પુદ્ગલ પરાવર્ત થાય છે. એ રીતે આ ગાથામાં અન્તર્મુહૂર્ત પ્રમાણ જઘન્ય કાળવાળા ગુણોનો સંગ્રહ કર્યો છે. ॥૨૩૫॥

**અવતરણ**—પૂર્વગાથામાં જઘન્ય અન્તર્મુહૂર્ત કાળવાળા ગુણોનો સંગ્રહ કરીને હવે આ ગાથામાં એક સમયવાળા ગુણો કહે છે—

**मण वइ उरल विउव्विय आहारय कम्मजोग अणरित्थी । संजमविभाग विभंग, सासणे एगसमयंतु ॥**

**ગાથાર્થઃ**—મનયોગ-વચનયોગ-ઔદારિકયોગ-વૈક્રિયયોગ-આહારકયોગ-કાર્મણયોગ-અનર [નપુંસક]વેદ-સ્ત્રીવેદ-ચારિત્રના વિભાગ (૫ ચારિત્ર)-વિભંગજ્ઞાન અને સાસ્વાદન એ સર્વ ગુણો જઘન્યથી એકેક સમયના કાળવાળા છે. ॥૨૩૬॥

**ભાવાર્થઃ**—ગાથામાં જોગ પદ મણ આદિ દરેક પદોમાં જોડવું, જેથી મનયોગથી કાર્મણયોગ સુધીના ૬ યોગનો જઘન્યકાળ ૧ સમય છે તે આ પ્રમાણે—

કોઈ ગર્ભજ તિર્યંચ વા મનુષ્ય મનઃપર્યાપ્તિ વડે પર્યાપ્તપણું પામીને તરત બીજે સમયે મરણ પામે તો મનોયોગનો કાળ જઘન્યથી ૧ સમય હોય છે. એ પ્રમાણે કોઈ દ્વીન્દ્રિયાદિ જીવ ભાષાપર્યાપ્તિ પૂર્ણ કરીને તરત બીજે સમયે મરણ પામે તો વચનયોગનો જઘન્યકાળ ૧ સમય થાય છે, તથા ઔદારિક શરીરી જીવ વૈક્રિય રચીને પુનઃ ઔદારિકમાં પ્રવેશી એક સમય માત્ર રહી મરણ પામે તો ઔદારિકયોગનો જઘન્યકાળ ૧ સમય થાય છે. અથવા મરણ ન પામતાં કાર્મણયોગી વા વૈક્રિયયોગી થાય તોપણ

જઘન્યકાળ ૧ સમય થાય છે. વૈક્રિય રચના વિના તો ઔદારિકનો કાળ જઘન્યથી અન્તર્મુ૦જ હોય છે. તથા ઔદારિક શરીરી જીવ વૈક્રિય રચવાના પ્રારંભમાંજ એક સમયમાત્ર રચી બીજે સમયે મરણ પામે અથવા બીજો યોગ પામે તો વૈક્રિયયોગનો જઘન્યકાળ ૧સમય થાય છે, તથા આહારક લબ્ધિવાળા ચૌદ પૂર્વધરમુનિ આહારકશરીર યોગ્ય પુદ્ગલોને એક સમયમાત્ર ગ્રહણ કરીને બીજે સમયે મરણ પામે તો આહારકયોગનો જઘન્યકાળ ૧ સમય થાય છે. ગ્રંથકર્તાએ કહેલા એ આહારકના એક સમયની વ્યાખ્યા કેટલાક આચાર્ય એ પ્રમાણે કરે છે, તે અયોગ્ય સમજાય છે. કારણ કે સિદ્ધાન્તમાં આહારક શરીરનો જઘન્ય ને ઉત્કૃષ્ટકાળ અન્તર્મુહૂર્ત્ત કહ્યો છે. તે કારણથી આહારકશરીરી મુનિ કાર્યસિદ્ધિની પ્રાપ્તિના નિકટકાળમાં મનયોગથી વા વચનયોગથી ઉતરીને પુનઃ એક સમય આહારક કાયયોગમાં વર્તી ઔદારિકશરીરમાં પ્રવેશ કરે એવી કોઈ અપેક્ષાએ આહારકનો કાળ જઘન્યથી ૧ સમય ગ્રંથકર્તાએ કહ્યો હોય એમ સંભવે છે. તથા પરભવમાં વક્રગતિએ જીવ જાય ત્યારે ત્રણ સમયની દ્વિવક્રગતિમાં ૧ સમય અનાહારી વખતેજ ૧સમય કાર્મણકાયયોગ હોય છે, અને પૂર્વપશ્ચાત્‌ના બે સમયમાં જીવ પહેલા સમયે પૂર્વભવના આહારવાળો અને ત્રીજા સમયે પરભવના આહારવાળો હોય છે જેથી મધ્યવર્તી ૧સમયમાત્રજ કાર્મણયોગીને અનાહારી હોય છે. અહિં કાર્મણયોગનો હેતુ અનાહારજ છે, આહારી જીવને કદીપણ કાર્મણયોગ હોયજ નહિં. એ પ્રમાણે કાર્મણયોગનો જઘન્યકાળ ૧ સમય છે. એ પ્રમાણે કાયયોગના પ્રતિભેદોના જઘન્યકાળ કહ્યા, અહિં (સાત પ્રકારના કાયયોગમાંથી) ઔદારિકાદિ ત્રણ મિશ્રયોગના કાળ કેમ કહ્યા નથી? એ શંકાને અવકાશ નથી, કારણકે અહિં મિશ્રયોગને જુદો પાડ્યો નથી પરન્તુ સામાન્યથીજ તે તે શરીરસંબંધિ કાયયોગ કહ્યા છે, જેથી અહિં ત્રણે (ઔદારિકાદિ)યોગમાં મિશ્રયોગનોજ ૧ સમય તે કાયયોગનો જઘન્યકાળ છે.

તથા અનર=નપુંસકવેદ અને સ્ત્રીવેદનો જઘન્યકાળ ૧ સમય વેદનો ઉત્કૃષ્ટકાળ કહેવાના પ્રસંગમાંજ કહેવાયો છે તોપણ જઘન્ય કાળ કહેવાનું સ્થાન અહિંજ હોવાથી પુનઃ કહેવાય છે, તે આ પ્રમાણે–ઉપશાન્તમોહથી પતિત થયેલી સ્ત્રીએ જે સ્થાને સ્ત્રીવેદનો

ઉદયવિચ્છેદ કર્યો છે તે સ્થાને આવી એકજ સમય સ્ત્રીવેદનો અનુભવ કરી મરણ પામે તો તરત બીજેજ સમયે અનુત્તર દેવમાં જતાં પુરૂષવેદના ઉદયવાળી થાય છે માટે સ્ત્રીવેદનો જઘન્યકાળ ૧ સમય છે. તેવીજ રીતે નપુંસકવેદીએ ૧૧ માથી પતિત થઈ જે સ્થાને નપુંસકવેદનો ઉદયવિચ્છેદ કર્યો છે તે સ્થાને આવી નપુંસકવેદનો એકજ સમય અનુભવ કરી મરણ પામે તો બીજેજ સમયે અનુત્તર દેવમાં પુરૂષવેદનો ઉદય થાય છે, જેથી એ રીતે નપુંસકવેદનો જઘન્યકાળ ૧ સમય થાય છે. પુરૂષવેદનો જઘન્યકાળ તો અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ પૂર્વગાથામાંજ કહ્યો છે.

सामायिकचारित्रादि પાંચે પ્રકારનાં ચારિત્રનો જઘન્ય ૧ સમય કાળ ઉત્કૃષ્ટકાળ કહેવાના પ્રસંગેજ મરણની અપેક્ષાએ કહ્યો છે તે આ પ્રમાણે—સામાયિકચારિત્ર આદિ પાંચ ચારિત્રમાંનું કોઈપણ ચારિત્ર ૧ સમયમાત્ર સ્પર્શીને બીજેજ સમયે મરણ પામે તો અવિ-રતિભાવ પામવાથી ચારિત્રનો જઘન્યકાળ ૧ સમય થાય છે.

विभंगज्ञानનો જઘન્યકાળ ૧ સમય ઉત્કૃષ્ટકાળના પ્રસંગેજ વ્યાખ્યામાં કહ્યો છે તે આ પ્રમાણે—કોઈ મિથ્યાદૃષ્ટિ સંજ્ઞી તિર્યંચ વા મનુષ્ય તથા પ્રકારની વિશુદ્ધિ પામી વિભંગજ્ઞાન પ્રાપ્ત કરી બીજેજ સમયે અતિવિશુદ્ધિ પામતાં સમ્યક્ત્વ પ્રાપ્ત કરે તો તેજ વિભંગજ્ઞાન અવધિજ્ઞાનરૂપે થાય છે માટે એ રીતે વિભંગનો જઘન્યકાળ ૧ સમય છે.

सास्वादनसम्यक्त्वનો ૧ સમય જઘન્યકાળ (ને ૬ આવલિકા ઉત્કૃષ્ટકાળ) તો પ્રસિદ્ધજ છે. એ પ્રમાણે જ્ઞાનાદિ ગુણોનો કાળ એક જીવઆશ્રયિ કહ્યો. ॥૨૩૬॥

**અવતરણઃ**—પૂર્વ ગાથામાં જ્ઞાનાદિ ગુણોનો સ્થિતિકાળ (ગુણવિભાગકાળ) એકેક જીવઆશ્રયી કહીને હવે આ ગાથામાં અનેક જીવઆશ્રયી ગુણવિભાગકાળ કહેવાનો પ્રસંગ છે, ત્યાં પ્રથમ ચારિત્રવિભાગમાં છેદોપસ્થાપન અને પરિહારવિશુદ્ધિ એ બે ચારિત્રનો અનેક જીવઆશ્રયી જઘન્યકાળ કહે છે—



માત્ર સમય સ્થિતિ-વાળા ભાવો

**अड्ढाइज्जा य सया, वीसपुहुत्तं च होइ वासाणं। छेय परिहारगाणं, जहन्नकालाणुसारो उ ॥२३७॥**

**ગાથાર્થઃ**—છેદોપસ્થાપન ચારિત્રીઓ અનેક જીવની અપેક્ષાએ નિરંતર અઢીસો વર્ષ છે, અને પરિહારવિશુદ્ધિ વીશ પૃથક્ત્વ વર્ષ છે, એ જઘન્યકાળનું અનુસરણ જાણવું, એટલે કે એ બે ચારિત્રની ઓછામાં ઓછી નિરંતર એટલો કાળ પ્રવૃત્તિ હોય છે.

**ભાવાર્થઃ**—અનેક જીવો આશ્રયી નિરન્તર છેદોપસ્થાપનચારિત્ર જઘન્યથી અઢીસો વર્ષ સુધી વિદ્યમાન હોય, આ નિરન્તરકાળ ઉત્સર્પિણીના ત્રીજા આરાનાં ૮૯ પખવાડીઆં વીત્યા બાદ પ્રથમ તીર્થંકરની ઉત્પત્તિ થાય ત્યારથી પ્રારંભીને અઢીસો વર્ષ સુધી છેદોપ૰ની સતત પ્રવૃત્તિ એજ પ્રભુના તીર્થમાં હોય છે, ત્યાર પછીના બીજા ૨૨ પ્રભુની શાસનમાં તો છેદોપસ્થાપન ચારિત્રનોજ અભાવ છે.

પરિહારવિશુદ્ધિચારિત્રીઓનો જઘન્ય કાળાનુસાર (જઘન્ય સતતકાળ) વીશ પૃથક્ત્વ વર્ષ છે, તે આ પ્રમાણેઃ—૧૦૦ વર્ષના આયુષ્યવાળા ૯ સાધુઓનો ગણુ × ૨૯ વર્ષ ગયા બાદ અવસર્પિણીના છેલ્લા તીર્થંકર પાસે પરિહારચારિત્ર અંગીકાર કરી ૭૧ વર્ષ સુધી નિરન્તર પરિપાલન કરે, ત્યારબાદ એ નવના આયુષ્યને અન્તે બીજા ૧૦૦ વર્ષના આયુષ્યવાળા ૯ સાધુ ૨૯ વર્ષની વયે પરિહારચારિત્ર એજ ૯ સાધુઓ પાસે અંગીકાર કરે અને ૭૧ વર્ષ સુધી પરિપાલન કરે તો એ રીતે ૧૪૨ વર્ષ સુધી પરિહારચારિત્રનો જઘન્ય નિરન્તરકાળ અનેકની અપેક્ષાએ ગણાય. અહિં પહેલા નવના ગણુ પાસે બીજા નવના ગણે પરિહાર અંગીકાર કર્યા બાદ બીજા ગણુના આયુષ્યને અન્તે ત્રીજો ગણુ પરિહારચારિત્ર અંગીકાર કરે નહિં, કેમકે એ ચારિત્ર તીર્થંકર પાસે અથવા તો

---

× દેશોન ૯ વર્ષની વયે ચારિત્ર પામીને ત્યારબાદ આચારાંગ આદિ અધ્યયનપૂર્વક ૨૦ વર્ષ જેટલો ચારિત્રપર્યાય થાય ત્યારેજ દૃષ્ટિવાદની અનુજ્ઞા પ્રાપ્ત થાય છે, અને પરિહારચારિત્ર દૃષ્ટિવાદના જઘન્યથી પણ ૯મા પૂર્વની ત્રીજી વસ્તુ સુધીના જ્ઞાનવાળાનેજ પ્રાપ્ત થાય છે માટે ૨૯ વર્ષ વીત્યાબાદ એ ચારિત્રની પ્રાપ્તિ કહી છે.

તીર્થંકર પાસે અંગીકાર કરેલ પરિહારી ગણ પાસે અંગીકાર થાય છે, તે સિવાય અન્ય કોઈની પાસે અંગીકાર થાય નહિં. પુનઃ બે વર્ષ અધિક ૭ વીસ વર્ષ જેટલો કાળ થવાથી એ કાળને વિંશતિપૃથક્ત્વ કાળ કહ્યો છે. [અહિં એક ગણનો પરિહારકાળ ૭૧ વર્ષ જઘન્ય છે પરન્તુ અનેક જીવની અપેક્ષાએ વિચાર ચાલતો હોવાથી જઘન્યથી બે ગણનો કાળ ગણ્યો છે. એક ગણનો ૭૧વર્ષ કાળ તે એકજીવની અપેક્ષાએ પણ વિચારાય છે. ॥૨૩૭॥

**અવતરણઃ**—પૂર્વગાથામાં છેદોપસ્થાપનનો અને પરિહારનો અનેકજીવાશ્રિત જઘ૦કાળ કહીને હવે આ ગાથામાં એજ બે ચારિત્રનો અનેકજીવાશ્રિત ઉત્કૃષ્ટકાળ કહેવાય છે—

**कोडिसयसहस्साइं, पन्नासं हुंति उयहिनामाणं। दो पुव्वकोडिऊणा, नाणाजीवेहि उक्कोसं ॥२३८॥**

**ગાથાર્થ**—અનેક જીવઆશ્રયી છેદોપસ્થાપન ચારિત્રનો ઉત્કૃષ્ટ સતતકાળ પચાસલાખ ક્રોડ [૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦] સાગરોપમ નો છે અને પરિહારચારિત્રનો ઉત્કૃષ્ટકાળ દેશોન બે પૂર્વક્રોડવર્ષ પ્રમાણ છે. ॥૨૩૮॥

**ભાવાર્થઃ**—અવસર્પિણી કાળના ત્રીજા આરામાં પ્રથમ તીર્થંકરનું તીર્થ પ્રવર્તે ત્યારથી પ્રારંભીને એ તીર્થ ચાલુ રહે ત્યાં સુધીમાં ૫૦ લાખ ક્રોડ સાગરોપમ પર્યન્ત છેદોપસ્થાપન ચારિત્ર વિદ્યમાન હોય છે, ત્યાર બાદ બીજા તીર્થંકરથી ૨૩ મા તીર્થંકર સુધીનાં ૨૨ તીર્થોમાં છેદોપસ્થાપન ચારિત્રનોજ અભાવ છે માટે અનેક જીવઆશ્રયી છેદોપસ્થાપનનો ઉત્કૃષ્ટ સતતકાળ પ્રથમ તીર્થંકરના તીર્થકાળ જેટલો કહ્યો છે.

પરિહારવિશુદ્ધિનો અનેક જીવાશ્રિત ઉત્કૃષ્ટ સતતકાળ દેશોન બે પૂર્વક્રોડ વર્ષ જેટલો છે, તે આ પ્રમાણેઃ—અવસર્પિણી કાળના પ્રથમ તીર્થંકર પાસે પૂર્વક્રોડ વર્ષાયુવાળો ૯ સાધુનો ગણ ૨૯ વર્ષની ઉમ્મરે પરિહારચારિત્ર ગ્રહણ કરીને એ ૯ ના આયુષ્યને

અન્તે પૂર્વક્રોડ વર્ષાયુવાળો ૯ સાધુનો બીજો ગણ એજ ગણની પાસે ૨૯ વર્ષની વયે પરિહારચારિત્ર અંગીકાર કરી આયુ પર્યન્ત પરિપાલન કરે. ત્યાર બાદ ત્રીજો ગણ પરિહારચારિત્ર અંગીકાર કરેજ નહિં, કારણ કે તીર્થંકર પાસે અથવા તો તીર્થંકર પાસે ગ્રહણ કરેલ પરિહારચારિત્રી પાસેજ એ પરિહારચારિત્ર ગ્રહણ થઈ શકે છે, પરન્તુ એથી વધુ પરંપરાએ પરિહારચારિત્ર પ્રાપ્ત થતું નથી માટે એ બે ગણના પરિહારનો કાળ સંકલિત કરતાં ૫૮ વર્ષ ન્યૂન બે પૂર્વક્રોડ વર્ષ જેટલો થાય છે. એ બે ચારિત્ર ભરત ઐરવત ક્ષેત્રમાં પહેલા છેલ્લા તીર્થંકરના તીર્થમાંજ હોય છે, મહાવિદેહમાં હોય નહિં, જેથી એ બેનો સતતકાળ સામાયિક ચારિત્રવત્ અનાદિ અનન્ત નથી. સૂક્ષ્મસંપરાય ચારિત્ર અનેક જીવોની અપેક્ષાએ પણ જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્ત્ત સુધી હોય છે, કારણ કે સમગ્ર શ્રેણિકાળ પણ અન્તર્મુ૦થી અધિક નથી તો સૂ૦સંપરાયનો કાળ અધિક કયાંથી હોય? તથા યથાખ્યાતચારિત્ર મહાવિદેહમાં નિરન્તર હોવાથી તેનો અનાદિ અનન્તકાળ છે. ગાથામાં સામાયિક સૂ૦સંપરાયને યથાખ્યાતનો કાળ ગ્રંથકર્તાએ કહ્યો નથી તે અહિં અર્થમાં કહ્યા પ્રમાણે સ્વતઃ વિચારી લેવો. ॥૨૩૮॥

**અવતરણઃ**—યોગ વિભાગોનો એકજીવાશ્રિત ઉત્કૃષ્ટ જઘન્યકાળ પૂર્વે કહ્યો છે તેથી હવે અહિં અનેકજીવાશ્રિત જઘન્ય ઉત્કૃષ્ટ કાળ કહેવાય છે—

**पल्लासंखियभागो, वेउव्वियमिस्सगाण अणुसारो। भिन्नमुहुत्तं आहारमिस्स सेसाण सव्वद्धं ॥२३९॥**

**ગાથાર્થ:**—વૈક્રિયમિશ્રયોગીઓનો નિરન્તર ઉત્કૃષ્ટકાળ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે, આહારકમિશ્રયોગીઓનો અન્તર્મુહૂર્ત્ત અને શેષ સર્વ યોગીઓનો ઉત્કૃષ્ટ સતતકાળ સર્વકાળ (અનાદિઅનન્ત) છે. ॥૨૩૯॥

**ભાવાર્થઃ**—દેવ નારકોનો મૂળ શરીર સંબંધિ વૈક્રિયયોગ ઉત્પન્ન થતી વખતે કાર્મણ સાથે મિશ્ર હોય છે, માટે તેવા કાર્મણવડે

મિશ્ર વૈક્રિયમિશ્રયોગનો [અર્થાત્ દેવ નારકના વૈક્રિયમિશ્રયોગનો] ઉત્કૃષ્ટ સતતકાળ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો છે. કહેવાનું તાત્પર્ય એ છે કે-દેવ અને નારકો સમુદાયપણે વિચારીએ તો પલ્યોપમના અસંખ્યાતમા ભાગ સુધી પ્રતિસમય નિરન્તર ઉત્પન્ન થાય છે, ત્યારબાદ દેવનારકોત્પત્તિનો અવશ્ય વિરહકાળ હોય છે, માટે વૈક્રિયમિશ્રયોગીઓનો એ કાળ દેવનારકની અપેક્ષાએ જાણવો, અને તિર્યંચ મનુષ્યોનો જે વૈક્રિયમિશ્રયોગ ઉત્તરવૈક્રિયની રચનાના પ્રારંભમાં ને પર્યન્તે કહ્યો છે તે વૈક્રિયમિશ્રયોગ પણ સાથે ગણીયે તો અનાદિ અનન્તકાળ સુધી નિત્ય પ્રાપ્ત થાય છે, કેમકે ચારે ગતિના સમુદિત વૈં૦મિશ્રનો નિરન્તરકાળ સર્વદા છે, કારણ કે વાયુકાયાદિ તિર્યંચોની વૈક્રિય રચના લોકમાં પ્રતિસમય અનેક જીવની અપેક્ષાએ પ્રાપ્ત થાય છે.

આહારકમિશ્રનો ઉત્કૃષ્ટ નિરન્તરકાળ અન્તર્મુહૂર્ત્ત જ છે, તે આ પ્રમાણે:—૧૫ કર્મભૂમિમાં આહારક શરીરની લબ્ધિવાળા મુનિઓ અન્તર્મુહૂર્ત્ત સુધી આહારકમિશ્ર કાયયોગમાં નિરન્તર વર્તતા હોય છે, તે અન્તર્મુહૂર્ત્ત બાદ આહારક કાયયોગમાં વર્તતા હોય છે અથવા તો આહારક શરીરના વિરહકાળ-અન્તરકાળમાં વર્ત્તતા હોય છે. આ આહારકમિશ્રયોગ ઔદારિક શરીર સાથે મિશ્ર હોય છે, એ રીતે બે મિશ્રયોગનો કાળ કહ્યો.

ઉપર કહેલા બે મિશ્રયોગ અને ત્રીજો આહારકયોગ એ ત્રણ યોગ સિવાયના શેષ સત્યાદિ ૪ મનયોગ, ૪ વચનયોય, ઔદારિકયોગ, ઔદારિકમિશ્રયોગ વૈક્રિયયોગ ને કાર્મણયોગ એ સર્વે (બાર) યોગ અનેક જીવની અપેક્ષાએ સર્વકાળ સુધી (અનાદિ અનન્ત) હોય છે, કારણ કે દ્વીન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના જીવોમાં યથાસંભવ સત્યાદિ વચનયોગ અનેક જીવની અપેક્ષાએ સર્વકાળ હોય છે, કોઈપણ સમય એવો નથી કે જે સમયે લોકમાં સત્યવચનયોગ આદિ વચનયોગોમાંનો કોઇપણ વચનયોગ ન હોય, અર્થાત્ ત્રણે કાળમાં પ્રતિસમય ચારે વચનયોગ હોયજ, એ રીતે ચારે મનયોગ પણ અસંખ્ય સંજ્ઞીજીવોની અપેક્ષાએ નિરન્તર ત્રણે કાળ હોય, ત્રણે કાળમાં કોઈપણ સમયે તિર્યંચ મનુષ્યનાં સમુદિત ઔદારિક શરીર ને ઔદારિકમિશ્ર શરીરે અસંખ્ય લોકાકાશના

આકાશપ્રદેશ જેટલાં અસંખ્ય હોય છે. તેથી એ બે યોગ પણ ત્રણે કાળ વિદ્યમાન છે. તથા નારકને દેવોનાં સમુદિત વૈક્રિય શરીરો ઘનલોકની અસંખ્ય શ્રેણીઓના અસંખ્ય આકાશ પ્રદેશ જેટલાં કોઈ પણ સમયે વિદ્યમાન હોય છે, તેથી વૈક્રિયયોગ ને વૈક્રિયમિશ્રયોગ પણ ત્રણે કાળમાં પ્રતિ સમય વર્તતા હોય છે, અને કાર્મણ શરીરો તો દરેક જીવને હોવાથી અને તેઓ પ્રતિસમય અનંત લોકાકાશના આકાશપ્રદેશ જેટલાં અનન્ત વિદ્યમાન હોવાથી અને તેમાંનો એક અસંખ્યાતમો ભાગ તો વક્રગતિમાં નિરંતર વર્તતો હોવાથી કાર્મણ યોગી અનન્ત સંખ્યામાં પ્રતિ સમય વર્તતા હોય છે.

પ્રશ્નઃ—ઔદારિકાદિ યોગ જો સર્વકાળ વર્તે છે તો આહારકયોગ સર્વકાળ કેમ નહિ ?

ઉત્તરઃ—આહારક શરીરનો ૬ માસ સુધી વિરહકાળ હોય છે, કારણકે આહારક શરીર રચવાની લબ્ધિવાળા મુનિઓ ઘણા અલ્પ સંખ્યાત છે, અને તેમાંથી પણ આહારક શરીરને રચતા ને રચેલા મુનિઓ બન્ને મળીને હજાર પૃથક્ત્વ જ હોય છે. સિદ્ધાન્તમાં કહ્યું છે કે—

**आहारगाइं लोए, छम्मासं जा न हुंतिवि कयाइ । उक्कोसेणं नियमा, एक्कं समयं जहन्नेणं ॥१॥**

અર્થ—આહારક શરીર લોકમાં કોઈ વખત ઉત્કૃષ્ટથી છ માસ સુધી પણ ન હોય, અને જઘન્યથી ૧ સમય ન હોય [અર્થાત્ લોકમાં આહારક શરીરનો વિરહ-અભાવ જઘન્યથી ૧ સમયને ઉત્કૃષ્ટથી ૬ માસ સુધી હોય છે. જેથી એટલો કાળ લોક આહારક શરીર રહિત હોય છે]. ॥૧॥

**हुंताइं जहन्नेणं, एक्कं दो तिन्नि पंच व हवंति । उक्कोसेणं जुगवं, पुहुत्तमेगं सहस्साणं ॥२॥**

અર્થઃ—જ્યારે આહારકશરીર લોકમાં હોય છે ત્યારે જઘન્યથી સમકાળે એક બે ત્રણ અથવા પાંચ હોય છે, અને સમકાળે

ઉત્કૃષ્ટથી એક હજાર પૃથક્ત્વ હોય છે ॥૨॥

એ પ્રમાણે આહારક શરીરનો વિરહકાળ હોવાથી આહારક શરીર સર્વકાળ નથી. ॥૨૩૯॥

**અવતરણ**:—"સંતપયપરૂવણયા" ઇત્યાદિ ૯ અનુયોગમાં પાંચમો કાળ અનુયોગ ભવસ્થિતિ કાયસ્થિતિ અને ગુણવિભાગસ્થિતિ એ ત્રણ પ્રકારે કહેવાનો પ્રારંભ કર્યો હતો તે જીવ સમાસમાં (જીવભેદોમાં) કહેવાયો તે સંબંધિ ઉપસંહાર અને હવે અજીવ-સમાસમાં કહેવાનો છે તે સંબંધિ સૂચના આ ગાથામાં કરે છે.—

**एत्थ य जीवसमासे, अणुमज्जिय सुहुमनिउणमइकुसला। सुहुमं कालविभागं, विभएज्ज सुयम्मि उवउत्तो।**

**ગાથાર્થ**:—પૂર્વે કહેલા જીવસમાસમાં અતિસૂક્ષ્મ અને નિપુણ મતિવાળા કુશળ પંડિતોએ શ્રુતના ઉપયોગ સહિત વિચારી વિચારીને એ કહેલા જીવસમાસમાં પણ સૂક્ષ્મ કાળવિભાગ વહેંચવો-પ્રરૂપવો. [અર્થાત્ બીજા પ્રતિભેદોમાં પણ ત્રણે પ્રકારનો કાળ કહેવો]. ॥૨૪૦॥

**ભાવાર્થ**:—૧૪ ગુણસ્થાન રૂપ ૧૪ જીવસમાસમાં અને ૧૪ જીવભેદ રૂપ ૧૪ જીવસમાસમાં संतपयपरूवणया ઇત્યાદિ ૯ અનુયોગ કહેવાના ચાલુ અધિકારમાં કાળ નામનો પાંચમો અનુયોગ સમાપ્ત થયો, અહિં ગ્રંથકર્તા કહે છે કે—આ કાળાનુયોગ જો કે ગુણસ્થાનોમાં જીવસ્થાનોમાં અને કેટલીક માર્ગણાઓમાં પણ સ્થુલથી કહ્યો છે તોપણ સૂક્ષ્મબુદ્ધિ વાળા નિપુણ પંડિતોએ એથી પણ વધુ ભેદાનુભેદોમાં આગમના ઉપયોગથી વિચારી વિચારીને કાળાનુયોગ સૂક્ષ્મપણે કહેવો. કોઇપણ અનુયોગ વિશેષ વિશેષ ભેદાનુ ભેદોમાં કહેવાતો જાય તેમ તેમ તે અનુયોગ વધારે સૂક્ષ્મ બને છે, જેમ સામાન્યથી એકેન્દ્રિયમાં ત્રણે કાળાનું યોગ કહેવા તે સ્થૂલ, પાંચ છ સ્થાવરમાં કહેવા તે સૂક્ષ્મ, પર્યાપ્ત અપર્યાપ્ત સહિત ૧૨ ભેદમાં કહેવા તે સૂક્ષ્મતર, સૂક્ષ્મબાદર ભેદથી ૨૨

એકેન્દ્રિયમાં કહેવા તે એથી પણ વધારે સૂક્ષ્મ એ પ્રમાણે જેમ જેમ ભેદાનુભેદ વધારીએ, તેમજ જીવોના ક્ષેત્રાદિકાળ કહેવા ઇત્યાદિ અનેક રીતે કાળાનુયોગની સૂક્ષ્મ સૂક્ષ્મતર પ્રરૂપણા વિચારી વિચારીને કરવા યોગ્ય છે. જેમાંની કેટલીક પ્રરૂપણાઓતો શાસ્ત્રમાંથી સાક્ષાત્ પણ મળી આવે, અને કેટલીક પ્રરૂપણાઓ શાસ્ત્રમાં દર્શાવેલી રીતિ પ્રમાણે કરવાની હોય છે. ॥इति जीवसमासेषु भवस्थिति-कायस्थिति-गुणत्रिभागस्थितिरूपत्रिप्रकारेण कालानुयोगः समाप्तः ॥२४०॥

अवतरणः—પૂર્વે જીવસમાસમાં કાળાનુયોગ કહીને હવે અજીવસમાસમાં કાળાનુયોગ ( સ્થિતિકાળ રૂપકાળાનુયોગ ) કહેવાય છે—

**तिन्नि अणाइ अणंता, तीयद्धा खलु अणाइया संता । साइ अणंता एसा, समओ पुण वट्टमाणद्धा ॥**

**गथार्थः**—ધર્માસ્તિકાયાદિ ત્રણ દ્રવ્યો અનાદિ અનન્ત છે, કાળ દ્રવ્યમાં અતીત ( ભૂત ) અદ્ધા નિશ્ચય અનાદિ સાન્ત છે, ઐષ્યત્ અદ્ધા ( ભવિષ્યકાળ ) સાદિ અનન્ત છે, ને વર્તમાન અદ્ધા તો કેવળ ૧ સમય માત્ર છે. ( એ ચાર અજીવનો કાળ કહ્યો ) ॥૨૪૧॥

**भावार्थः**—ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આકાશાસ્તિકાય કાળ અને પુદ્ગલાસ્તિકાય એ પાંચ અજીવ દ્રવ્યોમાં ધર્મા૦ અધર્મા૦ને આકાશાસ્તિકાય એ ત્રણ દ્રવ્ય અનાદિ અનન્ત છે, કારણ કે ધર્માસ્તિકાય દ્રવ્ય અનાદિકાળથી સ્વયંસિદ્ધ છે ને ભવિષ્યમાં અનન્ત-કાળ સુધી એકજ સ્થિતિમાં રહેવાનું છે, તેવી રીતે અધર્મા૦ને આકાશદ્રવ્ય પણ અકૃત્રિમ મૂળ દ્રવ્ય હોવાથી અનાદિ અનન્ત છે.

કાળદ્રવ્ય ત્રણ પ્રકારનું છે, અતીતકાળ ભવિષ્યકાળ ને વર્તમાનકાળ. તેમાં અતિતકાળ ( ભૂતકાળ ) અનાદિથી છે, પરન્તુ વિવક્ષા સમયે વર્તમાનકાળ વર્તતો હોવાથી તેનો અન્ત છે, માટે અનાદિ સાન્ત છે, અને एसा=ઐષ્યત્કાળ તો વિવક્ષા સમયરૂપ વર્તમાન સમય પછીનો છે તેથી વિવક્ષા સમયથી અનન્તર સમયથી આદિ અને ભાવીમાં તે કાળનો કદીપણ અન્ત નથી માટે અનન્ત હોવાથી ભવિષ્યકાળ સાદિ અનન્ત છે, અને વર્તમાનકાળતો જે સમયે પ્રજ્ઞાપક પ્રરૂપણા કરે છે તે જ પ્રરૂપણાનો સમય

છે, એમાં પ્રરૂપણા જો કે અસંખ્યસમયાત્મક છે તોપણ વિવક્ષિત વિદ્યમાન સમયને જ વર્તમાનકાળ ગણવો, કારણ કે કોઈ પણ વખતે કાળનો વિચાર કરીએ તો વિદ્યમાન કાળ વર્તમાનનો એકજ સમય છે, તે પહેલાંના અનન્ત સમયો તો વ્યતીત થઈ ગયેલા હોવાથી વિવક્ષા સમયે વિદ્યમાન નથી, તેમજ ભવિષ્યકાળના અનન્ત સમયો પણ હજી ઉત્પન્ન થયા નથી તેથી વિવક્ષા સમયે તેઓ વિદ્યમાન નથી, જેથી વિદ્યમાનસમય તો એક વર્તમાન સમય જ છે, માટે વર્તમાન કાળ એક સમય છે. ॥૨૪૧॥

**अवतरणः**—આ ગાથામાં પુદ્ગલ અજીવનો સ્થિતિકાળ કહેવાય છે—

**कालो परमाणुस्स य, दुपएसाईणमेव खंधाणं । समओ जहन्नमियरो, उस्सप्पिणिओ असंखेज्जा ॥**

**गाथार्थः**—પરમાણુ પુદ્ગલનો તથા દ્વિપ્રદેશાદિ સ્કંધ પુદ્ગલનો કાળ જઘન્યથી સમય ને ઉત્કૃષ્ટથી અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી જાણવો ॥૨૪૨॥

**भावार्थः**—પરમાણુ પરમાણુપણે છૂટો રહે તો જઘન્યથી ૧ સમય છુટો-એકલો રહી બીજે સમયે બીજા એકાદિ પરમાણુ સાથે જોડાઈને સ્કંધપણે પરિણમે છે. અને ઉત્કૃષ્ટથી અસંખ્ય કાળચક્ર સુધી છુટો રહ્યા બાદ તો અવશ્ય બીજા પરમાણુ વા સ્કંધ સાથે જોડાઈને સ્કધપણે પરિણમે છે, અને સ્કંધપણે પરિણમતાં એજ પરમાણુ "પ્રદેશ" એવા નામથી ઓળખાય છે. એ પ્રમાણે જેમ એક પરમાણુનો જઘન્ય ઉત્કૃષ્ટ કાળ કહ્યો તે પ્રમાણે બે પરમાણુ જોડાઈને બનેલા દ્વિપ્રદેશી સ્કંધનો તથા ત્રણ પરમાણુ જોડાઈને બનેલા ત્રિ પ્રદેશી સ્કંધનો યાવત્ સંખ્યાતપ્રદેશી સ્કંધનો અસંખ્યપ્રદેશી સ્કંધનો ને દરેક અનન્ત પ્રદેશી સ્કંધનો જઘન્ય ને ઉત્કૃષ્ટ કાળ પરમાણુવત્ ૧ સમય તથા અસંખ્ય કાળચક્ર પ્રમાણ છે. ॥इत्यजीवसमासे स्थितिकालः ॥ समाप्तं च जीवाजीवसमासयोः पंचमः कालानुयोगः ॥२४२॥

## ॥६॥ अथ जीवाजीवसमासयोः अन्तरानुयोगः ॥

**अवतरणः**—संतपयपरूवणया ઇत्यादि ગાથામાં કહેલા ૯ અનુયોગમાં જીવાજીવ સમાસમાં પાંચ અનુયોગ કહીને अन्तर અનુયોગ કહેવાના પ્રસંગમાં અન્તર એટલે શું તે આ ગાથામાં કહેવાય છે—

**जस्स गमो जत्थ भवे, जेण य भावेण विरहिओ वसइ। जाव न उवेइ भावो, सो चेव तमंतरं हवइ ॥२४३॥**

**ગાથાર્થઃ**—મનુષ્યઆદિ જે જીવભેદનું જે જીવભેદમાં (અન્ય જીવભેદમાં) ગમન હોય, અને (અન્ય જીવભેદમાં જવાથી) જે ભાવ વડે વિરહિત થઈને (અન્ય ભેદમાં) રહે, (અને તે અન્ય ભેદમાં રહેવાથી) જ્યાં સુધી તેજ પૂર્વ ભાવ ન પામે, તેટલો વિરહકાળ તે अन्तर કહેવાય. (ત્યાગ થયેલો વિવક્ષિત ભાવ જેટલા કાળે પુનઃ પામે તેટલો મધ્યવર્તી કાળ તે अन्तर काळ એ તાત્પર્ય) ॥૨૪૩॥.

**ભાવાર્થઃ**—આ અન્તર અનુયોગમાં પ્રથમ કયો જીવ કઈ ગતિમાં ઉત્પન્ન થાય છે તે કહેવા યોગ્ય છે, અને તે પ્રમાણે જે મનુષ્ય આદિ જીવ જે નરકાદિ ગતિમાં ઉત્પન્ન થાય છે, તે નરકાદિ ગતિઓમાં જેટલો જઘન્ય વા ઉત્કૃષ્ટ કાળ વસીને પુનઃ મનુષ્યાદિપણું પ્રાપ્ત કરે તેટલો કાળ મનુષ્યાદિ ભાવનો અન્તરકાળ કહેવાય. એ પ્રમાણે ચૌદ જીવસમાસનો અથવા દેવગત્યાદિ માર્ગણાઓનો અન્તરકાળ કહેવાનો છે. ॥૨૪૩॥

**अवतरणः**—અન્તરકાળ કહેવા પહેલાં અન્તરકાળને સ્પષ્ટ સમજવામાં ઉપયોગી ગતિપ્રરૂપણા (કયો જીવ કઈ ગતિમાં ઉત્પન્ન થાય છે તે પ્રરૂપણા) વિશેષ ઉપકારી છે, એમ પૂર્વ ગાથામાંજ સૂચના કરી છે તે સૂચના પ્રમાણે હવે આ ગાથાથી પ્રારંભીને પ્રથમ गति प्ररूपणा સામાન્યથી કહેવાય છે—

**सव्वा गई नराणं, सन्नितिरिक्खाण जा सहस्सारो । घम्माए भवणवंतर, गच्छइ सयालदिय असन्नी ।२४४।**

**ગાથાર્થઃ**—મનુષ્યોની સર્વ ગતિ હોય છે, સંજ્ઞી તિર્યંચોની સહસ્રાર દેવલોક સુધી ગતિ હોય છે, અસંજ્ઞી પંચેન્દ્રિય ઘર્મામાં ભવનપતિમાં ને વ્યંતરમાં જાય છે ॥૨૪૪॥

**ભાવાર્થઃ**—મનુષ્યો દંડકની અપેક્ષાએ ૨૪ દંડકમાં ઉત્પન્ન થાય છે, ને સર્વ જીવભેદની અપેક્ષાએ ૧૪ જીવભેદમાં તથા ૫૬૩ જીવભેદમાં ઉત્પન્ન થાય છે. ગતિ અપેક્ષાએ ચારે ગતિમાં તેમજ પાંચમી સિદ્ધિગતિમાં પણ જાય છે. એમાં પણ સમ્મૂર્ચ્છિમ મનુષ્ય અયુગલિક તિર્યંચગતિમાં તથા મનુષ્યગતિમાં જાય છે, ને યુગલિક મનુષ્યો ફક્ત દેવગતિમાં જ. અને તે પણ ઈશાન સુધીના સ્વઆયુ સમાન આયુવાળા દેવોમાં ઉત્પન્ન થાય છે.

તિર્યંચપંચેન્દ્રિય બે પ્રકારના છે. સંજ્ઞિપંચેન્દ્રિય, અસંજ્ઞી પંચેન્દ્રિય. તેમાં સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચો નારકાદિ ચારે ગતિમાં ઉત્પન્ન થાય છે, તેમાં દેવગતિમાં માત્ર સહસ્રાર નામના આઠમા દેવલોક સુધી ઉત્પન્ન થાય છે, અને તે સંખ્યાત આયુષ્યવાળા (અયુગલિક) તિર્યંચપંચેન્દ્રિયો જ. અસંખ્યવર્ષાયુવાળા યુગલિક તિર્યંચો તો યુગલિક મનુષ્યવત્ સમાન આયુષ્યવાળા ઇશાનસુધીના દેવોમાંજ ઉત્પન્ન થાય છે. અને અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિયો જો નરકમાં ઉપજે તો ઘર્મા નામની (રત્નપ્રભા નામની) પહેલી પૃથ્વીમાં જ (પલ્યોપમાસંખ્યેયભાગ આયુવાળા નારકોમાં) ઉત્પન્ન થાય, અને દેવગતિમાં ઉપજે તો પણ એટલાજ આયુષ્યવાળા ભવનપતિ ને વ્યન્તર નિકાયમાં ઉત્પન્ન થાય, પરન્તુ જ્યોતિષ્ દેવોમાં ઉત્પન્ન ન થાય, કારણ કે જ્યોતિષ દેવોમાં જઘન્ય આયુષ્ય પણ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલું નથી, પરન્તુ તેથી વધારે (૧/૮ એક અષ્ટમાંશ પલ્યોપમનું) છે, તથા મનુષ્ય અને તિર્યંચ ગતિમાં ઉપજે તો સંખ્યાતાયુવાળામાં ને અસંખ્યાત આયુવાળા (યુગલિકમાં) ઉત્પન્ન થાય છે, તેમાં પણ જો યુગલિકમાં



अंतरानुयोगमां मनुष्य अ तिर्यंचोनी गति आगति

ઉત્પન્ન થાય તો પલ્યોપમાસંખ્યેય ભાગવાળા અન્તર્દ્વીપના યુગલિકોમાં ઉત્પન્ન થાય છે ॥૨૪૪॥

**तिरिएसु तेउ वाऊ, सेस तिरिक्खा य तिरियमणुएसु । तमतमया सयलपसू मणुयगई आणयाइया ।२४५।**

**ગાથાર્થ**—તેઉકાય ને વાયુકાય તિર્યંચગતિમાં ઉપજે, એ બે સિવાયના શેષ તિર્યંચો તિર્યંગગતિમાં ને મનુષ્યગતિમાં પણ ઉત્પન્ન થાય, તમસ્તમા નામની સાતમી પૃથ્વીના નારકો સકલપશુમાં ( પંચેન્દ્રિય તિર્યંચમાં ) ઉપજે, ને આનતાદિ દેવો મનુષ્ય-ગતિમાં જ પણ ઉત્પન્ન થાય. ॥૨૪૫॥

**ભાવાર્થઃ**—તેઉકાય ને વાયુકાય દેવ મનુષ્ય ને નરકગતિમાં ઉપજતા નથી પરન્તુ કેવળ તિર્યંચગતિમાં ઉપજે છે, તેમાં પણ સંખ્યાત અયુવાળા તિર્યંચોમાં સર્વભેદમાં ઉત્પન્ન થાય છે. જો કે એકન્દ્રિયો ને વિકલેન્દ્રિયો સર્વે દેવ નરકગતિમાં ઉપજતા નથી તેથી તેઉ વાયુ પણ દેવ નરકગતિમાં ઉત્પન્ન ન થાય તે સ્વાભાવિક છે, પરન્તુ જ્યાં સર્વે તિર્યંચો ઉપજી શકે એવી મનુષ્યગતિમાં પણ અગ્નિ વાયુ ઉપજતા નથી એ વિશેષ છે. પુનઃ અગ્નિ ને વાયુ મનુષ્યગતિમાં ઉપજતા નથી એટલુંજ નહિ પરન્તુ પૂર્વ-ભવમાં બાંધેલી મનુષ્ય ગતિને પણ સત્તામાંથી કાઢી નાખે છે. એ અગ્નિ વાયુ સિવાયના સર્વ વિકળતિર્યંચો ( એટલે પૃથ્વી–જળ–વનસ્પતિ–દ્વીન્દ્રિય–ત્રીન્દ્રિય–ચતુરિન્દ્રિય એટલા જીવભેદો ) તિર્યંચ ગતિમાં ને મનુષ્યગમાંતિજ સંખ્યાતવર્ષાયુમાં ઉપજે છે પરન્તુ દેવગતિ નરકગતિમાં ને અસંખ્યવર્ષાયુવાળા નર તિર્યંચોમાં ઉપજતા નથી. એ પ્રમાણે તિર્યંચગતિ અને મનુષ્યગતિના જીવો જે જે ગતિમાં યથાસંભવ ઉત્પન્ન થાય છે તે કહીને હવે નરકગતિના અને દેવગતિના જીવો ક્યાં ક્યાં ઉત્પન્ન થાય છે તે કહેવાના પ્રસંગમાં પ્રથમ નરકગતિના જીવોની ગતિ કહે છે—

સાતમી તમસ્તમાપ્રભાના નારકો સંખ્યાત આયુવાળા તિર્યંચોમાંજ ઉત્પન્ન થાય છે, શેષ કોઈપણ જીવભેદોમાં ઉત્પન્ન થતા

નથી. જો કે એ નારકોમાં સમ્યગ્દૃષ્ટિ નારકો મનુષ્યગતિ બાંધે છે, પરન્તુ આયુબંધ વખતે અને મરણ વખતે તો મિથ્યાદૃષ્ટિ થઈને તિર્યંચ આયુ બાંધે છે ને તિર્યંચમાંજ ઉપજે છે. તથા આનત આદિ દેવો ( નવમા કલ્પથી પ્રારંભીને અનુત્તર સુધીના સર્વ દેવો ) કેવળ મનુષ્યગતિમાંજ ઉપજે છે, ને તે પણ સંખ્યાત આયુવાળા પર્યાપ્ત મનુષ્યમાંજ ઉપજે છે, પરન્તુ તિર્યંચગતિમાં વા યુગલિકમાં ઉપજતા નથી ॥૨૪૫॥

**अवतरणः**—પૂર્વ ગાથામાં તિર્યંચગતિ ને મનુષ્યગતિના જીવોની ગતિ કહી, તેમજ નારકોમાં સાતમી પૃથ્વીના નારકોની અને દેવોમાં આનતાદિ દેવોની ગતિ કહી, તો એ સિવાયના શેષ નારકો અને દેવો ક્યાં ઉપજે તે આ ગાથામાં કહે છે—

**पंचेंदियतिरियनरे, सुरनेरइया य सेसया जंति। अह पुढविउदयहरिए, ईसाणंता सुरा जंति ॥२४६॥**

**गाथार्थः**—શેષ દેવો અને શેષ નારકો પંચેન્દ્રિયતિર્યંચમાં ને મનુષ્યમાં ઉત્પન્ન થાય છે. તેમાં ઈશાનકલ્પ સુધીના દેવો પૃથ્વીકાય અપકાય ને વનસ્પતિકાયમાં પણ ઉત્પન્ન થાય છે ॥૨૪૬॥

**भावार्थः**—સાતમી પૃથ્વી સિવાયના શેષ ૬ પૃથ્વીના નારકો અને આનતાદિ દેવ સિવાય શેષ સહસ્રાર સુધીના ( આઠમા કલ્પ સુધીના ) દેવો સામાન્યથી પંચેન્દ્રિય તિર્યંચમાં અને મનુષ્યમાં સંખ્યાતવર્ષાયુમાં ઉત્પન્ન થાય છે. અહિં દેવોમાં વિશેષ એ છે કે-ભવનપતિ વ્યન્તર જ્યોતિષીઓ ને સૌધર્મ ઈશાનકલ્પના દેવો તો બાદરપર્યાપ્ત પૃથ્વીકાય બાદરપર્યાપ્ત અપકાય ને પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિ એ ત્રણ એકેન્દ્રિયોમાં પણ ઉત્પન્ન થાય છે, પરન્તુ શેષ એકેન્દ્રિયોમાં ને વિકલેન્દ્રિયોમાં ઉપજતા નથી. તેથી ઉપરાન્તના સનત્કુમારથી સહસ્રાર સુધીના દેવો કોઈપણ એકેન્દ્રિયમાં ઉત્પન્ન થતા નથી પરન્તુ કેવળ સંખ્યાત આયુવાળા તિર્યંચ પંચેન્દ્રિયમાં અને સંખ્યાત આયુવાળા મનુષ્યમાં જ ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે ચારે ગતિના જીવોની સામાન્યથી પરભવમાં ઉત્પત્તિ દર્શાવી. ॥૨૪૬॥



अंतरानुयोगमां देव नारकोनी गति आगति

**अवतरण**:—ચાલુ અધિકારમાં અન્તર કાળરૂપ છટ્ઠો અનુયોગ કહેવાને છે, ને તે જીવોની ગતિવિના સુગમતાથી સમજાય નહિ માટે જીવોની ગતિ કહી, પુનઃ અન્તર તે ગતિમાં ઉપજવાના વિરહ અને ચ્યવવાના વિરહથી છે. તે આગળ કહેવાશે, જેથી હાલ તો જે જીવસમાસોની નિરન્તર ઉત્પત્તિ અને નિરન્તરચ્યવન છે તે જીવોનું અન્તર હોય નહિ તે કારણથી પ્રથમ અન્તરદ્વારમાં નહિ પ્રાપ્ત થનારા જીવો કહેવાય છે—

**चयणुववाओ एगिंदियाण अविरहियमेव अणुसमयं। हरियाणंता लोगा, सेसा काया असंखेज्जा ॥२४७॥**

**गाथार्थ**:—એકેન્દ્રિયોનું ચ્યવન (મરણ) ને ઉપપાત (જન્મ) પ્રતિસમય અવિરહિત–નિરન્તર હોય છે (માટે એકેન્દ્રિયોમાં અન્તરકાળ નથી). તેમાં પણ વનસ્પતિકાય તો પ્રતિસમય અનન્ત લોકાકાશ જેટલા પ્રતિસમય ઉપજે છે ને મરે છે, અને શેષ ચાર સ્થાવરકાયો અસંખ્ય લોકાકાશ જેટલા પ્રતિસમય ઉપજે છે ને મરે છે. ॥૨૪૭॥

**भावार्थ**:—પૃથ્વીકાય અપ્કાય તેઉકાય વાયુકાય ને વનસ્પતિકાય એ પાંચે એકેન્દ્રિયોનું ચ્યવન-મરણ ને ઉપપાત–ઉત્પત્તિ-જન્મ પ્રતિસમય નિરન્તર થાય છે તેથી એકેન્દ્રિયોના જન્મને અને મરણને અન્તરકાળ નથી,

प्रश्न:—જો પાંચે એકેન્દ્રિયોનું જન્મ મરણ નિત્ય છે તો પ્રતિસમય કેટલા જન્મે છે? ને કેટલા મરે છે? તે જન્મ મરણની નિયત સંખ્યા કહો.

उत्तर:—પૃથ્વી જળ અગ્નિ ને વાયુ એ ચાર એકેન્દ્રિયો અસંખ્યાત લોકાકાશના જેટલા આકાશપ્રદેશો છે તેટલા અસંખ્યાત પ્રતિસમય જન્મે છે ને પ્રતિસમય મરણ પામે છે, અને વનસ્પતિકાય(માં સાધારણ વનસ્પતિ)જીવો તો પ્રતિસમય અનન્તલોકાકાશના જેટલા આકાશપ્રદેશ તેટલા અનન્તાનન્ત જન્મે છે ને તેટલા અનન્તાનન્ત પ્રતિસમય મરણ પામે છે. અને પ્રત્યેક વનસ્પતિ અસંખ્ય

લોકાકાશ પ્રદેશ પ્રમાણ જન્મે છે અને મરે છે. ॥૨૪૭॥

**अवतरणः**—પાંચ સ્થાવરોનું પ્રતિસમય જન્મમરણ કહીને હવે આ ગાથામાં ત્રસજીવો પ્રતિસમય જન્મમરણ કરે છે કે નહિં? અને જો કરે છે તો સતત-નિરન્તર કેટલા કાળ સુધી જન્મમરણ કરે છે? તે સતતકાળ દર્શાવાય છે—

त्रसकाये उत्पत्ति

**आवलिय असंखेज्जइभागोऽसंखेज्जरासि उववाओ। संखियसमये संखेज्जयाण अट्ठेव सिद्धाणं ॥२४८॥**

**गाथार्थः**—અસંખ્ય રાશિવાળા ત્રસજીવોનો ઉપપાત-ઉપજવું નિરન્તરપણે આવલિકાના અસંખ્યાતમા ભાગ સુધી છે, સંખ્યાત રાશિવાળા ત્રસજીવોનો ઉપપાત નિરન્તર સંખ્યાત સમય છે, અને સિદ્ધોનો નિરન્તર ઉપપાત આઠજ સમય છે. ॥૨૪૮॥

**भावार्थः**—અહિં ત્રસજીવોમાં અસંખ્ય જીવરાશિ ને સંખ્ય જીવરાશિ એમ બે પ્રકારના રાશિ છે. તેમાં દ્વીન્દ્રિય-ત્રીન્દ્રિય-ચતુરિન્દ્રિય-પંચેન્દ્રિય તિર્યંચ-સમ્મૂર્છિમ મનુષ્ય-અપ્રતિષ્ઠાન નરકાવાસ વર્જીને શેષ નરકાવાસના નારકો, અને સર્વાર્થસિદ્ધવિમાન વર્જીને શેષ દેવો એ સાત ત્રસરાશિઓ અસંખ્યજીવરૂપ છે, અને ગર્ભજ મનુષ્ય અપ્રતિષ્ઠાન નારકાવાસના નારક તથા સર્વાર્થસિદ્ધ વિમાનના દેવ એ ત્રણ સંખ્યાત સંખ્યાત હોવાથી ત્રણ સંખ્યાત જીવરાશિ છે. ત્યાં સાત અસંખ્ય રાશિઓમાં પ્રત્યેકમાં પ્રતિસમય અસંખ્ય અસંખ્ય ત્રસજીવોનો ઉપપાત છે અને તે પણ નિરન્તર આવલિકાના અસંખ્યાતમા ભાગ સુધી ઉત્કૃષ્ટથી છે. જેથી અસંખ્ય જીવવાળા ૭ ત્રસરાશિઓનો સતત ઉપપાતકાળ આવલિકાના અસંખ્યાતમા ભાગ જેટલો, અને પ્રતિસમય અસંખ્ય અસંખ્ય જીવ-પ્રમાણ છે. તથા સંખ્યાતજીવવાળા ત્રણ ત્રસરાશિઓમાં પ્રત્યેકમાં પ્રતિસમય સંખ્યાત સંખ્યાત જીવોનો ઉપપાત છે, અને તે પણ નિરન્તર સંખ્યાત સમય સુધી છે, એ પ્રમાણે સતતકાળ વિચારતાં અસંખ્યજીવાત્મક સાત રાશિઓમાં પ્રત્યેકમાં આવલિકાના અસંખ્યાતમાભાગ બાદ અવશ્ય ઉપપાતવિરહ પ્રાપ્ત થાય ને ત્રણ સંખ્યરાશિઓમાં પ્રત્યેકમાં સંખ્યાતસમય બાદ અવશ્ય ઉપપાત

વિરહ પ્રાપ્ત થાય. જેથી ત્રસજીવોમાં ઉપજવા ચ્યવવાનો વિરહકાળ—અન્તરકાળ છે, ને સ્થાવરોમાં ઉપજવા ચ્યવવાનો વિરહકાળ સર્વથા નથી, જેમ ઉપપાત તેમ ચ્યવન પણ સરખી રીતે જાણવું, જઘન્ય વિરહકાળ એક સમય છે.

અહિં પ્રસંગે સિદ્ધનો નિરન્તર ઉપપાત અને વિરહકાળ કહે છે—સિદ્ધ પરમાત્માઓની ઉત્પત્તિ નિરન્તર ૮ સમય સુધી છે, ત્યારબાદ નવમે સમયે અવશ્ય અન્તર પડે, સિદ્ધોમાં ચ્યવન નથી માટે ચ્યવનનો નિરન્તરકાળ તથા સમયસંખ્યા પણ નથી, કારણકે સિદ્ધ પરમાત્મા પુનઃ સંસારમાં અવતરતા નથી. પુનઃ નિરન્તર ઉત્પત્તિમાં જે વિશેષ વક્તવ્ય છે તે આ પ્રમાણે—

જ્યારે સિદ્ધોની ઉત્પત્તિ નિરન્તર આઠ સમય સુધી ચાલુ રહે ત્યારે એ આઠમાંના પહેલા સમયે ૧–૨–૩ યાવત્ ૩૨સુધીમાંની કોઈપણ સંખ્યા સિદ્ધ થાય છે, બીજા સમયે પણ ૧ થી ૩૨ સુધીમાંની કોઈપણ સંખ્યા સિદ્ધ થાય છે, એ પ્રમાણે આઠે સમયમાં પ્રત્યેકમાં ૧ થી ૩૨ માંની કોઈપણ સંખ્યાએ સિદ્ધોની ઉત્પત્તિ હોય છે, અને એ સંખ્યાના નિયમ પ્રમાણે આઠ સમય સુધી સિદ્ધિમાર્ગ ખુલ્લો રહી ત્યાર બાદ અવશ્ય બંધ થાય અર્થાત્ જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી ૬ માસ જેટલો વિરહ-કાળ ઉત્પન્ન થાય.

૩૩ થી આરંભીને ૪૮ સુધીમાંની કોઈપણ સંખ્યાએ નિરન્તર સિદ્ધ થાય તો સાત સમય સુધી થાય, ત્યારબાદ આઠમે સમયે અવશ્ય પૂર્વોક્ત વિરહકાળ ઉત્પન્ન થાય.

૪૯ થી પ્રારંભીને ૬૦ સુધીમાંની કોઈપણ સંખ્યાએ સિદ્ધ થાય તો નિરન્તર ૬ સમય સુધી થઈને સાતમે સમયે અવશ્ય અન્તર પડે.

૬૧ થી ૭૨ સુધીમાંની કોઇપણ સંખ્યાએ સિદ્ધ થાય તો નિરન્તર ૫ સમય સુધી સિદ્ધ થઇને છટ્ઠે સમયે અવશ્ય અન્તર પડે

(વિરહકાળ ઉત્પન્ન થાય).

૭૩ થી ૮૪ સુધીમાંની કોઈપણ સંખ્યાએ સિદ્ધ થાય તો નિરન્તર ૪ સમય સુધીજ સિદ્ધ થાય, ત્યારબાદ પાંચમે સમયે અવશ્ય અન્તર પડે.

૮૫ થી ૯૬ સુધીમાંની કોઈપણ સંખ્યાએ સિદ્ધ થાય તો નિરન્તર ૩ સમય સુધીજ સિદ્ધ થાય, ત્યારબાદ ચોથે સમયે અવશ્ય અન્તર પડે.

૯૭ થી ૧૦૨ સુધીમાંની કોઈપણ સંખ્યાએ સિદ્ધ થાય તો નિરન્તર ૨ સમય સુધીજ સિદ્ધ થાય, ત્યારબાદ ત્રીજે સમયે અવશ્ય અન્તર પડે.

૧૦૩ થી ૧૦૮ સુધીમાંની કોઈપણ સંખ્યાએ સિદ્ધ થાય તો એકજ સમય સિદ્ધ થઈને બીજે સમયે અવશ્ય સમયાદિ (૧સમયથી ૬ માસ સુધીનું કોઈપણ) અન્તર પડે. [એ નિરન્તર સિદ્ધિને બીજી રીતે કહીએ તો આ પ્રમાણે-જો આઠ સમય સુધી નિરન્તર સિદ્ધિ ચાલુ રહે તો એ આઠ સમયમાંના પ્રત્યેક સમયમાં સિદ્ધ થનારી સંખ્યા ૩૨થી વધારે નજ હોય. તેમ ૧થી ઓછી ન હોય (અર્થાત્ જઘન્યથી ૧ સિદ્ધ થાય). તથા સાત સમય સુધી જો નિરન્તર સિદ્ધિ ચાલુ રહે તો એ સાત સમયમાંના કોઈપણ સમયે સિદ્ધ થનારી સંખ્યા ૧થી ઓછી ન હોય ને ૪૮થી વધારે ન હોય. તથા છ સમયની નિરન્તરસિદ્ધિમાં સિદ્ધ થનારી સંખ્યા ૧થી ઓછી નહિ ને ૬૦થી વધારે ન હોય. પાંચ સમયની નિરન્તરસિદ્ધિમાં સિદ્ધ થનારી ૧થી ઓછી નહિં ને ૭૨થી વધારે ન હોય. ચાર સમયની નિરન્તરસિદ્ધિમાં સિદ્ધ થનારી સંખ્યા ૧થી ઓછી નહિં ને ૮૪થી વધારે ન હોય. ત્રણ સમયની નિરન્તરસિદ્ધિમાં સિદ્ધ થનારી સંખ્યા ૧ થી ઓછી નહિં ને ૯૬થી વધારે ન હોય. બે સમયની નિરન્તરસિદ્ધિમાં સિદ્ધ થનારી સંખ્યા ૧થી ઓછી નહિં ને ૧૦૨ થી વધારે ન હોય. ૧ સમયની સિદ્ધિમાં ૧થી ઓછા નહિ ને ૧૦૮થી વધારે નહિં એટલાજ જીવો સિદ્ધ થાય છે. એ પ્રમાણે

એકંદર રીતે વિચારતાં ૧૦૮થી અધિક જીવો સમકાળે સિદ્ધ નજ * થાય. આ અભિપ્રાય ગ્રંથકર્તાનો સિદ્ધાન્તાદિકને અનુસરતોજ છે, એ સિવાય બીજા કોઈ આચાર્યનો અભિપ્રાય નિરન્તરસિદ્ધિની બાબતમાં કંઈક જુદા પ્રકારનો છે તે મતાન્તર આ પ્રમાણે—

જો આઠ સમય સુધી નિરન્તર ચાલુ રહે તો પ્રથમ સમયે જઘન્યથી ૧ ઉત્કૃષ્ટથી ૩૨ જેટલા સિદ્ધ થાય, બીજે સમયે જઘન્યથી ૧ ને ઉત્કૃષ્ટથી ૪૮ સિદ્ધ થાય, ત્રીજે સમયે જઘન્ય ૧ ને ઉત્કૃષ્ટ ૬૦ સિદ્ધ થાય, ચોથે સમયે જઘન્ય ૧ ને ઉત્કૃષ્ટ ૭૨ સિદ્ધ થાય, પાંચમા સમયે જઘન્ય ૧ ને ઉત્કૃષ્ટ ૮૪ સિદ્ધ થાય. છઠ્ઠા સમયે જઘન્ય ૧ ને ઉત્કૃષ્ટ ૯૬ સિદ્ધ થાય, સાતમા સમયે જઘન્ય ૧ ને ઉત્કૃષ્ટ ૧૦૨ સિદ્ધ થાય, અને આઠમા સમયે જઘન્ય ૧-૨ ને ઉત્કૃષ્ટ ૧૦૮ સિદ્ધ થાય, ત્યારબાદ નવમા સમયે અવશ્ય અન્તર પડે. આ મતાન્તર સિદ્ધાન્તની સાથે સંબંધ બેસતો નથી, કારણ કે શ્રી પ્રજ્ઞાપના આદિ સિદ્ધાન્તોમાં પૂર્વોક્ત ગ્રંથકર્તાનો કહેલ અભિપ્રાય મળતો આવે છે, માટે આ બીજા અભિપ્રાયને અસાર ગણવામાં આવે છે.

એ પ્રમાણે નિરન્તર સિદ્ધિની સંખ્યા અને સમયોની પ્રરૂપણા કરી ॥૨૪૮॥

---

* જો નિરન્તર સિદ્ધિ એ પ્રમાણે હોય તો પહેલે સમયે ૧ ને બીજે સમયે ૧૦૮ જીવો તો મોક્ષે નજ જઈ શકે? ઉત્તર—ના. એમ ન બને, કારણકે એ બે સમયની સિદ્ધિ હોવાથી પહેલા સમયે જો ૧ મોક્ષે જાય તો બીજે સમયે ૧૦૨ મોક્ષે જાય, પરન્તુ ૧૦૩ થી ૧૦૮માંની કોઇપણ સંખ્યા મોક્ષે નજ જાય. પુનઃ નિરન્તર સિદ્ધિમાં જે ૧ થી ૩૨, ૩૩ થી ૪૮ ઇત્યાદિ જે ગ્રંથાભિપ્રાય કહ્યો તે સંખ્યાની મુખ્યતાએ નિરન્તર સમયસિદ્ધિ કહી છે, અને પ્રકારાન્તરે બીજો વિચાર દર્શાવ્યો તે નિરન્તર સમયસિદ્ધિની મુખ્યતાએ સંખ્યાપ્રકાર દર્શાવ્યો છે. જેથી બે સમયની નિરન્તર સિદ્ધિમાં પહેલા સમયે ૯૭ સિદ્ધ થવા જોઈએ એવો એકાન્ત નિયમ નહિ, પરન્તુ જો ૯૭ સિદ્ધ થાય તો નિરન્તર બે સમય સુધીજ. એ રીતે વિચારવું.

| નિરન્તર સિદ્ધિના સંખ્યાશ્રિત સમય (સંખ્યાની મુખ્યતાએ) | | | | | નિરન્તર સિદ્ધિની સમયાશ્રિત સંખ્યા. (સમયની મુખ્યતાએ) | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ થી ૩૨ | ૮ સમય | ૯ મે સમયે અન્તર | સર્વત્ર અન્તર જઘન્ય ૧ સમય, ઉત્કૃષ્ટ ૬ માસ. | | જો ૮ સમયસુધી સિદ્ધિ હોય તો | ૧ થી ૩૨ | ૯ મે સમયે અન્તર |
| ૩૩ થી ૪૮ | ૭ સમય | ૮ મે સમયે અન્તર | | | ૭ સમય સુધી ,, | ૧ થી ૪૮ | ૮ મે સમયે અન્તર |
| ૪૯ થી ૬૦ | ૬ સમય | ૭ મા સમયે અન્તર | | | ૬ સમય સુધી ,, | ૧ થી ૬૦ | ૭ મે સમયે અન્તર |
| ૬૧ થી ૭૨ | ૫ સમય | ૬ ઠ્ઠા સમયે અન્તર | | | ૫ સમય સુધી ,, | ૧ થી ૭૨ | ૬ ઠ્ઠે સમયે અન્તર |
| ૭૩ થી ૮૪ | ૪ સમય | ૫ મા સમયે અન્તર | | | ૪ સમય સુધી ,, | ૧ થી ૮૪ | ૫ મે સમયે અન્તર |
| ૮૫ થી ૯૬ | ૩ સમય | ૪ થા સમયે અન્તર | | | ૩ સમય સુધી ,, | ૧ થી ૯૬ | ૪ થે સમયે અન્તર |
| ૯૭ થી ૧૦૨ | ૨ સમય | ૩ જે સમયે અન્તર | | | ૨ સમય સુધી ,, | ૧થી ૧૦૨ | ૩ જે સમયે અન્તર |
| ૧૦૩થી ૧૦૮ | ૧ સમય | ૨ જે સમયે અન્તર | | | ૧ સમય સુધી ,, | ૧થી ૧૦૮ | ૨ જે સમયે અન્તર |

આ પ્રકાર શાસ્ત્રમાં સ્પષ્ટ નથી, પરન્તુ અર્થ ઉપજતો છે. અને એ શ્લોકોક્ત પ્રકાર ઉપજાવેલ પ્રાય ગ્રાહ્ય તેવો છે.

**અવતરણ**—પૂર્વ ગાથામાં નિરન્તર ૮ સમય સુધી સિદ્ધિ દર્શાવી, પરન્તુ કેટલા સમયો સુધી કેટલા જીવો સિદ્ધિ પામે તે વાત (ગાથામાં) કહી નથી તે આ ગાથામાં દર્શાવે છે.—

**बत्तीसा अडयाला, सट्ठी बावत्तरी य बोद्धव्वा । चुलसीई छण्णउइ, दुरहिय अट्ठोत्तरसयं च ।।२४९।।**

**ગાથાર્થઃ**— ૩૨-૪૮-૬૦-૭૨-૮૪-૯૬-૧૦૨-૧૦૮ એ આઠ આદિ સમયની નિરન્તરસિદ્ધિની સંખ્યા જાણવી. ॥૨૪૯॥

**ભાવાર્થઃ**—સંખ્યા આશ્રયી સિદ્ધિનો નિરન્તર કાળ વિચારીએ તો ૧થી ૩૨ સુધીના સિદ્ધો નિરન્તર ૮ સમય સુધી મોક્ષે જાય, ૩૩ થી ૪૮ સુધીની કોઇ પણ સંખ્યાએ નિરન્તર ૭ સમય સિદ્ધિ હોય. ૪૯ થી ૬૦ સુધીમાંની કોઈ પણ સંખ્યાએ સિદ્ધ થાય તો નિરન્તર ૬ સમય સુધીજ. ૬૧ થી ૭૨ સુધીની કોઈપણ સંખ્યાએ નિરન્તર ૫ સમય સુધી સિદ્ધ થાય. ૭૩ થી ૮૪ સુધીની કોઈ પણ સંખ્યાએ નિરન્તર ૪ સમય સુધી સિદ્ધ થાય. ૮૫ થી ૯૬ સુધીની કોઈ પણ સંખ્યાએ નિરન્તર ૩ સમય સુધી સિદ્ધ થાય. ૯૭ થી ૧૦૨ સુધીની કોઈ પણ સંખ્યાએ નિરન્તર બે સમય સુધી સિદ્ધ થાય, ને ૧૦૩ થી ૧૦૮ સુધીની કોઈ પણ સંખ્યાએ નિરન્તર એકજ સમય સિદ્ધ થાય. એ વક્તવ્ય પૂર્વે સ્પષ્ટ કહેવાઈ ગયું છે, પરન્તુ ગાથાનો ભાવાર્થ શૂન્ય ન રહે તે કારણથી અહિં પુનઃ લખેલ છે. તથા એ ઉપરથી સમયાશ્રિત સંખ્યા તો સ્વતઃ વિચારવા યોગ્ય છે. જેમકે—૮ સમય સુધી સિદ્ધિ ચાલુ રહે તો જઘન્ય થી ૧ ને ઉત્કૃષ્ટ ૩૨ મોક્ષે જાય, પરન્તુ સાત સમયની નિરન્તર સિદ્ધિ હોય અને તેમાં પહેલે સમયે જો ૩૩ થી ૪૮ માંની કોઈ પણ સંખ્યા હોય તો શેષ ૬ સમયમાં ૧ થી ૪૮ માની જ કોઈ પણ જૂદી જૂદી સંખ્યા હોઈ શકે જેમકે—

જીવ-



| ૧ લે સમયે | ૧ સિદ્ધ | ૪૮ સિદ્ધ | ૩૩ સિદ્ધ | ૩૩ થી ૪૮ |
|---|---|---|---|---|
| ૨ જે સમયે | ૫ સિદ્ધ | ૩૨ સિદ્ધ | ૧ | ૧ |
| ૩ જે સમયે | ૧૦ સિદ્ધ | ૧ | ૧ | ૧ |
| ૪ થે સમયે | ૧૫ સિદ્ધ | ૧ | ૧ | ૧ |
| ૫ મે સમયે | ૨૦ સિદ્ધ | ૫ | ૧ | ૧ |
| ૬ ઠ્ઠે સમયે | ૩૨ સિદ્ધ | ૧૦ | ૧ | ૧ |
| ૭ મે સમયે | ૩૩ સિદ્ધ | ૨૫ | ૪૮ સિદ્ધ | ૧ |

એ સાત સમયની નિરન્તર સિદ્ધિમાં જે ચાર વિભાગ છે તેમાં કોઈ પણ સ્થાને ૪૮ થી વધુ અંક આવ્યો નથી, એ પ્રમાણે ૬ સમયાદિ નિરન્તર સિદ્ધિઓ પણ વિચારવી.

પ્રશ્નઃ—૩૩ થી ૪૮ ની નિરન્તર સિદ્ધિ જો સાતસમયની છે અને ૧થી ૩૨ની સિદ્ધિ જો ૮ સમયની છે તો એક સમયે ૩૩ સિદ્ધ વા ૪૮ સિદ્ધ થઈને ત્યાર બાદ ૧ વા ૩૨ સિદ્ધ ૮ સમય સુધી થાય કે નહિ ?

ઉત્તરઃ—ના, તેમ પણ ન બને. કારણ કે તમારા પૂછેલા પ્રકારમાં નિરન્તર સિદ્ધિ ૯ સમયની ઓઘે થાય છે, અને ઓઘથી પણ ૯ સમય નિરન્તર સિદ્ધિ થાય જ નહિ માટે તમારા પૂછેલા પ્રકારે નિરન્તર સિદ્ધિ બનતી નથી.

પ્રશ્નઃ—જો ઓઘથી પણ નિરન્તર સિદ્ધિ ૮ સમયની છે તો પહેલે સમયે ૧૦૩ અથવા ૧૦૮ સિદ્ધ થઈને ત્યારબાદ ૧ વા ૯૭ માંની કોઈ સંખ્યા સાત સમય સુધી મોક્ષે જાય કે નહિ ?

ઉત્તરઃ—ના. એમ પણ ન બને, કારણ કે એમાં પ્રથમ સમયે ૧૦૩ વા ૧૦૮ સિદ્ધ થયા છે જેથી એવી સંખ્યાવાળી સિદ્ધિ

સમાસઃ

સિદ્ધિગતિમાં ઉત્પત્તિ

॥૧૫૪॥

૧ સમય જ હોય જેથી બીજે સમયે કોઇપણ સિદ્ધ ન થતાં તરતજ અન્તર પડે. માટે સંખ્યાશ્રિત સમયસિદ્ધિ ને સમયાશ્રિત સંખ્યાસિદ્ધિ એ બેનો પરસ્પર વિરોધ ન આવે તે રીતે જ નિરન્તરસિદ્ધિ વિચારવી, કેવળ સમયો ઉપર કે કેવળ સંખ્યા ઉપર પણ આધાર ન રાખવો, પરન્તુ બન્નેનો પરસ્પર મેળ સાધવો. ॥इति निरन्तरसिद्धिः॥

એ પ્રમાણે જીવસમાસમાં જેટલા કાળ સુધી ઉત્પત્તિ ચ્યવનમાં વિરહ પડતો નથી તેટલો સતત કાળ દર્શાવ્યો ॥इति जीवसमासे निरन्तरोत्पत्तिच्यवनकालः ॥२४९॥

**अवतरणः**—એ પ્રમાણે જીવસમાસમાં ઉત્પત્તિનો નિરન્તરકાળ દર્શાવીને હવે જે જે જીવસમાસમાં ઉત્પત્તિનો ને ચ્યવનનો જેટલો અન્તરકાળ—વિરહકાળ સંભવે છે. તે દર્શાવાય છે—

**चउवीसमुहुत्ता सत्त दिवस पक्खो य मास दुग चउरो। छम्मासा रयणाइसु, चउवीसमुहुत्त सन्नियरे ॥२५०॥**

**गाथार्थः**—પહેલી પૃથ્વીમાં ૨૪ મુહૂર્ત્ત, બીજી પૃથ્વીમાં ૭ દિવસ, ત્રીજી પૃથ્વીમાં ૧૫ દિવસ (૧ પક્ષ), ચોથી પૃથ્વીમાં ૧ માસ, પાંચમી પૃથ્વીમાં ૨ માસ, છઠ્ઠી પૃથ્વીમાં ૪ માસ, અને સાતમી પૃથ્વીમાં ૬ માસ વિરહકાળ છે. એ પ્રમાણે રત્નપ્રભા આદિ ૭ પૃથ્વીઓમાં અનુક્રમે વિરહ જાણવો. તથા (સંજ્ઞીતરમાં=)અસંજ્ઞીનો ૨૪ મુહૂર્ત્તનો વિરહ છે.

**भावार्थः**—નરકગતિમાં જે તિર્યંચો અને મનુષ્યો ઉત્પન્ન થાય છે તે કોઇક વખત તો પ્રતિસમય નિરન્તર ઉત્પન્ન થાય છે. અને કોઈ વખત સર્વથા ઉત્પન્ન થતાજ નથી. તેથી જ્યારે સર્વથા ઉત્પન્ન ન થાય ત્યારે નરકગતિમાં ઉત્પત્તિ વિરહ વા ઉત્પત્તિનો અન્તરકાળ પ્રાપ્ત થયો ગણાય. એ પ્રમાણે જો ઉત્પત્તિનું અન્તર પડે તો કેટલું અન્તર પડે? તે કહે છેઃ—સાતે પૃથ્વીઓમાં ઓઘથી—સામાન્યથી વિચારીએ તો જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી ૧૨ મુહૂર્ત્ત સુધી કોઈપણ તિર્યંચ વા મનુષ્ય સાતમાંની કોઈપણ પૃથ્વીમાં

નારકપણે ઉત્પન્ન થાયજ નહિ, જેથી ઓઘથી સાતે પૃથ્વીઓમાં સમુદિત અન્તરકાળ ૧૨ મુહૂર્ત્તપ્રમાણ છે, આ ઓઘ અન્તર ગ્રન્થકર્તાએ ગાથામાં કહ્યું નથી તોપણ અન્યગ્રંથોમાં કહેલું હોવાથી અહિં કહ્યું છે. એ ઓઘ અન્તરકાળ કહ્યો.

જો સાત પૃથ્વીઓનો દરેકનો જૂદો જૂદો ઉત્પત્તિ અન્તરકાળ વિચારીએ તો આ ગાથામાં કહ્યો છે તે પ્રમાણે પહેલી રત્નપ્રભામાં ૨૪ મુહૂર્ત્તપ્રમાણ જાણવો. અર્થાત્ રત્નપ્રભા સિવાયની બીજી ૭ પૃથ્વીઓમાં નારક જીવો ઉપજતા હોય તોપણ કોઈક કાળ એવો પણ આવે કે જે કાળે નિરન્તર ૨૪ મુહૂર્ત્ત સુધી ફક્ત એક રત્નપ્રભા પૃથ્વીમાં કોઈ નવો નારક ન ઉપજે, અને તે ૨૪ મુહૂર્ત્તમાં બીજી ૭ પૃથ્વીઓમાં નવા નારકો ઉપજતા પણ હોય.

તથા બીજી શર્કરાપ્રભામાં પૃથ્વીમાં ઉત્પત્તિનો અન્તરકાળ-વિરહકાળ ૭ દિવસ છે, એટલે કેટલીક વખત એવો પણ કાળ આવે છે કે જે કાળે શર્કરાપ્રભા પૃથ્વીમાં ૭ દિવસ સુધી કોઈ નવો નારક સર્વથા ઉત્પન્ન ન થાય, ને બીજી ૬ પૃથ્વીઓમાં ઉત્પન્ન થતા પણ હોય. ત્રીજી વાલુકાપ્રભામાં એવો ઉત્પત્તિ વિરહકાળ ૧૫ દિવસનો, ચોથી પંકપ્રભા પૃથ્વીમાં એવો વિરહ ૧ માસનો, પાંચમી ધૂમપ્રભામાં એવો વિરહકાળ ૨ માસનો, છઠ્ઠી તમઃપ્રભામાં એવો વિરહકાળ ૪ માસનો, ને સાતમી પૃથ્વીમાં એવો વિરહકાળ ૬ માસનો હોય છે, જેથી ૬ માસ સુધી સાતમી પૃથ્વીમાં કોઈ નવો નારક ઉત્પન્ન થતો નથી. એ સાતે પૃથ્વીઓમાં જઘન્ય વિરહ તો ૧ સમયજ છે. તથા જે રીતે ઉત્પત્તિ વિરહકાળ કહ્યો છે એજ રીતે ચ્યવન વિરહકાળ પણ જાણવો, અર્થાત્ સાતે નરક-પૃથ્વીઓમાંથી સમકાળે ૧૨ મુહૂર્ત્ત સુધી કોઈ એક પણ નારક મરણ પામે નહિં, ને રત્નપ્રભાદિકમાં જૂદો જૂદો ચ્યવન વિરહકાળ વિચારીએ તો કેટલીકવાર એવો કાળ પણ આવે છે કે જે વખતે રત્નપ્રભા પૃથ્વીમાંથી ૨૪ મુહૂર્ત્ત સુધી કોઈપણ નારક મરણ પામતો નથી, એ રીતે બીજી પૃથ્વીમાથી ૭ દિવસ સુધી યાવત્ સાતમી પૃથ્વીમાંથી ૬ માસ સુધી કોઇપણ નારક મરણ પામે નહિં.

॥ इति ७ नरकेषूत्पत्तिच्यवनविरहः ॥

હવે તિર્યંચ અને મનુષ્યોની અપેક્ષાએ सण्णियरे=સંજ્ઞીથી ઇતર અસંજ્ઞી પંચેન્દ્રિયનો ઉત્પત્તિ ચ્યવનનો વિરહકાળ ૨૪ મુહૂર્ત્ત છે. ગાથામાં એ અસંજ્ઞી પંચેન્દ્રિયનોજ વિરહકાળ કહ્યો છે, તથાપિ સંજ્ઞી પંચેન્દ્રિયાદિ વિશેષ જીવભેદે વિચારીએ તો આ પ્રમાણેઃ- સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચમાં ઉત્પત્તિવિરહ તથા ચ્યવનવિરહ જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી ૧૨ મુહૂર્ત્ત છે. સંજ્ઞી (ગર્ભજ) મનુષ્યમાં ઉત્પત્તિવિરહ ને ચ્યવનવિરહ ઉત્કૃષ્ટથી ૧૨ મુહૂર્ત્ત છે. અસંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચમાં ઉત્પત્તિવિરહ જઘન્ય ૧ સમય, ઉત્કૃષ્ટ અન્તર્મુહૂર્ત્ત છે, અને અસંજ્ઞી (સમ્મૂર્ચ્છિમ) મનુષ્યમાં ઉત્પત્તિવિરહ જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી ૨૪ મુહૂર્ત્ત છે. જે પ્રમાણે ઉત્પત્તિવિરહ કહ્યો તે પ્રમાણે ચ્યવનવિરહકાળ પણ સરખોજ જાણવો. ॥૨૫૦॥

**અવતરણઃ**—પૂર્વે નારકોનો તથા મનુષ્ય તિર્યંચોનો ઉત્પત્તિવિરહ તથા ચ્યવનવિરહ કહીને હવે સામાન્યથી ત્રસજીવોનું અન્તર [ત્રસનો વિરહકાળ] કહેવાની પ્રથમ સૂચના કરી હતી તે સૂચના પ્રમાણે આ ગાથામાં દ્વીન્દ્રિયાદિ ભિન્ન ભિન્ન ભેદોપૂર્વક ત્રસનું અન્તર ન કહેતાં સામાન્ય માત્રથીજ ત્રસનું અન્તર કહે છે—

**थावरकालो तसकाइयाण एगिंदियाण तसकालो। बायर सुहुमे हरिएयरे य कमसो पउंजेज्जा॥२५१॥**

**ગાથાર્થઃ**—ત્રસકાયી જીવો ત્રસકાય ત્યાગીને પુનઃ ત્રસકાયમાં ઉત્પન્ન થાય તો સ્થાવરના કાળ જેટલું અન્તર જાણવું. અને પૃથ્વી આદિ એકેન્દ્રિયોનો અન્તરકાળ ત્રસકાયના કાળ જેટલો જાણવો. તથા બાદરનો અન્તરકાળ સૂક્ષ્મએકેન્દ્રિયના કાળ જેટલો અને સૂક્ષ્મએકેન્દ્રિયનો અન્તરકાળ બાદરના કાળ જેટલો છે, એ પ્રમાણે અનુક્રમે એક બીજાનો અન્તરકાળ (વિરહકાળ) અનુક્રમે પ્રયોજવો—જોડવો—જાણવો. ॥૨૫૧॥

**ભાવાર્થઃ**—ત્રસકાય જીવ ત્રસકાય છોડીને અન્યત્ર (સ્થાવરકાયમાં) ઉપજી પુનઃ ત્રસકાયમાં ઉપજે તો તેવા પ્રકારનો ત્રસકાયનો

અન્તરકાળ (અત્રસકાયીપણાનો કાળ) જઘન્યથી અન્તર્મુહૂર્ત્ત છે, કારણ કે સ્થાવરકાયમાં ક્ષુલ્લકભવ પ્રમાણ ૧ ભવ કરીને પુનઃ ત્રસકાયમાં ઉત્પન્ન થતાં એ જઘન્ય અન્તરકાળ અન્તર્મુહૂર્ત્ત પ્રાપ્ત થાય છે, અને એજ ત્રસકાયી જીવ સ્થાવરકાયના ઉત્કૃષ્ટ કાળ સુધી સ્થાવરકાયમાંજ વસે તો સ્થાવરનો ઉત્કૃષ્ટ સતતકાળ આવલિકાના અસંખ્યાતમા ભાગના સમય જેટલો અસંખ્ય પુદ્ગલપરાવર્ત્ત પ્રમાણ હોવાથી ત્રસકાયનો ઉત્કૃષ્ટ અન્તરકાળ પણ એટલોજ (આવલિકાના અસંખ્યાતમા ભાગના અસંખ્ય સમય પ્રમાણ અસંખ્ય પુદ્ગલપરાવર્ત્ત જેટલો) અનન્તકાળ છે.

स्थावर आदिनो अन्तरकाळ

તથા એકેન્દ્રિય જીવ એકેન્દ્રિયપણાનો ત્યાગ કરી ત્રસકાયમાં ક્ષુલ્લકભવ પ્રમાણનો ૧ ભવ કરીને પુનઃ એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય તો એ રીતે એકેન્દ્રિયપણાનો જઘન્ય અન્તરકાળ ક્ષુલ્લકભવપ્રમાણ અન્તર્મુહૂર્ત્ત છે, અને ત્રસકાયનો ઉત્કૃષ્ટ સતતકાળ (કાયસ્થિતિ) પૂર્વે જે સાધિક બે હજાર સાગરોપમ કહ્યો છે તેટલા કાળ સુધી ત્રસકાયમાં પરિભ્રમણ કરી પુનઃ એકેન્દ્રિયપણું પામે તો એ રીતે એકેન્દ્રિયપણાનો ઉત્કૃષ્ટ અન્તરકાળ પણ સાધિક ૨૦૦૦ (બે હજાર) સાગરોપમ જેટલો છે.

તથા बादरएकेन्द्रिय જીવ બાદરએકેન્દ્રિયપણું છોડીને સૂક્ષ્મએકેન્દ્રિયમાં ક્ષુલ્લકભવ જેટલા આયુષ્યે ઉત્પન્ન થઇ મરણ પામી પુનઃ બાદરએકેન્દ્રિયપણું પામે તો એ રીતે બાદરએકેન્દ્રિયનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે. પુનઃ સૂક્ષ્મ એકેન્દ્રિયનો ઉત્કૃષ્ટ સતતકાલ (સૂ૦એકે૦ની કાયસ્થિતિ) પૂર્વે અસંખ્ય લોકાકાશના પ્રદેશો જેટલો અસંખ્ય કાળચક્ર પ્રમાણ કહેલ છે, તેથી બાદર એકેન્દ્રિય જીવ બાદર એકેન્દ્રિયપણું છોડીને એટલા કાળ સુધી જો સૂક્ષ્મ એકેન્દ્રિયમાં જ પરિભ્રમણ કરીને પુનઃ બાદર એકેન્દ્રિય થાય તો બાદર એકેન્દ્રિયનું ઉત્કૃષ્ટ અન્તર એ રીતે અસંખ્ય કાળચક્ર જેટલું (સૂક્ષ્મની કાયસ્થિતિ જેટલું) છે.

॥१५६॥

તથા सूक्ष्मएकेन्द्रिय જીવ સૂ૦એકેન્દ્રિયપણું છોડીને ક્ષુલ્લક ભવવાળા બાદર જીવમાં ઉત્પન્ન થઈ મરણ પામી પુનઃ સૂક્ષ્મપણું

પામે તો એ રીતે સૂ૦એકે૦નું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત થાય છે, અને બાદરની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ ૭૦ કોડાકોડી સાગરોપમ જેટલી હોવાથી સૂ૦ એકેન્દ્રિય જીવ સૂ૦ એકેન્દ્રિયપણું છોડી ૭૦ કોડાકોડી સાગરોપમ સુધી બાદરની કાયસ્થિતિમાં ભ્રમણ કરી પુનઃ સૂ૦ એકેન્દ્રિયપણું અવશ્ય પામે, તેથી સૂ૦ એકેન્દ્રિયનું ઉત્કૃષ્ટ અન્તર બાદરની (સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ) કાયસ્થિતિ જેટલું છે.

વનસ્પતિકાયનો જીવ વનસ્પતિમાંથી નિકળી પૃથ્વીઅદિ નિકાયમાં ક્ષુલ્લકભવ જેટલા લઘુ આયુષ્યે ઉતાન્ન થઇ મરણ પામી પુનઃ વનસ્પતિકાયમાં ઉત્પન્ન થાય તો એ રીતે વનસ્પતિકાયનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત છે, અને પૃથિવ્યાદિ અવનસ્પતિનો કાયસ્થિતિકાળ અસંખ્યલોકાકાશના આકાશપ્રદેશ તુલ્ય અસંખ્ય કાળચક્ર પરિભ્રમણ કરીને પુનઃ અવશ્ય વનસ્પતિમાં જ ઉત્પન્ન થાય છે માટે વનસ્પતિનું ઉત્કૃષ્ટ અન્તર અસંખ્ય લોકતુલ્ય અસંખ્ય કાળચક્ર જેટલું છે. એ રીતે વનસ્પતિનું અન્તર જાણવું,

પૃથ્વીકાય અપ્કાય તેજસ્કાય વાયુકાય ને ત્રસકાય એ દરેકમાં જઘન્ય અન્તર કાળ અન્તર્મુહૂર્ત્ત છે. કારણકે વિવક્ષિત પૃથ્વીકાયજીવ અપ્કાય આદિ કોઈ પણ કાયમાં ક્ષુલ્લકભવ જેટલા જઘન્ય આયુષ્યે ઉત્પન્ન થઇ પુનઃ પૃથ્વીકાય થાય તો એ રીતે પૃથ્વીકાયનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત થાય છે. અને ઉત્કૃષ્ટ અન્તર વનસ્પતિની કાયસ્થિતિ જેટલું અનન્તકાળ છે. કારણ કે વિવક્ષિત પૃથ્વીકાયનો એક જીવ અપ્કાય આદિમાં કેટલાક કાળ સુધી ભમીને વનસ્પતિમાં પણ ઉત્કૃષ્ટ કાયસ્થિતિ સુધી ભમીને ત્યારબાદ અવશ્ય પુનઃ પૃથ્વીકાયમાંજ ઉત્પન્ન થાય છે, અને વનસ્પતિનીકાયસ્થિતિ આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયતુલ્ય અસંખ્ય પુદ્‌ગલ પરાવર્ત છે, માટે એ રીતે પૃથ્વીકાયનું ઉત્કૃષ્ટ અન્તર પણ એટલા જ અસંખ્ય પુદ્‌ગલ પરાવર્ત્તતુલ્ય અનંતકાળ છે. એ પ્રમાણે જેમ પૃથ્વીકાયનું જઘન્ય ઉત્કૃષ્ટ અન્તર કહ્યું તેમ અપ્કાય આદિ પ્રત્યેકનું જઘન્ય અન્તર ને ઉત્કૃષ્ટ અન્તર યથા સંભવ અનન્તકાળ જેટલું જાણવું ॥૨૫૧॥

पृथ्वी-कायादिनो अन्तरकाळ

**अवतरणः**—આ ગાથામાં વનસ્પતિથી ઇતર પૃથ્વીકાય અપ્કાય અગ્નિકાય વાયુકાય ને ત્રસકાયનું અન્તર તથા પ્રત્યેક વનસ્પતિનું અન્તર કહે છે—

**हरिएयरस्स अंतर, असंखया होंति पुग्गलपरट्टा । अड्ढाइज्जपरट्टा, पत्तेयतरुस्स उक्कोसं ॥२५२॥**

**ગાથાર્થઃ**—વનસ્પતિથી ઇતર પૃથ્વીકાયાદિ પાંચકાયનું અન્તર અસંખ્ય પુદ્ગલ પરાવર્ત છે, અને પ્રત્યેક વનસ્પતિનું (=પ્રત્યેકપણાનું) ઉત્કૃષ્ટ અન્તર અઢી પુદ્ગલ પરાવર્ત છે ॥૨૫૨॥

**ભાવાર્થઃ**—હરિત એટલે વનસ્પતિ, તેથી ઇતર અવનસ્પતિ એટલે પૃથ્વી જળ અગ્નિ વાયુ ને ત્રસ એ પાંચ કાયનું પ્રત્યેકનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ અન્તર આવલિકાના અસંખ્યાતમા ભાગતુલ્ય અસંખ્ય પુદ્ગલ પરાવર્ત છે તેની વિગત પૂર્વ ગાથાના ભાવાર્થમાંજ દર્શાવી છે. તથા પ્રત્યેક (વનસ્પતિ વિગેરે)નું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત છે તે પૃથ્વીકાયાદિમાં એક ક્ષુલ્લક ભવ કરી પુનઃ પ્રત્યેક વનસ્પતિમાં આવે તે અપેક્ષાએ છે, અને ઉત્કૃષ્ટ અન્તર ૨॥ (અઢી) પુદ્ગલપરાવર્ત જેટલો અનન્તકાળ છે, તે આ પ્રમાણે—સાધારણ વનસ્પતિની કાયસ્થિતિ ૨॥ પુદ્ગલપરાવર્ત છે, તેમ પૃથ્વીકાય આદિ કોઇપણ પ્રત્યેક શરીરીજીવ પ્રત્યેકપણું છોડીને સાધારણ વનસ્પતિમાં ૨॥ પુદ્ગલપરા૦ સુધી ભવભ્રમણ કરીને પુનઃ અવશ્ય પ્રત્યેકપણું જ પામે, જેથી પ્રત્યેક વનસ્પતિનું ઉત્કૃષ્ટ અન્તર ૨॥ પુદ્ગલ પરા૦ છે. અહિં સામાન્યથી સાધારણ વનસ્પતિ ને પ્રત્યેક વનસ્પતિ એ બેની સમુદિત—એકત્ર કાયસ્થિતિ અસંખ્ય પુદ્ગલપરાવર્ત છે, પરન્તુ એમાંથી કેવળ સાધારણ વનસ્પતિની કાયસ્થિતિ તો માત્ર ૨॥ પુદ્ગલપરા૦ જ છે. અહિં ગાથામાં पत्तेयतरुस्स એ પદનો અર્થ જો કે પ્રત્યેક વનસ્પતિનું અન્તર જણાવનારો છે પરન્તુ એ પદને ઉપલક્ષણ તરીકે ગણવાથી કેવળ પ્રત્યેક વનસ્પતિનું જ નહિં પરન્તુ પૃથ્વીકાયાદિ પાંચે પ્રત્યેકજીવના દરેકનાપ્રત્યેકપણાનું અન્તર ૨॥ પુ૦પરા૦ જ

છે. કારણ કે સાધારણ ને પ્રત્યેક એ બે જ જીવરાશિ છે તેમાં પ્રત્યેકની કાયસ્થિતિ અસંખ્યકાળ ચક્ર છે. ને સાધારણની કાયસ્થિતિ ૨॥ પુ૦૫૨॥૦છે. માટે પૃથ્વીકાય આદિ કોઈપણ પ્રત્યેક જીવના પ્રત્યેકપણાનું અન્તર સાધારણની કાયસ્થિતિથી જ બની શકે છે. ॥૨૫૨॥

**અવતરણઃ**—સામાન્ય વનસ્પતિમાં સાધારણ વનસ્પતિનું ને પ્રત્યેક વનસ્પતિનું એ બેનું અન્તર કહીને હવે સાધારણવનસ્પતિમાં સૂક્ષ્મ સાધારણ વનસ્પતિ ને બાદર સાધારણ વનસ્પતિ એ બે વિશેષ ભેદ છે તેનું તથા સામાન્ય વનસ્પતિનું અન્તર, તેમજ તિર્યંચગતિ નપુંસકવેદ ને અસંજ્ઞીનું પણ અન્તર કહે છે—

**बायरसुहुमनिओया, हरियत्ति असंखया भवे लोगा । उयहीण सयपुहुत्तं, तिरियनपुंसे असण्णीय ॥२५३॥**

**ગાથાર્થઃ**—બાદરનિગોદનું સૂક્ષ્મનિગોદનું અને વનસ્પતિનું એ ત્રણેનું જુદુ જુદુ અન્તર અસંખ્યાતલોકાકાશ જેટલું છે, તથા તિર્યંચગતિનું નપુંસકવેદનું ને અસંજ્ઞીનું અન્તર શતપૃથક્ત્વ સાગરોપમ જેટલું છે.

**ભાવાર્થઃ**—સૂક્ષ્મનિગોદની કાયસ્થિતિ અસંખ્યકાળ ચક્ર પ્રમાણ છે એટલુંજ નહિ પરન્તુ સૂ૦નિગોદ–પૃથ્વી–જળ–અગ્નિ–વાયુ–પ્રત્યેક વનસ્પતિ ને ત્રસ એ સાતેની એકત્ર કાયસ્થિતિ પણ અસંખ્યલોકાકાશના આકાશપ્રદેશ જેટલા અસંખ્યકાળ ચક્ર પ્રમાણ છે, તેથી બાદરનિગોદનો (બાદર સાધારણ વનસ્પતિનો) એક જીવ બાદરનિગોદમાંથી નિકળી ઉત્કૃષ્ટથી સૂક્ષ્મવનસ્પત્યાદિમાં એટલા કાળ સુધી ભવભ્રમણ કરીને પુનઃ બાદરનિગોદમાં જ આવે છે તેથી બાદરનિગોદનું ઉત્કૃષ્ટ અન્તર અસંખ્યલોકતુલ્ય અસંખ્યકાળચક્ર જેટલું છે.

તથા બાદરનિગોદ આદિ સાત જીવરાશિની એકત્રકાયસ્થિતિ પણ અસંખ્ય લોકાકાશના પ્રદેશતુલ્ય અસંખ્ય કાળચક્ર પ્રમાણ છે

તેથી સૂક્ષ્મનિગોદવર્તી કોઇક જીવ સૂ૦નિગોદમાંથી નિકળી એટલા કાળ સુધી બાદરનિગોદાદિ સાત જીવરાશિઓમાં ભમીને પુન: સૂક્ષ્મ નિગોદમાંજ અવશ્ય આવે તેથી સૂ૦નિગોદનું ઉત્કૃષ્ટ અન્તર પણ બાદરનિગોદના ઉત્કૃષ્ટ અન્તરવત્ અસંખ્ય કાળચક્ર છે.

તથા પૃથ્વી-જળ-અગ્નિ-વાયુ-ને ત્રસ એ પાંચ કાયનો સમુદિત કાયસ્થિતિ પણ અસંખ્યલોકતુલ્ય અસંખ્યકાળચક્ર પ્રમાણ છે, જેથી વનસ્પતિકાયમાંથી કોઈ એક જીવ નિકળી પૃથ્વ્યાદિ પાંચ કાયમાં એટલો કાળ ભમીને પુન: વનસ્પતિમાં જ આવે છે તેથી સામાન્ય વનસ્પતિનું ઉ૦અન્તર અસંખ્યકાળચક્ર છે. તથા એ ત્રણેનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે, તે સ્વકાયમાંથી નિકળી પરકાયમાં ક્ષુલ્લકભવ પ્રમાણ એકજ ભવ કરીને પુન: સ્વકાયમાં આવવાથી છે.

તથા દેવગતિ નરકગતિ ને મનુષ્યગતિ એ ત્રણનો સમુદિતકાળ ( કાયસ્થિતિકાળ ) સાધિક શતપૃથક્ત્વ ( ઘણા સેંકડો ) સાગરોપમ છે, જેથી તિર્યંચગતિનો કોઈ એક જીવ તિર્યંચગતિમાથી નિકળી દેવગત્યાદિ ત્રણે ગતિમાં એટલા કાળસુધી ભ્રમણ કરીને પુનઃ તિર્યંચગતિમાં અવશ્ય ઉપજે છે, તેથી તિર્યંચગતિનું ઉત્કૃષ્ટ અન્તર સાધિક શતપૃથક્ત્વ સાગરોપમ છે, અને મનુષ્યગતિમાં ક્ષુલ્લકભવપ્રમાણ એક ભવ કરીને તરત તિર્યંચમાં આવે તો જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત થાય છે. [અહિ જઘન્ય અન્તર્મું૦ અન્તર તે મનુષ્યગતિમાં જઈ આવવાથી જ થાય છે, કારણ કે દેવ નારકનો ૧ ભવ તો જઘન્યથી પણ દશહજાર વર્ષ પ્રમાણ છે. તેથી એ બે ભવ આશ્રયી જઘન્ય અન્તર હોય નહિ. ગાથામાં કેવળ "શત પૃથક્ત્વ" કહેલ છે, સાધિકતા કહી નથી તો પણ સાધિક શતપૃથક્ત્વ અન્તર જાણવું.

તથા સ્રીવેદ પુરૂષવેદનો એકત્રિતકાળ ( કાયસ્થિતિ ) પણ સાધિક શતપૃથક્ત્વ સાગરોપમ છે, જેથી નપુંસકપણું છોડીને એ બે વેદમાં એટલા કાળ સુધી ભમીને પુનઃ નપુંસકવેદ જ પામે છે તેથી નપુંસકવેદનું ઉત્કૃષ્ટ અન્તર સાધિક શતપૃથક્ત્વ સાગરો૦ છે. અહિં કેવળ પુરૂષવેદનો સતતકાળ પણ સાધિક શતપૃથક્ત્વ સાગર છે, ને સ્રીવેદનો સતતકાળ પૂર્વે કાયસ્થિતિમાં કહ્યા પ્રમાણે

પાંચ આદેશની રીતે ઉત્કૃષ્ટ ૧૧૦ પલ્યોપમથી અધિક છે તે અહિં અધિક ગણતાં પણ સાધિકશતપૃથક્ત્વસાગરોપમમાં જ તે સ્ત્રીકાળ અન્તર્ગત છે એમ જાણવું.

તથા સંજ્ઞી પંચેન્દ્રિયની કાયસ્થિતિ સાધિક શતપૃથક્ત્વ સાગરો૦ છે જેથી સંજ્ઞીપંચે૦ સિવાયનો કોઈપણ એકેન્દ્રિયાદિ એક જીવ સંજ્ઞી પંચેન્દ્રિયમાં એટલોકાળ ભમીને પુનઃ અસંજ્ઞીજ ( એકેન્દ્રિયાદિમાં જ ઉત્પન્ન ) થાય છે, તેથી અસંજ્ઞી માર્ગણાનું અન્તર સાધિક શતપૃથક્ત્વ સાગરોપમ છે. અહિં સર્વત્ર જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત છે, તે અન્યત્ર ક્ષુલ્લકભવમાં ઉત્પન્ન થવાથી છે. અહિં "અસંજ્ઞી" શબ્દથી સિદ્ધાન્ત પરિભાષા પ્રમાણે જો અસંજ્ઞી પંચેન્દ્રિય(=સમ્મૂર્ચ્છિમ પંચેન્દ્રિય) ગ્રહણ કરીયે તો વનસ્પતિ આદિકમાં પરિભ્રમણ કરવાથી વનસ્પતિ આદિકનો સતતકાળ અન્તરમાં ગણવો પડે અને તેમ ગણવાથી અસંજ્ઞીનું અન્તર અસંખ્ય પુદ્ગલપરાવર્ત પ્રમાણ થાય, અને ગાથામાં તો શતપૃથક્ત્વ સાગરોપમ અન્તર કહ્યું છે માટે અસંજ્ઞી પંચેન્દ્રિય ન ગ્રહણ કરવો. એ રીતે ૬ જીવભેદોનું અન્તર આ ગાથામાં કહ્યું. ॥૨૫૩॥

**અવતરણઃ**—આ ગાથામાં દેવગતિમાં દેવભેદોનું જૂદું જૂદું અન્તર કહે છે—

**ईसाणंता अंतोमुहुत्तमपरं सणंकुसहस्सारो । नव दिण मासा वासा, अणुत्तरोक्कोस उयहिदुगं ॥२५४॥**

**ગાથાર્થઃ**—ઈશાન દેવલોક સુધીના દેવોનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત છે, અને ઉત્કૃષ્ટ અન્તર વનસ્પતિકાળ છે, તથા સનત્ કુમારથી સહસ્રાર સુધીના દેવોનું જઘન્ય અન્તર ૯ દિવસ છે, તેથી ઉપરના ચાર કલ્પદેવોનું જઘન્ય અન્તર ૯ માસ છે, ગ્રૈવેયક અને સર્વાર્થસિદ્ધ વર્જિત અનુત્તર દેવોનું જઘન્ય અન્તર ૯ વર્ષ છે, અને અનુત્તર દેવોનું ઉત્કૃષ્ટ અન્તર બે સાગરોપમ છે, અને ઉત્કૃષ્ટ અન્તર તો સર્વત્ર વનસ્પતિકાળ છે. ॥૨૫૪॥

**भावार्थः**—जाव ईसाणं=ભવનપતિ વ્યન્તર જ્યોતિષી ને વૈમાનિકમાં સૌધર્મ ઈશાન કલ્પના દેવો સંખ્યાતવર્ષાયુવાળા તિર્યંચ પંચેન્દ્રિયોમાં (મત્સ્યાદિકમાં) ઉપજે છે, ને તે જલચરાદિકનું જઘન્ય આયુષ્ય અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ હોય છે, જેથી અન્તર્મુહૂર્ત્ત પ્રમાણનો ૧ ભવ કરી પુનઃ ભવનપતિદેવ ભવનપતિમાં ઉત્પન્ન થાય વ્યન્તર હોય તો વ્યન્તરમાં ઇત્યાદિ રીતે સ્વનિકાયમાં દેવ થાય તો એ દેવોનું જઘન્ય અન્તર [1]અન્તર્મુહૂર્ત્ત છે.

सणंकु सहसारा=સનત્કુમારથી સહસ્રાર સુધીના (૩-૪-૫-૬-૭-૮મા કલ્પના) દેવો સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચમાં ને ગર્ભજ મનુષ્યમાં સંખ્યાત વર્ષનાં આયુષ્યવાળામાં ઉત્પન્ન થાય છે. પરન્તુ ત્યાં ઉત્પન્ન થઈને જો પુનઃ એ ૬ દેવલોકમાં ઉત્પન્ન થવું હોય તો જઘન્યથી પણ દિનપૃથક્ત્વના આયુષ્યવાળો તિર્યંચજ એ ૬ દેવલોકમાં ઉપજે છે, જેથી એ ૬ દેવલોકના દેવો ગ૦તિર્યંચમાં જઈ ત્યાં ૯ દિવસ જેટલું આયુ પૂર્ણ કરી પુનઃ એ ૬ માં ઉત્પન્ન થઈ શકે છે તેથી એ પ્રત્યેક કલ્પના દેવોનું જૂદું જૂદું અન્તર ૯ દિવસ પ્રમાણનું છે. નવ દિવસે મન મજબૂત થવાથી વિશુદ્ધ અધ્યવસાયનો સંભવ છે, અને તેવા વિશુદ્ધ અધ્યવસાય વાળા સમ્યગ્દૃષ્ટિનું સહસ્રાર પર્યંત ગમન સંભવે છે.

આનત આદિ ૪ કલ્પના દેવો તિર્યંચમાં ઉપજતા નથી તેમજ તિર્યંચો એ ચારમાં ઉપજતા નથી જેથી એ ચાર કલ્પની ગતિ આગતિ કેવળ ગર્ભજ મનુષ્યમાં છે, તેમાં પણ માસપૃથક્ત્વથી ન્યૂન આયુવાળો ગર્ભજ મનુષ્ય એ ચાર કલ્પમાં ઉપજતો નથી પરન્તુ જઘન્યથી પણ માસપૃથક્ત્વના (૯ માસના) આયુષ્યવાળો [2]મનુષ્યજ આનતાદિમાં ઉપજી શકે છે, તે કારણથી આનતાદિ ૪ કલ્પનો દેવ ગર્ભજ મનુષ્યમાં આવી ૯ માસ જઘન્ય આયુ પૂર્ણ કરી પુનઃ આનતાદિ દેવ થાય તો એ રીતે એ ચાર કલ્પનું

---

૧ મનુષ્ય જઘન્યથી માસપૃથક્ત્વના આયુષ્યવાળોજ ઇશાન સુધી જાય છે માટે આ અન્તર તિર્યંચગતિથી થાય છે.

૨ મનુષ્યથી કહેલું આ અન્તર સિદ્ધાન્તસાથે વિસંવાદી છે.



देवोनी उत्पत्ति अने च्यवननुं अन्तर

પ્રત્યેકનું જઘન્ય અન્તર ૯ માસ છે. [ગ્રન્થકર્તાએ "૯ માસ જેટલું આ અન્તર કહ્યું છે, ને તિર્યંચ અહિં ઉપજતો નથી જેથી આ અન્તર મનુષ્યગતિજ પ્રાપ્ત થઈ શકે છે. પરન્તુ વિસંવાદ એ છે કે-સિદ્ધાન્તમાં કહ્યા પ્રમાણે જઘન્યથી ૯ વર્ષાયુવાળો મનુષ્યજ સનત્કુમારથી અનુત્તર સુધી ઉત્પન્ન થઈ શકે છે તો આ ચાર કલ્પના દેવોનું જઘન્ય અન્તર પણ ૯ વર્ષનું હોવું જોઈએ તેને બદલે ૯ માસ કહ્યું છે તે શ્રી ભગવતીજીના અભિપ્રાયથી વિરૂદ્ધ છે. શ્રી ભગવતીજીમાં સહસ્રાર સુધીના દેવોનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત કહ્યું છે ને તે તિર્યંચગતિથી સંભવિત છે, તથા આનતથી અનુત્તર સુધીના દેવોનું જઘન્ય અન્તર ૯ વર્ષ (વર્ષ પૃથકત્વ) કહેલ છે તે મનુષ્યગતિથી સંભવિત છે. માટે એ રીતે દેવલોકનું અન્તર અન્તર્મુહૂર્ત્ત ને ૯ વર્ષ એ બે પ્રકારેજ બની શકે છે, અને આ ગ્રંથકર્તાએ તો અન્તર્મુ૦-૯દિવસ-૯માસ-૯વર્ષ એમ ચાર પ્રકારે કહ્યું છે માટે તત્ત્વ શું છે તે શ્રીબહુશ્રુત જાણે" એમ વૃત્તિકર્તા અભિપ્રાય દર્શાવે છે, પરન્તુ [1]પંચસંગ્રહમાં આ ગાથાને અનુસરતુંજ અંતર કહ્યુ છે માટે નિર્મૂળ નથી.]

૧ આ ગાથામા જે અન્તર કહ્યું છે તે અન્તર વૃત્તિકર્તાના અભિપ્રાય પ્રમાણે વિસંવાદી છે, અને તે શ્રીભગવતીજીના અભિપ્રાયને અનુસરીને વિસંવાદી હશે, છતાં કેવળ નિર્મૂળ છે એમ નથી, કારણ કે શ્રીપંચસંગ્રહમાં પણ દેવોનું અન્તર આ ગાથા પ્રમાણેજ છે તે ગાથા—

**आईसाणं अमरस्स, अंतरं हीणयं मुहुत्तंतो। आसहसारे अच्चुयणुत्तर दिण मास वास नव ॥१॥**

મૂળવૃત્તિનો અર્થ:-ભવનપતિ વ્યન્તર ને જ્યોતિષી તથા સૌધર્મ ને ઇશાન એટલા દેવલોકમાંથી ચ્યવેલો દેવ અન્તર્મુહૂર્ત્ત માત્રમાં પુનઃ ત્યાંજ (ભવનપત્યાદિકમાં) ઉપજી શકે છે, સનત્કુમાર માહેન્દ્ર બ્રહ્મલોક લાન્તક શુક્ર ને સહસ્રારથી ચ્યવેલો દેવ ૯ દિવસમાંજ પુનઃ ત્યાં દેવપણે ઉત્પન્ન થઈ શકે છે. આનત પ્રાણત આરણને અચ્યુતથી ચ્યવેલો દેવ ૯ માસમાંજ પુનઃ ત્યાં આનતાદિમાં ઉત્પન્ન થાય છે. ગ્રૈવેયકને વિજયાદિકથી ચ્યવેલો દેવ ૯ વર્ષમાંજ પુનઃ ગ્રૈવેયકાદિપણે ઉત્પન્ન થાય છે, કારણ કે (અન્તર્મુ૦માં) મનઃપર્યાપ્તિવડે પર્યાપ્ત થયેલ અવિરત સમ્યગ્દૃષ્ટિઓ સમ્યક્ત્વના પ્રભાવથીજ કંઈક વિશુદ્ધ અધ્યવસાયવાળા જીવો (અન્તર્મુ૦માં) ઈશાનકલ્પમાં ઉત્પન્ન થાય છે, અને ૯ દિવસમાં પુનઃ મનનું જરઠપણું-મજબૂતાઇ થવાથી

देवोनी उत्पत्ति अने च्यवननुं अन्तर

તથા ગર્ભજમનુષ્ય વર્ષપૃથક્ત્વના આયુષ્યવાળો જ ગ્રૈવેયક અનુત્તરમાં ઉપજે છે માટે ગ્રૈવેયક અનુત્તરનો દેવ ગર્ભજમનુષ્યમાં ઉપજી ૯ વર્ષમાં જ મરણ પામી પુનઃ ગ્રૈવેયક અનુત્તરમાં જાય તો એ રીતે ગ્રૈ૦ અનુ૦ દેવોનું જઘન્ય અન્તર ૯ વર્ષ છે.

તથા ગ્રૈવેયક સુધીના દેવોનું उत्कृष्ट अन्तर [1]વનસ્પતિકાળ (આવલિકાના અસંખ્યાતમા ભાગના સમય જેટલા અસંખ્ય પુદ્ગલપરાવર્ત તુલ્ય અનન્તકાળ) જેટલું છે ॥૨૫૪॥

અતિવિશુદ્ધ અવિરત (અવિરત સમ્યગ્દૃષ્ટિ) સહસ્રારમાં જાય છે, પુનઃ ૯ માસ થતાં (મનનું અતિવિશેષ પરિશિલિતપણું થતાં) મનનાજ જરઠપણાના કારણથી અચ્યુતમાં ઉત્પન્ન થાય છે પાંચ અનુત્તર વિમાનમાં ઉત્પત્તિ થવી તે દ્રવ્યચારિત્ર ને ભાવચારિત્ર એ બેના સંયુક્તપણાથી છે અને તે ચારિત્રની પ્રાપ્તિ ૯ વર્ષેજ થાય છે માટે ૯ વર્ષ અંતર અંતર છે.

પુનઃ જીવસમાસની આ ૨૫૪મા ગાથાની વૃત્તિમાં સર્વ ઉત્કૃષ્ટ અન્તર વનસ્પતિકાળ જેટલું ગ્રૈવેયક સુધીના દેવોનું કહ્યું છે પરન્તુ અનુત્તર દેવોનું ઉત્કૃષ્ટ અન્તર કહ્યું નથી. તે પંચસંગ્રહમાં दो अयरा विजयाइसु=બે સાગરોપમ ઉત્કૃષ્ટ અન્તર વિજયાદિ ૪ વિમાનના દેવોનું છે તે વિજયાદિમાંથી ચ્યવી મનુષ્ય થઇ સૌધર્મકલ્પમાં ઉત્કૃષ્ટ આયુવાળો દેવ થઇ પુનઃ મનુષ્ય થઇ સર્વવિરતિ ગ્રહણ કરી પુનઃ વિજયાદિ ચાર વિમાનમાં ઉપજે તે અપેક્ષાએ કહેલ છે. શ્રીપંચસંગ્રહની મલયટીકામાં કહ્યું છે કે–विजयवैजयन्तजयन्तापराजितेषूत्कृष्टतो द्विसागरोपमस्थितिकवैमानिकेषु स्थित्वा तेष्वेवोत्पद्यते. ઇતિ વચનાત્ તથા સર્વાર્થસિદ્ધિ દેવો તો એકાવતારી હોવાથી એમાં અન્તર જ નથી એ સ્પષ્ટ છે. એ રીતે દેવલોકમાં જઘન્ય અન્તર ને ઉત્કૃષ્ટ અન્તર કહ્યું.

[1] વિશેષથી વિચારતાં ૪ અનુત્તર દેવોનું અન્તર ૨ સાગરોપમ છે. પુનઃ એ દેવોને દ્વિચરમા કહ્યા છે તે સંસારચક્રમાં વિજયાદિ દેવત્વ બે વારજ પામે તે અપેક્ષાએ છે, ફક્ત સર્વાર્થસિદ્ધ દેવો એકાન્તે એકાવતારી હોવાથી એ દેવોને અન્તર છેજ નહિ. તથા વિજયાદિ ચાર દેવોનું ૨ સાગરોપમ અન્તર તે બે સાગરોપમ સ્થિતિવાળા વૈમાનિકમાં જઇને અહિં ઉત્પન્ન થતાં મનુષ્યભવ સહિત ૨ સાગરોપમનું ઉત્કૃષ્ટ અન્તર ગણવા યોગ્ય છે, પંચસંગ્રહમાં પણ એમ કહ્યું છે.

**અવતરણઃ**—પૂર્વ ગાથામાં એક દેવ આશ્રિત અન્તરકાળ કહીને હવે આ ગાથામાં સર્વદેવ આશ્રયી ઉત્પાત વિરહ ને ચ્યવન-વિરહ કહે છે—

**नव दिण वीस मुहुत्ता, बारसदिण दस मुहुत्तया हुंति । अद्धं तह बावीसा, पणयाल असीइ दिवससयं ॥**
**संखेज मास वासा, सया सहस्सा य सयसहस्सा य । दुसु दुसु तिसु तिसु पंचसु, अणुत्तरे पल्लऽसंख इमा ।**

**ગાથાર્થઃ**—ભવનપતિથી પ્રારંભીને ઈશાન સુધીના દેવલોકમાં દરેકમાં ૨૪ મુહૂર્ત્તનો વિરહકાળ છે (ગાથામાં આ વિરહકાળ કહ્યો નથી તોપણ કહેવા યોગ્ય છે) સનત્કુમારકલ્પમાં ૯ દિવસ ૨૦ મુહૂર્ત્ત, માહેન્દ્રમાં ૧૨ દિવસ ૧૦ મુહૂર્ત્ત, બ્રહ્મલોકમાં ૨૨॥ દિવસ, લાન્તકમાં ૪૫ દિવસ, શુક્રમાં ૮૦ દિવસ, સહસ્રારમાં ૧૦૦ દિવસ, ॥૨૨૫॥

તેથી ઉપરના બે કલ્પમાં ( આનત પ્રાણતમાં ) સંખ્યાતમાસ, તેથી ઉપરના બે કલ્પમાં ( આરણ અચ્યુતમાં ) સંખ્યાત વર્ષ, તેથી ઉપરના ત્રણ ત્રિલોકમાં સંખ્યાત સો વર્ષ, સંખ્યાત હજારવર્ષને સંખ્યાત લાખ વર્ષ છે, અને અનુત્તર પાંચમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઉપપાતવિરહ તથા ચ્યવનવિરહનો એ ઉત્કૃષ્ટ કાળ છે ॥૨૫૬॥

**ભાવાર્થઃ**—ગાથામાં કોઈપણ કારણથી અથવા અવિવક્ષારૂપ હેતુથી ઈશાન સુધીના દેવલોકનો વિરહકાળ કહ્યો નથી પરન્તુ કહ્યા વિના ચાલે નહિ માટે ભવનપત્યાદિ પ્રત્યેકનો વિરહકાળ ૨૪ મુહૂર્ત્ત જાણવો. અર્થાત્ ૨૪ મુહૂર્ત્ત સુધી ભવનપતિમાં એક પણ નવો દેવ ઉપજે નહિ તેમ કોઈ દેવ ચ્યવે પણ નહિ એવો વિરહકાળ કોઈ કોઈ વખતે આવે છે. એ રીતે વ્યન્તરમાં અને જ્યો-તિષીમાં પણ ૨૪ મુહૂર્ત્ત વિરહકાળ જાણવો, તેમજ સૌધર્મકલ્પમાં ૨૪ મુહૂર્ત્ત અને ઈશાન કલ્પમાં પણ ૨૪ મુહૂર્ત્ત જુદો જુદો વિરહકાળ છે. તેથી ઉપરના સનત્કુમાર કલ્પમાં કેટલોક વખત એવો કાળ આવે છે કે જે વખતે ૯ દિવસ ૨૦ મુહૂર્ત્ત સુધી

કોઈ નવો દેવ ઉપજે નહિ તેમ ચ્યવે પણ નહિં, ત્યારબાદ તેમાં એકાદિ પણ દેવ અવશ્ય ઉપજે અથવા ચ્યવે. એ રીતે માહેન્દ્ર કલ્પમાં ૧૨ દિવસ-૧૦ મુહૂર્ત્ત વિરહકાળ છે. બ્રહ્મકલ્પમાં ૨૨॥ દિવસ વિરહકાળ છે, લાન્તકમાં ૪૫ દિવસ, શુક્રમાં ૮૦ દિવસ, ને સહસ્રારમાં ૧૦૦ દિવસ વિરહકાળ છે, એ આઠ દેવલોકમાં પ્રત્યેકનો ભિન્ન ભિન્ન વિરહકાળ છે.

દેવોની ઉત્પત્તિ અને ચ્યવનનું અન્તર

ત્યારબાદ આનતમાં સંખ્યાતમાસ ને પ્રાણતમાં પણ સંખ્યાતમાસ વિરહકાળ છે, અહિં સંખ્યાતમાસ કહેવાથી ૧ વર્ષથી ન્યૂન વિરહકાળ જાણવો. ત્યારબાદ આરણ અચ્યુતમાં સંખ્યાત સંખ્યાતવર્ષનો વિરહ છે તે સંખ્યાત વર્ષ એટલે ૧૦૦ વર્ષથી ન્યૂન વર્ષો જેટલો વિરહ જાણવો. તથા પહેલા ત્રણ ગ્રૈવેયકમાં સંખ્યાત સો વર્ષનો વિરહ છે, ત્યાં સંખ્યાત સો એટલે ૧૦૦૦ વર્ષથી ઓછાં વર્ષ જાણવાં. બીજા ત્રણ ગ્રૈવેયકમાં સંખ્યાત હજાર વર્ષ એટલે ૧ લાખ વર્ષથી ઓછાં વર્ષનો વિરહકાળ જાણવો. ત્રીજા ત્રણ ગ્રૈવેયકમાં સંખ્યાત લાખવર્ષ [વૃત્તિમાં સંખ્યાત લાખ એટલે ૧ ક્રોડથી ન્યૂન વર્ષ એવી સ્પષ્ટ વ્યાખ્યા નથી, માટે ઓઘે ઘણાં લાખ વર્ષ] વિરહકાળ જાણવો, ૫ અનુત્તરમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ વિરહકાળ છે. ["આ ગ્રંથકર્તાએ પાંચે અનુત્તરમાં પલ્યોપમાસંખ્યેયભાગ વિરહકાળ કહ્યો છે, પરન્તુ સિદ્ધાન્તમાંતો ૪ અનુત્તરમાં અસંખ્યાત કાળ, અને પાંચમા અનુત્તરમાં ( સર્વાર્થસિદ્ધમાં ) પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો વિરહકાળ કહ્યો છે. એ શ્રી. ભગવતિજીના પાઠથી સિદ્ધ છે, તે આ પ્રમાણે-"વિજયાદિ દેવો ઉપપાત વડે કેટલા કાળ સુધી વિરહવાળા હોય છે ? ગૌતમ ! જઘન્યથી ૧ સમય ઉત્કૃષ્ટથી અસંખ્ય કાળ. સર્વાર્થ સિદ્ધ દેવો ઉપપાતવડે કેટલા કાળ વિરહવાળા કહ્યા છે ? ગૌતમ ! જઘન્યથી ૧ સમય, ઉત્કૃષ્ટથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ. માટે આ બાબતમાં તત્વ શ્રી કેવલી જાણે" એ પ્રમાણે વૃત્તિમાં કહ્યું છે. પરન્તુ શ્રી ક્ષેત્રલોકપ્રકાશમાં પણ પાંચેમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ વિરહ કહ્યો છે, જેથી એમ સમજાય છે કે ૪ અનુત્તરમાં પલ્યાસંખ્યેયભાગ નાનો ગણવો, ને સર્વાર્થના વિરહમાં મોટો ભાગ ગણવો જેથી બન્નેમાં સરખી રીતે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ કહેવામાં કંઈ

વિરોધ સમજાતો નથી.

તથા ગાથામા કહેલ નથી તોપણ સિદ્ધગતિનો ઉપપાત વિરહ આ પ્રમાણે-સિદ્ધિગતિમાં નિરન્તરસિદ્ધિ તો જઘન્યથી ૧-૨ સમય ને ઉત્કૃષ્ટથી ૮ સમય પૂર્વે કહી છે, અને નિરન્તર સિદ્ધિ બાદ અન્તર પડે તો જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટ ૬ માસનું અન્તર પડે અર્થાત્ ૬ માસ સુધી કોઈ એક પણ જીવ સિદ્ધિગતિમાં જાય નહિ, ને ત્યારબાદ અવશ્ય એકાદિ જીવ સિદ્ધ થાયજ, અને ચ્યવનવિરહ તો સિદ્ધિગતિમાં છે જ નહિ, કારણ કે સિદ્ધને પુનઃ સંસારમાં આવવાનું નથી, સાદિ અનન્ત સ્થિતિ છે, તે ચ્યવવાના અભાવે ચ્યવનવિરહ કયાંથી હોય ? ॥इति गत्यादिआश्रितअन्तरकालः ॥ ૨૫૫-૨૫૬॥

॥ गुणस्थानेषु अन्तरकालः ॥

अवतरणः—ગત્યાદિભેદે જીવભેદ રૂપ જીવસમાસમાં ૯૮નું અન્તરદ્વાર કહીને હવે ૧૪ ગુણસ્થાનરૂપ ૧૪ જીવસમાસમાં અન્તરદ્વાર કહે છે—

**मिच्छस्स उयहिनामा, बे छावट्ठी परं तु देसूणा । सम्मत्तमणुगयस्स य, पुग्गलपरियट्टमध्धूणं ॥२५७॥**

गाथार्थः—મિથ્યાત્વનો ઉત્કૃષ્ટ અન્તરકાળ બે છાસઠ સાગરોપમ છે, અથવા બીજો (અન્યાચાર્યમતે) દેશોન બે છાસઠ સાગરોપમ અન્તરકાળ છે. તથા સમ્યક્ત્વાનુગત (સમ્યક્ત્વવાળાં ૪ થી ૧૧) ગુણસ્થાનોનો પ્રત્યેકનો અન્તરકાળ દેશોન અર્ધ પુદ્ગલપરાવર્ત છે ॥૨૫૭॥

भावार्थः—મિથ્યાદષ્ટિ જીવ સમ્યક્ત્વ પામીને સમ્યક્ત્વનો જે સતતકાળ ૬૬ સાગરોપમ પૂર્વે કહ્યો છે તેટલો કાળ સમ્યગ્દષ્ટિ

રહીને અન્તર્મુહૂર્ત્ત માત્ર મિશ્ર સમ્યકત્વ પામીને મિશ્રદષ્ટિ થાય, ત્યારબાદ મિશ્રથી પુનઃ સમ્યગ્દષ્ટિ થઈને પુનઃ ૬૬ સાગરોપમ સુધી સમ્યગ્દષ્ટિ પણે રહી ત્યારબાદ મુક્તિમાં જાય અથવા તો મિથ્યાત્વ પામે, જેથી એ રીતે મધ્યવર્તિ મિશ્રના અન્તર્મુહૂર્ત્ત વડે અધિક બે છાસઠ સાગરોપમ જેટલો મિથ્યાત્વનો અન્તરકાળ થયો. એ પ્રમાણે કર્મપ્રકૃતિ ચૂર્ણિમાં ને શ્રી પંચસંગ્રહ વૃત્તિમાં કહ્યું છે. એ કાર્મગ્રંથિક અભિપ્રાય થયો. અને સિદ્ધાન્તના અભિપ્રાયથી વિચારીએ તો સમ્યગ્દષ્ટિ જીવ મિશ્ર સમ્યકત્વ ન પામે એમ કહ્યું છે, જેથી અન્તર્મુ૦ * અધિક બે છાસઠ નહિ પરન્તુ સંપૂર્ણ બે છાસઠ સાગરોપમ અન્તરકાળ થાય છે. પુનઃ અન્ય-આચાર્યો તો અન્તર્મુહૂર્ત્ત ન્યૂન બે છાસઠ સાગરોપમ અન્તરકાળ કહે છે તેતો અયુક્ત જ લાગે છે. કારણ કે કોઈ રીતે ગ્રન્થાન્તરો સાથે સંબંધવાળો નથી.

તથા સમ્યકત્વાનુગત ગુણસ્થાનો તે ૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૧ એ ૮ ગુણસ્થાનોનો પ્રત્યેકનો અન્તરકાળ દેશોન અર્ધ પુદ્ગલપરાવર્ત જેટલા અનન્તકાળ પ્રમાણ છે. કારણકે એ ગુણસ્થાનવર્તી જીવો સમ્યકત્વાદિકથી પતિત થઈને અત્યંત ઘોર આશાતનાઓ કરીને મહારંભી મહાપરિગ્રહી થઈ એટલા અનન્તકાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરીને ત્યારબાદ પ્રથમ પામેલા સમ્યકત્વના પ્રભાવમાત્રથી જ અનુક્રમે ઉચ્ચતર દશા પ્રાપ્ત કરી પુનઃ સમ્યકત્વાદિ ગુણસ્થાનો અવશ્ય પ્રાપ્ત કરીને સિદ્ધિગતિમાંજ જાય છે.

---

* અહિ એક અન્તર્મુ૦ માત્રને માટે અન્ય આચાર્યનો મતાન્તર કહ્યો, તથા સિદ્ધાન્તનો મત પણ દર્શાવ્યો, પરન્તુ એ અન્તર્મુ૦ અધિક બે છાસઠ વા પૂર્ણ બે છાસઠ સાગરોપમતો કેવળ દેવભવની અપેક્ષાએ જ છે. કારણ કે ૩૩ સાગરોપમના બે ભવ અનુત્તરના અને ૨૨ સાગરોપમ વાળા ૩ ભવ અચ્યુતકલ્પના કરવાથી બે છાસઠ સાગરોપમ દેવભવમાં થાય છે, અને તાત્વિક રીતેતો વચ્ચે વચ્ચે પ્રાપ્ત થતા મનુષ્યભવ પણ સમ્યક્ત્વયુક્ત હોવાથી મનુષ્યના જે ૫-૭ ભવ પૂર્વક્રોડ વર્ષાયુવાળા થાય છે તે ગણવાથી પૂર્વક્રોડ પૃથક્ત્વાધિક બે છાસઠ સાગરોપમ જેટલો સમ્યક્ત્વનો ઉત્કૃષ્ટ કાળ છે, જેથી મિથ્યાત્વનો ઉત્કૃષ્ટ અન્તરકાળ પણ પૂર્વક્રોડ પૃથક્ત્વાધિક બે છાસઠ સાગર જેટલો જાણવો.

પુનઃ સાસ્વાદન અને મિશ્ર ગુણસ્થાનવાળા જીવો સમ્યક્ત્વવાળા ન હોવાથી સમ્યક્ત્વાનુગત ગુણસ્થાનોમાં ન જ ગણાય એમ સર્વથા નિષેધ નથી, કારણકે સમ્યક્ત્વના ઉદયવાળા જો કે નથી તોપણ સમ્યક્ત્વપુંજની સત્તાવાળા હોવાથી સત્તામાત્રની અપેક્ષાએ એ બે ગુણસ્થાનો સમ્યક્ત્વાનુગત ગણીયે તો ગણી શકાય છે, માટે એ રીતે સમ્યક્ત્વાનુગત સાસ્વાદન મિશ્રનો અન્તરકાળ પણ અવિરતાદિવત્ દેશોન અર્ધ પુદ્ગલપરાવર્ત પ્રમાણ જાણવો, જેથી એટલો અનન્તકાળ વ્યતીત થયા બાદ પુનઃ સાસ્વાદન વા મિશ્ર ભાવ પામીને અથવા કેટલાક જીવો એ બે ભાવને પામ્યા વિના પણ સમ્યક્ત્વાદિ પ્રાપ્ત કરી અવશ્ય મોક્ષેજ જાય છે.

ક્ષીણમોહાદિ ગુણસ્થાનો પણ જો કે સમ્યક્ત્વાનુગત છે પરન્તુ એ ગુણસ્થાનો ક્ષપકનાં હોવાથી એ ગુણસ્થાને પડવાનો અભાવ છે માટે અન્તરનો પણ અભાવ છે, જેથી ૧૨-૧૩-૧૪ એ ત્રણ ગુણસ્થાનોમાં અન્તરકાળ સર્વથા નથી.

## ॥ પુદ્ગલપરાવર્ત્તનું સ્વરુપ ॥

ચૌદ રજ્જુ પ્રમાણ સમગ્ર લોકમાં જેટલા પુદ્ગલો છે તે સર્વને એક જીવ અનન્તભવ ભ્રમણ કરીને અનન્તભવોમાં ઔદારિક વૈક્રિય તૈજસ ભાષા શ્વાસોચ્છવાસ મન ને કાર્મણ એ સાત પદાર્થરૂપે પરિણમાવીને છોડે તેમાં જેટલો અનન્તકાળ લાગે તેટલા અનન્તકાળનું નામ એક પુદ્ગલપરાવર્ત્ત છે. અન્ય આચાર્યો દ્રવ્યથી ક્ષેત્રથી કાળથી ને ભાવથી એમ ચાર પ્રકારના બાદરને ચાર પ્રકારના સૂક્ષ્મ મળી ૮ પ્રકારના પુદ્ગલપરાવર્ત ગણે છે તે આ પ્રમાણે—

૧ બાદર દ્રવ્ય પુદ્ગલપરાવર્ત—સર્વલોકવર્તી સમગ્ર પુદ્ગલાસ્તિકાયને એક જીવ સામાન્યતઃ ઔદારિકાદિ સાતવર્ગણાપણે ગ્રહણ કરીને છોડે તેમાં જે અનન્તકાળ લાગે તેટલા અનન્તકાળનું નામ બા૦દ્ર૦પુ૦ પરાવર્ત. એમાં પ્રતિસમયે નવા નવા પુદ્ગલો સાતમાંની કોઈપણ અનિયમિત વર્ગણાપણે ગ્રહણ થાય તોપણ ગ્રહણ કર્યા તરીકે ગણવા.

२ सूक्ष्म द्रव्य पुद्गलपरावर्त—સમગ્ર પુદ્‌ગલાસ્તિકાયને એક જીવ ઔદારિકાદિ સાતમાંની કોઇપણ એક વિવક્ષિત વર્ગણાપણે ગ્રહણ કરીને છોડતાં જે અનન્તકાળ લાગે તેટલા કાળનું નામ સૂ૦દ્ર૦પુ૦પરાવર્ત. એમાં વિવક્ષિતવર્ગણાથી અન્યવર્ગણાપણે પુદ્‌ગલો ગ્રહણ થતા હોય તોપણ તે ગ્રહણ કર્યા તરીકે ન ગણવા, વળી તેનેજ એકવાર ગ્રહણ થયા બાદ તેજ પુદ્‌ગલો પુનઃ તે વર્ગણાપણે ગ્રહણ થાય તોપણ ગણત્રીમાં ન ગણવા, પરન્તુ પ્રતિસમય જે જે નવા નવા પુદ્‌ગલો વિવક્ષિત વર્ગણારૂપે ગ્રહણ થતા હોય તે જ નવા નવા પુદ્‌ગલોની ગણત્રી કરવી, જેથી એમાં પ્રતિસમય ગ્રહણ કરાતી ગૃહિતતદ્‌વર્ગણા ને ગૃહ્યમાણ અન્યવર્ગણા એ બન્ને પ્રકારના (ગ્રહણ કરાતા) પુદ્‌ગલોને ગણત્રીમાં ગણવા નહિં. એ પ્રકારે ગણતાં બા૦દ્ર૦પુ૦પરા૦ ના અનન્તકાળથી આ સૂ૦દ્ર૦પુ૦ પરા૦નો અનન્તકાળ ઘણોજ મોટો થાય છે. પુનઃ બા૦દ્ર૦પુ૦પરાવર્ત તો એકજ પ્રકારનો છે, અને સૂ૦દ્ર૦પુ૦પરા૦ તો વિવક્ષિત એકજ વર્ગણારૂપ હોવાથી સાતવર્ગણા ભેદે સાત પ્રકારનો છે. જો કે આહારક સહિત ગ્રાહ્ય વર્ગણાઓ આઠ છે, પરન્તુ આહારક-વર્ગણા ભવચક્રમાં ૪ વારજ ગ્રહણ કરાતી હોવાથી આહારક વર્ગણાનો પુદ્‌ગલપરાવર્ત બની શકતો નથી.

३ बादर क्षेत्र पुद्गलपरावर्त—લોકાકાશના સમગ્ર આકાશપ્રદેશોને એક જીવ અનન્ત ભવભ્રમણમાં નિરન્તરપણે યા અન્તરે અન્તરે સ્પર્શી સ્પર્શીને મરણ પામે તેમાં જેટલો કાળ લાગે તેટલા અનન્તકાળનું નામ બા૦ક્ષે૦પુ૦પરાવર્ત૦. [ અહિ જીવની અવગાહના અસંખ્ય આકાશપ્રદેશની હોવાથી મરણ વખતે કોઈપણ ક્ષેત્રમાં-સ્થાને અસંખ્ય આકાશપ્રદેશો અવગાહેલા હોય છે પરન્તુ તે સર્વ ન ગણતાં તેમાંથી કોઇએકજ આકાશપ્રદેશ ગણવો.

४ सूक्ष्म क्षेत्र पुद्गलपरावर्त—બા૦ક્ષે.પુ૦પરાવર્તમાં વિવક્ષિત જીવ ગમે તે સ્થાને મરણ પામે તોપણ તે સ્થાનનો ૧ આકાશપ્રદેશ ગણવાનો હોય છે, અને આ પરાવર્તમાંતો જે વિવક્ષિત સ્થાને મરણ પામ્યો તેમાંનો એક આકાશપ્રદેશ ગણીને ત્યારબાદ વચ્ચે કંઇક ભવ કરી પુનઃ તે ગણેલા પહેલા આકાશપ્રદેશની શ્રેણિમાં રહેલા અનન્તર (=સાથે રહેલા બીજા) આકાશપ્રદેશમાં મરણ પામે

ત્યારે તે બીજો આકાશપ્રદેશ ગણત્રીમાં ગણવો, એ રીતે અનુક્રમે નિરન્તર આકાશપ્રદેશોમાં [ શ્રેણીબદ્ધ આકાશપ્રદેશોમાં ક્રમશઃ ] મરણ પામતાં પામતાં ૧ શ્રેણિ પૂર્ણ થાય, ત્યારબાદ તેની સાથેની બીજી શ્રેણિ મરણવડે ક્રમશ પૂર્ણ કરે એ રીતે યાવત્ પ્રતર પૂર્ણ કરી એજ ક્રમે પ્રતરો પણ અનુક્રમે પૂર્ણ કરી સંપૂર્ણ લોકાકાશના સર્વ પ્રદેશોમાં મરણ પામે, તેમાં જેટલો કાળ લાગે તેટલા કાળનું નામ સૂ૦ક્ષે૦પુ૦પરાવર્ત. બાદર ક્ષે૦પુ૦પરા૦માં ક્રમ વિના જ્યાં ત્યાં મરણ પામે તોપણ ત્યાંના આકાશપ્રદેશો ગણત્રીમાં ગણાતા હતા, અને સૂ૦પરાવર્તમાં તો વિવક્ષિત આકાશપ્રદેશથી નિરન્તર આકાશપ્રદેશોમાં ક્રમશઃ મરણ પામે ત્યારે જ ત્યાંનો આકાશપ્રદેશ ગણત્રીમાં ગણાય છે, અને એવાં ક્રમશઃ મરણ તો કંઇક ભવોને આંતરે આંતરે હોય છે, જેથી આ સૂ૦ ક્ષેત્રપરાવર્ત બા૦ક્ષે૦પરાવર્તથી ઘણો મોટો છે.

૫ बादरकालपुद्गलपरावर्त्त—કોઈ જીવ ઉત્સર્પિણી અને અવસર્પિણી રૂપ ૧ કાળચક્રના સમયોમાંના કોઇપણ સમયે મરણ પામે તો તે સમય ગણત્રીમાં ગણવો, એરીતે કંઇપણ અનુક્રમ વિના કાળચક્રના સર્વ સમયોમાં મરણ પામતાં જે અનન્તકાળ લાગે તેનું નામ બા૦કાળ પુ૦પરાવર્ત. આ પરાવર્તમાં વિવક્ષિતજીવ ઉત્સ૦ના પહેલા દિવસના બાર વાગ્યે મરણ પામે તો તે બાર વાગ્યાનો ૧ સમય ગણીને પુનઃ બીજા ભવમાં ૩૩ સાગરોપમ આયુ પૂર્ણ કરી મરણ પામ્યો તો તેટલે અન્તરે મરણ થયેલા એ સમયને બીજો સમય ગણવો. એ રીતે અનેક ભવોના મરણ વડે ઉત્સ૦ના ને અવસ૦ના સમયોની સંખ્યામાત્રજ પૂરવાની છે, એમાં ઉત્સર્પિણીઓ પણ ઘણી વ્યતીત થાય ને અવસર્પિણીઓ પણ ઘણી વ્યતીત થાય છે. પરન્તુ મરણ વખતના સમયોના નંબરમાત્ર પૂરવા જોઇએ, એક નંબરવાળા સમયમાં અનેકવાર મરણ થાય તો તે મરણ નકામાં ગણીને એકજ સમય ગણવો.

૬ सूक्ष्म काल પુ૦परावर्त—ઉત્સર્પિણીના પ્રથમ સમયે જે વિવક્ષિત એક જીવ મરણ પામ્યો હોય તે જીવ બીજા ભવમાં એજ ઉ૦ના બીજા સમયમાં તો મરણ પામતો નથી, પરન્તુ જઘન્યથી પણ ૨૫૬ આવલિકાના સમય જેટલા દૂર સમયમાં મરમ પામે

છે, ને ઉત્કૃષ્ટથી ૩૩ સાગરોપમના સમય જેટલા દૂર સમયમાં મરણ પામે છે. તેથી એ ઉત્સર્પિણી વ્યતીત થઈને સાથે પ્રવર્તતી અવસર્પિણી પણ વ્યતીત થઈ જાય ને બીજો કાળચક્ર પ્રારંભાય તે ઉત્સ૦ના બીજા સમયેજ તે જીવ જો મરણ પામે તો તે સમય ગણત્રીમાં ગણાય, ને જો બીજા કાળચક્રમાં તેમ ન બને તો કંઈક કાળચક્ર વીત્યા બાદ પણ તેજ વિવક્ષિત જીવનું મરણ ઉત્સર્પિણીના બીજા સમયેજ થાય તો તે સમય ગણત્રીમાં ગણાય, એ રીતે ઉત્સર્પિણીના પહેલે બીજે ત્રીજે યાવત્ પર્યન્ત સમયે અનુક્રમ પૂર્વક મરણ થયાં હોય તોજ ઉત્સર્પિણીના સર્વ સમયો (અનુક્રમે) મરણવડે સ્પર્શાયલા ગણવા, એ રીતે ઉત્સર્પિણીવત્ અવસર્પિણીના પણ સર્વ સમયોને ક્રમ પૂર્વક મરણ વડે સ્પર્શતાં ૧ કાળચક્ર પૂર્ણ થાય. એ રીતે ક્રમપૂર્વકના મરણો વડે વિવક્ષિત એકજ જીવ ૧ કાળચક્રના સર્વ સમયો પૂર્ણ કરે તેમાં જેટલો કાળ લાગે તેટલા કાળનું નામ सू०काल पु०परावर्त. આ પરાવર્તમાં એક સમયથી બીજો સમય ગણતાં જઘન્યથી ૧ કાળચક્ર ને ઉત્કૃષ્ટથી અસંખ્યકાળ વચમાં વ્યતીત થઈ જાય છે, જેથી અસંખ્ય મરણો ગણત્રી બહાર થાય છે. બાદરમાંતો વિવક્ષિત નંબરમાં પુનઃ થયેલું મરણ જ ગણત્રી બહાર થતું હતું, જ્યારે સૂક્ષ્મમાં તો અસંખ્યકાળચક્રમાંનાં સર્વ મરણો નિરર્થક થાય છે. જેથી બા૦કાળપરાવર્તથી સૂ૦કાળપરાવર્ત ઘણો મોટો કાળ છે. અહિ કાળચક્રમાં પ્રથમ જો કે ઉત્સર્પિણીજ છે, છતાં કાળપરાવર્તની ગણત્રી ઉત્સર્પિણીને બદલે અવસર્પિણીના પહેલા સમયથી ગણવામાં પણ કંઈ વિરોધ નથી, જો અવસર્પિણીના પ્રથમ સમયથી ગણવાનો પ્રારંભ કરીએ તો ઉત્સર્પિણીના અન્ત્ય સમયે પૂર્ણ થાય, જેથી ૨૦ કો૦કો૦સાગરોપમના જેટલા સમય તેટલા સમયો ક્રમવાર પૂર્ણ કરવા.

૭ बादर भाव पुद्गलपरावर्त—ભાવ એટલે અધ્યવસાયસ્થાનો અને તે જીવના પરિણામ રૂપ જાણવાં. પુનઃ તે અધ્યવસાય સ્થાનો પણ સ્થિતિબંધનાં ને અનુભાગબંધનાં એમ બે પ્રકારનાં છે, ત્યાં સ્થિતિબંધનાં અધ્યવસાયસ્થાનોથી અનુભાગનાં અધ્યવસાયસ્થાનો અસંખ્યગુણ છે. કારણ કે એકસ્થિતિ બાંધવાને અસંખ્ય લોકાકાશના આકાશપ્રદેશો જેટલા અધ્યવસાયો ઉપયોગી છે.

અને તેવા ( સ્થિતિબાંધવાને ઉપયોગી ) એક સ્થિતિઅધ્યવસાયમાં અસંખ્યલોકાકાશના આકાશપ્રદેશ જેટલા અનુભાગબંધના ( રસબંધના ) અધ્યવસાયો છે, આ પ્રમાણે સમગ્ર સ્થિતિબંધાધ્યવસાયો પણ અસંખ્યલોકાકાશ જેટલા ને તેથી પણ અસંખ્યગુણા અનુભાગબંધાધ્યવસાયો છે. અથવા બીજી રીતે ગણીએ તો એક સમયમાં અગ્નિકાયમાં પ્રવેશતા સૂક્ષ્મ અગ્નિ જીવો અસંખ્યલોકાકાશના આકાશપ્રદેશ જેટલા છે, તેથી સર્વ અગ્નિજીવો અસંખ્યગુણા છે, તેથી પણ અગ્નિની કાયસ્થિતિ અસંખ્યગુણ છે, ને તે અસંખ્યકાળચક્ર જેટલી છે, પુનઃ અગ્નિની કાયસ્થિતિથી સંયમસ્થાનો ને અનુભાગબંધાધ્યવસાયસ્થાનો અસંખ્યગુણ છે, ને પરસ્પર તુલ્ય છે. એ પ્રમાણે એકંદર રીતે વિચારતાં અનુભાગબંધસ્થાનો ક્ષેત્રથી અસંખ્યલોકાકાશના આકાશપ્રદેશ તુલ્ય છે. ને કાળથી અસંખ્યકાળચક્રના સમયો તુલ્ય છે. એ અસંખ્ય અધ્યવસાયોને જીવ અનુક્રમ વિના જેમ તેમ મરણથી સ્પર્શે, અર્થાત્ સર્વ અનુભાગાધ્યવસાયોમાં મરણ પામે તેમાં જેટલો કાળ લાગે તેટલા કાળનું નામ બા૦ભાવ પુદ્ગલપરાવર્ત કહેવાય, અહિં સર્વ અધ્યવસાયો જો કે મરણ યોગ્ય નથી તેથી મરણને અયોગ્ય અધ્યવસાયો બાદ કરતાં બાકી રહેલા સર્વ અધ્યવસાયોમાં મરણકાળ ગણવો. અસંખ્ય લોકાકાશ પ્રમાણ અધ્યવસાયોમાંથી સર્વથી પ્રથમ જઘન્ય અધ્યવસાય, ત્યારબાદ તેથી અધિક રસવાળું એમ અનુક્રમે અધિક અધિકરસવાળાં એમ નંબરવાર ગોઠવીને ત્યારબાદ તેમાં અનુક્રમ વિના મરણકાળ કોઈ એકજ વિવક્ષિત જીવનો ગણવો, અને એક સરખા અધ્યવસાયમાં અનેકવાર મરણ થાય તો તેમાંથી એક મરણકાળ પ્રથમનો ગણીને બીજા મરણકાળ કાળની દીર્ઘતામાં ઉપયોગી થાય પરન્તુ અધ્યવસાયની સંખ્યા ગણવામાં ઉપયોગી ન થાય. એ રીતે અનન્તકાળે બા૦ ભાવપુદ્ગલપરાવર્ત થાય છે.

૮ સૂક્ષ્મભાવ પુદ્ગલપરાવર્ત—બા૦ભાવપુ૦પરાવર્તમાં કહેલા અસંખ્યલોકાકાશના આકાશપ્રદેશ જેટલા અનુક્રમે સ્થાપેલા અધ્યવસાયોમાં કોઈ એક વિવક્ષિત જીવ પહેલા અધ્યવસાયે મરણ પામી પુનઃ કેટલેક કાળે ( વચ્ચે ત્રીજા આદિ અનિયત અધ્યવસાયે

મરણો કર્યા બાદ) બીજા નંબરવાળા અધ્યવસાયે મરણ પામે, ત્યારબાદ પુનઃ કેટલેક કાળે ત્રીજા નંબરના અધ્યવસાયે મરણ પામે, એ રીતે ક્રમવાર અધ્યવસાયોમાં મરણ પામતાં જેટલો કાળ લાગે તેટલો કાળ સૂ૦ભાવપુદ્ગલપરાવર્ત થાય છે. એમાં જીવ પ્રાયઃ કેટલાંએ મરણ કર્યા બાદ બીજા અધ્યવસાયે મરણ પામે ને ત્યારબાદ પુનઃ ઉત્કૃષ્ટથી અનન્ત મરણો કર્યા બાદ ત્રીજે અધ્યવસાયે મરણ પામે છે, જેથી એકેક અધ્યવસાયે મરણ પામતાં અનન્ત અનન્તકાળ પણ વીતી જાય છે, માટે વિના અનુક્રમવાળા બા૦ ભાવપરાવર્તથી અનુક્રમ મરણવાળા સૂ૦ભાવપરાવર્તનો કાળ ઘણોજ મોટો છે.

એ આઠપ્રકારના પુદ્ગલપરાવર્તમાંથી સમ્યકત્વાદિ ગુણસ્થાનોના અંતરના અર્ધ પરાવર્ત માટે પંચાશકજીમાં સૂક્ષ્મ દ્રવ્ય-પુદ્ગલપરાવર્ત ગણાવ્યું છે, કવચિત્ સૂક્ષ્મક્ષેત્રપરાવર્ત ગણાવ્યું હોય તોપણ સંભવિત છે. પરન્તુ કાળ વા ભાવ પરાવર્ત તો ગણવાનું નથી જ.

**અવતરણઃ**—પૂર્વે મિથ્યાદૃષ્ટિ આદિ ગુણસ્થાનરૂપ જીવસમાસમાં ઉત્કૃષ્ટ અન્તર કહીને હવે આ ગાથામાં જઘન્ય અન્તર કહે છે.

**सासाणुवसमसम्मे, पल्लासंखेज्जभागमवरं तु । अंतोमुहुत्तमियरे, खवगस्स उ अंतरं नत्थि ॥२५८॥**

**ગાથાર્થઃ**—સાસ્વાદન અને ઉપશમ સમ્યક્ત્વનું જઘન્ય અન્તર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે, અને શેષ સર્વગુણસ્થાનોનું અન્તર્મુહૂર્ત્ત છે. ક્ષપકને (૧૨-૧૩-૧૪ મા ગુણ૦નું) અન્તર જ નથી—એ જઘન્ય અન્તર કહ્યું. ॥૨૫૮॥

**ભાવાર્થઃ**—સાસ્વાદન સમ્યક્ત્વનું જઘન્ય અન્તર પલ્યોપમના અસંખ્યાતમા ભાગનું છે, અર્થાત્ એકવાર સાસ્વાદન સમ્યક્ત્વ વા ઉપશમસમ્યક્ત્વ પામીને તે ભાવથી પતિત થઈ પુનઃ સાસ્વાદન વા ઉપશમ સમ્યક્ત્વ જઘન્યથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ વ્યતીત થયા બાદ પામે. અહિ ઉપશમશ્રેણિથી પડતાં જે સાસ્વાદન ભાવ પ્રાપ્ત થાય છે, અને ઉપશમશ્રેણિમાં જે ઉપશમ

સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે તે બન્ને અલ્પ હોવાથી અહિ તેની વિવક્ષા નથી, ત્યારે કયા સાસ્વાદન ને ઉપશમ સમ્યક્ત્વની વિવક્ષા છે ? તે કહે છે—

જે અનાદિ મિથ્યાદષ્ટિ ૨૬ મોહનીયની સત્તાવાળો હોય, અથવા મિશ્ર અને સમ્યક્ત્વના પુંજ ઉવેલીને જે ૨૬ ની સત્તાવાળો થયો હોય તેવો જીવ જે પૂર્વે વર્ણવેલા ક્રમ પ્રમાણે ઉપશમ સમ્યક્ત્વ પામે છે, અને એજ ઉપશમ સમ્યક્ત્વના શેષકાળમાં પૂર્વોક્ત રીતે જ પડીને જે સાસ્વાદન ભાવ પામે છે, તેવા બે ભાવવાળા જીવો ચારે ગતિના હોય છે. માટે તેવા * ચારે ગતિમાં વર્તતા ઉપશમ સમ્યક્ત્વની અને ચાર ગતિમાં વર્તતા સાસ્વાદનભાવની અહિં વિવક્ષા છે, પરન્તુ ઉપશમશ્રેણિ સંબંધિ એ બે ભાવ અતિ અલ્પવર્તી હોવાથી તેની અહિં વિવક્ષા નથી. માટે એ અનાદિ મિથ્યાદષ્ટિએ પ્રાપ્ત કરેલ ઉપશમ સમ્યક્ત્વ અથવા બે પુંજ ઉવેલીને અપુંજી થયેલ મિથ્યાદષ્ટિએ પુનઃ પ્રાપ્તકરેલ ઉપશમ સમ્યક્ત્વના અવશેષ કાળમાં પ્રાપ્ત થયેલ સાસ્વાદન સમ્યક્ત્વ એ બે ભાવ જો પુનઃ પ્રાપ્ત થાય તો પલ્યોપમના અસંખ્યાતમા ભાગપહેલાં પ્રાપ્ત ન જ થાય, માટે જઘન્ય અન્તર પલ્યાસંખ્યેય ભાગ છે.

પ્રશ્ન:—ઉપશમ સમ્યક્ત્વ ને સાસ્વાદનસમ્યક્ત્વ એ બે ભાવ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ સુધી પુનઃ પ્રાપ્ત ન થવામાં કોઈ કારણ છે કે વસ્તુસ્વભાવ જ એવો છે ?

ઉત્તર:—એ અન્તરમાં કારણ છે, તે આ પ્રમાણે-ઉપશમસમ્યગ્દષ્ટિ ત્રણ પુંજને અવશ્ય ઉત્પન્ન કરે છે, તેથી ઉપશમ સમ્ય-

---

* અહિ ઉપશમશ્રેણિ સિવાયનું ને અનાદિ મિથ્યાદષ્ટિ વિનાનું ઉપશમસમ્યક્ત્વ હોય છે એમ સિદ્ધ થાય છે, જેઓ એમજ સમજે છે કે ઉપશમ સમ્યક્ત્વ જે પાંચ વાર કહ્યું છે તેમાં એક અનાદિમિથ્યાદષ્ટિનું ને ચાર વારની ઉપ૦શ્રેણિનાં ચાર એ રીતે જ પાંચવાર ઉપ૦સમ્ય૦ની પ્રાપ્તિ છે. તે સમજવું આ વિગતથી યથાર્થ નથી, અર્થાત્ ઉપ૦શ્રેણિ વિના પણ ઉપ૦સમ્ય૦ ચારે ગતિના જીવોને હોય છે એમ સમજવુ તે યથાર્થ છે.

गुणस्थान-कोनुं जघन्य अंतर

ત્વથી પડી સાસ્વાદને જઈ ત્યાંથી જીવ મિથ્યાત્વ પામે તો મિથ્યાત્વમાં એ ત્રણ પુંજની સત્તા અવશ્ય હોય છે, અને જ્યાં સુધી એ બે પુંજ સત્તામાં હોય ત્યાં સુધી પુનઃ ઉપશમ સમ્યકત્વ પ્રાપ્ત થાય જ નહિ, અને ઉપ૦સમ્યકત્વ પ્રાપ્ત ન થાય તો ઉપશમના અવશેષકાળરૂપ સાસ્વાદન સમ્યકત્વ પણ પ્રાપ્ત થાય નહિ. પુનઃ સમ્યકત્વ પુંજ ને મિશ્ર પુંજની સત્તા સાથે મિથ્યાત્વે ગયેલો જીવ પ્રથમ સમયથી જ બન્ને પુંજને ઉવેલવા માંડે છે, અર્થાત્ એ બે પુંજને મિથ્યાત્વપુંજમાં પ્રતિસમય સંક્રમાવે છે, એ પ્રમાણે પ્રતિસમય ઉવેલતાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ વીત્યે પ્રથમ સમ્યકત્વપુંજ ઉવેલાઈ સત્તા રહિત થાય છે, ત્યારબાદ પલ્યોપમાસંખ્યેયકાળે મિશ્રપુંજ ઉવેલાઇ નિઃસત્તાક થાય છે, એ રીતે બન્ને પુંજને મોટા પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળે સર્વથા નિઃસત્તાક કર્યા બાદ પુનઃ ઉપશમ સમ્યકત્વ પામવું હોય તો પામી શકે છે, જેથી એટલા કાળે પુનઃ ઉપશમસમ્યકત્વ પામે, ને ઉપશમનો કાળ જઘન્ય ૧ સમય વા ઉત્કૃષ્ટ ૬ આવલિકા જેટલો બાકી રહેતાં અનંતાનુબંધીનો ઉદય થયે સાસ્વાદન સમ્યકત્વ પામે છે, જેથી એ રીતે ઉપશમ સમ્યકત્વ ને સાસ્વાદનનું જઘન્ય અન્તર પલ્યોપમના અસંખ્યાતમા ભાગનું કહ્યું છે તે સહેતુક ને યથાર્થ છે.

अन्तोमुहुत्तमियरे—બીજાં ગુણસ્થાનોમાં એટલે ૧-૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૧ એ ૯ ગુણસ્થાનોમાં જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત છે, અર્થાત્ મિથ્યાત્વભાવ તજીને સમ્યકત્વમાં અન્તર્મુ૦ રહી પુનઃ મિથ્યાત્વ પામે તો મિથ્યાત્વનું જઘન્ય અંતર અન્તરમુ૦ થાય છે, તેવીજ રીતે સમ્યકત્વથી પતિત થઈ મિથ્યાત્વે આવી અન્તર્મુ૦સુધી રહી પુનઃ સમ્યકત્વ પામે છે તેથી સમ્યકત્વનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત છે. એ રીતે દેશવિરતિ ભાવતજી અવિરતિ ભાવમાં વા સર્વવિરતિ ભાવમાં અન્તર્મુ૦ રહી પુનઃ દેશવિરતિપણું પામે છે, તથા પ્રમત્તભાવથી અપ્રમત્તમાં વા દેશવિરતિ આદિ નીચા ભાવોમાં અન્તર્મુ૦ સુધી રહી પુનઃ પ્રમત્તભાવ પામે છે, તેવીજ રીતે અપ્રમત્તથી પ્રમત્તભાવમાં આવી અન્તર્મુ૦ રહી પુનઃ અપ્રમત્તભાવ પામે છે તેથી પ્રમત્ત અપ્રમત્ત ભાવનું જઘન્ય અન્તર

અન્તર્મુહૂર્ત્ત છે. અહિં ઉપશમશ્રેણિમાં અપ્રમત્તથી અપૂર્વે જઇને પુનઃ અપ્રમત્તભાવમાં આવતો નથી, પરન્તુ અપૂર્વ અનિવૃત્તિ સૂ૦સંપરાય ને ઉપશાન્તમોહ સુધી જઇને અને દરેક ગુણસ્થાનમાં અન્તર્મુ૦ અન્તર્મુ૦ ટકીને ત્યારબાદ ઉપશાન્તમોહથી પડતાં પુનઃ ૧૦ મે ૯મે ૮મે ને ૭મે અનુક્રમે આવે છે, જેથી એ રીતે ૭-૮-૯-૧૦મા ગુણ૦નું જઘન્ય અન્તર અન્તર્મુ૦ થાય છે. પુનઃ ૬-૭માં અનેકવાર આવજા કરીને તરત બીજીવાર ઉપશમશ્રેણિ પ્રારંભી પુનઃ ૮-૯-૧૦-૧૧ મે જાય ત્યારે ઉપશાન્તમોહનું (૧૧ માનું) જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત થાય છે. એ રીતે ૮-૯-૧૦ ગુણ૦નું જઘન્ય અન્તર પહેલી વારની ઉપશમશ્રેણિથી પડતાં જાણવું, કારણ કે બીજીવારની ઉપશમશ્રેણિથી ગણતાં અન્તર અધિક થાય છે, અને ૧૧ માનું અન્તરતો બીજીવારની ઉપશમશ્રેણિમાં ૧૧ મું ગુણસ્થાન પામતા પહેલાંના કાળ જેટલું જાણવું. એ સર્વ ગુણસ્થાનોનું અન્તર્મુ૦ અન્તર ઉપશામકજીવની અપેક્ષાએ છે, ને ક્ષપકની અપેક્ષાએ તો ૮-૯-૧૦-૧૨-૧૩-૧૪ ગુણસ્થાનોનું અન્તર છેજ નહિં इति जीवस्थान गुणस्थानयोरन्तरम् ૨૫૮

**અવતરણઃ**—પૂર્વગાથામાં ગુણસ્થાનોનું જઘન્ય અન્તર કહીને હવે લોકમાં સર્વત્ર કેટલોક કાળસુધી એ ગુણસ્થાનો હોયજ નહિ એવો સર્વજીવઆશ્રયી કેટલાંક ગુણસ્થાનોનો અન્તરકાળ (બીજું નામ વિરહકાળ) છે તે કહે છે—

**पल्लाऽसंखियभागं सासणमिस्सासमत्तमणुएसु । वासपुहुत्तं उवसामएसु, खवगेसु छम्मासा ॥२५९॥**

**ગાથાર્થઃ**—સાસ્વાદન મિશ્ર અપર્યાપ્ત મનુષ્ય એ ત્રણનું અન્તર વા વિરહ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે, ઉપશામક ગુણસ્થાનોનો વિરહ વર્ષપૃથક્ત્વ છે, અને ક્ષપકોનો [ક્ષપક ગુણસ્થાનોનો] ઉત્કૃષ્ટથી ૬ માસ છે. ॥૨૫૯॥

**ભાવાર્થઃ**—અહિં કોઇપણ ભાવનો એકજીવાશ્રિત વિરહભાવ તે अन्तर અને સર્વજીવાશ્રિત વિરહભાવ તે विरह કહેવાય. ત્યાં પૂર્વે ગુણસ્થાનોનો એકજીવાશ્રિત વિરહ રૂપ અન્તરકાળ કહીને હવે સર્વજીવાશ્રિત વિરહ રૂપ અન્તરકાળ એટલે વિરહકાળ કહે છે.

ત્યાં સાસ્વાદન અને મિશ્ર એ બે ગુણસ્થાન એક જીવાશ્રિત વિચારીએ તો દેશોન અર્ધ પુદ્‌ગલપરાવર્ત કાળ પૂર્વે કહ્યો છે, અને સર્વ જીવાશ્રિત વિચારીએ તો લોકમાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ સુધી એ બે ગુણસ્થાન કોઈ પણ જીવને હોય નહિ એવો પણ વિરહકાળ કેટલીક વાર આવે છે, જેથી એ બે ગુણનો ઉત્કૃષ્ટ વિરહકાળ પલ્યોપમાસંખ્યેય ભાગ પ્રમાણ છે. તથા લબ્ધિથી ને કરણથી અપર્યાપ્ત મનુષ્ય એટલે સમ્મૂર્ચ્છિમ મનુષ્યો પણ લોકમાં પલ્યાસંખ્યેયભાગ કાળ સુધી હોતા નથી, ત્યારબાદ અવશ્ય કોઇને કોઈ જીવ સાસ્વાદન પામેજ, તેમજ કોઇને કોઈ જીવ મિશ્ર સમ્યક્ત્વ પણ પામેજ, તેમજ સમ્મૂર્ચ્છિમ મનુષ્યોની પણ અવશ્ય ઉત્પત્તિ થાયજ. અહિ ગુણસ્થાનના પ્રસંગમાં સમ્મૂ૦ મનુષ્યોનો વિરહ કહ્યો તે વિરહકાળના સરખાપણાથી પ્રસંગે કહ્યો છે, જેથી બીજીવાર કહેશે નહિ.

ઉપશમશ્રેણિવર્તી ૮-૯-૧૦-૧૧ મા ગુણસ્થાનનો લોકમાં વર્ષપૃથક્ત્વ (લગભગ ૯ વર્ષ સુધી) અભાવ હોય છે, ત્યાં સુધી લોકમાં કોઈ પણ જીવ ઉપશમશ્રેણિ પામતો નથી, તેથી એ ચાર ઉપશામક ગુણસ્થાનોનો પણ વર્ષપૃથક્ત્વ સુધી અભાવ હોય છે. તથા કોઈ કોઈ વાર ઉત્કૃષ્ટ ૬માસ સુધી કોઈ જીવ ક્ષપકશ્રેણિ પામતો નથી, જેથી ક્ષપકનાં ૮-૯-૧૦-૧૨ એ ચાર ગુણસ્થાનોનો ૬માસ સુધી લોકમાં અભાવ હોય છે. પુનઃ સિદ્ધિગતિનો વિરહ પૂર્વે ૬ માસ કહ્યો છે તેથી ૧૪ મા અયોગી ગુણસ્થાનનો પણ લોકમાં ૬માસ સુધી અભાવ હોય છે. એ રીતે શ્રેણિવર્તી ગુણસ્થાનોના વિરહકાળ (સયોગી વર્જીને) કહ્યા.

મિથ્યાદૃષ્ટિ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ (દેશવિરતિ) પ્રમત્ત અપ્રમત્ત અને સયોગીકેવલી એ પાંચ (છ)ગુણસ્થાનોનો વિરહ લોકમાં કદી પણ નથી, અનાદિ અનન્તકાળ સુધી એ ૫ (૬) ગુણસ્થાનો લોકમાં ધ્રુવ છે. એ પ્રમાણે સર્વ ગુણસ્થાનોનું વિરહકાળ રૂપ ઉત્કૃષ્ટ અન્તર લોકમાં કહ્યુ, જઘન્ય અન્તર તો સર્વે ગુણસ્થાનોનું [ વિરહકાળવાળાં સર્વે ગુણસ્થાનોનું ] ૧ સમય છે. ને તે આગળની ગાથામાં કહેવાશે. ॥૨૫૯॥



गुणस्थान-कोनुं जघन्य अंतर

**अवतरणः**—અહિં જીવના ગુણોનો વિરહકાળ કહેવાનો ચાલુ અધિકાર હોવાથી ગુણસ્થાનરૂપ ગુણોનો વિરહકાળ કહીને યોગ આદિ ગુણોનો પણ વિરહકાળ કહેવાય છે—

**आहारमिस्सजोगे, वासपुहुत्तं विउव्विमिस्सेसु। बारस हुंति मुहुत्ता, सव्वेसु जहण्णओ समओ॥२६०॥**

**गाथार्थः**—આહારક મિશ્રયોગનો ઉત્કૃષ્ટ વિરહકાળ વર્ષપૃથકત્વ છે, વૈક્રિયમિશ્ર યોગનો ૧૨ મુહૂર્ત્ત છે, અને એ સર્વ ગુણોનો જઘન્યવિરહ ૧ સમય છે. ॥૨૬૦॥

**भावार्थः**—વર્ષપૃથકત્વ સુધી કોઇપણ ચૌદ પૂર્વધર મુનિ આહારક શરીર ન રચે તો લોકમાં આહારકમિશ્રનો વિરહકાળ વર્ષપૃથકત્વ પ્રાપ્ત થાય છે. [ શ્રી પ્રજ્ઞાપનાજી વિગેરેમાં "आहारमाइ लोए छम्मासं जा न होंति उ कयाइ—आहारकमादि लोके षण्मासं यावन्न भवति कदाचित्=આહારક આદિ ભાવ ( આહારક સિદ્ધત્વ આદિ ) લોકને વિષે કદાચિત્ ૬ માસ સુધી હોતા નથી," એ વચનથી આહારક મિશ્રનો વિરહકાળ ઉત્કૃષ્ટ ૬ માસ પ્રસિદ્ધ છે, પરન્તુ આ ગ્રંથમાં વર્ષ પૃથકત્વ વિરહકાળ કહ્યો છે તો એ બાબતમાં તત્વ શ્રી સર્વજ્ઞ જાણે.]

કાર્મણ શરીરની સાથે વૈક્રિય શરીરની મિશ્રતા રૂપ વૈક્રિયમિશ્રયોગ કે જે દેવ નારકનેજ હોય છે તેનો ઉત્કૃષ્ટ વિરહકાળ ૧૨ મુહૂર્ત્ત છે. કારણ કે દેવગતિ ને નરકગતિનો સમુદિત એકત્ર ઉત્પત્તિ વિરહકાળ ૧૨ મુહૂર્ત્ત છે, તેથી ભવધારણીય વૈક્રિયમિશ્રયોગનો વિરહકાળ પણ ૧૨ મુહૂર્ત્ત હોય છે. ( અહિં શાસ્ત્રોમાં દેવગતિનો ને નરકગતિનો જૂદો જૂદો ઉત્પત્તિ વિરહકાળ ૧૨ મુહૂર્ત્ત કહ્યો છે પરન્તુ બન્ને ગતિનો એકત્ર વિરહકાળ સ્પષ્ટ દેખાતો નથી તો પણ સંભવિત છે કે કોઇક વખત બન્ને ગતિમાં સમકાળે વિરહકાળ પ્રવર્તે તો બે ગતિનો એકત્રિત ઉત્પત્તિ વિરહ પણ ૧૨ મુહૂર્ત્ત બની શકે, જેથી વૈક્રિય મિશ્રનો ૧૨

મુહૂર્ત્ત વિરહ પણ બની શકે છે. અહિં લબ્ધિ પ્રત્યયિક વૈક્રિય મિશ્રની વિવક્ષા નથી, કારણ કે ૨૩૯ મી ગાથાની વૃત્તિમાં ઓઘથી વૈક્રિય મિશ્રનો કાળ તિર્યંચ મનુષ્યના લબ્ધિ પ્રત્યયિક શરીર સહિત વિચારતાં સર્વકાળ કહ્યો છે, ને દેવગતિનો વૈક્રિયોત્પત્તિકાળ પલ્યોપમાસંખ્યેય ભાગ જેટલો કહ્યો છે, માટે તિર્યંચ મનુષ્યના વૈક્રિય આશ્રયિ વૈક્રિય મિશ્રયોગનું અન્તર–વિરહકાળ છેજ નહિં.

શેષ ઔદારિક ઔદારિકમિશ્ર વૈક્રિય ને કાર્મણ એ ૪ યોગનો લોકમાં વિરહકાળ–અભાવ છેજ નહિં. કારણ કે પૃથ્વીકાય આદિ સ્થાવરોની નિરન્તર ઉત્પત્તિ છે, ને ઉત્પન્ન રાશિ પણ નિરન્તર છે. તેથી ઉત્પન્ન થતા પૃથ્વીકાયાદિકની અપેક્ષાએ કાર્મણ-યોગ અને ઔદારિકમિશ્રયોગ નિરન્તર છે, અને ઉત્પન્નરાશિ નિરન્તર હોવાથી ઔદારિકયોગ નિરન્તર છે; તથા દેવનારકનો ઉત્પન્ન રાશિ નિરન્તર હોવાથી વૈક્રિયયોગ નિરન્તર છે, અથવા લબ્ધિપ્રત્યયિક વૈક્રિયયોગ પણ પૂર્વોક્ત રીતે નિરન્તર છે, (પરન્તુ દેવનારક રાશિની ઉત્પત્તિ નિરન્તર ન હોવાથી ભવધારણીય વૈક્રિયમિશ્ર નિરન્તર નથી).

દ્વીન્દ્રિયાદિ ત્રસકાયનો ઉત્પન્ન રાશિ અથવા પર્યાપ્ત રાશિ નિરન્તર હોવાથી વચનયોગનો વિરહ નથી, ને સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્તનો ઉત્પન્ન રાશિ નિરન્તર હોવાથી મનોયોગનો પણ વિરહકાળ નથી. તથા આહારક મિશ્રનો જે અન્તરકાળ વર્ષપૃથક્ત્વ જેટલો આ ગાથામાંજ આ ગ્રંથકર્તાએ કહ્યો છે ને સિદ્ધાન્તમાં ૬ માસ કહ્યો છે તેનાજ વિરહકાળ જેટલો આહારકયોગનો પણ વિરહકાળ જાણવો.

એ પ્રમાણે યોગાદિ ગુણોનો વિરહકાળ ઉત્કૃષ્ટથી કહ્યો, ને જઘન્યથી તો સર્વત્ર ૧ સમય જેટલોજ વિરહકાળ કહ્યો છે. ॥૨૬૦॥

અવતરણઃ—આ ગાથામાં સામાયિક આદિ ચારિત્રગુણોનો વિરહકાળ કહે છે—

**तेवट्ठी चुलसीई, वाससहस्साइं छेयपरिहारे। अवरं परमुदहीणं, अट्ठारस कोडिकोडीओ ॥२६१॥**

**ગાથાર્થઃ**—છેદોપસ્થાપનચારિત્ર ને પરિહારચારિત્રનો અવરં=જઘન્ય વિરહકાળ ત્રેસઠહજાર (૬૩૦૦૦) વર્ષ, તથા ૮૪૦૦૦ (ચોર્યાસી હજાર) વર્ષ છે, ને પરં=ઉત્કૃષ્ટ વિરહકાળ ૧૮ કોડાકોડી સાગરોપમ છે. ॥૨૬૧॥

**ભાવાર્થઃ**—અવસર્પિણીના દુઃષમ નામના પાંચમા આરાને અન્તે છેદોપસ્થાપનચારિત્ર ભરતઐરવતક્ષેત્રમાં વિચ્છેદ પામે છે, ત્યાર બાદ ૨૧૦૦૦ વર્ષનો છઠ્ઠો દુષમદુષમ આરો વ્યતીત થાય છે. ત્યારબાદ ઉત્સર્પિણી પ્રારંભાય છે તેનો પહેલો આરો દુષમદુષમ નામનો ૨૧૦૦૦ વર્ષનો છે, ત્યારબાદ બીજો દુષમ આરો ૨૧૦૦૦ વર્ષનો વ્યતીત થાય છે. એ ૬૩૦૦૦ વર્ષવાળા ત્રણે આરામાં તીર્થંકર ગણધર સાધુ વિગેરે કોઈપણ ચારિત્રી (ચારિત્રધર્મ) હોય નહિ. પરન્તુ ઉત્સર્પિણીના ત્રીજા આરામાં પ્રથમ તીર્થંકરની ઉત્પત્તિ થયા બાદ જ એ ચારિત્રો પ્રવર્તે છે. તેથી છેદોપસ્થાપન ચારિત્રનો જઘન્યવિરહકાળ ૬૩૦૦૦ વર્ષ એ ત્રણ આરામાં હોય છે.

તથા પરિહારચારિત્રનો તીર્થંકરના કાળમાં વા તીર્થંકરથી અતિનિકટકાળ સુધી હોય છે, તેથી અવસર્પિણીના પાંચમા આરાના પ્રારંભમાંજ પરિહાર ચારિત્ર વિચ્છેદ પામે છે, (પરિહારચારિત્ર તીર્થંકર પાસે વા તીર્થંકરપાસે લીધેલા પરિહારવાળા મુનિપાસે જ લેવાય છે) માટે પૂર્વોક્ત ૬૩૦૦૦ વર્ષમાં બીજા ૨૧૦૦૦ વર્ષ ઉમેરતાં ૮૪૦૦૦ વર્ષ જઘન્ય વિરહકાળ થાય છે,

એ બે ચારિત્રનો ઉત્કૃષ્ટ વિરહકાળ ૧૮ કો૦કો૦સાગરોપમ આ પ્રમાણે—ઉત્સર્પિણીના સુષમદુષમ નામનો ચોથો આરો પ્રવર્તતાં છેદોપ૦ને પરિહાર ચારિત્ર વિચ્છેદ પામે છે, એ ચોથોઆરો ૨ કોડાકોડી સાગરોપમ છે, ત્યારબાદ ઉત્સર્પિણીનો પાંચમો આરો ૩ કોડાકોડી સા૦, ત્યારબાદ ઉત્સર્પિણીનો છઠ્ઠો આરો ૪ કો૦કો૦ સા૦ પૂર્ણ થતાં અવસર્પિણીનો પહેલો આરો ૪ કોડાકોડી સા૦, ત્યારબાદ બીજો આરો ૩ કો૦કો૦સાગરોપમ અને ત્રીજો આરો બે કો૦ કો૦ સાગ૦ પૂર્ણ થઈ ચોથા આરાના પ્રારંભમાં છેદોપસ્થાપન ને પરિહારવિશુદ્ધિ ચારિત્રની ઉત્પત્તિ થાય છે. જેથી ઉત્સર્પિણીના છેલ્લા ૯ કોડાકોડી સા૦, ને અવસર્પિણીના પહેલા ૯ કો૦કો૦ સા૦ મળી ૧૮ કો૦કો૦સા૦નો ઉત્કૃષ્ટ વિરહકાળ એ બે ચારિત્રનો થયો. અહિં અવસર્પિણીના ત્રીજા આરાના પર્યન્તે

કેટલોકકાળ પહેલા તીર્થંકરના શાસનમાં એ બે ચારિત્ર હોય છે પરન્તુ તે અલ્પકાળ (૧ લાખપૂર્વ લગભગ) હોવાથી તેટલો કાળ અહિં ગણ્યો નથી. એ રીતે જઘન્ય વિરહકાળ વખતે પણ કંઇક હીનાધિકતા છે તોપણ તેની વિવક્ષા કરી નથી. એ વિરહકાળ પાંચ ભરતક્ષેત્ર ને પાંચ ઐરવતક્ષેત્ર આશ્રયી છે. મહાવિદેહમાંતો એ બે ચારિત્રનો સર્વદા અભાવ જ છે. સામાયિક ચારિત્ર અને યથાખ્યાત ચારિત્રનો લોકમાં કદીપણુ વિરહકાળ નથી, ભરત ઐરવતક્ષેત્રમાં જો કે વિરહ છે, પરન્તુ મહાવિદેહક્ષેત્રમાં એ બે ચારિત્ર સર્વદા છે, કારણકે લોકમાં જઘન્યથી ૨૦૦૦ ક્રોડ સાધુ-ચારીત્રી (સામાયિકચારિત્રી)ને ૨ ક્રોડ કેવળજ્ઞાનીઓ [યથાખ્યાતચારિત્રીઓ] તો હોય જ તથા સૂક્ષ્મસંપરાય ચારિત્રનો લોકમાં જઘન્ય વિરહ ૧ સમય ને ઉત્કૃષ્ટ વિરહ ૬ માસ ( ક્ષપકની અપેક્ષાએ )છે. એ રીતે સામાયિકચારિત્રાદિ જીવગુણોનો વિરહકાળ કહ્યો. ॥इति चारित्राणां विरहकालः॥२६१॥

**अवतरणः**—પૂર્વગાથામાં ચારિત્રરૂપ જીવગુણોનો વિરહકાળ કહીને હવે આ ગાથામાં સમ્યક્ત્વ આદિ જીવગુણોનો વિરહકાળ કહેવાય છે.—

**सम्मत्तसत्तगं खलु, विरयाविरई य होइ चोद्दसगं । विरईए पनरसगं, विरहियकालो अहोरत्ता ॥२६२॥**

**गाथार्थः**—સમ્યક્ત્વની પ્રતિપત્તિનો વિરહ ઉત્કૃષ્ટથી ૭ દિવસ, વિરતાવિરતનો ( દેશવિરતિનો ) પ્રતિપત્તિવિરહ ચૌદ દિવસ, અને સર્વવિરતિનો પ્રતિપત્તિવિરહ ૧૫ દિવસ છે. [પ્રતિપત્તિવિરહ એટલે અભિનવપ્રાપ્તિનો વિરહ]. ॥૨૬૨॥.

**भावार्थः**—અહિં સમ્યક્ત્વાદિ ગુણ આશ્રયી જીવ બે પ્રકારના જાણવા. ૧ પ્રતિપદ્યમાન, ૨ પ્રતિપન્ન. ત્યાં સમ્યક્ત્વાદિ-ગુણને વર્તમાન સમયમાં પામતા હોય તેવા જીવો સમ્યક્ત્વાદિગુણના પ્રતિપદ્યમાનક [પ્રાપ્તકરતા], અને સમ્યક્ત્વાદિગુણને પ્રથમ પ્રાપ્ત કરેલ એવા જીવો તે પ્રતિપન્નસમ્યક્ત્વાદિ ગુણવાળા કહેવાય. પુનઃ એ પ્રતિપન્નસમ્યક્ત્વાદિ ગુણવાળા જીવો પ્રજ્ઞાપકની પ્રરૂ-



चारित्रनो विरहकाळ

પણ વખતે પણ સમ્યક્ત્વાદિગુણમાં વર્તતા હોય તોજ પ્રતિપન્ન ગણવા, પરન્તુ પૂર્વે પ્રતિપન્ન હોય ને વર્તમાનમાં તે ગુણ રહિત હોય તો પ્રતિપન્ન ન કહેવાય. એ પ્રમાણે વિચારતાં સમ્યક્ત્વના પૂર્વપ્રતિપન્ન જીવો તો સદાકાળ અસંખ્યાતા જીવો વર્તતાજ હોય છે માટે પ્રતિપન્નનો વિરહ છે જ નહિ. પરન્તુ સમ્યક્ત્વના પ્રતિપદ્યમાનક જીવો તો લોકમાં કોઇ વખત ૧ સમય ન હોય ને કોઇ વખતતો ૭ દિવસ સુધી પણ ન હોય, અર્થાત્ કોઈકોઈ વખત એવો કાળ પણ આવે છે કે જે વખતે લોકમાં કોઇપણ જીવ સમ્યક્ત્વ પામતો નથી, એવો કાળ જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટ ૭ અહોરાત્ર જેટલો હોય છે, ત્યારબાદતો કોઇને કોઈ જીવ અવશ્ય સમ્યક્ત્વ પામે જ. આ પ્રકારના વિરહને સમ્યક્ત્વની પ્રતિપત્તિનો ( પ્રાપ્તિનો ) વિરહકાળ કહી શકાય.

તથા દેશવિરતિ ગુણના પૂર્વપ્રતિપન્ન જીવો લોકમાં સદાકાળ અસંખ્યાત વર્તે છે તેથી પ્રતિપન્નનો વિરહ છે જ નહિ, પરન્તુ દેશવિરતિના પ્રતિપદ્યમાનકનો ( દેશવિરતિની પ્રતિપત્તિનો ) વિરહકાળ જઘન્યથી ૧ સમયને ઉત્કૃષ્ટથી ૧૪ અહોરાત્ર છે. [અહિં "આવશ્યકજીમાં દેશવિરતિની પ્રતિપત્તિનો ઉત્કૃષ્ટ વિરહ ૧૨ દિવસ કહ્યો છે, આ ગ્રંથકર્તાએ ૧૪ દિવસ કયાંથી કહ્યા હશે તેનો પરમાર્થ સમજાતો નથી"-ઇતિ વૃત્તિ કર્તા.]

તથા સર્વવિરતિના પૂર્વપ્રતિપન્નજીવો તો લોકમાં ( મહાવિદેહમાં ) સદાકાળ સંખ્યાતા વર્તે છે, તેથી સર્વવિરતિપ્રતિપન્નનો વિરહ છે જ નહિ, પરન્તુ કેટલીકવાર એવો કાળ આવે છે કે જે વખતે કોઈ જીવ નવો સર્વવિરતિગુણ પ્રાપ્ત કરતો નથી, એવો કાળ જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી ૧૫ દિવસ છે, એજ સર્વવિરતિપ્રતિપ્રત્તિનો વિરહકાળ છે. ॥૨૬૨॥

**અવતરણઃ**—પૂર્વગાથાઓમાં જીવના કેટલાક ગુણોનો અન્તરકાળ અને વિરહકાળ કહ્યો, પરન્તુ સર્વ ગુણોનો અન્તરકાળ વા વિરહકાળ કહેવો અશકય હોવાથી તે જાણવાના ઉપાયની ભલામણ માત્રજ આ ગાથામાં કરે છે—

**भवभाव परित्तीणं, कालविभागं कमेणऽणुगमित्ता । भावेण समुवउत्तो, एवं कुज्जंतराणुगमं ॥२६३॥**

ગાથાર્થઃ—આ ગ્રંથમાં ભવ–ગતિઆદિ અને ભાવ–ઔદયિકાદિ ભાવો તેની પરાવૃત્તિઓનો કાળ પૂર્વે કહેલ છે તે કાળવિભાગ અનુક્રમે જાણીને ભાવથી ( મનની એકાગ્રતાથી ) ઉપયોગવાળો થઈને એ પ્રમાણે અન્તરાનુગમ કરે [શેષ ગુણોનો અન્તરકાળ વિચારે]. ॥૨૬૩॥

ભાવાર્થઃ—નરકગતિ આદિ ભવ અને ઔદયિક આદિ ભાવ એ એની અન્તર્ગત પરાવૃત્તિઓનો કાળ એટલે વિવક્ષિતગતિમાં કેટલો કાળ રહીને બીજી ગતિમાં જાય ? અથવા તે ગતિમાં કેટલોકાળ રહીને પુનઃ વિવક્ષિત ગતિમાં આવે તે ભવપરાવૃત્તિકાળ કહેવાય. અને વિવક્ષિત ઔદયિકાદિ ભાવથી એટલે ઔદયિકાદિના પ્રતિભેદ ૫૩ ભાવ છે. તેમાં ઉપશમના ૨, ક્ષયોપશમના ૧૮, ક્ષાયિકના ૯, ઔદયિકના ૨૧ ને પરિણામિકના ૩ મળી ૫૩ ભાવ છે તેમાંથી કોઈપણ એક મૂળભાવ વા ઉત્તરભાવનું અન્તર વિચારવું હોય તો વિવક્ષિત લેશ્યા વેદ કષાય જ્ઞાનાદિમાં કેટલો કાળ રહીને તેના પ્રતિપક્ષી અન્ય મૂળ વા ઉત્તરભાવમાં આવે ? અથવા તે અન્યભાવમાં રહીન પુનઃ તે ભાવમાં કેટલાકાળે આવે ? તે ભાવપરાવૃત્તિ કહેવાય. અથવા અમુક ગતિનો કાળ અને અમુક ભાવનો કાળ કેટલો છે ? કે જે ગતિ–ભવ વા ભાવને છોડી અન્ય ભવ વા ભાવને અવશ્ય પ્રાપ્ત કરે, એવા પ્રકારના કાળ વિભાગનું પ્રમાણ જાણવું તે ભવપરાવૃત્તિ વા ભાવ પરાવૃત્તિ કહેવાય, એ ભવપરાવૃત્તિનો અને ભાવ પરાવૃત્તિનો કાળવિભાગ ઘણો આ ગ્રંથમાં કહેવાઈ ગયો છે તે ઉપરથી અથવા સિદ્ધાન્તોમાં પણ વિવેચન પૂર્વક દરેકનો ભિન્નભિન્નકાળ જે ક્રમથી કહ્યો છે તે ક્રમથી જાણીને ચિત્તની એકાગ્રતા વડે અત્યંત ઉપયોગવાળા થઈને પૂર્વોક્ત જીવગુણોના અન્તરકાળને અનુસારે નહિ કહેલા × જીવગુણોનો પણ અન્તરકાળ કહેવો, વા વિચારવો. ॥૨૬૩॥. इतिजीवसमासेऽन्तरकालप्ररूपणा ॥.

× આ ગ્રંથમાં ૧૪ જીવભેદ ૧૪ ગુણસ્થાન અને ૧૪ માર્ગણાઓના ક્રમથી ભવ અને ભાવના કાળ પ્રમાણ કહેવાઇ ગયા છે.

**अवतरणः**—એ પ્રમાણે જીવસમાસમાં અન્તરકાળ કહીને હવે અજીવસમાસમાં ( અજીવાસ્તિકાયોમાં ) અન્તરકાળનું પ્રમાણ કહે છે.

**परमाणू दव्वाणं, दुपएसाईणमेव खंधाणं । समओ अणंतकालोत्ति, अंतरं नत्थि सेसाणं ॥२६४॥**

**गाथार्थः**—પરમાણુદ્રવ્યોનો જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટ અસંખ્યકાળ, તથા દ્વિ પ્રદેશ આદિ સ્કંધોનો જઘન્ય અન્તરકાળ ૧ સમય ને ઉત્કૃષ્ટ અનન્તકાળ, શેષ અજીવ દ્રવ્યોનું અન્તર નથી ॥૨૬૪॥.

**भावार्थः**—છૂટા છૂટા પુદ્ગલના અણુ તે પરમાણુ કહેવાય, અને પુદ્ગલાસ્તિકાયમાં પરમાણુ એ જ મૂળ દ્રવ્ય છે, દ્વિપ્રદેશી આદિ સ્કંધો તો પરમાણુદ્રવ્યનું રૂપાન્તર છે અથવા સંયોગી વિકારભાવ છે, માટે પરમાણુઓ એજ મૂળ પુદ્ગલદ્રવ્ય છે. એ પરમાણુનું અન્તર જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટ અસંખ્યકાળચક્ર છે, અર્થાત્ વિવક્ષિત કોઈપણ એક પરમાણુ અસંખ્યકાળચક્ર સુધી બીજા પરમાણુઓ સાથે વા સ્કંધો સાથે જોડાઈ સ્કંધમાં પ્રદેશ રૂપે અસંખ્યકાળ સુધી રહી પુનઃ અવશ્ય છૂટો પડી જાય છે. [સ્કંધમાં જોડાયલો અણુ તે પ્રદેશ એવી વિશેષ સંજ્ઞા છે]. ગાથામાં પરમાણુનું અસંખ્યકાળ અન્તર કહ્યું નથી માટે અધ્યાહારથી ગ્રહણ કરવું. કોઈકતો સ્કંધોનું જે અન્તર અનન્તકાળ કહેવાશે તેટલું ( અનન્તકાળપ્રમાણ) અન્તર ગણીને અધ્યાહાર ગણતા નથી, પરન્તુ તે અયુક્ત છે, કારણકે સિદ્ધાન્તોમાં સર્વત્ર પરમાણુનું અન્તર અસંખ્યકાળજ કહ્યુ છે તેનો પાઠ—

"परमाणुस्स णं भंते अन्तरं कालओ केच्चिरं होई ? गोयमा ! जहन्नेणं एक्कं समयं उक्कोसेणं असंखेज्जं कालं–હે ભગવન્ ! પરમાણુનું અન્તર કેટલો દીર્ઘકાળ હોય ? ગૌતમ ! જઘન્યથી ૧ સમય, ઉત્કૃષ્ટથી અસંખ્યાતકાળ (અસંખ્ય કાળચક્ર)."

તથા બે પરમાણુ પિંડિત થાય તે દ્વિપ્રદેશી સ્કંધ, ત્રણ પરમાણુનો પિંડ તે ત્રિપ્રદેશી સ્કંધ એ પ્રમાણે યાવત્ અનંત પરમાણુઓ મળીને થયેલો પિંડ તે અનન્તપ્રદેશી સ્કંધ. એ રીતે સંખ્યાતાણુક સ્કંધો સંખ્યાત પ્રકારના, અસંખ્યાતાણુક સ્કંધો

અસંખ્ય પ્રકારના ને અનન્તાણુક સ્કંધો અનન્ત પ્રકારના [એકેક અણુની વૃદ્ધિના ભેદથી] છે. તેનાં વિવક્ષિત બે આદિ પરમાણુવાળો પુન: વિશ્રસાદ્વિપ્રદેશાદિમાંનો કોઈ એક સ્કંધ ખંડિત થઇને અથવા બીજા સ્કંધ સાથે જોડાઇને વિવક્ષિત સ્કંધપણું ત્યાગી તરત ૧ સમયમાત્રમાં પરિણામે [સ્વાભાવિક પરિણતિ વડે] તેજ વિવક્ષિત સ્કંધરૂપે બને છે, તેથી જઘન્ય અન્તર ૧ સમય છે. તથા તે વિવક્ષિત પરમાણુઓનો સ્કંધ વારંવાર અનેક ખંડરૂપે ખંડિત થઇને (તે સ્કંધના અનેક કકડા થઇને) તથા બીજા બીજા સ્કંધોની સાથે અનન્ત વાર જોડાઇને છુટા પડવારૂપ અનન્ત સંયોગ વિયોગનો અનુભવ કરી એ રીતે અનન્તકાળ સુધી સંયોગી વિયોગી થઇને પુન: તેજ અને તેટલાજ વિવક્ષિત પરમાણુઓ પુન: તેવાજ સ્કંધ પરિણામે પરિણમે છે, માટે સ્કંધોનું ઉત્કૃષ્ટ અન્તર અનન્તકાળ છે. એ પ્રમાણે વિવક્ષિત એક પુદ્ગલ દ્રવ્ય આશ્રયી અન્તર કહ્યું, ને સર્વ પુદ્ગલ દ્રવ્ય આશ્રયી વિચારીએ તો લોકમાં પુદ્ગલ દ્રવ્યોનું અન્તર એટલે વિરહકાળ છે જ નહિં, અર્થાત્ લોક કદી પણ પુદ્ગલાસ્તિકાયથી રહિત થયો નથી થતો નથી ને થશે પણ નહિં

તથા પુદ્ગલાસ્તિકાય સિવાયનાં શેષ ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આકાશાસ્તિકાય ને કાળ એ ચાર અજીવ દ્રવ્યોનું અન્તર નથી તેમ વિરહકાળ પણ નથી, કારણ કે ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો મૂળ દ્રવ્ય છે, પરન્તુ પુદ્ગલ દ્રવ્યમાં જેમ એકાણુકાદિ પ્રતિદ્રવ્યો છે તેમ ધર્માસ્તિકાયાદિ દ્રવ્યના પ્રતિદ્રવ્યો (ભેદદ્રવ્યો) નથી તેથી અન્તર નથી. અને મૂળ દ્રવ્યનો વિનાશ નથી તેથી વિરહકાળ પણ નથી. [ કાળદ્રવ્યમાં સમયો આશ્રયી વિચારીએ તો ભૂતકાળના સમયો વિનષ્ટ છે, પરન્તુ તે વિનષ્ટ સમયો પુન: ઉત્પન્ન થવાના નથી, અને ભવિષ્યકાળના સમયો જે હજી ઉત્પન્ન થયા નથી પણ થવાના છે તે પણ ભૂતકાળ રૂપે થઇ પુન: ભાવીકાળરૂપ થવાના નથી, તેમજ વર્તમાન એક સમય તે પણ અનન્તર સમયે ભૂતકાળરૂપે થઈ પુન: વર્તમાનરૂપ થવાનો નથી, એ રીતે ત્રણે કાળના સમયો કેવળ ક્રમશ: વિનાશભાવી છે પરન્તુ પુનરૂત્પત્તિવાળા ન હોવાથી કાળના સમયોનું અન્તર નથી, અને લોકમાં કાળનો અભાવ

થવાનો નથી માટે કાળનો વિરહકાળ પણ નથી. એ રીતે એ ચારે અજીવદ્રવ્યોમાં અન્તર કે વિરહકાળ નથી. ॥૨૬૪॥ इति अजीव-समासेष्वन्तरकालः ॥ समाप्तश्च षष्ठोऽन्तरानुयोगः ॥

## ॥ अथ ७ मो भावानुयोगः ( जीवाजीवसमासेषु ) ॥

**अवतरणः**—જીવસમાસને અજીવસમાસમાં संतपयपरूवणया ઇત્યાદિ ૮ અનુયોગ કહેવાના ચાલુ અધિકારમાં ૬ અનુયોગ કહેવાઈ ગયા, જેથી હવે સાતમો ભાવ અનુયોગ કહેવાના પ્રસંગમાં આ ગાથામાં જીવના અને અજીવના ભાવનાં નામ કહે છે—

**उवसम खइओ मीसो, उदओ परिणाम सन्निवाओ य । छद्धा जीवसमासो परिणामुदओ अजीवाणं २६५**

**गाथार्थः**—ઉપશમ ભાવ–ક્ષાયિક ભાવ–મિશ્ર ભાવ ( ક્ષયોપશમ ભાવ )–ઉદય ભાવ–પરિણામ ભાવ–સન્નિપાત ભાવ એ ૬ પ્રકારનો જીવસમાસ છે ( અર્થાત્ જીવમાં એ છએ ભાવ યથાસંભવ છે, અથવા એ ૬ ભાવમાં સર્વ જીવોનો વા જીવગુણોનો સમાવેશ થાય છે. અને અજીવમાં પરિણામભાવ ને ઉદયભાવ એ બેજ ભાવ છે ॥૨૬૫॥.

**भावार्थः**—કર્મોનો ઉપશમ એટલે ઉદયનો અભાવ ને સત્તાનો સદ્ભાવ એવી રાખ વડે ઢંકાયેલા અગ્નિ સરખી અવસ્થા. અથવા કર્મનો એવો ઉપશમ અવસ્થા વડે પ્રગટ થયેલો જીવનો જે ઉપશમગુણ તેउपशम ભાવ. તથા ક્ષય એટલે કર્મનો સર્વથા નાશ તે ક્ષાયિક ભાવ, અથવા કર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલો જે જીવગુણ તે પણ क्षायिकભાવ. તથા એ કહેલા ભાવાર્થવાળો કર્મનો ક્ષય અને ઉપશમ બે સંયુક્તભાવ, અથવા તેવા ક્ષયોપશમ ભાવવડે જીવનો પ્રગટ થયેલો ગુણ તે क्षयोपशम ભાવ કે જેમાં કંઈક બુઝાયલા અગ્નિને રાખવડે ઢાંકયો હોય તેવી અવસ્થા કર્મની હોય તે. તથા જ્ઞાનાવરણીયાદિ કર્મો પોત પોતાના સ્વરૂપે વિપાકથી અનુભવમાં આવે તે વિપાકોદય વા રસોદયરૂપ ઉદયભાવ, અથવા તે તે સ્વરૂપે વિપાકોદયમાં આવેલાં કર્મો વડે જીવમાં

ને અજીવમાં જે જે ભાવ-પર્યાયો પ્રગટ થાય તે પણ ઉદયમાત્ર. તથા વસ્તુઓ પોત પોતાના સ્વરૂપે પરિણમે તે પરિણામ, અથવા તેવા પરિણામથી જીવ અજીવમાં જે ગુણ પ્રગટ થાય તે પણ પરિણામ માત્ર. એ પાંચ મૂળભાવ છે, તેથી એ ૫ ભાવોમાં સમકાળે બેનો સન્નિપાત-સંયોગ વા ત્રણ ભાવનો સન્નિપાત-સમકાળ સંયોગ વા ચાર ભાવનો વા પાંચ ભાવનો સન્નિપાત-સંયોગ તે છઠ્ઠો સન્નિપાતમાત્ર છે. અથવા એવા સન્નિપાત ભાવથી જીવમાં વા અજીવમાં જે ગુણ-પર્યાય પ્રગટ થાય તે પણ સન્નિપાતભાવ. અહિં માત્ર એટલે સ્વભાવ અથવા વસ્તુઓનો તે તે પ્રકારનો પરિણામ. એ પ્રમાણે ૬ ભાવનો સામાન્ય અર્થ જાણવો, અને તે ભાવો પ્રથમ જીવસમાસમાં (જીવભેદોમાં) યથાસંભવ દર્શાવવાના છે, તે આ પ્રમાણે—

भावोनुं स्वरुप अने तेनो जीवाजीवमां समवतार

જીવદ્રવ્યમાં એ છએ ભાવ છે. અર્થાત્ ૧૪ જીવભેદરૂપ ૧૪ જીવસમાસ અથવા ૧૪ ગુણસ્થાનરૂપ ૧૪ પ્રકારનો જીવસમાસ ઉપશમાદિ ૬ ભાવોમાં યથાસંભવ પ્રાપ્ત છે, અને શરીરાદિ તથા ધર્માસ્તિકાયાદિ અજીવ દ્રવ્યોમાં તો પરિણામભાવ ને ઉદયભાવ એ બેજ ભાવ છે, પરન્તુ ઉપશમ આદિ ચાર ભાવ નથી. તેમાં ઔદારિક શરીર ઔદારિક નામકર્મના ઉદયથી, વૈક્રિયશરીર વૈક્રિય નામકર્મના ઉદયથી, આહારકશરીર આહારક નામકર્મના ઉદયથી, તૈજસ શરીર તૈજસ નામકર્મના ઉદયથી, કાર્મણશરીર કાર્મણનામકર્મના ઉદયથી, મનસ્કંધો વચનસ્કંધો ઉચ્છ્વાસસ્કંધો પણ તે તે પર્યાપ્તિનામકર્મ આદિ કર્મના ઉદયથી તે તે રૂપે બને છે માટે શરીરાદિસ્કંધો ઉદય ભાવવાળા છે, અને એ આઠે પ્રકારના સ્કંધોમાં વર્ણ ગંધ રસ સ્પર્શ પુદ્‌ગલત્વ આદિ મૂળ સ્વભાવો પરિણામ ભાવવાળા છે, જેથી એ જીવગૃહીત સ્કંધો બે ભાવવાળા છે, અને ધર્માસ્તિકાય આદિ શેષ અજીવદ્રવ્યો પોતપોતાના મૂળ સ્વભાવે પરિણમેલાં હોવાથી કેવળ પરિણામ ભાવવાળા છે, પરન્તુ ઉદયભાવવાળા નથી. એ રીતે જીવમાં ૬ ભાવ, અજીવમાં જીવગૃહિત સ્કંધોમાં ૨ ભાવ, ને ધર્માસ્તિકાયાદિમાં ૧ ભાવ છે. અહિં કર્મસ્કંધો ઉદયમાં આવે છે માટે કર્મસ્કંધો પણ ઔદયિકભાવવાળા ગણી શકાય, અને મતિજ્ઞાનાવરણ આદિ કર્મોના દરેકના અનન્ત અનન્ત સ્કંધો પોતે પણ ઉદય અને પારિણામિક

એ બે ભાવવાળા તો છે જ તે ઉપરાન્ત જ્ઞાનાવરણાદિ કર્મો તો ૨-૪-૫ ભાવવાળાં છે તે કહેવાશે ॥૨૬૫॥

**અવતરણઃ**—પૂર્વ ગાથામાં જીવના ૬ ભાવ ને અજીવના ૨ ભાવ કહ્યા, પરન્તુ એ ૬ ભાવો આઠ કર્મ આશ્રયી વિચારીએ તો કયો ભાવ કયા કર્મથી ઉત્પન્ન થયેલો હોય છે? તે કહે છે—

**उदईओ उवसमिओ, खईओ मीसो य मोहजा भावा। उवसमरहिया घाइसु, होंति उ सेसाइं ओदइए ॥**

**ગાથાર્થઃ**—ઔદયિકભાવ ઉપશમભાવ ક્ષાયિકભાવ ને મિશ્રભાવ (ક્ષયોપશમભાવ) એ ૪ ભાવ મોહનીય કર્મથી ઉત્પન્ન થાય છે, તથા મોહનીય સિવાયનાં શેષ ૩ ઘાતીકર્મોમાં ( ઘાતીકર્મોથી ) ઉપશમ ભાવ રહિત શેષ ૩ ભાવ ( જ્ઞાનાવરણ દર્શનાવરણ ને અન્ત-રાયથી ) ઉત્પન્ન થાય છે, શેષ ચાર અઘાતી કર્મોથી કેવળ એક ઔદયિકભાવજ હોય છે ॥૨૬૬॥

**ભાવાર્થઃ**—જે કર્મ જ્યાં સુધી છે તે કર્માશ્રિત તે ભાવ પણ ત્યાં સુધી હોય તેથી તે ભાવ તે કર્મજન્ય કહેવાય. એટલે મોહ-નીયકર્મજન્ય ૪ ભાવ છે. ઔદયિક-ઉપશમ-ક્ષાયિક ને ક્ષયોપશમ. ત્યાં મોહનીય કર્મના ઉદયભાવથી જીવમાં કષાયાદિક પ્રગટ થાય છે, ઉપશમ ભાવથી ઉપશમ સમ્યક્ત્વને ઉપશમ ચારિત્ર પ્રગટ થાય છે, મોહનીયનો ક્ષય થવાથી ક્ષાયિક સમ્યક્ત્વ ને ક્ષાયિક ચારિત્રાદિ પ્રગટ થાય છે, અને ક્ષયોપશમભાવથી દેશવિરતિ સર્વવિરત્યાદિ પ્રગટ થાય છે. એ પ્રમાણે મોહનીય કર્મના ઔદ-યિકઆદિ ભાવોથી તે તે પ્રકારના જીવગુણ પ્રગટ થાય છે. અહિં સન્નિપાત ભાવને પારિણામિક ભાવ પણ છે પરન્તુ સન્નિપાતભાવ એકાદિ સંયોગવાળો હોવાથી અવિવક્ષિત છે, ને પારિણામિક ભાવ સર્વવ્યાપી હોવાથી અવિવક્ષિત છે, માટે જે ભાવ મુખ્ય મુખ્ય છે તેનીજ અહિં વિવક્ષા છે. એ રીતે જ્ઞાનાવરણીયાદિ ૩ ઘાતીકર્મો આશ્રિત ઔદયિક ક્ષાયોપશમિક ને ક્ષાયિક એ ત્રણ ભાવ છે, જેથી જ્ઞાનાવરણના ઉદયથી જીવ અજ્ઞાની, ક્ષયોપશમથી દેશજ્ઞાની ને ક્ષાયિકભાવથી સર્વજ્ઞાની થાય છે. દર્શનાવરણના ઉદયથી જીવની

નિદ્રા અવસ્થા વા ચક્ષુઆદિ ઈન્દ્રિયોનો સામાન્યબોધ અવરાય છે, ક્ષયોપશમથી ચક્ષુદર્શન આદિ દેશદર્શી થાય છે, ને ક્ષયભાવથી સર્વદર્શી થાય છે. એ રીતે અન્તરાયના ઉદયથી દાનાદિ લબ્ધિમાં વિઘ્નવાળો થાય છે, ક્ષયોપશમથી દેશલબ્ધિવાળો થાય છે, અને ક્ષય ભાવથી સર્વલબ્ધિવાળો થાય છે. તથા શેષ ચાર કર્મમાં કેવળ ઔદયિકભાવ હોવાથી જીવ સુખી દુઃખી, આયુષ્ય, રૂપી, ને ઉચ્ચ નીચ થાય છે. એ રીતે ૮ કર્મોના પોતપોતાના મુખ્ય ભાવ જાણવા, અને સાન્નિપાતિક વા પરિણામી તો સર્વકર્માનુગત હોવાથી મુખ્ય નથી. તેમાં પણ સન્નિપાત ભાવ તો સંયોગી હોવાથી વસ્તુતઃ ભાવ પાંચજ છે તે આઠે કર્મમાં આ પ્રમાણે:

જ્ઞાનાવરણીયમાં—ઔદયિક-ક્ષયોપશમ--ક્ષાયિક ને-પરિણામિક (૪)

દર્શનાવરણીયમાં—ઔદયિક ક્ષયોપશમ ને ક્ષાયિક પરિણામિક (૪)

વેદનીયમાં—ઔદયિક-પરિણામિક (૨)

મોહનીયમાં—ઔદયિક-ઉપશમ-ક્ષયોપશમ-ક્ષાયિક--પારિણામિક (૫)

આયુષ્યમાં—ઔદયિક-પારિણામિક

નામકર્મમાં—ઔદયિક-પારિણામિક

ગોત્રકર્મમાં—ઔદયિક-પારિણામિક

અન્તરાયકર્મમાં—ઔદયિક-ક્ષયોપશમ-ક્ષાયિક-પારિણામિક

એ પ્રમાણે મોહનીયમાં ૫ ભાવ, ત્રણ ઘાતીમાં ૪ ભાવ, ને ૪ અઘાતીમાં ૨ ભાવ છે.

અથવા બીજી રીતે વિચારીએ તો ઉપશમભાવ ૧ મોહનીયમાં છે, ક્ષયોપશમ ભાવ ૪ ઘાતીકર્મમાં, ઔદયિકભાવ ૮ કર્મમાં, ક્ષાયિકભાવ ૮ કર્મમાં, ને પરિણામિક ભાવ ૮ કર્મમાં હોય છે. આ ગાથામાં ક્ષાયિકભાવ ફક્ત ૪ ઘાતીકર્મામાં જ કહ્યા છે તે

વિવક્ષાભેદે સંભવે છે. કારણ કે ઘણા ગ્રંથોમાં કહ્યું છે કે—

**मोहस्सेवोवसमो, खाओवसमो चउण्ह घाईणं । खय परिणामिय उदया, अट्ठण्हवि हुंति कम्माणं ॥१॥**

**અર્થ**—ઉપશમ ભાવ મોહનીયકર્મનો જ હોય છે, ક્ષયોપશમ ભાવ ૪ ઘાતીકર્મોનો હોય છે, અને ક્ષય પરિણામિક તથા ઉદય એ ત્રણ ભાવ આઠે કર્મોમાં હોય છે ॥૧॥.

પ્રશ્ન:—જેમ કર્મનો ક્ષય ભાવ આ ગાથામાં આઠે કર્મનો કહ્યો તેમ આ ગ્રંથમાં ક્ષય ભાવ આઠ કર્મનો ન કહેતાં ફક્ત ઘાતીકર્મનોજ કેમ કહ્યો ?

ઉત્તર:—જ્ઞાનાવરણાદિના ક્ષયથી જેમ કેવળજ્ઞાન આદિ વિશિષ્ટ લબ્ધિઓ પ્રાપ્ત થાય છે તેમ ૪ અઘાતીકર્મના ક્ષયથી એવી કોઈ વિશેષ લબ્ધિઓ પ્રગટ થતી નથી તેથી વિશેષ ફળના અભાવે ૪ અઘાતી કર્મોનો ક્ષય થાય છે છતાં એ ક્ષયને ક્ષાયિક ભાવમાં આ ગ્રંથકર્તાએ ન ગણ્યો હોય તો યુક્ત છે. પુનઃ જો કે ૪ અઘાતી કર્મના ક્ષયથી સિદ્ધત્વ પ્રાપ્ત થાય છે, પરન્તુ તે ચારેના સંયોગિક ક્ષયથી જ પ્રાપ્ત થાય છે જેથી કોઈપણ એક કર્મનો ક્ષયજન્ય કોઇ સ્વતંત્ર લબ્ધિ વા જીવ ગુણ નથી, તેથી એ ચારના ક્ષયભાવની મુખ્યતા ગણી નથી.

પ્રશ્ન:—કર્મોના ઉપશમાદિ પાંચે ભાવ ગણ્યા તો કર્મ અજીવ હોવાથી અજીવમાં ઉપશમભાવ ક્ષયોપશમભાવ ને ક્ષાયિકભાવ પણ કેમ ન ગણાય ? જેથી અજીવમાં ઔદયિક સાથે ઉપશમાદિ ભાવ ગણતા ૫ ભાવ ગણવા યોગ્ય છે. જેમ ઉદય કર્મનો થાય છે તેમ ઉપશમ પણ કર્મનો ક્ષયોપશમ પણ કર્મનો ને ક્ષય પણ કર્મનો જ થાય છે તો એ રીતે કર્મોની અપેક્ષાએ અજી-વમાં પાંચે ભાવ પ્રાપ્ત થઈ શકે છે.

उत्तरः—એ વાત સત્ય છે કે-શરીરસ્કધોમાં ગણેલા ઉદયભાવની અપેક્ષાએ અજીવમાં પણ ઉદયભાવ જે રીતે ગણ્યો છે તે રીતે કર્મસ્કંધોમાં પણ ગણેલા ઉપશમ આદિ ૫ ભાવની અપેક્ષાએ અજીવમાં પાંચે ભાવ ગણી શકાય તેમ છે, પરન્તુ સૂત્રમાં સૂત્રકર્તાની વિવક્ષાજ પ્રધાન હોવાથી કર્મમાં ૫ ભાવ ગણવા છતાં અજીવમાં ૫ ભાવ ન ગણતાં ફક્ત ઉદયને પરીણામી ભાવ જ ગણ્યા છે, પરન્તુ તમારી કહેલી યુક્તિ પ્રમાણે ઉપશમ આદિ ભાવ ગણ્યા નથી, એ કારણથી અજીવમાં ૫ ભાવ ગણે છે તે તો કેટલાકનો જ મત છે, પરન્તુ સર્વ સમ્મત મત નથી, કારણ કે કેટલાકતો અજીવમાં એક પરિણામભાવ જ ગણે છે.

प्रश्नः—કર્મોમાં ૫ ભાવ હોવા છતાં અજીવમાં બે જ ભાવ ગણ્યા તે બાબતમાં સૂત્રકર્તાની વિવક્ષા ગમે તે હો પરન્તુ આ ગાથામાં આઠ કર્મમાં પારિણામિક ભાવ કેમ કહ્યો નથી ? કર્મોમાં પરિણામભાવ નથી એમ તો નથી જ, કારણ કે કહેલી પ્રાસંગિક ગાથામાં "खयपरिणामिय उदया अट्टण्हत्ति हौंति कम्माणं=ક્ષાયિકભાવ પારિણામિકભાવ ને ઉદયભાવ એ ત્રણ ભાવ આઠે કર્મોને હોય છે." એ વચનથી આઠે કર્મમાં પારિણામિક ભાવ કહ્યો છે. તેમજ શ્રી જિનેન્દ્રોએ પરિણામી ભાવને સર્વ વસ્તુ સમૂહમાં [જગતના દરેક પદાર્થમાં] વ્યાપક કહ્યો છે, તો આઠ કર્મમાં પણ પરિણામી ભાવ અવશ્ય હોઈ શકે છે.

उत्तरः—કર્મોમાં વિશિષ્ટ ભાવ ઔદયિકજ છે પરન્તુ પરિણામી ભાવ વિશિષ્ટ-ઉત્કૃષ્ટ-મુખ્ય નથી, પરિણામી ભાવ તો સર્વ વસ્તુમાં વ્યાપક હોવાથી ગૌણભાવ છે, અને અહિં ગાથામાં વિશિષ્ટ ભાવોની વિવક્ષા છે તેથી સર્વવ્યાપી પરિણામ ભાવ કહ્યો નથી.

अवतरणः—આ ગાથામાં ક્ષાયિકાદિ ભાવથી ઉત્પન્ન થનારી વિશિષ્ટ લબ્ધિઓ કહે છે અથવા ક્ષાયિકાદિ ભાવોના પ્રતિભેદ કહે છે—

**केवलिय नाणदंसण, खाइयसम्मं च चरणदाणाई । नव खइया लद्धीओ, उवसमिए सम्म चरणं च २६७**

भावनुं स्वरुप अने कर्म्मोमां भावो

**ગાથાર્થઃ**—કેવળજ્ઞાન કેવળદર્શન ક્ષાયિક સમ્યક્ત્વ ક્ષાયિકચારિત્ર અને દાનાદિ પાંચ સંપૂર્ણ લબ્ધિઓ એ ૯ ક્ષાયિક લબ્ધિઓ છે. ( અથવા ક્ષાયિકભાવના એ ૯ ભેદ છે], અને ઉપશમ ભાવમાં ઉપશમસમ્યક્ત્વ ને ઉપશમ ચારિત્ર એ બે જ લબ્ધિઓ છે. [અર્થાત્ ઉપશમભાવના એ બે ભેદ છે. એ રીતે બે ભાવના ૧૧ પ્રતિભેદ થયા]. ॥૨૬૭॥

**ભાવાર્થઃ**—કેવળજ્ઞાન તે કેવળજ્ઞાનાવરણીયકર્મના ક્ષયથી જ થાય છે પરન્તુ ઉપશમાદિકથી થતું નથી, તેમજ કેવળદર્શન પણ કેવળદર્શનાવરણીયના ક્ષયથી જ થાય છે, તથા સમ્યક્ત્વ જો કે સ્વાવરણીય કર્મ દર્શનમોહનીયના ક્ષયથી ઉપશમથી અને ક્ષયોપશમથી એમ ત્રણ રીતે થાય છે પરન્તુ અહિં ક્ષાયિક સમ્યક્ત્વ તો દર્શનમોહનીયના ક્ષયથી જ થાય છે માટે સમ્યક્ત્વના ભેદોમાં આ ભાવમાં ક્ષાયિક સમ્યક્ત્વ ગણવું, શેષ બે ભેદ પોતપોતાના ભાવમાં ગણાશે. તથા ચારિત્ર પણ ચારિત્રમોહનીય કર્મના ક્ષયાદિથી ત્રણ પ્રકારનું છે, પરન્તુ અહિં તો ચારિત્રમોહના ક્ષયથી પ્રાપ્ત થતું ક્ષાયિકચારિત્ર એટલે ૧૨–૧૩–૧૪ ગુણસ્થાનવર્તી યથાખ્યાતચારિત્ર તેજ અહિં ક્ષાયિકભાવના ભેદમાં ગણવાનું છે. તથા દાન–લાભ–ભોગ–ઉપભોગ ને વીર્ય એ પાંચ લબ્ધિઓ અન્તરાય કર્મના ક્ષયથી થાય તો ક્ષાયિક ૫ લબ્ધિ ને ક્ષયોપશમથી થાય તો એ પાંચ ક્ષયોપશમલબ્ધિઓ ગણાય છે. પરન્તુ અહિં ક્ષાયિકભાવ ગણવાનો હોવાથી પાંચ ક્ષાયિક લબ્ધિઓજ ગણવાની છે કે જે અન્તરાયના ક્ષયથીજ થાય છે. એ રીતે ૯ પ્રકારની ક્ષાયિક લબ્ધિઓ જ્ઞાના૦ દર્શના૦ મોહનીય ને અન્તરાય એ ચાર ઘાતીકર્મના ક્ષયથીજ યથાસંભવ પ્રાપ્ત થાય છે. માટે ક્ષાયિકમાત્રના એ ૯ ભેદ ગણવા.

દર્શનમોહનીયકર્મના ઉપશમથી જે સમ્યક્ત્વગુણ પ્રગટ થાય તે उपशमसम्यक्त्व, ને ચારિત્રમોહનીયના ઉપશમથી જે ચારિત્રગુણ પ્રગટ થાય તે उपशमचारित्र ૧૧ મા ગુણસ્થાનમાં હોય છે, અને એ પણ યથાખ્યાતચારિત્ર છે. એ રીતે યથાખ્યાતચારિત્ર ઉપશમયથાખ્યાત ને ક્ષાયિકયથાખ્યાત એમ બે પ્રકારનું છે, તેમાં ઉપશમયથાખ્યાતચારિત્ર અહિં ઉપશમ ભાવમાં ગણ્યું ને ક્ષાયિકયથાખ્યા-

તચારિત્ર ક્ષાયિકના ૯ભેદમાં ગણ્યું છે એ રીતે ઉપશમભાવના બે પ્રતિભેદ છે. ॥૨૬૭॥

**અવતરણઃ**—પૂર્વ ગાથામાં ક્ષાયિકભાવના ૯ભેદ અને ઉપશમભાવના ૨ ભેદ કહીને હવે આ ગાથામાં ક્ષયોપશમભાવના ૧૮ભેદ [૧૮ ક્ષાયોપશમિક લબ્ધિઓ] કહે છે—

**नाणा चउ अन्नाणा, तिन्नि उ दंसणतिगं च गिहिधम्मो। वेयगचउचारित्तं, दाणाइग मिस्सगा भावा ॥**

**ગાથાર્થઃ**—ચાર જ્ઞાન, ત્રણ અજ્ઞાન, ત્રણ દર્શન, ગૃહસ્થધર્મ (દેશવિરતિ). વેદક સમ્યક્ત્વ (ક્ષયોપશમ સમ્યક્ત્વ), ચાર ચારિત્ર (સામાયિક–છેદોપ૦–પરિહાર–સૂક્ષ્મસંપરાય), દાનાદિ ૫ લબ્ધિ, એ ૨૧ અથવા ચાર ચારિત્રને સર્વવિરતિ એકજ ગણતાં ૧૮ મિશ્રભાવ છે, અર્થાત્ એ ૨૧ અથવા ૧૮ પ્રકારનો ક્ષયોપશમભાવ છે. ॥૨૬૮॥

**ભાવાર્થઃ**—જ્ઞાનાવરણીયકર્મના ૫ પ્રકારમાં મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી મતિજ્ઞાન પ્રગટ થાય છે, શ્રુતજ્ઞાનાવરણના ક્ષયોપશમથી શ્રુતજ્ઞાન. અવધિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી અવધિજ્ઞાન અને મનઃપર્યવ જ્ઞાનાવરણના ક્ષયોપશમથી મનઃપર્યવજ્ઞાન પ્રગટ થાય છે. કેવળજ્ઞાનાવરણનો ક્ષયોપશમભાવ હોય નહિ, કેવળ ક્ષયભાવજ હોય છે, જેથી કેવલજ્ઞાનાવરણના ક્ષયથી પ્રગટ થતું કેવળજ્ઞાન ક્ષાયિકભાવે ગણાય, અને તે ક્ષાયિકભાવના ૯ ભેદમાં ગણેલું છે, જેથી એ ચાર જ્ઞાનો સ્વ સ્વ આવરણના ક્ષયોપશમથીજ થાય છે, જેથી એ ચાર આવરણોનો ક્ષયોપશમ ભાવજ હોય છે, તેથી એ ચાર આવરણોના ક્ષયોપશમથી થતી મતિજ્ઞાનાદિ ચાર લબ્ધિઓ પણ ક્ષયોપશમભાવનીજ છે. જો કે મતિજ્ઞાનાવરણાદિ ૪ કર્મોનો ક્ષયથાય છે, પરન્તુ તે ક્ષયથી તો મતિજ્ઞાનાદિકનો સર્વથા અભાવજ પ્રાપ્ત થાય છે. અહિ એવી શંકા ન કરવી કે તે તે આવરણના ક્ષયથી આવરણીય ગુણો સંપૂર્ણ પ્રગટ થવાને બદલે સર્વથા અભાવવાળા કેમ થાય? તેના સમાધાનમાં એટલુંજ કહેવું બસ છે કે-એ ચાર જ્ઞાનો જીવના મૂળગુણ રૂપ નથી, પરન્તુ મૂળ-

ગુણના વિકૃતિગુણો છે, મૂળગુણ તો કેવળજ્ઞાનજ છે, તેથી મેઘાચ્છાદિત સૂર્યની કિંચિત્ પ્રભા જેમ મેઘ દૂર થયે નષ્ટ થઇ સૂર્યનો સંપૂર્ણ પ્રકાશ પ્રગટ થાય છે, તેમ કિંચિત્ પ્રભા સરખા મતિજ્ઞાનાદિ ગુણો કેવલજ્ઞાનાવરણના ક્ષય સાથે નષ્ટ થાય છે, ને કેવળજ્ઞાન રૂપ મૂળગુણ સંપૂર્ણ પ્રગટ થાય છે. એ પાંચે આવરણનો ક્ષય સમકાળે હોય છે, જેથી કેવળજ્ઞાન પ્રગટ થવા સાથે ચારે વિકૃતિરૂપ મતિજ્ઞાનાદિ જ્ઞાનો સમકાળે નષ્ટ થાય છે. એ રીતે ૪ જ્ઞાન ક્ષયોપશમજન્ય (ને પાંચમું કેવળજ્ઞાન ક્ષયજન્ય) છે.

તથા મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન ને વિભંગજ્ઞાન એ ૩ અજ્ઞાન તે જ્ઞાનના અભાવ રૂપ નથી, પરન્તુ મિથ્યાત્વના ઉદયથી મિથ્યાત્વ યુક્ત હોવાથી વિપરીત જ્ઞાન રૂપ છે. એમાં પણ મતિ અજ્ઞાન મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી શ્રુત અજ્ઞાન શ્રુતજ્ઞાનાવરણના ક્ષયોપશમથી ને વિભંગજ્ઞાન અવધિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી હોય છે, જેથી મતિજ્ઞાનાદિ ૩ જ્ઞાન જે આવરણોના ક્ષયોપશમથી છે તેજ આવરણોના ક્ષયોપશમથી એજ ૩ અજ્ઞાન પણ છે તફાવત એટલોજ કે સમ્યગ્દૃષ્ટિ જીવનાં એ ૩ જ્ઞાન ને મિથ્યાદૃષ્ટિ જીવનાં એજ ત્રણ જ્ઞાન અજ્ઞાનસ્વરૂપ ગણાય છે, એ રીતે ૩ અજ્ઞાનમાં વર્તતું પણ [1]જ્ઞાનજ ક્ષયોપશમભાવમાં છે.

તથા ચક્ષુદર્શનાવરણ કર્મના ક્ષયોપશમથી ચક્ષુદર્શન, અચક્ષુદર્શનાવરણના ક્ષયોપશમથી અચક્ષુદર્શન ને અવધિદર્શનાવરણના ક્ષયોપશમથી અવધિદર્શન પ્રગટ થાય છે, તેથી એ ૩ દર્શનગુણ પણ ક્ષયોપશમભાવના છે.

તથા ચારિત્રમોહનીયની ૨૫ પ્રકૃતિઓમાં ૧૬ કષાય ને ૯ નોકષાય છે, તેમાં અનન્તાનુબંધિ ક્રોધાદિ ૪ કષાય સમ્યક્ત્વગુણનો ઘાત કરે છે, અપ્રત્યાખ્યાની ક્રોધાદિ ૪ કષાય દેશવિરતિ ગુણનો ઘાત કરે છે, પ્રત્યાખ્યાની ક્રોધાદિ ૪ કષાય સર્વવિરતિ ગુણનો ઘાત કરે છે, ને સંજ્વલન ક્રોધાદિ ૪ કષાયો યથાખ્યાત ચારિત્રનો ઘાત કરે છે, અથવા સર્વવિરતિ ચારિત્રમાં દોષ–અતિચાર

૧ સમ્યગ્જ્ઞાનમાં વા મિથ્યાજ્ઞાનમાં બન્નેમાં વર્તતી જ્ઞાનમાત્રાજ અહિં ક્ષયોપશમ ભાવમાં ગણવી, કારણકે એ જ્ઞાનમાં વર્તતી વિપરીતતા તો ઉદયભાવમાં અજ્ઞાન તરીકે ગણાશે.

લગાડે છે (મલિનતા ઉપજાવે છે). એ પ્રમાણે જે જે કષાયો જે જે આત્મગુણનો ઘાત કરે છે, તે તે કષાયોના ઉપશમથી ક્ષયોપશમથી અને ક્ષયથી તે તે ભાવ પ્રગટ થાય છે. જેથી ગૃહસ્થધર્મ જે દેશવિરતિ ચારિત્ર તે અપ્રત્યાખ્યાની કષાયના ક્ષયોપશમથી પ્રગટ થાય છે, સામાયિકાદિ ચાર ચારિત્ર રૂપ સર્વવિરતિ પ્રત્યાખ્યાની કષાયના ક્ષયોપશમથી પ્રગટ થાય છે, અને ક્ષયોપશમ સમ્યક્ત્વ દર્શનમોહનીયના ક્ષયોપશમથી થાય છે માટે દેશવિરતિ–સર્વવિરતિ–ક્ષયોપશમ સમ્યક્ત્વ એ ત્રણે ગુણ ક્ષયોપશમભાવના છે. અહિં સામાયિક ચારિત્ર છેદોપસ્થાપન ચારિત્ર પરિહારવિશુદ્ધિ ને સૂક્ષ્મસંપરાય એ ચાર ચારિત્ર અનુક્રમે અધિકાધિક સર્વવિરતિનાજ પ્રતિભેદ છે, [અથવા વિશિષ્ટ વિશિષ્ટતરાદિ વિશેષતાવાળાં એ ચારે સામાયિકચારિત્રજ છે], કે જેમાં પહેલું સામા૦ચારિત્ર ને છેદોપ૦ચારિત્ર છઠ્ઠાથી ૯ મા ગુણસ્થાન સુધીનું છે, પરિહારવિશુદ્ધિ ૬–૭મા ગુણ૦વર્તી છે, ને સૂ૦સંપરાયચારિત્ર કેવળ દશમા ગુણસ્થાનરૂપ છે.

તથા દાનલબ્ધિ લાભલબ્ધિ ભોગલબ્ધિ ઉપભોગલબ્ધિ ને વીર્યલબ્ધિ એ પાંચ લબ્ધિઓ અનુક્રમે દાનાન્તરાય લાભાન્તરાય ભોગાન્તરાય ઉપભોગાન્તરાય ને વીર્યાન્તરાયના ક્ષયોપશમથી થાય છે ને ક્ષયથી થાય છે, તેથી ક્ષયોપશમ વડે થતી એ પાંચ લબ્ધિઓ દેશલબ્ધિરૂપ છે ને તે ક્ષયોપશમભાવની કહેવાય. [અને ક્ષયથી થતી ક્ષાયિકભાવની એ ૫ લબ્ધિઓ તો પૂર્વે ક્ષાયિકના ૯ ભાવમાં ગણેલીજ છે] એ રીતે એ ૧૮ ભાવ મિશ્રભાવો એટલે ક્ષયોપશમભાવો કહેવાય, આ ગાથામાં ચારિત્ર જો કે ચાર કહ્યાં છે પરન્તુ ઘણા ગ્રંથોમાં ક્ષયોપશમભાવના પ્રતિભેદ ૧૮જ કહેલા હોવાથી સંખ્યાભેદ ન કરવા માટે ચારે ચારિત્રને એક સર્વવિરતિ ભાવમાં અન્તર્ગત ગણવાં. ॥૨૬૮॥

**અવતરણઃ**—પૂર્વ ગાથામાં ક્ષયોપશમ ભાવના ૧૮ પ્રતિભેદ કહીને હવે આ ગાથામાં ૨૧ પ્રકારના ઔદયિકભાવ તથા ૩ પ્રકારના પારિણામિકભાવ કહે છે—

**गइ काय वेय लेसा, कसाय अन्नाण अजय अस्सण्णी। मिच्छाहारे उदया, जिय भवियरियत्तियसहात्रो ॥**

**गाथार्थ:**—४गति–६કાય–૩વેદ–૬લેશ્યા–૪કષાય–અજ્ઞાન–અવિરતિ–અસંજ્ઞીપણું–મિથ્યાત્વ–આહારક એ ૨૮ ઔદયિકભાવ છે, ને જીવત્વ, ભવ્યત્વ તેથી ઇતરઅભવ્યત્વ એ ત્રણ સ્વભાવ છે–પરિણામભાવ છે [અહિં जिअ भव्र इयर इयत्तिय सहावो=જીવત્વ ભવ્યત્વ અભવ્યત્વ એ ત્રણજ સ્વભાવ એટલે પરિણામીભાવ છે એ પદાર્થ છે]. ॥૨૬૯॥

**ભાવાર્થ:**—જીવમાં નારકપણું તિર્યંચપણું મનુષ્યપણું ને દેવપણું એ ૪ ગતિ પર્યાય નરકગતિ આદિ ગતિનામકર્મના ઉદયથી છે માટે ૪ ગતિ ઔદયિકભાવમાં ગણાય. તથા જીવમાં પૃથ્વી પર્યાય જળપર્યાય અગ્નિપર્યાય વાયુપર્યાય વનસ્પતિપર્યાય ને ત્રસપર્યાયરૂપ ૬કાયપર્યાય છે તે ગતિનામકર્મ જાતિનામકર્મ શરીરનામકર્મ પ્રત્યેક નામકર્મ સ્થાવર નામકર્મ ઈત્યાદિના ઉદયવાળા સંયોગિક પર્યાય છે, તેથી ૬ કાયપર્યાયો ઉદયભાવમાં ગણાય છે. તથા સ્ત્રી પુરૂષ અને નપુંસક એ ત્રણ જીવપર્યાયો સ્ત્રીવેદ પુરૂષવેદ ને નપુંસકવેદ એ ત્રણ મોહનીયના ઉદયથી થાય છે, માટે ૩ વેદ ઔદયિકભાવમાં ગણાય છે. તથા ૬ લેશ્યા (કૃષ્ણ–નીલ–કાપોત–તેજો–પદ્મ–શુકલલેશ્યા) પણ કર્મના ઉદયથી છે, ત્યાં જે આચાર્યો લેશ્યાને કષાયનો નિસ્યન્દ માને છે તેઓને મતે કષાયમોહનીય કર્મના ઉદયથી ૬ લેશ્યાઓ છે. પુન: જે આચાર્યો લેશ્યાને યોગપરિણામ માને છે તેઓને મતે ત્રણ યોગને ઉત્પન્ન કરનાર કર્મના ઉદયથી ૬લેશ્યાઓ છે. અને બીજા કેટલાક આચાર્યો તો એમ માને છે કે-જેમ સંસારીપણું અથવા અસિદ્ધપણું આઠે કર્મના એકત્ર ઉદયવાળું છે, તેમ ૬ લેશ્યાઓ પણ સમુદિત આઠે કર્મના એકત્ર ઉદયજન્ય છે, એ રીતે ૬ લેશ્યાઓ ત્રણે અભિપ્રાયથી પણ કર્મના ઉદયહેતુવાળી છે માટે ઔદયિકભાવમાં ગણાય છે. તથા ક્રોધ માન માયા લોભરૂપ ૪ કષાયો એજ નામવાળા કષાયમોહનીયકર્મના ઉદયથી થાય છે માટે ક્રોધાદિ ૪ કષાયો ઔદયિકભાવમાં ગણાય છે.

તથા વિપરીત બોધરૂપ મતિઅજ્ઞાન આદિ ત્રણ અજ્ઞાનો જ્ઞાનાવરણકર્મ અને મિથ્યાત્વમોહનીયના ઉદયથી હોય છે માટે અજ્ઞાન ઔદયિકભાવમાં ગણાય છે. ક્ષયોપશમના ૧૮ ભાવમાં આ મતિઅજ્ઞાનાદિ અજ્ઞાનને ક્ષયોપશમભાવમાં ગણ્યું છે, ને અહિં ઔદયિક ભાવના ભેદોમાં પુનઃ ઔદયિકભાવનું પણ ગણ્યું તેનું કારણ કે વિપરીત વા અવિપરીત પણ વસ્તુનો બોધમાત્ર જ્ઞાનાવરણના ક્ષયોપશમથીજ થાય છે, માટે વસ્તુના અવબોધમાત્રની અપેક્ષાએ એ ત્રણ અજ્ઞાનો ક્ષયોપશમભાવમાં ગણ્યાં છે, અને એ બોધમાં જે વિપરીતપણું તે મિથ્યાત્વ મોહનીયના ઉદયથી છે, માટે અજ્ઞાન રૂપ વિપરીત બોધ જ્ઞાનાવરણ ને મિથ્યાત્વ એ બે કર્મના સંયોગી ઉદયવાળું છે તેથી અજ્ઞાન ઉદયભાવમાં ગણાય છે. આ અજ્ઞાનમાં જે અવબોધ છે તેજ માત્ર ન ગણતાં અહિં અવબોધની વિપરીતતાનેજ મુખ્ય ગણવી.

अजय=અવિરતિપણું તે અપ્રત્યાખ્યાની કષાય મોહનીયના ઉદયથી હોય છે, અસંજ્ઞિપણું મન અપર્યાપ્ત નામકર્મના ઉદયથી અને જ્ઞાનાવરણના ઉદયથી છે, મિથ્યાદૃષ્ટિપણું મિથ્યાત્વમોહનીયકર્મના ઉદયથી છે, આહારીપણું ક્ષુધાવેદનીયકર્મ અને આહારપર્યાપ્તિ આદિ કર્મોના ઉદયથી છે. માટે એ અવિરતિ આદિ જીવપર્યાયો ઔદયિકભાવમાં ગણાય છે. આ ગાથામાં કહેલા અને અન્યગ્રંથોમાં કહેલા ઉદયભાવોમાં કંઇક તફાવત છે, અન્યગ્રંથોમાં ૨૧ ઉદયભાવ કહ્યા છે, આ ગ્રંથમાં (આ ગાથાના) ૨૮ ઉદયભાવ કહ્યા છે. પુનઃ અન્યત્ર અસિદ્ધત્વ ગણેલ છે અને અહિં અસિદ્ધત્વ ગણેલ નથી, (એ પણ વિવક્ષાભેદ સંભવે છે).

प्रश्नः—તમોએ ઉદયભાવ ૨૮ કહ્યા, પરન્તુ એ ઉપરાન્ત ૫ નિદ્રા, વેદના, હાસ્ય, રતિ અરતિ સંસારીપણું અસિદ્ધપણું ઇત્યાદિ બીજા પણ કેટલાએ ભાવ કર્મના ઉદયથી છે તો તે સર્વે ઉદયભાવો કેમ ગણ્યા નથી ?

उत्तरः—એ વાત સત્ય છે, બીજા પણ ઔદયિકભાવો ઘણા છે, પરન્તુ અહિં કહેલા ઉદયભાવો ઉપલક્ષણ માત્રથી કહ્યા છે, તેથી બીજા પણ જે જે કર્મોદયજન્ય ભાવો હોય તે સર્વે ઉદયભાવમાં ગણી શકાય છે, માટે ૨૮ કહેવામાં વિરોધ નથી.

હવે पारिणामिक मात्र ३ છે તે આ પ્રમાણેઃ-અનાદિકાળથી વસ્તુનો જે મૂળ સ્વભાવ તે પારિણામિક ભાવ. તેમાં જીવનું જીવવાપણું અથવા જીવપણું એ અનાદિ પારિણામિક ભાવ-સ્વભાવ છે, તથા સંસારી જીવોમાં એક જીવરાશિ એવા સ્વભાવવાળો છે કે જે પોતાનું મૂળ જીવસ્વરૂપ સાધન સામગ્રી મળતાં અવશ્ય પ્રગટ કરી શકે એવા સાધ્યરોગ સરખા જીવોનો રાશિ તે भव्य, અર્થાત્ મોક્ષે જવાની યોગ્યતાવાળા ભાવુક જીવો તે ભવ્ય, અને દેવ ગુરૂ આદિ અનેક સાધન સામગ્રી મળવા છતાં પણ જીવસ્વરૂપ પ્રગટ ન કરી શકે એવા અસાધ્યરોગ સરખા અભાવુક જીવોનો રાશિ તે अभव्य, અર્થાત્ મોક્ષે જવાની યોગ્યતા રહિત જીવો તે અભવ્ય. એમાં ભવ્ય જીવોનો જે મોક્ષે જવાની યોગ્યતાવાળો જે સ્વભાવ તે भव्यत्व ને તેથી વિપરીત સ્વભાવ તે अभव्यत्व. એ બન્ને સ્વભાવ જીવના અનાદિ સહચારી છે, જેમ જીવમાં જ્ઞાનાદિ ગુણો અનાદિ સહચારી છે તેમ ભવ્યસ્વભાવ ને અભવ્યસ્વભાવ પણ અનાદિ સહચારી છે. એ રીતે જીવના એ ત્રણ મૂળસ્વભાવો તે અહિં પરિણામીભાવના ૩ ભેદ કેવળ જીવની અપેક્ષાએ ગણ્યા છે, નહિંતર ધર્માસ્તિકાય આદિ દ્રવ્યોના અનેક મૂળસ્વભાવોની અપેક્ષાએ અજીવપારિણામિક ભાવો અનેક પ્રકારના છે.

प्रश्नः—કર્મોથી ઉત્પન્ન થયેલા અને કેવલજ્ઞાનાદિ ફળ રૂપે પાંચ ભાવ તો કહ્યા, પરન્તુ સન્નિપાતભાવ જે છઠ્ઠો ગણ્યો છે તે ભાવને અંગે કોઈ કર્મજન્યતા પણ ન કહી અને એ ભાવનું ફળ પણ ન કહ્યું તો તે ભાવ સંબંધિ કર્મ કયું ને ફળ શું?

उत्तरः—સન્નિપાતભાવ તે ઔદયિક આદિ ૫ ભાવથી ભિન્ન નથી પરન્તુ ઔદયિકાદિ ભાવોજ જ્યારે એ આદિ સંયોગે ગણીએ તો તેવા સંયોગી ભાવો તેજ સન્નિપાતભાવ છે, તેના દ્વિસંયોગી ૧૦ ભાવ, ત્રિસંયોગી ૧૦ ભાવ, ચતુઃસંયોગી ૫ ભાવ, ને પંચસંયોગી ૧ ભાવ એ રીતે ૨૬ પ્રકારનો સન્નિપાતભાવ છે, એ ૨૬ સન્નિપાતભાવોમાં માત્ર ૬ ભાવજ જીવમાં પ્રાપ્ત થઇ શકે છે તેથી ૬ ભાવ સત્ છે ને ૨૦ ભાવ અસત્ (શૂન્ય) છે, ત્યાં ૨૬ ભાવ આ પ્રમાણે—

### દ્વિકસંયોગી ૧૦ ભાવ

| | |
|---|---|
| ૧ ઉપશમ–ક્ષાયોપશમ | ૬ ક્ષાયોપશમ–ઉદય |
| ૨ ઉપશમ–ક્ષાયિક | ૭ ક્ષાયોપશમ–પરિણામી |
| ૩ ઉપશમ–ઉદય | ૮ ક્ષાયિક–ઉદય |
| ૪ ઉપશમ–પરિણામી | ૯ ક્ષાયિક–પરિણામી |
| ૫ ક્ષાયોપશમ–ક્ષાયિક | ૧૦ ઉદય–પરિણામી |

એ ૧૦ દ્વિસંયોગી સન્નિપાતમાં ૯ મો સન્નિપાત "ક્ષાયિક–પારિણામિક" ભાવ સિદ્ધમાં છે. સિદ્ધનું જ્ઞાનદર્શનાદિ ક્ષાયિક ભાવે છે, ને જીવત્વ પારિણામિકભાવે છે.

### ત્રિકસંયોગી ૧૦ ભાવ

| | |
|---|---|
| ૧ ઉપશમ ક્ષયોપશમ ક્ષાયિક | ૬ ઉપશમ ઔદયિક પારિણામિક |
| ૨ ઉપશમ ક્ષયોપશમ ઔદયિક | ૭ ક્ષયોપશમ ક્ષાયિક ઔદયિક |
| ૩ ઉપશમ ક્ષયોપશમ પારિણામિક | ૮ ક્ષયોપશમ ક્ષાયિક પારિણામિક |
| ૪ ઉપશમ ક્ષાયિક ઔદયિક | ૯ ક્ષયોપશમ ઔદયિક પારિણામિક (૪ ગતિમાં) |
| ૫ ઉપશમ ક્ષાયિક પારિણામિક | ૧૦ ક્ષાયિક ઔદયિક પારિણામિક (કેવલીને) |

એ ત્રિકસંયોગના ૧૦ ભાવોમાં ૧૦ મો ભંગ ક્ષા૦ ઔ૦ પા૦ ભાવ કેવલીને હોય છે, કેવલિને ક્ષાયિકભાવમાં કેવળજ્ઞાનાદિ,

ઔદયિકભાવમાં મનુષ્યગતિ આદિ, ને પારિણામિક ભાવમાં જીવત્વ છે. તથા ક્ષયોપશમ ઔદયિક પારિણામિક એ ૯મો ત્રિકસંયોગી સન્નિપાતભાવ ચારે ગતિમાં હોય છે. તેમાં ક્ષયોપશમભાવે મતિજ્ઞાનાદિ, ઔદયિકભાવે ગત્યાદિ, ને પરિણામભાવે જીવત્વાદિ હોય છે. શેષ ૮ સન્નિપાત શૂન્ય છે, પ્રરૂપણામાત્ર છે.

## ચતુઃસંયોગી ૫ ભાવ

૧ ઉપશમ–ક્ષયોપ૦–ક્ષા૦–ઔદ૦
૨ „ „ „ પારિણા૦
૩ „ „ ઔ૦ „ (૪ ગતિ)
૪ ઉપશમ–ક્ષા૦–ઔદ૦–પારિણા૦
૫ ક્ષયો૦ „ „ „ (૪ ગતિ)

એ ચતુઃસંયોગી ૫ ભાવમાં ઉપ૦–ક્ષયો૦–ઔ૦–પા૦ એ ત્રીજો સન્નિપાત ચારે ગતિમાં પ્રાપ્ત થાય છે. એમાં ત્રણ ભાવ તો ત્રિયોગીવત્ ને ચોથા ઉપશમ ભાવમાં ઉપશમ સમ્યક્ત્વજ હોય છે. તથા ઉપશમભાવને બદલે ક્ષાયિકભાવવાળો પાંચમો ચતુઃસંયોગી સન્નિપાત પણ ચારે ગતિમાં હોય છે, તેમાં પણ ક્ષાયિક ભાવમાં ક્ષાયિક સમ્યક્ત્વજ હોય છે, શેષ ત્રણ સન્નિપાત ભાંગા શૂન્ય છે.

તથા ઉપ૦–ક્ષયોપ૦–ક્ષા૦–ઔદ૦–પારિ૦ એ પંચસંયોગી ૧ જ ભંગ થાય છે, અને તે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવ ઉપશમશ્રેણિ કરે તેને હોય છે, કારણ કે તે શ્રેણિવંતને ઉપશમભાવમાં ઉપશમચારિત્ર છે, ક્ષયોપ૦ ભાવમાં મતિજ્ઞાનાદિ છે, ક્ષાયિકભાવમાં ક્ષાયિક સમ્યક્ત્વ છે, ઔદયિકભાવમાં મનુષ્યગતિ આદિ છે, અને પારિણામિકભાવમાં જીવત્વ ભવ્યત્વ છે. એ રીતે ૨૬ સન્નિપાતભાવમાં ૬ સન્નિપાત પ્રાપ્ત છે, તે આ પ્રમાણે—

| | | |
|---|---|---|
| દ્વિયોગી સન્નિપાતમાં | ૯ મો ભંગ | સિદ્ધને |
| ત્રિયોગી સન્નિપાતમાં | ૯ મો ભંગ | ૪ ગતિમાં |
| ,, | ૧૦મો ભંગ | કેવલીને |
| ચતુઃસંયોગીસન્નિપાતમાં | ૩ જો ભંગ | ૪ ગતિમાં |
| ,, | ૫ મો ભંગ | ૪ ગતિમાં |
| પંચસંયોગી સન્નિપાત | ૧ ભંગ | ઉપશમ શ્રેણિવંતને |

શ્રી જીવસમાસની વૃત્તિમાં ભાંગાના નંબરનો ક્રમ સર્વમાં તુલ્ય રીતિવાળો નથી, તેથી આ અર્થમાં ચારે સન્નિપાતમાં તુલ્ય રીતે ભંગ ઉપજાવેલા છે તે રીતે વિચારવું. કર્મગ્રંથમાં પુનઃ સન્નિપાતના ૧૫ ભંગ કહ્યા છે તે ત્રણ ભાંગાને ૪ ગતિભેદે ગુણતાં ૧૨ ભંગ ને શેષ ત્રણ ભંગ એકેક ગણીને ૧૫ ભંગ કહ્યા છે તે જીવપ્રાપ્ત ૬ ભાંગાનાજ પ્રતિભેદતુલ્ય છે. એ પ્રમાણે છઠ્ઠો સન્નિપાતભાવ ૬ વા ૨૬ પ્રકારનો કહ્યો. ॥૨૬૯॥

**અવતરણઃ**—પૂર્વ ગાથામાં જીવોને ૬ ભાવ જે રીતે સંભવે તે રીતે દર્શાવીને હવે આ ગાથામાં અજીવને સંભવિત પારિણામિક ને ઔદયિકભાવ યથાસંભવ કહે છે—

**धम्माधम्मागासा कालोत्ति य पारिणामिओ भावो। खंधा देस पएसा अणू य परिणाम उदए य ॥२७०॥**

**ગાથાર્થઃ**—ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આકાશાસ્તિકાય અને કાળ એ ચાર દ્રવ્યોં પારિણામિક ભાવવાળાં છે, અને સ્કંધ દેશ પ્રદેશ તથા પરમાણુ એ ચારે પ્રકારવાળો પુદ્ગલાસ્તિકાય તે પારિણામિક ને ઔદારિક એ બે ભાવવાળો છે. ॥૨૭૦॥

**ભાવાર્થઃ**—ધર્માસ્તિકાય આદિ ચાર દ્રવ્યો પોતપોતાના ગતિઉપષ્ટંભ આદિ પરિણામે પરિણમેલાં હોવાથી પારિણામિક ભાવવાળાં છે, પુનઃ એ ધર્મો-પરિણામો અનાદિ સહકારી હોવાથી અનાદિ પરિણામી છે. ત્યાં ગતિ પરિણામે પ્રવર્તેલા જીવ પુદ્ગલોની ગતિમાં સહાયક થવારૂપ અનાદિ પરિણામ ધર્માસ્તિકાયનો છે. સ્થિતિપરિણામે પરિણત થયેલા જીવ પુદ્ગલોની સ્થિતિમાં સહાય કરવાના

સ્વભાવરૂપ અનાદિ પરિણામ અધર્માસ્તિકાયનો છે. જીવાદિ દ્રવ્યોને અવકાશ આપવાના સ્વભાવરૂપ અનાદિ પરિણામભાવ આકાશાસ્તિકાયનો છે, સમય આવલિ આદિ રૂપે અથવા દ્રવ્યોમાં વર્તના પરિણામ વર્તાવવારૂપ અનાદિ પરિણામભાવ કાળદ્રવ્યનો છે. એ રીતે ધર્માસ્તિકાય આદિ ૪ દ્રવ્યોનો અનાદિ પરિણામભાવ કહ્યો.

પુદ્ગલાસ્તિકાય ચાર વિભાગમાં વ્હેંચાયલો છે. જેમાં કેટલાક (અનંત) તો એકેક છૂટા અણુઓ છે કે જેને પરમાણુ કહેવામાં આવે છે. કેટલાક દ્વિપ્રદેશી આદિ અનન્ત પ્રકારના સ્કંધો છે. એ બે મૂલવિભાગ છે, અને સ્કંધાન્તર્વર્તી પરમાણુઓ તે પ્રદેશ,અને સ્કંધાન્તર્વર્તી નાના મોટા વિભાગ તે દેશ એ બે ભેદ સ્કંધાન્તર્ગત છે તોપણ વિશેષ સમજ માટે એ બેને પણ જૂદા ભેદ તરીકે ગણીને પુદ્ગલાસ્તિકાય ૪ પ્રકારનો કહ્યો છે. એ ચારે પ્રકારના પુદ્ગલાસ્તિકાયમાં દ્વિપ્રદેશી આદિ સ્કંધો નવા નવા ઉત્પન્ન થઈ જૂના જૂના વિનાશ પામે છે, તેથી એ સ્કંધો સાદિ પરિણામી છે, અને મેરૂપર્વત વર્ષધર પર્વતો શાશ્વત ચૈત્યો પ્રતિમાઓ ઈત્યાદિ સ્થુલ સ્કંધો અનાદિ પરિણામી છે, કારણ કે એ સ્કંધો અનાદિ કાળથી અનન્તકાળ સુધી જેવા દેખાય છે તેવા ને તેવાજ ત્રણે કાળમાં પ્રાયઃ [1]તુલ્ય છે. એ પ્રમાણે પરિણામીભાવ તો સમગ્ર પુદ્ગલાસ્તિકાયમાં વ્યાપ્ત છે, પરન્તુ એમાં બીજો ઔદયિકભાવ પણ છે, અને એ ઔદયિકભાવ પુદ્ગલાસ્તિકાયમાં અપેક્ષાએ સર્વવ્યાપી પણ છે, કારણ કે કર્મોનો વિપાકાનુભવ તે ઉદય ને તેજ ઔદયિકભાવ, અથવા કર્મોના ઉદયવડે બનેલો જે ભાવ તે પણ ઔદયિકભાવ એમ પૂર્વે કહેલ છે, તે રીતે કર્મોનો વિપાકાનુભવરૂપ

---

૧ શાશ્વત સ્કંધોમાંથી પ્રતિસમય જો કે અનન્તાનન્ત નાના મોટા સ્કંધો નાશ પામ્યા કરે છે, પરન્તુ જેટલા પ્રમાણમાં નાશ પામે છે તેટલા પ્રમાણમાં બીજા જોડાતા રહે છે જેથી ચક્ષુદ્રષ્ટિથી નિત્ય એક સરખા ત્રણે કાળમાં દેખાય છે, જેથી મેરૂપર્વત આદિકમાંથી નાના મોટા સ્કંધો પ્રતિસમય ખરતા રહે છે તોપણ તેવા બીજા નવા સ્કંધો મળવાથી આકાર વા કદ બદલાતું નથી, મળવું વિખરવું એ તો પુદ્ગલનો સ્વભાવજ છે.

ઔદયિકભાવ તો પુદ્‍ગલાસ્તિકાયમાં સર્વત્ર વ્યાપ્ત નથી, કેવળ કર્મસ્કંધોમાં વ્યાપ્ત ગણી શકાય. પરન્તુ વર્ણ ગંધ રસ સ્પર્શ ઇત્યાદિ પર્યાયોનો પુદ્‍ગલાસ્તિકાયમાં પણ ઉદય હોય છે, ને એ ઉદય સર્વવ્યાપી છે. એ રીતે છએ દ્રવ્યોમાં યથાસંભવ ૬ પ્રકારના ભાવ કહ્યા. ॥ इति जीवसमासेषु भाव अनुयोगः ॥ समाप्तश्च सप्तमोऽनुयोगः ॥२७०॥

॥ अथ जीवाजीवसमासेषु ८ मोऽल्पबहुत्वानुयोगः ॥

**अवतरणः**—જીવાજીવસમાસમાં संतपयपरूवणया ઇત્યાદિ ૮ અનુયોગમાં સાતમો ભાવઅનુયોગ કહીને હવે ૮ મો અલ્પબહુત્વ અનુયોગ કહેવાય છે—

**थोवा नरा नरेहि य असंखगुणिया हवंति नेरइया। तत्तो सुरा सुरेहि य, सिद्धाणंता तओ तिरिया ॥२७१॥**

**गाथार्थः**—મનુષ્યો સર્વથી થોડા-અલ્પ છે, મનુષ્યોથી નારકો અસંખ્યગુણ છે, તે નારકોથી દેવો અસંખ્યગુણ છે, દેવોથી સિદ્ધો અનન્તગુણ છે, અને સિદ્ધથી તિર્યંચો અનન્તગુણ છે. એ પાંચ ગતિનું અલ્પબહુત્વ કહ્યું. ॥૨૭૧॥

**भावार्थः**—પાંચ ગતિના જીવોમાં મનુષ્યગતિના જીવો (મનુષ્યો) સર્વથી અલ્પ છે, કારણ કે મનુષ્યો માત્ર અઢીદ્વીપમાંજ છે, તેમાં પણ ગર્ભજ મનુષ્ય સંખ્યાત છે,ને સમ્મૂર્ચ્છિમ મનુષ્યો અસંખ્યાત છે. તેથી (મનુષ્યોથી) નારકો અસંખ્યાતગુણા છે, કારણકે નારકોનું ક્ષેત્ર સાત પૃથ્વીઓ છે. સાતેમાં મળી ૮૪ લાખ નરકાવાસ છે, એકેક નરકાવાસ પ્રાયઃ અસંખ્યાસંખ્ય યોજનનો છે; જેથી એકેક નરકાવાસમાં અસંખ્ય અસંખ્ય નારકો છે, (માટે મનુષ્યોથી નારકો અસંખ્યગુણ છે.) નારકોથી દેવો અસંખ્યગુણ છે, કારણ કે નારકોથી એ દેવોનું ક્ષેત્ર ઘણું છે, ૧૦ ભવનપતિ, ૧૬ વ્યન્તરનિકાય, જ્યોતિષીનિકાય, ૧૨ દેવલોક, ૯ ગ્રૈવેયક, ૫ અનુત્તર એ સર્વ સ્થાનો દેવોનાં છે, એકેક વિમાનવાસ પણ પ્રાયઃ અસંખ્ય અસંખ્ય યોજનનો છે, એકેક વિમાનવાસમાં અસંખ્ય અસંખ્ય

દેવો રહે છે, તેથી નારકોની અપેક્ષાએ દેવો અસંખ્યગુણા કહેલા છે, મહાલ્પબહુત્વમાં પણ નારકથી દેવો અસંખ્યગુણ કહ્યા છે. તથા દેવોથી સિદ્ધ અનન્તગુણા છે, કારણ કે દેવો સર્વ મળીને અસંખ્યાત છે, અને સિદ્ધ પરમાત્મા અનન્ત છે, કાળ અનન્ત છે, ને છ છ માસે તો એકેક જીવની સિદ્ધિ અવશ્ય થાયજ, તેમજ સિદ્ધિગતિમાંથી પુનઃ સંસારમાં આવવાનું છે નહિ તેથી સિદ્ધ અનન્તગુણ છે. તથા સિદ્ધોથી તિર્યંચો અનન્તગુણ છે, કારણ કે તિર્યંચગતિમાં અસંખ્ય નિગોદ છે, એકેક નિગોદમાં અસંખ્ય શરીર છે અને એકએક શરીરમાં અનન્ત અનન્ત વનસ્પતિજીવો છે, એટલુંજ નહિ પરન્તુ દરેક નિગોદમાં સિદ્ધથી અનન્તગુણ જીવો છે (જેથી સિદ્ધ એકજ નિગોદવર્તી જીવોથી અનન્તમા ભાગ જેટલા છે) એ રીતે સિદ્ધથી તિર્યંચગતિના જીવો અનન્તગુણ છે. ॥૨૭૧॥

**અવતરણઃ**—આ ગાથામાં તિર્યંચાદિગતિની સ્ત્રીઓનું અને પ્રસંગે નારકાદિનું અલ્પબહુત્વ કહે છે [=તિર્યંચી માનુષી ને દેવીઓનું અલ્પબહુત્વ કહે છે].

**थोवा य मणुस्सीओ, नर नरय तिरिक्खिओ असंखगुणा । सुरदेवी संखगुणा, सिद्धा तिरिया अणंतगुणा**

**ગાથાર્થઃ**—મનુષ્યસ્ત્રીઓ સર્વથી અલ્પ છે, તેથી નર-મનુષ્યો અસંખ્યગુણા છે, તેથી નારકો અસંખ્યગુણ છે, તેથી તિર્યંચ-સ્ત્રીઓ અસંખ્યગુણ છે, તેથી સુર-દેવો સંખ્યાત ગુણા છે, તેથી દેવીઓ સંખ્યાતગુણી છે, તેથી સિદ્ધ અનન્તગુણ છે, તેથી તિર્યંચો અનન્તગુણ છે. ॥૨૭૨॥

**ભાવાર્થઃ**—ચારગતિમાં જેમ મનુષ્ય સર્વથી અલ્પ છે તેમ મનુષ્યગતિમાં મનુષ્યસ્ત્રીઓ અલ્પ છે, કારણ કે સંખ્યાત જ છે, તેથી મનુષ્યો અસંખ્યગુણ છે

**પ્રશ્નઃ**—અન્ય ગ્રંથોમાં મનુષ્યોથી મનુષ્યસ્ત્રીઓ સત્તાવીસગુણી ઉપરાન્ત સત્તાવીસ કહી છે, જે કારણથી તે ગ્રંથોમાં આ

પ્રમાણે પાઠ છે કે—

**तिगुणा तिरूव अहिया, तिरियाणं इत्थिया मुणेयव्वा । सत्तावीसगुणा पुण, मणुयाणं तदहिया चेव ॥१॥**
**बत्तीसगुणा बत्तीसरूव अहिया य तहय देवाणं । देवीओ पण्णत्ता, जिणेहिं जियरागदोसेहिं ॥२॥**

अर्थः—તિર્યંચોની સ્ત્રીઓ ત્રણ ગુણીને ત્રણ રૂપ અધિક જાણવી, અને મનુષ્યોની સ્ત્રીઓ સત્તાવીસ ગુણી અને તેટલી અધિક (૨૭ અધિક) હોય છે ॥૧॥.

તેમજ જિતેલા છે રાગ દ્વેષ જેણે એવા જિનેશ્વરોએ દેવોથી દેવીઓ બત્રીસગુણી અને બત્રીસ રૂપ અધિક કહેલી છે (એ રીતે ગ્રન્થાન્તરોમાં કહ્યું છે). ॥૨॥

જો એ પ્રમાણે અન્યગ્રંથોમાં મનુષ્ય પુરૂષોથી મનુષ્યસ્ત્રીઓ ૨૭ ગુણી ઉપરાન્ત ૨૭ કહી છે તો મનુષ્ય સ્ત્રીઓથી મનુષ્યો (પુરૂષો) ૨૭ મા ભાગથી કિંચિત્ ન્યૂન હોય છે તો આ ગાથામાં મનુષ્યો અસંખ્યાત ગુણા કેવી રીતે ? સંખ્યાતગુણા પણ નથી.

उत्तरः—એ વાત સત્ય છે. પરન્તુ એ અલ્પબહુત્વ ગર્ભજ મનુષ્યો આશ્રયી છે, અર્થાત્ ગર્ભજ મનુષ્યોમાં પુરૂષોથી સ્ત્રીઓ ૨૭ ગુણી ઉપરાન્ત ૨૭ અધિક ગ્રન્થાન્તરોમાં કહી છે. આ ગ્રંથમાં તો (આ ગાથામાં તો) ગર્ભજ ને સમ્મૂર્ચ્છિમ બન્ને સમુદિત મનુષ્યોની અપેક્ષાએ સ્ત્રીઓથી મનુષ્યો અસંખ્યગુણ કહ્યા છે તે સત્ય છે. સમ્મૂર્ચ્છિમ મનુષ્યો સર્વ નપુંસકવેદી છે અને અસંખ્યાત છે, તેથી સ્ત્રીઓથી મનુષ્યો અસંખ્ય ગુણાજ થાય છે. (ગર્ભજ મનુષ્યોમાં ત્રણે વેદ છે).

મનુષ્યોથી નારકો અસંખ્યગુણ છે તે તો પૂર્વગાથામાં પણ કહ્યું છે. તથા નારકોથી તિર્યંચસ્ત્રીઓ અસંખ્યગુણ છે. મોટા અલ્પબહુત્વમાં નારકથી અસંખ્યગુણ તિર્યંચપુરૂષો, ને તિર્યંચપુરૂષોથી તિર્યંચસ્ત્રીઓ ત્રણગુણી અને ૩ અધિક કહી છે તો તે

પ્રમાણે નારકોથી તિર્યંચીઓ અસંખ્યગુણ હોય જ. તથા તિર્યંચસ્ત્રીઓથી (તિર્યંચપુરૂષો ત્રીજા ભાગ જેટલા અલ્પ છે તેથી તે અલ્પબહુત્વ કહ્યું નથી માટે) દેવો (પુરૂષદેવો) અસંખ્યગુણ છે, તેથી (દેવોથી) દેવીઓ સંખ્યાતગુણી છે, કારણ કે દેવોથી દેવીઓ ૩૨ ગુણી ઉપરાન્ત ૩૨ અધિક છે, તેથી (દેવીઓથી) સિદ્ધ અનન્તગુણ છે, અને સિદ્ધથી તિર્યંચો અનન્તગુણ છે ॥૨૭૨॥

**अवतरणः**—પૂર્વગાથાઓમાં ગતિઓનું તથા સ્ત્રીઓ વિગેરેનું અલ્પબહુત્વ કહી હવે આ ગાથામાં નરકગતિનું અન્તર્ગત અને તિર્યંચગતિમાં અન્તર્ગત અલ્પબહુત્વ કહે છે—

**थोवा य तमतमाए, कमसो घम्मं तया असंखगुणा । थोवा तिरिक्खपज्जत्तऽसंख तिरिया अणंतगुणा ॥**

**गाथार्थः**—તમસ્તમપ્રભા પૃથ્વીમાં નારકો સર્વથી અલ્પ છે, તેથી અનુક્રમે ઘર્મા સુધી (પહેલી પૃથ્વી સુધી) નારકો અસંખ્યગુણ છે. તથા તિર્યંચગતિમાં તિર્યંચસ્ત્રીઓ સર્વથી અલ્પ છે, તેથી પર્યાપ્ત તિર્યંચપંચેન્દ્રિયો અસંખ્યગુણ છે, તેથી તિર્યંચો અનન્તગુણ છે, ॥૨૭૩॥.

**भावार्थः**—સાતમી પૃથ્વીના નારક સર્વથી અલ્પ છે, કારણ કે ફક્ત પાંચજ નરકાવાસનું એક પ્રતર છે, તે પાંચમાં પણ મધ્યનો ૧ અપ્રતિષ્ઠાન નરકાવાસ લાખયોજનનો છે તેથી ઘણો ન્હાનો હોવાથી તેમાં સંખ્યાતા નારકો રહે છે, શેષ ૪ નરકાવાસ અસંખ્ય યોજનના છે તે દરેકમાં અસંખ્ય નારકો છે. તેથી છઠ્ઠી પૃથ્વીના નારકો અસંખ્યગુણ છે કારણ કે છઠ્ઠીમાં ૩ પ્રતર છે, તેથી નરકાવાસ ઘણા છે. તેથી પાંચમી પૃથ્વીના નારકો અસંખ્યગુણ છે, એમાં ૫ પ્રતરો છે. તેથી ૪ થી પૃથ્વીના નારક અસંખ્યગુણ છે તેમાં ૭ પ્રતર છે. તેથી ત્રીજી પૃથ્વીના નારક અસંખ્યગુણ છે, તેમાં ૯ પ્રતર છે. તેથી બીજી પૃથ્વીના નારક અસંખ્યગુણ છે, તેમાં ૧૧ પ્રતર છે. તેથી પહેલી ઘર્મા (રત્નપ્રભા) પૃથ્વીના નારકો અસંખ્યગુણ છે, તેમાં ૧૩ પ્રતરો છે. એ પ્રમાણે

તમસ્તમા પૃથ્વીથી ધર્મા પૃથ્વી સુધી અનુક્રમે નિવાસ ક્ષેત્ર વિશેષ વિશેષ હોવાથી નારકો અસંખ્યગુણ અસંખ્યગુણ છે. એ પ્રમાણે નરકગતિમાં સ્વસ્થાને અલ્પબહુત્વ કહ્યું.

તિર્યંચગતિમાં સ્વસ્થાને અલ્પબહુત્વ વિચારીએ તો તિર્યંચસ્ત્રીઓ અલ્પ છે. ( જો કે પુરૂષ તિર્યંચોથી તો ત્રણ ગુણી અધિક ત્રણ છે, પરન્તુ અહિં પંચેન્દ્રિય તિર્યંચપર્યાપ્તાની અપેક્ષાએ અલ્પ છે). તેથી પર્યાપ્ત પંચેન્દ્રિયતિર્યંચો અસંખ્યગુણ છે.

પ્રશ્નઃ—ગાથામાં "પંચેન્દ્રિય" વિશેષણ નથી તો અહિં પંચેન્દ્રિય તિર્યંચો કઈ રીતે જાણવા ?

ઉત્તરઃ—એ વાત સત્ય છે કે પંચેન્દ્રિય વિશેષણ ગાથામાં જો કે સાક્ષાત્ કહ્યું નથી તોપણ તિર્યંચીઓ પંચેન્દ્રિયજ હોય છે, તે અનુસરણથી અહિં પર્યાપ્તતિર્યંચો પણ પંચેન્દ્રિય જ જાણવા. તેમજ ગાથામાં અસંખ્યગુણ કીધેલ છે તો તે અસંખ્યગુણ ઉપરથી પણ પંચેન્દ્રિયો જ સમજી શકાય, કારણ કે સામાન્યથી પર્યાપ્ત તિર્યંચો વિચારીએ તો પર્યાપ્ત એકેન્દ્રિય તિર્યંચો અનન્ત છે, અને તિર્યંચીઓ અસંખ્ય છે તેથી તિર્યંચીઓથી પર્યાપ્ત તિર્યંચો ગાથામાં અનન્તગુણ કહેત, માટે તિર્યંચીઓના અનુસરણથી તેમજ અસંખ્યગુણ પદના અનુસરણથી પર્યાપ્ત પચેન્દ્રિય તિર્યંચો જ અસંખ્યગુણ કહેલા જાણવા. તથા પર્યાપ્ત પંચેન્દ્રિય-તિર્યંચોથી સામાન્યપદે તિર્યંચો અનન્તગુણ છે ( સામાન્ય તિર્યંચોમાં એકેન્દ્રિયોનો પણ સમાવેશ થાય છે, ને એકેન્દ્રિયો અનન્ત છે માટે ). ॥૨૭૩॥

અવતરણઃ—પૂર્વ ગાથામાં નરકગતિમાં તથા તિર્યંચગતિમાં સ્વસ્થાને અલ્પબહુત્વ કહીને હવે આ ગાથામાં દેવગતિમાં સ્વસ્થાને અલ્પબહુત્વ કહે છે—

**थोवाऽणुत्तरवासी, असंखगुणवुड्ढि जाव सोहम्मो। भवणेसु वंतरेसु य, संखेज्जगुणा य जोइसिया २७४**

समासः

नारको अने देवोमां स्वस्थाने अल्पबहुत्व

**ગાથાર્થઃ**—અનુત્તરવાસી દેવો સર્વથી અલ્પ છે, તેથી સૌધર્મ સુધી અનુક્રમે અસંખ્યગુણવૃદ્ધિ કહેવી, તેથી ભવનપતિમાં અસંખ્યગુણ, તેથી વ્યન્તરમાં અસંખ્યગુણ, ને તેથી જ્યોતિષી દેવો સંખ્યાતગુણ છે ॥૨૭૪॥.

**ભાવાર્થઃ**—અનુત્તરવાસી દેવો સર્વથી અલ્પ છે, કારણ કે અનુત્તર દેવોનું એકજ પ્રતર ને તેમાં પાંચ જ વિમાન છે, તેમાં પણ એક મધ્ય વિમાન તો ફક્ત લાખ યોજન જેટલું ન્હાનું છે, શેષ ૪ વિમાનો અસંખ્ય અસંખ્ય યોજનનાં છે તેથી મધ્ય વિમાનમાં સંખ્યાતા દેવો છે, ને શેષ ૪ વિમાનમાં અસંખ્ય દેવો છે. તેથી ગ્રૈવેયકદેવો અસંખ્યાતગુણ છે, કારણ કે ગ્રૈવેયકનાં ૯ પ્રતર છે તેમાં સર્વ મળી ૩૧૮ વિમાન છે, તેથી અચ્યુત (બારમા દેવલોક)માં દેવો અસંખ્યગુણ છે, અહિં જો કે પ્રતરો ચાર છે તેમાં પણ કેટલોક ભાગ આરણકલ્પનો છે જેથી ગ્રૈવેયકનાં વિમાનોથી અચ્યુતનાં વિમાનો અલ્પ છે, પરન્તુ ગ્રૈવેયકના એક વિમાનગત દેવસંખ્યાથી અચ્યુતના એક વિમાનગત દેવની સંખ્યા ઘણી મોટી હોવાથી અચ્યુતના દેવો અસંખ્યગુણ હોય તેમાં કંઈ વિરોધ જેવું નથી. અચ્યુતદેવોથી આરણકલ્પના દેવો અસંખ્યગુણ છે, તેથી પ્રાણતકલ્પના દેવો અસંખ્ય છે, તેથી આનતકલ્પના દેવો અસંખ્યગુણ છે, તેથી સહસ્રારના દેવો અસંખ્યગુણ છે, તેથી શુક્રકલ્પનાદેવો અસંખ્યગુણ છે, તેથી લાંતકના દેવો અસંખ્યગુણ છે, તેથી બ્રહ્મલોકના દેવો અસંખ્યગુણ છે, તેથી માહેન્દ્રકલ્પના દેવો અસંખ્યગુણ છે, તેથી સનત્કુમારદેવો અસંખ્યગુણ છે તેથી ઈશાનકલ્પના દેવો અસંખ્યગુણ, તેથી સૌધર્મકલ્પના દેવો અસંખ્યગુણ છે. આ અલ્પબહુત્વ આ ગ્રંથકર્તાના અભિપ્રાયવાળું છે પરન્તુ સિદ્ધાન્તોમાં અલ્પબહુત્વ જૂદા પ્રકારનું છે તે આ પ્રમાણે—

सिद्धान्तगत अल्पबहुत्व—અનુત્તરવાસી દેવો અલ્પ છે, તેથી ગ્રૈવેયક દેવો સંખ્યાતગુણ છે, તેથી અચ્યુતકલ્પના દેવો સંખ્યાતગુણા છે, તેથી આરણકલ્પના દેવો સંખ્યાતગુણા છે, તેથી પ્રાણતદેવો સંખ્યાતગુણા છે, તેથી આનતદેવો સંખ્યાતગુણા છે, તેથી સહસ્રાર દેવો અસંખ્યાતગુણ છે, તેથી શુક્રદેવો અસંખ્યગુણ છે, તેથી લાન્તકદેવો અસંખ્યગુણ છે, તેથી બ્રહ્મદેવો અસંખ્યગુણ છે, તેથી

માહેન્દ્રદેવો અસંખ્યગુણ છે, તેથી સનત્કુમારદેવો સંખ્યાતગુણ છે, તેથી ઇશાનદેવો અસંખ્યગુણ છે, તેથી સૌધર્મદેવો સંખ્યાતગુણ છે. એ પ્રમાણે આ ગ્રંથ અને સિદ્ધાન્ત એ બેમાં અહિં સુધી તફાવત છે.

ત્યારબાદ સૌધર્મદેવોથી ભવનપતિદેવો અસંખ્યગુણ છે, ને ભવનપતિથી વ્યન્તરો અસંખ્યગુણ છે, તેથી જ્યોતિષીદેવો સંખ્યાતગુણ છે. આ અલ્પબહુત્વમાં વિસંવાદ નથી. ॥૨૭૪॥

**अवतरणः**—પૂર્વે ચારે ગતિમાં અલ્પબહુત્વ કહીને હવે એકેન્દ્રિયાદિ વિશેષણવડે જીવભેદોમાં પરસ્પર અલ્પબહુત્વ કહે છે. અર્થાત્ જાતિ વા ઇન્દ્રિય[1]માર્ગણામાં અલ્પબહુત્વ કહે છે—



**पंचिंदिया य थोवा, विवज्जएण वियला विसेसहिया। तत्तो य अणंतगुणा, अणिंदि एगिंदिया कमसो॥**

**गाथार्थः**—જાતિમાર્ગણા પંચેન્દ્રિય જીવો સર્વથી થોડા છે, તેથી વિપર્યયપણે વિકલેન્દ્રિયો વિશેષાધિક છે (ચતુ૦ ત્રી૦ દ્વી૦ ક્રમશઃ વિશેષાધિક છે), તેથી અનિન્દ્રિયો (સિદ્ધ) અનન્તગુણ છે, તેથી એકેન્દ્રિયો અનન્તગુણ છે. એ પ્રમાણે એ જીવભેદ અનુક્રમે અનન્તગુણ છે [એ જાતિમાર્ગણાનું અલ્પબહુત્વ જાણવું]. ॥૨૭૫॥

**भावार्थः**—ઇન્દ્રિયમાર્ગણામાં પંચેન્દ્રિયજીવો સર્વથી અલ્પ છે, તેથી ચતુરિન્દ્રિયજીવો વિશેષાધિક છે, તેથી ત્રીન્દ્રિયો વિશેષાધિક છે, તેથી દ્વીન્દ્રિયો વિશેષાધિક છે, તેથી ઇન્દ્રિયરહિત એટલે સિદ્ધ અનન્તગુણ છે, તેથી એકેન્દ્રિયો અનન્તગુણ છે. અહિં એકેન્દ્રિયોમાં પૃથ્વીકાયાદિક તો અસંખ્ય અસંખ્ય છે, પરન્તુ વનસ્પતિ અનન્ત હોવાથી અને નિગોદ વનસ્પતિના જીવોથી સિદ્ધ અનન્તમા ભાગમાત્ર હોવાથી અને તેવી નિગોદો અસંખ્ય હોવાથી સિદ્ધથી એકેન્દ્રિયો અનન્તગુણ છે. ॥૨૭૫॥



[1] આ ગાથાઓમાં ચૌદ માર્ગણાઓનું અલ્પબહુત્વ કહેવાનું નથી પરન્તુ કાયમાર્ગણા સુધી ૩ માર્ગણાઓનુંજ અલ્પબહુત્વ કહેશે.

अवतरणः—હવે આ ગાથામાં કાયમાર્ગણાનું અલ્પબહુત્વ કહે છે—

**थोवा य तसा तत्तो, तेउ असंखा तओ विसेसहिया। कमसो भूदगवाऊ,अकाय हरिया अणंतगुणा ॥२७६॥**

**गाथार्थः**—ત્રસજીવો સર્વથી અલ્પ છે, તેથી તેઉકાય અસંખ્યગુણ છે, તેથી પૃથ્વીકાય અપ્કાય ને વાયુકાય અનુક્રમે વિશેષાધિક છે, તેથી અકાય (સિદ્ધ) અનન્તગુણ છે, તેથી હરિત—વનસ્પતિકાયજીવો અનન્તગુણ છે. ।।૨૭૬।।

**भावार्थः**—ત્રસકાયજીવો સર્વથી અલ્પ છે, કારણ કે અસંખ્યાતજ છે, તેથી અગ્નિકાયજીવો અસંખ્યાતગુણ છે, અગ્નિકાયજીવો અસંખ્ય લોકાકાશના પ્રદેશ પ્રમાણ છે, તેથી પૃથ્વીકાયજીવો વિશેષાધિક છે, તેથી અપ્કાયજીવો વિશેષાધિક છે, તેથી વાયુકાયજીવો વિશેષાધિક છે, એ પ્રમાણે એ ત્રણ કાય વિશેષાધિક છે. વાયુથી અકાય (કાયરહિત સિદ્ધજીવો ને અયોગીજીવો બે મળીને) અનન્તગુણ છે (અયોગી સંખ્યાતમાત્ર હોય છે તે પણ નિરન્તર નથી, અને સિદ્ધજીવો અનન્ત છે, અને નિરન્તર પણ છે તેથી તાત્ત્વિક રીતે સિદ્ધજીવોની અપેક્ષાએ અકાય અનન્તગુણ છે.) અને તે સિદ્ધ જીવોથી વનસ્પતિકાય અનંતગુણ છે. ।।૨૭૬।।

अवतरणः—પૂર્વે ગતિ આદિ [1]ભેદે જીવસમાસનું અલ્પબહુત્વ કહીને હવે આ ગાથામાં ૧૪ ગુણસ્થાનરૂપ જીવસમાસ આશ્રિત અલ્પબહુત્વ કહેવાય છે—

**उवसामगा य थोवा, खवग जिणे अप्पमत्त इयरे य। कमसो संखेज्जगुणा, देसविरय सासणेऽसंखा ॥२७७॥**
**मिस्साऽसंखेज्जगुणा, अविरयसम्मा तओ असंखगुणा। सिद्धा य अणंतगुणा, तत्तो मिच्छा अणंतगुणा ॥**

**गाथार्थः**—ઉપશામકજીવો (૮–૯–૧૦–૧૧ ગુણ૦વર્તી જીવો) અલ્પ છે, તેથી ક્ષપકજીવો (૮–૯–૧૦–૧૨ ગુણ૦વર્તી જીવો

[1] સર્વત્ર ૧૪ જીવભેદરૂપજ ૧૪ જીવસમાસ ગણ્યા નથી પરન્તુ ગત્યાદિ માર્ગણાભેદે પણ જીવસમાસની વિવક્ષા કરી છે.

સંખ્યાતગુણ છે, તેથી જિન-કેવલી (૧૩-૧૪મા ગુણ૦વર્તી જીવો) સંખ્યાતગુણ છે, તેથી અપ્રમત્ત સંખ્યાતગુણ છે, તેથી પ્રમત્ત જીવો સંખ્યાતગુણ છે, એ ગુણસ્થાનવર્તી જીવો અનુક્રમે સંખ્યાતગુણ સંખ્યાતગુણ છે. તેથી દેશવિરતજીવો અસંખ્યગુણ છે, તેથી સાસ્વાદન ગુણસ્થાની જીવો અસંખ્યગુણ છે. ॥૨૭૭॥

સાસ્વાદનથી મિશ્રગુણસ્થાની જીવો અસંખ્યાતગુણ છે, તેથી અવિરત સમ્યગ્દૃષ્ટિ જીવો અસંખ્યાતગુણ છે, તેથી સિદ્ધ અનંતગુણ છે, તેથી મિથ્યાદૃષ્ટિ અનન્તગુણ છે. ॥૨૭૮॥

**ભાવાર્થઃ**—ઉપશામક શબ્દથી ઉપશમશ્રેણિવર્તી ૮-૯-૧૦ મા ગુણસ્થાનવાળા જીવો ગણાય છે, પરન્તુ અહિં ૧૧ મા ગુણસ્થાનવાળા ઉપશાન્તમોહી જીવો પણ ગણવા જેથી એ ચાર ઉપશમ ગુણસ્થાનવાળા જીવો સર્વથી અલ્પ છે, કારણ કે સમકાળે પ્રવેશતા ૫૪ ને પ્રવેશેલા સંખ્યાત હોય છે. અને ચારે પરસ્પર તુલ્ય હોય. તેથી ક્ષપકજીવો એટલે ક્ષપકશ્રેણિવર્તી ૮-૯-૧૦ મા ગુણસ્થાનવાળા ને ઉપલક્ષણથી ૧૨ મા ગુણસ્થાનવાળા જીવો સંખ્યાતગુણા હોય છે, કારણ કે સમકાળે સંપૂર્ણ ક્ષપકશ્રેણિમાં વર્તતા સર્વ જીવો શતપૃથક્ત્વથી અધિક ન હોય, (પ્રવેશતા ૧૦૮ જ હોય). એ અલ્પબહુત્વ ઉત્કૃષ્ટપદે જાણવું, અન્યથા કોઈક વખત ક્ષપક અલ્પ હોય ને ઉપશામક ઘણા હોય એમ પણ બને, અથવા ઉપશામક સર્વથા ન હોય ને ક્ષપક હોય એમ પણ બને અથવા ક્ષપક કોઈ ન હોય ને ઉપશામક હોય એમ પણ બને, કારણ કે આ ગુણસ્થાનો વિરહકાળવાળાં છે. પુનઃ એ ચાર ચાર ગુણસ્થાનોનું અલ્પબહુત્વ સમુદિતપણે ઓઘે પણ હોય છે, અને ચારે ગુણસ્થાનનું ભિન્નભિન્ન પણ હોય છે.

ક્ષપકથી જિન-સર્વજ્ઞો એટલે સયોગી અયોગી કેવલી સમુદિતપણે સંખ્યાતગુણ છે, કારણ કે સયોગીપણાંમાં ને ક્ષપકશ્રેણિમાં પ્રવેશતા જીવો ૧૦૮ થી વધારે ન હોય તેથી પ્રવેશક જીવો તો તુલ્ય છે, પરન્તુ ક્ષપકશ્રેણિમાં પ્રવેશતા ને પ્રવેશેલા સર્વ ગણીએ તો શતપૃથક્ત્વ જીવોજ હોય છે,ને સયોગીકેવલીઓ ઉત્કૃષ્ટથી ક્રોડપૃથક્ત્વ સમકાળે હોય છે, અને અયોગીઓ સમકાળે ઉત્કૃષ્ટથી

સંખ્યાત હોય છે, જેથી બે મળીને ક્ષપકથી સંખ્યાતગુણ છે [અહિં કેવળ અયોગીઓ તો ક્ષપકોથી સંખ્યાતગુણ થાય નહિં પરન્તુ કેવળ સયોગીઓ સંખ્યાતગુણ છે તેથી બે મળીને સંખ્યાતગુણ હોઇ શકે છે].

જિનથી ( સયોગી અયોગીના સમુદિત સંખ્યાથી ) અપ્રમત્તમુનિઓ ( સાતમા ) ગુણસ્થાનવર્તી જીવો ) સંખ્યાતગુણ હોય છે. કારણ કે સયોગી અયોગી મળીને અલ્પ સંખ્યાત છે. ને અપ્રમત્તો હજારક્રોડ પૃથક્ત્વથી ( હજારક્રોડ પૃથ૦ જેટલા પ્રમત્તોથી ) અલ્પ સંખ્યા જેટલા સખ્યાત છે. તેથી સાધિક ૯ ક્રોડ જેટલી જિન સંખ્યાથી અલ્પતર હજારક્રોડ પૃથક્ત્વ સંખ્યા સંખ્યાતગુણી છે, તેથી પ્રમત્ત મુનિઓ સંખ્યાતગુણ છે, કારણ કે અપ્રમત્તની હજારક્રોડ પૃથક્ત્વ સંખ્યા જે બહુ જણની છે તેથી પ્રમત્તમુનિઓની હજારક્રોડપૃથક્ત્વ સંખ્યા સંખ્યાતગુણા ( પ્રાયઃ બે ત્રણ ગુણી સંભવિત ) છે. તેથી દેશવિરત [1]અસંખ્યગુણ છે, કારણકે દેશવિરત મનુષ્યો જો કે સંખ્યાત જ છે તોપણ દેશવિરત મત્સ્યાદિ જળચર વિગેરે તિર્યંચો અસંખ્યગુણ છે. તેથી સાસ્વાદન ગુણસ્થાનવર્તી જીવો અસંખ્યાતગુણ છે, કારણ કે દેશવિરતનો મનુષ્ય ને તિર્યંચો જ હોય છે, અને સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિઓ તો દેવ નારક સહિત ચારે ગતિવાળા હોય છે. પુનઃ આ સાસ્વાદન ગુણસ્થાનીઓ તો કદાચિત્ સર્વથા ન પણ હોય, અને જ્યારે હોય ત્યારે જઘન્યથી ૧–૨ ને ઉત્કૃષ્ટથી ચારે ગતિમાં અસંખ્ય હોય છે. સાસ્વાદનગુણસ્થાનવર્તી જીવોથી ત્રીજા ગુણસ્થાનવાળા મિશ્રસમ્યગ્દૃષ્ટિ જીવો અસંખ્યાતગુણ છે, કારણ કે સાસ્વાદનનોકાળ ૧ સમયથી ૬ આવલિકા જેટલો છે, ને મિશ્રનો કાળ જઘન્યથી ને ઉત્કૃષ્ટથી બન્ને રીતે અન્તર્મુહૂર્ત્ત છે, તેથી સાસ્વાદનીથી મિશ્રદૃષ્ટિઓ અસંખ્યાત ગુણા સંભવિત છે. એ મિશ્રગુણસ્થાની જીવો પણ કોઇવાર લોકમાં ન પણ હોય ને હોય ત્યારે જઘન્યથી ૧–૨ યાવત્ ઉત્કૃષ્ટથી અસંખ્યાત હોય છે.

મિશ્રગુણસ્થાનીઓથી અવિરતસમ્યગ્દૃષ્ટિ જીવો અસંખ્યાત ગુણા છે, કારણ કે મિશ્રનો કાળ અન્તર્મુહૂર્ત્ત છે, ને અવિરતગુણ-

---

૧ ક્ષેત્રપલ્યોપમના લઘુ અસંખ્યાતમા ભાગ જેટલા. અને ત્યારબાદ કંઇક મોટા મોટા ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા.

जीव-

॥१८५॥

સ્થાનનો કાળ ૩૩ સાગરોપમ જેટલો છે તે ઉપરાન્ત અવિરતસમ્યગ્દૃષ્ટિઓ ચારે ગતિમાં છે. તથા અવિરતસમ્યગ્દૃષ્ટિઓથી સિદ્ધ અનન્તગુણ છે, કારણ કે અવિરતસમ્યગ્દૃષ્ટિઓ જઘન્યથી લઘુ ક્ષેત્રપલ્યોપમસંખ્યેયભાગ જેટલા છે, ને ઉત્કૃષ્ટથી મોટા ક્ષેત્રપલ્યોપમાસંખ્યેયભાગ જેટલા છે, જેથી અસંખ્યાત જ છે ને સિદ્ધ તો અનન્ત છે. પુનઃ એ બન્ને રાશિઓ લોકમાં સર્વકાળ છે. તથા સિદ્ધથી મિથ્યાદૃષ્ટિઓ અનન્તગુણ છે, કારણ કે અનન્તાનન્ત વનસ્પતિજીવોથી સિદ્ધ અનન્તમા ભાગ જેટલા છે, ને સઘળા વનસ્પતિ જીવો ( બા૦પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિના કેટલાક અસંખ્ય જીવ સાસ્વાદન ગુણસ્થાનવાળા છે તે વર્જીને ) મિથ્યાદૃષ્ટિ છે. તથા પૃથ્વીકાયાદિ સર્વમિથ્યાદૃષ્ટિઓ મળીને તો અનન્ત લોકાકાશના આકાશપ્રદેશો જેટલા છે. ॥૨૭૭–૨૭૮॥. इति १४ गुणस्थानरूप १४ जीवसमासेषु अल्पबहुत्वम् ॥

समापः

देवनारक अने तिर्यचोमां गुणस्थानकनुं अल्पबहुत्व

**अवतरणः**—એ પ્રમાણે ઓઘથી ૧૪ ગુણસ્થાનરૂપ ૧૪ જીવસમાસમાં અલ્પબહુત્વ કહીને હવે ચાર ગતિમાં ગુણસ્થાનાશ્રિત અલ્પબહુત્વ કહેવાય છે—

**सुरनरए सासाणा, थोवा मीसा य संखगुणयारा । तत्तो अविरयसम्मा, मिच्छा य भवे असंखगुणा ॥२७९॥**

**गाथार्थः**—દેવગતિમાં અને નરકગતિમાં પ્રત્યેકમાં સાસ્વાદનગુણસ્થાનવર્તી જીવો સર્વથી અલ્પ છે, ને મિશ્રસમ્યગ્દૃષ્ટિઓ સંખ્યાતગુણાકારવાળા છે ( સંખ્યાતગુણ છે ), તેથી અવિરતસમ્યગ્દૃષ્ટિઓ અસંખ્યગુણ છે, ને તેથી મિથ્યાદૃષ્ટિઓ અસંખ્યગુણા છે [ એ બે ગતિમાં દેશવિરત્યાદિ ગુણસ્થાનો છે જ નહિ] ॥૨૭૯॥.

**भावार्थः**—દેવગતિમાં સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિઓ ઉત્કૃષ્ટપદે સર્વથી અલ્પ છે, તેથી ઉત્કૃષ્ટપદે મિશ્રદૃષ્ટિઓ સંખ્યેયગુણાકારવાળા છે [ સંખ્યાતગુણા છે ], મિશ્રદૃષ્ટિઓથી સમ્યગ્દૃષ્ટિઓ અસંખ્યગુણ છે. તેથી મિથ્યાદૃષ્ટિઓ અસંખ્યગુણ છે. એ ચારે ગુણસ્થાનવર્તી

॥१८५॥

જીવરાશિઓ દરેક અસંખ્યાત અસંખ્યાત છે, જેથી એ અસંખ્યાતમાં જ ચાર પ્રકારની તરતમતા છે. તથા જે રીતે એ દેવગતિમાં અલ્પબહુત્વ કહ્યું તે રીતે નરકગતિમાં પણ ચાર ગુણસ્થાનવર્તી ચાર જીવરાશિઓનું અલ્પબહુત્વ જાણવું, દેશવિરતિ આદિ ગુણસ્થાનો તો એ બન્ને ગતિમાં છે જ નહિ ॥૨૭૯॥

**અવતરણઃ**—આ ગાથામાં તિર્યંચગતિમાં ગુણસ્થાનાશ્રિત અલ્પબહુત્વ કહે છે.

**तिरिएसु देसविरया, थोवा सासायणा असंखगुणा । मीसा य संख अजया, असंखमिच्छा अणंतगुणा ॥**

**ગાથાર્થઃ**—તિર્યંચોમાં દેશવિરતજીવો સર્વથી અલ્પ છે, તેથી સાસ્વાદન સમ્યગ્દષ્ટિઓ અસંખ્યાતગુણા છે, તેથી મિશ્રદષ્ટિઓ સંખ્યાતગુણા છે, તેથી અવિરતસમ્યગ્દષ્ટિઓ અસંખ્યગુણા છે, તેથી મિથ્યાદષ્ટિઓ અનન્તગુણા છે ॥૨૮૦॥.

**ભાવાર્થઃ**—ગાથાર્થવત્ સુગમ છે. પ્રમત્તાદિ ગુણસ્થાનો તિર્યંચને છે જ નહિ માટે તેનું અલ્પબહુત્વ પણ નથી. તિર્યંચોમાં ૨-૩-૪-૫ ગુણસ્થાનવર્તી જીવોના ચાર રાશિઓ અસંખ્ય અસંખ્ય છે, ને મિથ્યાદષ્ટિનો રાશિ અનન્ત છે. ॥૨૮૦॥.

**અવતરણઃ**—આ ગાથામાં મનુષ્યગતિમાં ગુણસ્થાનાશ્રિત અલ્પબહુત્વ કહે છે—

**मणुया संखेज्जगुणा, गुणीसु मिच्छा भवे असंखगुणा । एवं अप्पाबहुयं, दव्वपमाणेहि साहेज्जा ॥२८१॥**

**ગાથાર્થઃ**—ગુણસ્થાનોમાં અલ્પબહુત્વ કહેવાપ્રસંગે મનુષ્યો સંખ્યાતગુણા કહેવા, ફક્ત મિથ્યાદષ્ટિમનુષ્યો જ અસંખ્યાતગુણ કહેવા, એ પ્રમાણે ગુણસ્થાનાશ્રિત ઇન્દ્રિયાદિ માર્ગણાઓમાં દ્રવ્યપ્રમાણ વિચારીને સાધવું-કહેવું. ॥૨૮૧॥.

**ભાવાર્થઃ**—મનુષ્યગતિમાં ૧૪ ગુણસ્થાનનું પરસ્પર અલ્પબહુત્વ કહેવામાં ૧૩ ગુણસ્થાનનું અલ્પબહુત્વ "સંખ્યાતગુણ" પદથી કહેવાય છે, ને મિથ્યાદષ્ટિગુણસ્થાન કહેતી વખતે "અસખ્યગુણ" પદ કહેવાય છે, તે વિશેષતઃ આ પ્રમાણે—

મનુષ્યગતિમાં જ્યારે કોઈ વખતે અયોગી કેવલીઓ ઉત્કૃષ્ટપદે વર્તે છે ત્યારે શેષ ૧૩ ગુણસ્થાનમાં વર્તવા યોગ્ય મનુષ્યોની અપેક્ષાએ સર્વથી અલ્પ હોય છે, કારણ કે સંખ્યાત મનુષ્યોજ અયોગીપણામાં વર્તતા હોય છે, તેથી ઉત્કૃષ્ટપદ સંભવી ઉપશામકો (=૮-૯-૧૦-૧૧ મા ગુણસ્થાની ) સંખ્યાતગુણ છે, તે પણ સંખ્યાત છે. તેથી ક્ષપકો (=૮-૯-૧૦-૧૨ મા ગુણસ્થાનમાં વર્તતા મનુષ્યો ) સંખ્યાત ગુણા છે. તે સર્વે સંખ્યાતજ છે. તેથી સયોગિ કેવલીઓ સંખ્યાતગુણ છે, કારણ કે ઉત્કૃષ્ટપદે કેવલી ૯ ક્રોડ [ક્રોડપૃથક્ત્વ] હોય છે, તેથી અપ્રમત્તમુનિઓ સંખ્યાતગુણ છે. કારણ કે અલ્પતર હજારક્રોડપૃથક્ત્વ જેટલા હોય છે, તેથી પ્રમત્ત-મુનિઓ ઘણા હજારક્રોડ [૯૦૦૦ક્રોડ] હોવાથી સંખ્યાતગુણા છ, તેથી દેશવિરત મનુષ્યો સંખ્યાતગુણ છે, તેથી અવિરતિસમ્ય-ગ્દૃષ્ટિ મનુષ્યો સંખ્યાતગુણ છે, તેથી સાસ્વાદનસમ્યગ્દૃષ્ટિ સંખ્યાતગુણ છે, તેથી મિશ્રદૃષ્ટિ મનુષ્યો સંખ્યાતગુણ છે, તેથી મિથ્યાદૃષ્ટિ મનુષ્યો અસંખ્યગુણ છે. અહિં ૧૨ અલ્પબહુત્વમાં સંખ્યાતગુણ કહેવાનું કારણકે ૧૩ ગુણસ્થાનો ગર્ભજ મનુષ્યને જ હોય છે, ને ગર્ભજમનુષ્યો ઉત્કૃષ્ટપદે પણ સંખ્યાત છે માટે ૧૩ ગુણ૦ના ૧૨ અલ્પબહુત્વમાં સંખ્યાતગુણ પદ છે, ને મિથ્યાદૃષ્ટિઓ અસંખ્યાતગુણ કહેવાનું કારણકે સમ્મૂર્ચ્છિમ મનુષ્યો અસંખ્યાત હોય છે, ને તે સર્વે મિથ્યાદૃષ્ટિ જ હોય છે. ॥ इति ४ गतिषु गुणस्थानाल्पबहुत्वम् ॥

એ પ્રમાણે મનુષ્યોના અલ્પબહુત્વમાં ગર્ભજ મનુષ્યનું સંખ્યાત દ્રવ્યપ્રમાણ ને સમ્મૂર્ચ્છિમ મનુષ્યનું અસંખ્યાતદ્રવ્યપ્રમાણ હોવાથી ગુણસ્થાનોમાં તેને અનુસરીને જેમ સંખ્યાતગુણ અલ્પબહુત્વ ઉત્પન્ન થાય છે, તેમ ઇન્દ્રિયાદિ માર્ગણાઓમાં પણ દ્રવ્ય-પ્રમાણ વિચારીને ગુણસ્થાનાશ્રિત અલ્પબહુત્વ સાધવું-કહેવું. પુનઃ તે ઇન્દ્રિયાદિ માર્ગણામાં દ્રવ્યપ્રમાણ દ્વાર [દ્રવ્યપ્રમાણ અનુ-યોગ] આ ગ્રંથમાંજ પૂર્વે કહ્યો છે તેને અનુસરીને અલ્પબહુત્વ વિચારવું. ત્યાં સિદ્ધાન્તમાં કહેલ 'યોગાદિકનું અલ્પબહુત્વ અહિં સાક્ષાત્ કહેવાય છે તે આ પ્રમાણે—

૧ ઇન્દ્રિય ને કાયનું અલ્પબહુત્વ તો ૨૭૫-૨૭૬મી ગાથામાં જ પ્રથમ કહેવાઈ ગયું છે માટે હવે અહિં યોગથી અલ્પબહુત્વ વૃત્તિકર્તા કહે છે.

યોગમાં—સર્વથી અલ્પ મનોયોગી જીવ છે, કારણ કે સંજ્ઞી પંચેન્દ્રિયપર્યાપ્તજીવોને જ મનોયોગ હોય છે. તેથી વચનયોગી જીવો અસંખ્યાતગુણ છે, કારણ કે સર્વ ત્રસજીવો વચનયોગી હોય છે. તેથી અયોગી ( સિદ્ધો ) અનન્તગુણ છે, તેથી કાયયોગી અનન્તગુણ છે, કારણકે સર્વ સંસારીજીવો કાયયોગી છે.

વેદમાં પુરૂષવેદી જીવો સર્વથી અલ્પ છે, તેથી સ્ત્રીવેદી સંખ્યાતગુણ છે, તેથી અવેદી ( સિદ્ધ ) અનન્તગુણ છે તેથી નપુંસકવેદી અનન્તગુણ છે, કારણ કે એકેન્દ્રિયાદિ સર્વ અસંજ્ઞિ જીવો નપુંસકવેદી છે, ને સંજ્ઞિમાં પણ નપુંસકવેદી છે.

કષાયમાં અકષાયી જીવો ( યથાખ્યાતચારિત્રીઓ ને સિદ્ધો ) સર્વથી અલ્પ છે, તેથી માનકષાયી અનન્તગુણ છે ( અનંતસંસારી જીવો માનવાળા હોવાથી ). તેથી ક્રોધકષાયી જીવો વિશેષધિક છે, તેથી માયાકષાયી વિશેષધિક છે, તેથી લોભકષાયી વિશેષાધિક છે.

જ્ઞાનમાં મનઃપર્યવજ્ઞાની સર્વથી અલ્પ છે, કારણ કે તે યતિનેજ હોય છે. તેથી અવધિજ્ઞાનીઓ અસંખ્યગુણ છે, કારણ કે અવધિજ્ઞાન સમ્યગ્દષ્ટિ દેવોને તથા નારકોને હોય છે ને તે અસંખ્યાત છે. તેથી મતિજ્ઞાની ને શ્રુતજ્ઞાની સ્વસ્થાને તુલ્ય છે પરન્તુ અવધિજ્ઞાનીઓથી વિશેષાધિક છે, તેથી વિભંગજ્ઞાનીઓ અસંખ્યાતગુણા છે, કારણ કે વિભંગજ્ઞાન મિથ્યાદષ્ટિ દેવનારકોને હોય છે, ને તે સમ્યગ્દષ્ટિ દેવનારકોથી અસંખ્યાતગુણા છે, તેથી કેવલજ્ઞાનીઓ અનન્તગુણ છે, સિદ્ધ અનન્ત છે માટે, તેથી મતિઅજ્ઞાની ને શ્રુતઅજ્ઞાની અનન્તગુણ છે, ને પરસ્પર તુલ્ય છે.

દર્શનમાં અવધિદર્શની સર્વથી અલ્પ છે, કારણ કે તે સમ્યગ્દષ્ટિ દેવનારકોને છે ( સિદ્ધાન્ત મતે વિભંગજ્ઞાનીઓને પણ છે), તેથી ચક્ષુદર્શની અસંખ્યાતગુણા છે, કારણ કે સર્વ ચતુરિન્દ્રિય ને પંચન્દ્રિયોને ચક્ષુદર્શન છે. તેથી કેવળદર્શની અનન્તગુણ,

કારણ કે સિદ્ધ અનન્ત છે માટે. તેથી અચક્ષુદર્શની અનન્તગુણ, કારણ કે સર્વ સંસારી જીવો અચક્ષુદર્શની છે (કેવલી વર્જીને સર્વ સંસારી અચક્ષુદર્શની છે).

ચારિત્રમાં સર્વવિરતિવંત સર્વથી અલ્પ છે, કારણ કે તે સંખ્યાતમાત્રજ છે, તેથી દેશવિરત અસંખ્યગુણ છે, કારણ તે ગર્ભજ તિર્યંચોને પણ હોય છે, અને ગર્ભજ તિર્યંચો અસંખ્યાત છે, અથવા દેશવિરત જીવો ઉત્કૃષ્ટપદે ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા છે. તેથી નોવિરતાવિરત જે સિદ્ધજીવો તે અનન્તગુણ છે, અને તેથી અવિરત અનન્તગુણ છે.

ઉપયોગમાં અનાકાર ઉપયોગવાળા અલ્પ, તેથી સાકાર ઉપયોગવાળા સંખ્યાતગુણ, કારણ કે દર્શનોપયોગના કાળથી જ્ઞાનોપયોગનો કાળ સંખ્યાતગુણ છે [અર્થાત્ દર્શનોપયોગના અન્તર્મુ૦થી જ્ઞાનોપયોગનું અન્તર્મુહૂર્ત્ત સંખ્યાતગુણ મોટું છે]

આહારીમાં અણાહારી જીવો અલ્પ છે, તેથી આહારી અસંખ્યગુણ છે. કારણકે દરેક નિગોદનો અસંખ્યાતમો ભાગ પ્રતિસમય વિગ્રહગતિમાં હોય છે, અને વિગ્રહગતિમાં વર્ત્તમાન જીવો અણાહારી છે. શેષ સર્વ દેહસ્થ નિગોદો આહારી હોય છે. તેથી અણાહારીથી આહારી જીવો અસંખ્યાતગુણા છે.

પર્યાપ્તમાં અપર્યાપ્ત અલ્પ છે, તેથી પર્યાપ્ત સંખ્યાતગુણ છે, એ સામાન્ય જીવો આશ્રયી જાણવું. અને વિશેષભેદે વિચારીએ તો બાદર પર્યાપ્તથી બાદર અપર્યાપ્તા અસંખ્યગુણ છે, [અહિં સૂક્ષ્મ જીવોમાં અપર્યાપ્તથી પર્યાપ્તા સંખ્યાતગુણ છે. અને બાદરજીવોમાં સર્વત્ર પર્યાપ્તથી અપર્યાપ્ત અસંખ્યગુણ છે, અર્થાત્ એકેક પર્યાપ્તની નિશ્રાએ અસંખ્ય અસંખ્ય અપર્યાપ્ત ઉત્પન્ન થાય છે, સૂક્ષ્મ જીવોમાં એથી વિપરીત છે કે એકેક અપર્યાપ્તની નિશ્રાએ સંખ્યાતા સંખ્યાતા પર્યાપ્તા ઉત્પન્ન થાય છે, એ રીતે હોવાથી સૂક્ષ્મમાં વિપરીત અલ્પબહુત્વ થાય છે, ને સૂક્ષ્મના કારણથી સામાન્ય જીવોમાં પણ પૂર્વોક્ત અલ્પબહુત્વ (અપ૦થી પર્યાપ્ત સંખ્યાતગુણ) ઉત્પન્ન થાય છે.



योग आदि पदोनुं अल्पबहुत्व

સૂક્ષ્માદિમાં બાદરજીવો સર્વથી અલ્પ છે, તેથી સૂક્ષ્મજીવો અસંખ્યાતગુણ છે, અહિં સૂક્ષ્મ સાધારણ વનસ્પતિ અનન્ત છે તોપણ અનન્તગુણ થાય નહિં કારણ કે જેમ સૂ૦નિગોદજીવો અનન્ત છે તેમ બાદર નિગોદજીવો પણ અનન્ત છે, જેથી બાદરજીવોના અનન્તથી સૂક્ષ્મજીવોનું અનન્ત અસંખ્યાતગુણ મોટું છે–એ ભાવાર્થ.

ભવ્યમાં અભવ્યજીવો સર્વથી અલ્પ છે, તેથી નોભવ્ય નોઅભવ્ય(સિદ્ધ) અનન્તગુણ છે, તેથી ભવ્યજીવો અનન્તગુણ છે.

દિશામાં બાદરજીવો પશ્ચિમદિશિમાં અલ્પ છે, પૂર્વદિશામાં વિશેષાધિક છે, દક્ષિણદિશામાં તેથી પણ વિશેષાધિક છે, અને તેથી પણ ઉત્તરદિશામાં વિશેષાધિક છે. સૂક્ષ્મજીવો પ્રાયઃ ચારે દિશામાં તુલ્ય છે. અહિં બાદરજીવોનું દિશિઓમાં જે અલ્પબહુત્વ કહ્યું તે વનસ્પતિઓના કારણથી છે, કારણ કે બાદરજીવોમાં વનસ્પતિજીવો સર્વથી વિશેષ છે. અને તે બાદરવનસ્પતિઓની ઉત્પત્તિ જળને આધીન છે, જ્યાં જળ વિશેષ ત્યાં બાદરવનસ્પતિ પણ વિશેષ, અને જ્યાં જળ અલ્પ ત્યાં બાદરવનસ્પતિ પણ અલ્પ, પુનઃ ઘણું જળ તો સમુદ્રોમાંજ હોય છે, ત્યાં સમુદ્રોમાં પૂર્વપશ્ચિમ દિશાઓમાં ચંદ્રના દ્વીપો ને સૂર્યના દ્વીપો છે, અને દ્વીપોના સ્થાને જળનો અભાવ છે, અને જળના અભાવે બાદરવનસ્પતિનો પણ અભાવ છે, [દ્વીપોમાં પણ જળાશયાદિ સ્થાને બાદરવનસ્પતિ છે પરન્તુ અતિ અલ્પ હોવાથી અવિવક્ષિત છે], તે કારણથી પૂર્વપશ્ચિમ દિશામાં જીવો અલ્પ છે, તેમાં પણ પૂર્વદિશાથી પશ્ચિમદિશામાં એક વિશેષતા એ છે કે–૧૦૭૬ યોજન ઉંચો, ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળો ગૌતમદ્વીપ નામનો દ્વીપ લવણ સમુદ્રના અધિષ્ઠાયક સુસ્થિત દેવનો છે, જેથી પશ્ચિમદિશામાં દ્વીપ જેટલા ક્ષેત્રમાં જળનો અભાવ હોવાથી બાદરવનસ્પતિ પણ નથી તેથી પૂર્વદિશિના જીવોથી પશ્ચિમદિશિના જીવો અલ્પ હોય છે. તેથી ઓઘે પશ્ચિમ દિશાના જીવ ચારે દિશાથી અલ્પ છે, ને પૂર્વદિશામાં જીવો વિશેષ છે. પુનઃ દક્ષિણદિશામાં ચંદ્રસૂર્યના દ્વીપોના અભાવે જળ ઘણું હોવાથી દક્ષિણ દિશામાં જીવો પૂર્વદિશિથી પણ વિશેષ છે, તથા દક્ષિણથી ઉત્તરદિશિમાં જીવો વિશેષ હોવાનું કારણ કે ઉત્તરદિશિમાં સંખ્યાત યોજનના વિસ્તારવાળા દ્વીપમાં સંખ્યાત

યોજન વિસ્તારવાળું માનસરોવર નામનું સરોવર છે. તેથી ચારે દિશિઓમાં ઉત્તરદિશિમાં જળ ઘણું છે, તેથી જીવો પણ ઉત્તરદિશિમાં ઘણા છે. તથા જે રીતે સામાન્ય જીવોનું દિશિ આશ્રિત અલ્પબહુત્વ છે, તેજ રીતે અપ્કાયનું વનસ્પતિકાયનું દ્વીન્દ્રિયનું ત્રીન્દ્રિયનું ચતુરિન્દ્રિયનું ને તિર્યંચ પંચે૦નું દિશિઆશ્રિત અલ્પબહુત્વ પણ છે. અને અગ્નિ વાયુનું અલ્પબહુત્વ જૂદી રીતે છે તે આ પ્રમાણે:-મેરૂથી પશ્ચિમદિશિએ પશ્ચિમમહાવિદેહની વિજયો અનુક્રમે ઉતરતા (નીચા નીચા) પ્રદેશવાળી છે, તેથી ક્ષેત્ર બાહુલ્યને લીધે મનુષ્ય વસતિ પણ વિશેષ છે અને વિશેષ વસતિમાં અગ્નિનો આરંભ ઘણો હોય છે માટે પશ્ચિમદિશિમાં અગ્નિના જીવો ઘણા છે, તેમજ એ ભૂમિ ઢાળ પડતી હોવાથી છેવટે ૧૦૦૦ યોજન નીચી ગઇ છે, માટે પૂર્વવિદેહથી પશ્ચિમ-વિદેહમાં પોલાણ અધિક હોવાથી, અને પોલાણ ભાગના કારણે વાયુનો સદ્ભાવ વિશેષ હોવાથી પશ્ચિમદિશિમાં વાયુજીવો પણ ઘણા છે.

ऊर्ध्वादिलोकमां-તીર્છાલોકમાં સર્વથી અલ્પ જીવો છે, કારણ કે તીર્છાલોક તો ફક્ત ૧ રજ્જુ વિસ્તારવાળો ને ૧૮૦૦ યોજન જાડો એટલા અલ્પ પ્રમાણનો છે, તેથી ઉર્ધ્વલોકવર્તી જીવો અસંખ્યગુણ છે, કારણ કે તિર્યક્ક્ષેત્રથી ઉર્ધ્વક્ષેત્ર અસંખ્યાતગુણ છે, (દેશોન ૭ રજ્જુ ઉંચું ને ૧ રજ્જુથી ૫ રજ્જુ અનિયમિત વિસ્તારવાળું છે). તેથી અધોલોકવર્તી જીવો વિશેષાધિક છે, કારણ કે ઉર્ધ્વલોકથી અધોલોકનું ક્ષેત્ર કંઈક વિશેષ છે. એ રીતે કેટલાંક પદોનું અલ્પબહુત્વ અહિ દર્શાવ્યું. વિશેષ જિજ્ઞાસુએ શ્રીપ્રજ્ઞાપનાજીના ત્રીજા પદમાં જે અલ્પબહુત્વ કહ્યું છે ત્યાંથી જાણવા યોગ્ય છે. ॥ इति जीवसमासाल्पबहुत्वम् ॥

अवतरणः—આ રીતે જીવવિષયક અલ્પબહુત્વ કહ્યું. હવે અજીવવિષયક કહેવા ઈચ્છતા આ સૂત્ર કહે છે—

**धम्माधम्मागासा तिन्निवि दव्वट्ठिया भवे थोवा। तत्तो अणंतगुणिया पोग्गलदव्वा तओ समया॥२८२॥**

**ગાથાર્થ:**—દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ ધર્મ્માસ્તિકાય અધર્મ્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ ત્રણ થોડા છે અને પરસ્પર તુલ્ય છે. તેનાથો પુદ્ગલદ્રવ્ય અનંતગુણ છે, અને તેનાથી સમયો–કાળ અનન્તગુણ છે.

**ભાવાર્થ:**—દ્રવ્યરૂપ અર્થ–[1]દ્રવ્ય એજ અર્થ તે દ્રવ્યાર્થ. તેનું સ્વરૂપ તે દ્રવ્યાર્થતા. એટલે કે દ્રવ્યસ્વરૂપે વિચારીએ તો ધર્માસ્તિકાય અધર્મ્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ ત્રણ દ્રવ્ય સંખ્યામાં એક એક હોવાથી હવે કહેશે તે દ્રવ્યથી અલ્પ છે, અને પરસ્પર તુલ્ય છે. તેનાથી પરમાણુ દ્વયણુક ત્ર્યણુક યાવત્ અનંત પરમાણુ સુધીના સ્કંધરૂપ પુદ્ગલદ્રવ્ય અનંતગુણ છે. તેનાથી પણ જેના એકના બે ભાગ ન થઈ શકે તેવા કાલના અંશરૂપ સમયો અનંતગુણા છે. પૂર્વોક્ત પુદ્ગલ દ્રવ્યમાં એકેક પરમાણુ દ્રવ્યે તેમજ દ્વિપ્રદેશાદિ સ્કધે ભિન્ન ભિન્ન દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવના સંયોગે અનન્તસમયો ભૂતકાળમાં અનુભવ્યા છે, તેમજ ભિન્ન ભિન્ન દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવના યોગે અનન્ત સમયો ભવિષ્યકાળમાં અનુભવશે. તાત્પર્ય એ કે ભિન્ન ભિન્ન દ્રવ્ય ક્ષેત્ર કાળ

---

૧ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એમ નયના બે પ્રકાર છે. તેમાં દ્રવ્યની મુખ્યતાએ જ્યાં વિચાર કરવામાં આવતો હોય તે દ્રવ્યાર્થિકનય, અને પર્યાયની મુખ્યતાએ જેમાં વિચાર કરવામાં આવતો હોય તે પર્યાયાર્થિકનય. દ્રવ્ય એટલે મૂળ વસ્તુ, અને પર્યાય એટલે મુળ વસ્તુની ભિન્ન ભિન્ન અવસ્થા જેમ જીવ એ મૂળ વસ્તુ હોવાથી દ્રવ્ય છે, અને તેની યુવાન્ વૃદ્ધ નારક તિર્યંચ આદિ જે અવસ્થાઓ છે તે પર્યાય છે. જૈનો મૂળ દ્રવ્યનો નાશ માનતા નથી, પર્યાયોનો નાશ માને છે, પૂર્વ પર્યાય નષ્ટ થાય છે ઉત્તર પર્યાય ઉત્પન્ન થાય છે અને મૂળ વસ્તુ પોતાના સ્વરૂપે કાયમ રહે છે. નીચે ટીકામાં નિરન્વય વિનાશ શબ્દ આવે છે તેનો અર્થ એ છે કે–જેમાં દ્રવ્યનો સંબંધ ન હોય એટલે કે જે દ્રવ્ય નાશ પામે છે તેનો હવે પછી ઉત્પન્ન થનાર દ્રવ્ય સાથે સંબંધ ન હોય તે નિરન્વય વિનાશ કહેવાય છે, આવો વિનાશ જૈનો માનતા નથી. જૈનો તો માત્ર પર્યાયનો નાશ માનતા હોવાથી દ્રવ્યની સાથે સંબંધ રહે છે. જેમ એક મનુષ્ય યુવાન હતો પછી વૃદ્ધ થાય તેમાં યુવાવસ્થાનો નાશ અને વૃદ્ધાવસ્થાની ઉત્પતિ થાય છે પરંતુ તે મનુષ્ય તો છે જ. મનુષ્ય–આત્માનો કંઇ નાશ થતો નથી. એટલે પૂર્વનો પછીની સાથે સંબંધ રહે છે.

અને ભાવ-વર્ણ ગંધ રસ અને સ્પર્શના યોગે દરેક પરમાણુ તેમજ દ્વિપ્રદેશાદિ સ્કંધો ભિન્ન ભિન્ન સમયોમાં અનેક સ્વરૂપને પ્રાપ્ત થયા છે. અને થશે, એટલે અનેક પ્રકારના દ્રવ્યાદિ સંયોગ વડે અનંત સમયો પ્રતિ પરમાણુએ અનુભવ્યા તેમ ભવિષ્યમાં અનુભવશે. માટે પુદ્ગલદ્રવ્યથી સમયો અનંતગુણ કહ્યા છે અને તે બરાબર છે.

અતીત સમયો નષ્ટ થયા છે, અને ભવિષ્યના સમયો ઉત્પન્ન થયા નથી માટે તે હયાત નહિ હોવાથી દ્રવ્યરૂપ નથી. માત્ર વર્તમાન એક સમય જ હયાત હોવાથી તેજ દ્રવ્યરૂપ છે, અને તે એક હોવાથી પુદ્ગલોથી અનંતગુણ નથી એમ પણ ન કહેવું જોઈએ, કારણ કે પૂર્વની સાથે પછીનાનું અનુસંધાન રહે છે. નિરન્વયવિનાશ અને અસત્‌ની ઉત્પત્તિનું અન્યત્ર ખંડન કર્યું છે, પરંતુ જ્યાં પૂર્વાપર સંબંધ રહેતો હોય કે જે વસ્તુ અસત્ ન હોય તેનું ખંડન કર્યું નથી. કાળની વર્તનામાં દ્રવ્યોનો પૂર્વાપર સંબંધ રહે છે, અને દરેક દ્રવ્યો દ્રવ્યરૂપે સત્ હોવાથી કાળના સમયો એકાંત અસત્ નથી, માટે પુદ્ગલથી અનંતગુણ કહેલ છે તે બરાબર છે.

**अवतरणः**—પૂર્વ ગાથામાં ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોનું (અજીવોનું) દ્રવ્યાપેક્ષાએ અલ્પબહુત્વ કહીને હવે આ ગાથામાં એજ અજીવ-દ્રવ્યોનું અલ્પબહુત્વ પ્રદેશોની અપેક્ષાએ કહે છે—

**धम्माधम्मपएसा, तुल्ला परमाणवो अणंतगुणा । समया तओ अणंता, तह खपएसा अणंतगुणा ॥२८३॥**

**गाथार्थः**—ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય એ બેના પ્રદેશો પરસ્પર તુલ્ય છે. તેથી પુદ્ગલપરમાણુઓ (પ્રદેશો પણ) અનંતગુણ છે, તેથી સમયો અનન્તગુણ છે, ને તેથી આકાશપ્રદેશો અનન્તગુણ છે. ॥૨૮૩॥

**भावार्थः**—ધર્માસ્તિકાયના પ્રદેશ અસંખ્યાત તેમ અધર્માસ્તિકાયના પ્રદેશ પણ અસંખ્યાત છે, અને એ બન્નેના પ્રદેશ લોકા-

કાશના પ્રદેશ જેટલા અથવા એક જીવના પ્રદેશ જેટલાજ તુલ્ય અસંખ્યાત છે, એકપણ પ્રદેશ હીનાધિક નથી. જેથી જગતમાં ધર્મ અધર્મ લોકાકાશ ને એક જીવ એ ચારના પ્રદેશ તુલ્ય સંખ્યાએ અસંખ્યાત છે. તથા પરમાણુઓ તેથી અનંતગુણા છે, કારણ કે પરમાણુ વિગેરે સમગ્ર પુદ્ગલાસ્તિકાય પ્રદેશ અપેક્ષાએ અનન્ત છે. અહિં ગાથામાં "परमाणवो=પરમાણુઓ" કહ્યા છે તેથી છૂટા પરમાણુજ ગણવા એમ નહિં પરન્તુ સર્વ સ્કન્ધોના સર્વ પ્રદેશોની સંખ્યા ને પરમાણુઓની સંખ્યા એ બન્ને સંખ્યા એકત્ર ગણીને અનન્તગુણ કહેવા. જો કે કેવળ પરમાણુઓ પણ અનન્તગુણ છે, પરન્તુ અલ્પબહુત્વની પદ્ધતિમાં વસ્તુ દેશાંશે નહિ પણ સર્વાંશે ગણવાની હોવાથી પરમાણુઓ અને સર્વસ્કંધના પ્રદેશો બન્ને જ અલ્પબહુત્વમાં ગણવા. તે પુદ્ગલપ્રદેશોથી પૂર્વોક્ત યુક્તિ પ્રમાણે કાળના સમયો અનન્તગુણ છે. તેથી આકાશપ્રદેશો અનન્તગુણ છે. [ કાળના સમયોથી ક્ષેત્રની અનંતગુણતા શ્રી ભગવતીજીની વૃત્તિમાં સરસ યુક્તિપૂર્વક ઘટાવી છે ત્યાંથી જાણવી]. ॥ इतिअजीव समासाल्पबहुत्वम् ॥

अवतरणः—પૂર્વગાથામાં પાંચ અજીવ પ્રદેશોનું અલ્પબહુત્વ કહીને હવે આ ગાથામાં જીવ સહિત છ દ્રવ્યોનું અલ્પબહુત્વ પ્રદેશની અપેક્ષાએ કહે છે—

**धम्माधम्मपएसेहिंतो जीवा तओ अणंतगुणा । पोग्गलसमया खं पि य, पएसओ तेणऽणंतगुणा ॥२८४॥**

गाथार्थः—ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના પ્રદેશોથી જીવો તથા જીવપ્રદેશો અનન્તગુણ છે, તેથી પુદ્ગલો તથા પુદ્ગલ પ્રદેશો અનન્તગુણ છે, તેથી કાળના સમયો અનંતગુણ છે, અને તેથી આકાશ પણ પ્રદેશો વડે અનન્તગુણ છે ॥૨૮૪॥

भावार्थः—પૂર્વગાથાના ભાવાર્થમાં કહ્યા પ્રમાણે ધર્મા૦ અધર્મા૦ના અસંખ્ય અસંખ્ય પ્રદેશ ( લોકપ્રદેશ જેટલા વા એક-જીવના પ્રદેશ જેટલા ) છે, તેથી જીવો–જીવદ્રવ્યો તથા પ્રદેશો અનન્તગુણ છે, કારણ કે ધર્મા૦ ૧ છે, તેના પ્રદેશો અસંખ્યાત છે,

જીવો અનન્ત છે, ને એકેક જીવના પ્રદેશ અસંખ્ય અસંખ્ય ( ધર્માં૦ના પ્રદેશ જેટલાજ ) છે તો એ રીતે ધર્માં૦ના પ્રદેશોથી જીવદ્ર૦યો અનન્તગુણ છે તો સર્વ જીવપ્રદેશો પણ અનન્તગુણ હોય જ.

તથા જીવદ્ર૦યોથી અને જીવપ્રદેશોથી પણ પુદ્ગલદ્ર૦યો ને પુદ્ગલ પ્રદેશો અનન્તગુણ છે, કારણ કે એકેક જીવના એકેક પ્રદેશે અનન્ત અનન્ત કર્મવર્ગણાઓ છે ને તે સર્વે ગૃહિત પુદ્ગલદ્ર૦યો છે, તે ઉપરાન્ત જીવને અગ્રાહ્ય તથા અગૃહીત ગ્રહણયોગ્ય પુદ્ગલ વર્ગણાઓ તેથી પણ અનન્તગુણ છે ( માટે જીવપ્રદેશોથી પુદ્ગલદ્ર૦યો જો અનન્તગુણ છે તો પુદ્ગલપ્રદેશો તો અનન્તગુણ હોય જ ), તેથી પૂર્વોક્ત યુક્તિએ કાળના સમયો અનન્ત ગુણ છે ( કારણ કે કોઈપણ પુદ્ગલે ભૂતકાળના અનન્ત સમયો અનુભવ્યા છે ને હજી અનન્ત સમયો અનુભવશે ). તેથી આકાશપ્રદેશો અનન્તગુણ છે.

## ॥૬ દ્ર૦યના અલ્પબહુત્વનો સંક્ષિપ્ત સંગ્રહ॥

| | | |
|---|---|---|
| ૧ ધર્માસ્તિકાય દ્ર૦યથી | ૧ | સર્વથી અલ્પ |
| ૨ અધર્માસ્તિકાય દ્ર૦યથી | ૧ | (૧ થી) તુલ્ય |
| ૩ (લોક) આકાશાસ્તિકાય દ્ર૦યથી | ૧ | (૨ થી) તુલ્ય |
| ૪ ધર્માસ્તિકાય પ્રદેશથી | અસંખ્ય | અસંખ્યગુણ (૩ થી) |
| ૫ અધર્માસ્તિકાય પ્રદેશથી | અસંખ્ય | (૪ થી) તુલ્ય |
| ૬ જીવાસ્તિકાય દ્ર૦યથી | અનન્ત | (૫ થી અનન્તગુણ) |
| ૭ જીવાસ્તિકાય પ્રદેશથી | અનન્ત | (૬ થી) અસંખ્યગુણ |



अजीव-द्रव्योनुं अल्पबहुत्व

| | | | |
|---|---|---|---|
| ૮ | પુદ્ગલાસ્તિકાય દ્રવ્યથી | અનન્ત | (૭ થી) અનન્તગુણ |
| ૯ | પુદ્ગલાસ્તિકાય | પ્રદેશથી | (૮ થી) અનન્તગુણ |
| ૧૦ | કાળ સમયો | દ્રવ્યથી | (૯ થી) અનન્તગુણ |
| ૧૧ | કાળ સમયો | પ્રદેશથી | (૧૦ થી) તુલ્ય |
| ૧૨ | આકાશાસ્તિકાય | પ્રદેશથી | (૧૧ થી) અનન્તગુણ |

આ અલ્પબહુત્વ ૬ દ્રવ્યોના દ્રવ્યનું ને પ્રદેશોનું મિશ્રઅલ્પબહુત્વ કહ્યું, જેથી જીવાલ્પબહુત્વ અજીવાલ્પબહુત્વ ને જીવાજીવ-મિશ્રાલ્પબહુત્વ એમ ત્રણ રીતે અલ્પબહુત્વ અનુયોગ કહ્યો ॥इति ९मो जीवाजीवसमासेषु अल्पबहुत्वानुयोगः ॥ इति जीवसमासः ॥२८४॥

**अवतरणः**—એ પ્રમાણે જીવસમાસ પ્રકરણ संतपयपरूवणया ઈત્યાદિ ગાથામાં કહેલાં ૮ અનુયોગ પૂર્વક સમાપ્ત થયું. હવે આ પ્રકરણના ઉપસંહાર તરીકે આ પ્રકરણ ભણવામાં ઉપયોગવાળાને શું ફળ થાય? તે કહે છે—

**बहुभंगदिट्ठिवाए, दिट्ठत्थाणं जिणोवइट्ठाणं । धारण पत्तट्ठो पुण, जीवसमासत्थउवउत्तो ॥२८५॥**

**गाथार्थः**—જે જીવ આ જીવસમાસના અર્થમાં ઉપયુક્ત-ઉપયોગવાળો થાય છે તેજ જીવ જિનોપદિષ્ટ ( સર્વજ્ઞે ઉપદેશેલા ) દૃષ્ટાર્થોને ( જીવાદિ પદાર્થોને ) ઘણા ભંગવાળા દ્રષ્ટિવાદમાંથી જાણીને ધારણ કરવામાં પ્રાપ્તાર્થ-સમર્થ થાય છે ॥૨૮૫॥.

**भावार्थः**—અગિઆર અંગો પણ જેમાંથી ઉદ્ધરાયલાં છે એવું બારમું દ્રષ્ટિવાદ સૂત્ર મહાન્ સૂત્ર છે, ને તે પરિકર્મ-સૂત્ર-પૂર્વાનુયોગ-પૂર્વ-ચૂલિકા એ પાંચ મૂળ ભેદથી ( મૂળ વિભાગથી ) તેમજ ઘણા ઉત્તરવિભાગોથી बहुभंग=ઘણા પ્રકારવાળું છે. તેમાં પણ ચોથા પૂર્વ નામના વિભાગમાં ચૌદ પૂર્વ છે. તથા તે દૃષ્ટિવાદ સૂત્રમાં જીવ અજીવાદિ પદાર્થો શ્રી ગણધર ભગવાને ગુંથ્યા

છે કે જે પદાર્થોને શ્રી જિનેશ્વરોએ અર્થથી પ્રરૂપેલા છે, માટે એવા શ્રી જિનોપદિષ્ટ જીવાજીવાદિ પદાર્થોને જેમાં બહુ વિવરણ પૂર્વક ( ઘણા ભાંગા પૂર્વક ) સંગૃહ્યા છે તેવા પરિકર્માદિ બહુ પ્રકારવાળા અથવા [1]જીવાજીવાદિકના ઘણા ભંગવાળા તે દ્રષ્ટિવાદ સૂત્રમાં ઘણા પ્રકારે સંગ્રહેલા જીવાજીવાદિ પદાર્થોને જાણવામાં તથા ધારવામાં ( સ્મરણ રાખવામાં ) તે જ જીવ પ્રાપ્તાર્થ-સમર્થ થાય છે કે જે જીવ આ જીવસમાસપ્રકરણમાં સમ્યક્ ઉપયોગવાળો હોય, માટે દૃષ્ટિવાદમાંના તે ભાવો સમજવાને વા યાદ રાખવાને આ જીવસમાસ પ્રકરણમાં અથવા આ જીવસમાસના અર્થમાં ઉપયુક્ત-ઉપયોગવાળા થવું ॥૨૮૫॥

**अवतरणः**—પૂર્વગાથામાં "જીવસમાસમાં ઉપયોગવાળો જીવ દ્રષ્ટિવાદમાંના જીવાદિ પદાર્થોને સ્મરણ રાખવા સમર્થ થાય છે" એ એક પ્રકારનું ફળ કહીને પુનઃ એ સિવાય બીજા પ્રકારનું પણ ફળ થાય છે તે આ ગાથામાં કહે છે—

**एवं जीवाजीवे, वित्थरभिहिए समासनिद्दिट्ठे । उवउत्तो जो गुणए, तस्स मई जायए विउला ॥२८६॥**

**गाथार्थः**—એ પ્રમાણે દ્રષ્ટિવાદ વિગેરેમાં વિસ્તારથી કહેલા અને આ પ્રકરણમાં સંક્ષેપથી કહેલા જીવાજીવ પદાર્થોમાં ઉપયોગવાળો થઇને જે જીવ જીવાજીવાદિ પદાર્થોને ગણે-વિચારે તેની મતિ-બુદ્ધિ અતિવિપુલ-વિશાળ થાય છે ॥૨૮૬॥

**भावार्थः**—જીવાજીવ પદાર્થો બારમા દૃષ્ટિવાદ અંગમાં સવિસ્તર કહેલા છે અને આ જીવસમાસ નામના પ્રકરણમાં તેજ જીવાજીવ પદાર્થોને સંક્ષેપથી કહ્યા છે, માટે આ જીવસમાસપ્રકરણમાં સંક્ષેપથી કહેલા જીવાજીવ પદાર્થોમાં ઉપયોગવાળો થઇને જે જીવ એ પદાર્થોને સમ્યક્પ્રકારે તર્ક વિતર્કથી વિચારે તો તે જીવની બુદ્ધિ એ પદાર્થો જાણવામાં અત્યંત વિસ્તૃત થાય છે. ॥ इति जीवा

[1] જીવસમાસવૃત્તિ "પરિકર્મ આદિ પ્રકારથી ઘણા ભંગવાળું" એમ કહ્યું છે, તે મૂળ વિભાગોની અપેક્ષાએ છે, પરન્તુ એમાં જીવાદિ પદાર્થો અનેક ભંગથી ( અનેક પ્રકારે ) કહેલા હોવાથી "જીવાદિ પદાર્થોના ઘણા ભંગવાળું" એમ કહેવામાં વિરોધ નથી—

समासः

आ प्रकरण भणवानुं फळ

जीवसमासप्रकरणं समाप्तं ॥

કેટલીક જીવસમાસપ્રકરણની પ્રતોમાં આ પ્રક્ષિપ્ત ગાથા લખેલી દેખાય છે તે આ પ્રમાણે—

**जीवा पोग्गल समया दव्व पएसा य पज्जवा चेव । थोवाइं अणंताइं, विसेसमहिया दुवेऽणंता ॥१॥**

**ગાથાર્થ**:—જીવો પુદ્ગલો સમયો તથા દ્રવ્યો પ્રદેશો અને પર્યાયો એ ૬ વસ્તુ અનુક્રમે અલ્પ, અનન્તગુણ, અનન્તગુણ, વિશે-વિશેષાધિક, અને બે વાર અનન્તગુણ છે [ એ રીતે ૬ વસ્તુનાં અલ્પબહુત્વપદો જાણવાં ] ॥૧॥.

**ભાવાર્થ**:—[આ ગાથા પ્રક્ષિપ્ત હોવાથી પૂર્વવૃત્તિકર્તાઓએ એની વૃત્તિ કરી નથી તોપણ એ ગાથાની સ્પષ્ટતા માટે વૃત્તિ લખું છું તે આ પ્રમાણે-ઇતિ વૃત્તિકર્તા ].

જીવ પછી પુદ્ગલ પદ છે માટે પુદ્ગલની અપેક્ષાએ જીવો અલ્પ છે ( અનન્તમા ભાગ જેટલા છે, કારણ કે એકેક જીવ વા એકેક જીવના દરેક પ્રદેશ અનન્તાનન્ત કર્મપુદ્ગલ યુક્ત છે, માટે જીવો અનન્તમા ભાગ જેટલા અલ્પ છે અને ) તેથી પુદ્ગલો અનન્તગુણ છે, તેથી પૂર્વોક્ત યુક્તિ પ્રમાણે કાળસમયો અનન્તગુણ છે, તેથી સર્વ દ્રવ્યો વિશેષાધિક છે [અહિં સર્વ દ્રવ્યોમાં ધર્માસ્તિકાય ૧ દ્રવ્ય, અધર્માસ્તિકાય ૧ દ્રવ્ય, આકાશા૦ ૧ દ્રવ્ય, જીવાસ્તિકાય અનન્ત દ્રવ્ય, પુદ્ગલ અનન્ત દ્રવ્ય, ને ત્રિકાલવર્તી અનન્ત સમયો પણ અનન્તદ્રવ્ય એ ૬નો સરવાળો કરતાં જે સંખ્યા આવે તે સંખ્યારૂપ અનંત દ્રવ્યો સમયોથી વિશેષાધિક છે. અહિં સમયો સ્વતઃ અનન્તદ્રવ્ય છે, તેમાં શેષ પાંચ દ્રવ્યની સંખ્યા સમયોથી અનન્તમા ભાગ જેટલીજ છે માટે તે વધારવાથી વિશેષાધિક થાય છે]. અહિં એકેક સમયને સિદ્ધાન્તમાં એકેક દ્રવ્ય તરીકે ગણેલ છે. તથા સર્વ દ્રવ્યોથી એ દ્રવ્યોના સર્વ પ્રદેશો અનન્તગુણ છે, કારણ કે સર્વ દ્રવ્યોથી એક આકાશદ્રવ્યના પ્રદેશોજ અનન્તગુણ છે, તો સર્વ દ્રવ્યના પ્રદેશો સર્વ દ્રવ્યોથી અનન્તગુણ

હોય તેમાં શું આશ્ચર્ય ? તથા સર્વ પ્રદેશોથી સર્વ પર્યાયો અનન્તગુણ છે, કારણ કે એકેક પ્રદેશ પણ સ્વપર્યાયથી અને પરપર્યાયથી અનન્ત અનન્ત પર્યાયોવાળો છે માટે.

એ પ્રમાણે પ્રક્ષિપ્ત ગાથાનો વૃત્તિ અનુસારે ભાવાર્થ કહ્યો. બીજી પણ પ્રક્ષિપ્ત ગાથાઓના ભાવાર્થ સિદ્ધાન્તાનુસારે કહેવા. [જે મુદ્રિત ગ્રંથ ઉપરથી આ અર્થ લખ્યો છે તે ગ્રંથમાં બીજી પ્રક્ષિપ્ત ગાથાઓ લખેલી નથી].

## ॥ श्री वृत्तिकर्त्ताकृत ग्रंथप्रशस्ति ॥

આ વૃત્તિમાં જે જે વસ્તુ લખી છે તે પ્રાયઃ સિદ્ધાન્ત સમુદ્રમાંથી વિચારીને લખી છે, તોપણ એમાં મતિદોષથી જે કંઈ દોષ રહ્યો હોય તે સર્વ દોષ બુદ્ધિમાનોએ શુદ્ધ કરવો. ॥૧॥

શ્રી જીવસમાસ પ્રકરણની આ વૃત્તિ કરીને મેં જે કંઈ પુન્ય ઉપાર્જન કર્યું હોય તે પુણ્યથી જનવર્ગ જીવાદિ તત્ત્વને જાણીને શિવપદ પ્રાપ્ત કરો. ॥૨॥

શ્રી પ્રશ્નવાહનના કુલરૂપી જળ સમુહથી ઉત્પન્ન થયેલ (ઉગેલ), પૃથ્વીતલમાં વિસ્તરતી કીર્તિરૂપ પ્રગટ થયેલી શાખાવાળો, સર્વને સર્વ ઈષ્ટ વસ્તુ આપનારો, જેની ઉંચી વા ઉત્તમ છાયામાં આશ્રિત થયેલ છે ઘણા સુખી ભવ્યજનો જેમાં એવો, તથા જ્ઞાનાદિ પુષ્પો વડે ભરેલો, તથા જ્ઞાનાદિ લક્ષ્મીવાળા આચાર્યો રૂપી ફળોના સમૂહવડે ફળવાળો એવો કલ્પવૃક્ષ સરખો श्रीहर्षपुरीय गच्छ નામનો ગચ્છ છે. ॥૩-૪॥

એ હર્ષપુરીય ગચ્છમાં ગુણરૂપી રત્નો ઉત્પન્ન થવામાં રોહણાચલ પર્વત સરખા, ગાંભીર્ય ગુણમાં સમુદ્ર સરખા, ઉંચાઈમાં (ઉત્તમતામાં) મેરૂપર્વતનું અનુકરણ કરનારા (મેરૂપર્વત સરખા), સૌમ્યપણામાં ચંદ્ર સરખા, સમ્યગ્જ્ઞાનવડે વિશુદ્ધ સંયમવાળા,

પોતાની આચારરૂપી ચર્યાના ભંડાર, શાન્તિવાળા, અને સાધુઓમાં મુગટ સરખા એવા શ્રી જયસિંહસૂરી નામના આચાર્ય થયા. ।।પ।।

રત્નાકરમાંથી (સમુદ્રમાંથી) જેમ રત્ન ઉત્પન્ન થાય તેમ આ આચાર્યના એક શિષ્યરત્ન થયા, તે એવા થયા કે જેના ગુણ ગ્રહણ કરવાને બૃહસ્પતિ પણ સમર્થ હોય એમ હું માનતો નથી [અર્થાત્ બૃહસ્પતિથી પણ અધિક વિદ્યાવાળા થયા]. ।।૬।।

જે શિષ્યરત્નને શ્રી વીરદેવ નામના આચાર્યે શ્રેષ્ઠ મન્ત્રાદિ અતિશયોના ઉત્તમ જળવડે વૃક્ષની માફક સિંચ્યા, તેવા શિષ્યરત્નના ગુણ ગણવાને માટે કોણ સમર્થ થાય? (અર્થાત્ એ શિષ્યરત્ન શ્રી વીરદેવ આચાર્યથી શાસન પામ્યા હતા). ।।૭।।

જે શિષ્યરત્નની આજ્ઞાને મોટા રાજાઓ પણ મસ્તકે ચઢાવતા હતા, તથા જેને દેખીને પ્રાય: અતિદુષ્ટજનો પણ પરમ આનંદ પામતા હતા, તથા જેના મુખરૂપી સમુદ્રમાંથી નિકળતા ઉજ્વલ વચનરૂપ અમૃત પીવામાં તત્પર એવા દેવો સરખા જનો તે દેવો જેમ ક્ષીર સમુદ્રમંથન કરવામાં તૃપ્તિ ન પામ્યા તેમ તૃપ્તિ ન પામ્યા. ।।૮।।

જે શિષ્યરત્ને અતિદુષ્કર તપ કરીને વિશ્વને બોધ આપીને તેવા તેવા પ્રકારના પોતાના ગુણોવડે શ્રી સર્વજ્ઞનું આ શાસન–તીર્થ પ્રભાવિત કર્યું એવા જે શિષ્યરત્નનો ભવ્યજનોની સ્પૃહાવાળો (ભવ્યોને ઈષ્ટ) અને ચંદ્ર સરખો ઉજ્વલ યશ સમગ્ર વિશ્વરૂપી આકાશને ઉજ્વલ કરતો અસ્ખલિતપણે સર્વ દિશાઓમાં વિચરે છે (વિસ્તરે છે). ।।૯।।

તથા જે શિષ્યરત્ને યમુના નદીના પ્રવાહ સરખા નિર્મળ શ્રી મુનીચંદ્રસૂરિના સંસર્ગથી ગંગા નદીની માફક સર્વ પૃથ્વીતલને પવિત્ર કર્યું. ।।૧૦।।

તથા જે શિષ્યરત્ને વિવેકરૂપી પર્વતના મસ્તકે ઉદય પામીને સૂર્યની માફક એ શિષ્યે વિસ્તરતા કલિકાળના પ્રભાવે પ્રગટ થયેલી દુસ્તર અજ્ઞાન પરંપરાની મર્યાદાનો લોપ કર્યો છે (અર્થાત્ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કર્યો છે). તથા પૂર્વ મુનિઓનો લુપ્ત

થયેલો આચારરૂપી માર્ગ જેણે સમ્યગ્જ્ઞાનરૂપી કિરણોવડે પુનઃ પ્રગટ કર્યો-પ્રકાશિત કર્યો છે, એવા શ્રી અભયદેવસૂરિ થયા. તે શ્રી અભયદેવસૂરિવડે પૃથ્વીમાં પ્રસિદ્ધિ પામેલા તથા તેમના શિષ્યાણુ સરખા અને ગીતાર્થ નહિં તોપણ શિષ્યજનોના સંતોષને અર્થે શ્રી હેમચન્દ્રસૂરિએ આ જીવસમાસ પ્રકરણની વૃત્તિ અનુરચી (પ્રથમ રચાયલી વૃત્તિઓને અનુસારે રચી). ॥૧૦-૧૧-૧૨॥

આ ગ્રંથમાં અક્ષરે અક્ષરની ગણત્રી કરતાં સર્વ ગ્રંથ સમૂહના અનુષ્ટુભવૃત્તવાળા શ્લોક છ હજાર છસો સત્તાવીસ થાય છે. (૬૬૨૭ શ્લોક થાય છે). ॥૧૩॥

॥ इति जैनाचार्य श्रीमद् विजयनेमिसूरीश्वर प्रशिष्य श्री वल्लभविजयजी सदुपदेशतः पंडित चंदुलाल विरचितः श्रीजीवसमासप्रकरणस्य भावार्थः समाप्तः ॥

